આચાર્ય ચક્રચૂડામણિ.

# શ્રીમદ્ વલ્લભાચાર્યજી

## ( આચાર્યશ્રી મહાપ્રભુજી )

નું

# જીવનચરિત્ર.

તેમણે સ્થાપેલા ભક્તિ સંપ્રદાયના સિદ્ધાંતનું દિગ્દર્શન, આચાર્યશ્રી
વિરચિત દ્વાદશ ગ્રંથોનો સાર, ઇત્યાદિ સમેત.

રચનાર,

**લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ.**

( જજ્જ, રમોલકોઝ કોર્ટ, અમદાવાદ. )

---

**પ્રથમાવૃત્તિ.**

---



---

**અમદાવાદ,**

યુનિયન પ્રિંન્ટીગ પ્રેસ કંપની લીમીટેડમાં મુદ્રિત.

---

**કિંમત રૂ. ૨-૦-૦**

# અનુક્રમણિકા.


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| | પ્રસ્તાવના. | |
| | ઉપોદ્ઘાત. | ૧ |
| | વિક્રમની ૧૫મી તથા ૧૬મી સદીની રાજકીય, ધાર્મિક, અને સામાજીક સ્થિતિ. | |
| ૧ | શ્રીમદ્ વલ્લભાચાર્યજી સંબંધી પ્રાસ્તાવિક હકીકત. | ૧ |
| | પૂર્વજપરંપરા, જન્મ, બાલ્યાવસ્થા. | |
| ૨ | ઉપનયન સંસ્કાર અને વિદ્યાભ્યાસ. | ૧૨ |
| ૩ | પરિક્રમાનો આરંભ. | ૧૫ |
| | કાશી, ચિત્રકૂટ, ચંપારણ્ય, વિંધ્યાચલ. અગ્રહાર, વિદ્યાનગર. | |
| ૪ | વિદ્યાનગર અને આચાર્યશ્રીનો કનકાભિષેક. | ૨૩ |
| | વિદ્યાનગરનું વર્ણન, કૃષ્ણદેવનો ઇતિહાસ, મહાવાદ, વિજય, કનકાભિષેક, આચાર્ય પદવી, રાજાને ધર્મોપદેશ. | |
| ૫ | બિલ્વમંગળની મુલાકાત અને આચાર્યશ્રીનું વિદ્યાનગરથી દક્ષિણ તરફ પ્રયાણ. | ૩૯ |
| | બિલ્વમંગળનો મેળાપ; વિષ્ણુસ્વામીનું ચરિત્ર; વ્યાસજીનાં દર્શન; રાજવિષ્ણુસ્વામી; આચાર્યપરંપરા; કૃષ્ણદેવને ઉપદેશ; વિદ્યાનગરથી વિદાયગીરી. | |
| ૬ | દક્ષિણયાત્રા—વિદ્યાનગરથી રામેશ્વર. | ૫૧ |
| | કૃષ્ણદાસ મેઘન; ઋષ્યમૂક પર્વત; કુમારપદ; શ્રીશૈલ; કાંચી; નીલકંઠાચાર્ય સાથે વાદ; પક્ષીતીર્થ; ચિદંબર; વૈદ્યનાથ; કુંભકોણમ્; દક્ષિણ દ્વારકા; વૈષ્ણવના ધર્મ; ગુરૂ લક્ષણ; તંજાવર; શ્રીરંગજી; રાઘવાચાર્યની સાથે સંવાદ; દક્ષિણ મદુરા. | |
| ૭ | દક્ષિણયાત્રા—રામેશ્વરથી કન્યાકુમારી. | ૬૫ |
| | દક્ષિણકાશી; રામેશ્વર; વીર માહેશ્વર; વીર વૈષ્ણવને બોધ; તામ્રપરણીમાં કાળ પુરૂષ; રાજાને ઉપદેશ; રાજધર્મ; ભક્તના પ્રકાર; ભક્તિ-સ્વરૂપ; આલવાલ; શઠકોપ; રામાનુજની કથા; તોતાદ્રિ; તુલસીમાલા; કન્યાકુમારી; | |
| ૮ | સુંદરેશ્વરથી સુબ્રહ્મણ્યક્ષેત્ર. | ૭૬ |
| | પદ્મતીર્થમાં બ્રહ્મરાક્ષસ; શાંડિલ્ય રૂષિ; માહીષપુરના રાજાને ઉપદેશ; તપ્તમુદ્રાવાદ; સુબ્રહ્મણ્ય ક્ષેત્રમાં ભક્તિ વિષે સંવાદ. | |
| ૯ | સુબ્રહ્મણ્યક્ષેત્રથી વિદ્યાનગર. | ૯૨ |
| | ઉડુપ; મુદ્રા; ભેદવાદ; ગોકર્ણ; માહેશ્વર; પાશુપત; તાંત્રિક; કૌલ; વામ; ભક્તિ; ચંદ્રગિરિ; પંચપૂજા; પૌરાણિક ઉપાસના; | |

**૧૦ વિદ્યાનગરથી પંઢરપુર. ૧૦૯**

વિદ્યાનગરની બીજી મુલાકાત; ધર્મોપદેશ; સેવા અને ભક્તિ; વિરાજ ક્ષેત્ર; કર્મી અને જ્ઞાની; વિરાગી ભક્તો; જ્ઞાનદેવના શિષ્યોને ઉપદેશ.

**૧૧ નાસિકથી મથુરા. ૧૨૦**

શંકરની આરાધના; નર્મદા તટે મૃગશાવ અને રાજપુત્ર; સાંદીપિનીમાં ઘટસરસ્વતી; મુચુકુંદની ગુફા—મથુરા.

**૧૧ અ ગોકુળ અને ભક્તિમાર્ગની સ્થાપના. ૧૩૧**

ગોકુળ- દૈવીજીવોના ઉદ્ધારસંબંધી વિચાર, ગોકુળચંદ્રમાજીએ આપેલી ગદ્ય મંત્રની દીક્ષા: દામોદરદાસનું નિવેદન; સિદ્ધાંત રહસ્ય; બ્રહ્મસંબંધ મહાયજ્ઞ; નિવેદન સિદ્ધાંત. બાલબોધ અને સિદ્ધાંત મુક્તાવલી, પુષ્ટિપ્રવાહ મર્યાદા ભેદ: સિદ્ધાંત મુક્તાવલી તથા સિદ્ધાંત રહસ્યના ફલિતાર્થ.

**૧૨ ભક્તિમાર્ગની સ્થાપના, પુષ્ટિ અને મર્યાદા વિગેરે. ૧૫૮**

પુષ્ટિ વિચાર: મર્યાદાવિચાર; મર્યાદામાર્ગ અને પુષ્ટિમાર્ગનો મુકાબલો; પુષ્ટિમાર્ગ લક્ષણ; પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ: ઉપાસના, સેવા, પૂજા, ભક્તિ, મર્યાદાભક્તિ અને પુષ્ટિભક્તિ; બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈતનું સ્વરૂપ: આત્મનિવેદન અને સેવાની જરૂર: સેવાફળ.

**૧૩ વ્રજયાત્રા અને અંબિકાવન. ૧૮૫**

વ્રજયાત્રા; બહુલાવન: કામવન અને પિશાચ: અજગર અને કીડીઓ: ગુરૂલક્ષણ: નરહરિયતિ: બ્રહ્માની ઉપાસના: શક્તિપૂજા;

**૧૪ ગુજરાતની યાત્રા. ૧૯૭**

સિદ્ધપુર; માયાવાદનું ખંડન: બ્રાહ્મણોની પૂજા; મૂર્તિપૂજા; પાટણમાં જૈનો સાથે સંવાદ; અને તેમને ઉપદેશ. વડનગર, ખેરાળુમાં બ્રાહ્મણીને બોધ; ભાનુક્ષેત્ર; બહુચરાજીમાં માંસભક્ષણનિષેધ:

**૧૫ કાઠિયાવાડ અને સિંધમાં પ્રયાણ. ૨૦૫**

ત્રગડી; સિદ્ધાચલમાં જૈન સમાગમ; ગિરનાર; દ્વારકામાં વાદ. ખંભાળિયામાં પ્રેતોદ્ધાર; વાદો, વાલો, અને નારાયણ; સિંધ; હિંગળાજ માતા; માગધ બૌદ્ધનો સમાગમ. રોહરી, રેવાલસર.

**૧૬ ઉત્તરયાત્રા. ૨૩૨**

કુરૂક્ષેત્ર; જગદાનંદ અને રામાનંદ; હરદ્વારાદિ; કનોજમાં દામોદરદાસ સંભલવાળા; નૈમિષારણ્યમાં નૈષ્કર્મ્ય સંબંધી વ્યાખ્યાન; શિવગયામાં પ્રેતોદ્ધાર; ગંગાસાગર.

**૧૭ પશ્ચિમયાત્રા અને પ્રથમ પરિક્રમાની સમાપ્તિ. ૨૪૦**

વૈતરણી; જગન્નાથજીમાં વાદાદિ; મંદાર મધુસૂદન; મહેંદ્ર પર્વતપર દેવદર્શનાચાર્યનો શિષ્ય; પ્રથમ યાત્રાની સમાપ્તિ.

૧૮ બીજીયાત્રા. ૨૪૯

મંગળપ્રસ્થ; લોહગઢ; પંઢરપુરનું ઇતિવૃત્ત; દ્વારકા; નાગમતી નદી; સિદ્ધપુરમાં પુત્રાર્થી દંપતી; વ્રજમાં શ્રીગોવર્ધનનાથજીનું ઇતિવૃત્ત; કૃષ્ણદાસને વરદાન; જગદીશ; બીજી યાત્રાની સમાપ્તિ. લગ્ન, ત્રીજી યાત્રાનો આરંભ.

૧૯ ત્રીજી યાત્રા. ૨૬૬

વૈદ્યનાથ તરૂખંડ; પ્રભુનાં પ્રિયાપ્રિય; મહંતોનો શ્રીનાથજીની સેવા કરવાનો વિચાર; પ્રભુદાસજલોઠા; કાશીમાં રાણાવ્યાસ; લોહાર્ગલ; બદરીકાશ્રમમાં વ્યાસદર્શન; આગ્રા; અડેલ;

૨૦ ત્રીજી યાત્રા પછીનો વૃત્તાન્ત. ૨૭૧

કાશીમાં બ્રહ્મભોજન, વાદ, અને પત્રાવલંબન; પત્નીનું ગર્ભાધાન: દેવભટ્ટ; સુરદાસનું ઇતિવૃત્ત: કુંભનદાસ: કૃષ્ણદાસ અધિકારી; કેશવભટ્ટ કાશ્મીરી; મથુરામાં યવનની ઉપાધિ; માધવભટ્ટ; વ્રજયાત્રા; અડેલ; શ્રીગોપીનાથજીનો પ્રાદુર્ભાવ; પ્રયાગમાં જ્યોતિષ્ટોમ; કૃષ્ણચૈતન્યનો સમાગમ; પરમાનંદદાસ; ગુજરાતમાં પ્રવાસ: નવરત્ન ગ્રંથ.

૨૧ વિવિધવાર્તા. ૩૦૭

દેવા બ્રાહ્મણી; દામોદરદાસ હરસાની; સંભલવાળા; કૃષ્ણચૈતન્ય: રૂપસનાતન અને જીવગોસ્વામી: અલીખાન; દીનકરદાસ; ગોપાળદાસ ગોડીઆ; કૃષ્ણદાસમેઘન; પ્રભુદાસજલોટા; ગોવિંદાનંદતીર્થ.

૨૨ આચાર્યશ્રીનું ઉત્તર ચરિત્ર: સંન્યસ્ત અને શ્રીહરિના ધામમાં પધારવું. ૩૨૧

૨૩ આચાર્યશ્રીએ રચેલા ગ્રંથો. ૩૨૭

૨૩अ સિદ્ધાંતકોટિમાં મૂકી શકાય એવા છ લઘુ ગ્રંથોનો સાર. ૩૩૭

બાલબોધ; પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ; ચતુઃશ્લોકી; સેવાફલ; શ્રુતિગીતા; નિરોધલક્ષણ.

૨૪ આચાર કોટિમાં મૂકી શકાય એવા છ લઘુ ગ્રંથો. ૩૫૮

કૃષ્ણાશ્રય; વિવેકધૈર્યાશ્રય; ભક્તિવર્દ્ધિની; નવરત્ન; અંતઃકરણપ્રબોધ; સંન્યાસનિર્ણય;

૨૫ પુનરવલોકન. ૩૭૯

૨૬ પરિશિષ્ટ अ. ૩૯૯

૨૭ સૂચીપત્ર. ૪૦૦

૨૮ શુદ્ધિપત્ર.

# પ્રસ્તાવના.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજી અને એમણે પ્રતિપાદન કરેલા ભક્તિ-સંપ્રદાયસંબંધી જનસમાજમાં વધારે પ્રકાશ થવાની જરૂર છે, એમ અમને અમારા અવલોકન, અનુભવ, અને અભ્યાસથી જણાયું છે. એ જરૂર કાંઈક અંશે પુરી પાડવા માટે અમારા અભ્યાસનું ફળ એક નોંધસંગ્રહ તરીકે આ પુસ્તકદ્વારા જનસમાજની સેવામાં અમે મુકીએ છીએ.

જીવન ચરિત્રનો આકાર મુકરર કરવામાં ઘણે ભાગે "યદુનાથ વિજય" અને "વલ્લભદિગ્વિજય" ભાગ પેહેલાનો આધાર લીધો છે; અને સિદ્ધાંતના વિવરણમાં આચાર્યશ્રીએ સ્વતઃ રચેલા મૂલ ગ્રંથોનોજ પ્રધાનપણે આધાર લીધો છે.

શ્રીયદુનાથવિજય સંવત્ ૧૬૫૮ માં આચાર્યશ્રીના પૌત્રે રચેલા જણાય છે. અમોને મળેલી તેમજ અમોએ જોયેલી પ્રતો આધુનિક સમયમાં ઉતારેલી લાગે છે. આ પ્રતોમાં કોઈક કોઈક સ્થળે ક્ષેપક (આચાર્યશ્રી રચિત ગ્રંથોથી ભિન્ન) હકીકત માલમ પડે છે. કોઈ પ્રાચીન પ્રત હવે પછી અમોને મળશે, તો તેનો યોગ્ય ઉપયોગ કરીશું.

શ્રીવલ્લભદિગ્વિજય (ભાષામાં) બાબુ સીતારામકૃત, તેમજ શ્રીવલ્લભચરિત્ર નામનો સંસ્કૃત ગ્રંથ શ્રી વિઠ્ઠલનાથજીના સેવક મુરલીધરદાસનો રચેલો છે તે પણ અમે વાંચેલો છે. તે સિવાય બીજા અનેક ગ્રંથો જે જે અમને ઉપલબ્ધ થયા તે પણ વાંચ્યા છે. જે જે ગ્રંથોનો અમોએ આધાર લીધો છે તે ગ્રંથોનાં નામ સ્થળે સ્થળે આપેલાં છે.

વિદ્યાનગરમાં થયેલા પ્રખ્યાત વાદસંબંધી સવિસ્તર હકીકત અવકાશ અને શોધની સંપૂર્ણતાના અભાવે અમે આપી શકયા નથી; તેથી એ વાદનું પરિણામજ સંક્ષેપમાં આપી સંતોષ માન્યોછે.

આ પુસ્તકમાં જે જે સ્થળો અને મનુષ્યોનાં નામ લખ્યાં છે તે તે સ્થળો અને મનુષ્યો કલ્પિત નથી પણ ખરાં છે, એમ અન્ય પુસ્તકો ઉપરથી તથા બીજા પુરાવા ઉપરથી સાબીત થઇ શકે એમ છે. દૃષ્ટાંત તરીકે પૃષ્ટ ૨૦૭ માં જે મહીધર દેસાઈનું નામ આપ્યું છે, તે મહીધર દેસાઈના વંશજોમાં અમદાવાદના બ્રહ્મક્ષત્રી રા. બા. નરસિંહલાલ રેવાંદાસ દેસાઈ વગેરે છે. તેમજ બસેંબાવન વૈષ્ણવોની વાર્ત્તાઓમાં ગોધરાના નાગજી દેસાઇનું જે નામ આવે છે તેમના વંશજમાં નડીયાદની હાઈસ્કુલના હેડ માસ્તર રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ છે. તેમજ જે જે વૈષ્ણવોના ઘરમાં આચાર્યશ્રીની બેઠક હતી એમ લખ્યું છે, તે તે વૈષ્ણવોના સીધી કે આડી લીટીના વંશજોના તાબામાં હાલ સુધી એ બેઠકોનો મ્હોટો ભાગ છે.

આ પુસ્તકમાં કોઈપણ લખાણ અમુક વ્યક્તિ કે વર્ગના ઉપર આક્ષેપ કરવાના હેતુથી કરેલું નથી, એ વાત વાંચકને યાદ રાખવાની વિનંતિ છે.

આ પુસ્તક રચવામાં નડીયાદના શ્રીગોકુલનાથજીના મંદિરના શાસ્ત્રી મોહનલાલ કાશીરામ તથા રા. રા. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી એમ. એ. ના તરફથી ઘણી અમૂલ્ય મદદ મળી છે, એ ખાતે એમનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આખો ગ્રંથ અને વિશેષે કરીને સિદ્ધાંત ભાગ જુદે જુદે વખતે થઇને એ બન્ને વિદ્વાનોએ તપાસેલો છે. જુજ કાગળો પોરબંદરવાળા ગોસ્વામી શ્રીજીવનાચાર્યજીને પણ બતાવવામાં આવ્યા હતા.

આ પુસ્તક સંબંધી ટીકા, ચર્ચા, કે સૂચનાઓ અમને સુજ્ઞ વાંચકો મોકલી આપશે તો તેનો ઉપકાર સાથે હવે પછી યોગ્ય ઉપયોગ કરવામાં આવશે.

આ પુસ્તક છપાવવામાં ઘણી કાળજી રાખ્યા છતાં કોઈ કોઈ સ્થળે ભૂલો રહી ગઈ છે. મ્હોટી ભૂલો સુધારવાને આ પુસ્તકને છેડે શુદ્ધિપત્ર આપ્યું છે.

વિદ્વાનો ધર્મના રક્ષકછે તેથી હું તેમને આચાર્યશ્રીના સ્થાપન કરેલા ભક્તિમાર્ગનો અભ્યાસ કરવા વિનંતિ કરૂં છું. સર્વ આચાર્યોને પણ પ્રાર્થના કરૂંછુંકે, એતન્માર્ગીય જ્ઞાનનો પ્રસાર કરવાને તેઓ યોગ્ય યત્ન કરે.

ગયે વર્ષે મળેલી વૈષ્ણવ પરિષદ્‌ને આચાર્યવર્ગ તરફથી મળેલું ઉત્તેજન આશાજનક લાગે છે, અને તેથી હું આશા રાખું છું કે વૈષ્ણવો, અને વિશેષે કરીને વૈષ્ણવ પરિષદ્‌ના અગ્રેસરો શિથિલ નહિં થતાં સતત્ યત્ન કરવો જારી રાખશે.

પ્રભુ કૃપાથીજ આ કૃતિ હાથ ધરવાની પ્રેરણા અને તેને ફલિભૂત કરવાની જોગવાઇ મળી આવી છે, તો તે કૃપાનું ફલ હું શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણારવિંદમાંજ સપ્રેમ નિવેદન કરૂં છું.

**અમદાવાદ,**

સંવત ૧૯૬૩, માઘ,
કૃષ્ણપક્ષ, વિજયાએકાદશી.
તા. ૯ ફેબ્રુઆરી ૧૯૦૭.

**લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ.**

# उपोद्घात.

ધર્મ સંબંધી મહાન્ સુધારો કરનાર, આર્ય અનાર્ય સર્વ પ્રજાઓને આ કલિયુગમાં સહેલાઈથી સાધી શકાય એવો ધર્મમાર્ગ બતાવનાર, પંડિત-શિરોમણિ, રુઢ-યોગી, મહાન્ પરોપકારી તથા પાખંડ અને વહેમનું ખંડન કરનાર **શ્રીમદ્ વલ્લભાચાર્યજીનો** જન્મ સંવત **૧૫૩૫** સન ૧૪૭૯ માં થયો હતો.

**આચાર્યશ્રીનો જન્મ.**

દરેક દેશના સુધારાનો ઇતિહાસ વાંચતાં માલમ પડે છે કે જે જે કાળમાં જે જે સુધારા કરવામાં આવ્યા છે તે તે કાળના જનસમાજની રાજકીય, સામાજીક અને ધાર્મિક સ્થિતિને અનુસરીને કરવામાં આવ્યા છે. એટલા માટે આચાર્યશ્રીએ ધર્મ સંબંધી જે મહાન સુધારો કરવાના ઉદ્દેશથી બ્રહ્મવાદ ( જે શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના નામથી ઓળખાય છે તે ) અને ઉત્કૃષ્ટ ભક્તિમાર્ગ પ્રતિપાદન કરી તત્ સંબંધી દુનિયાને જે ઉપદેશ આપ્યો, તેનું યથાર્થ સ્વરૂપ સમજવાને માટે, એમના સમયમાં અને તે પહેલાં, હિંદુસ્થાનની રાજકીય, સામાજીક અને ધાર્મિક સ્થિતિ કેવી હતી તેનો કાંઇક ખ્યાલ આપવાની જરૂર છે.

## રાજકીય સ્થિતિ.

આચાર્યશ્રીના જન્મ પહેલાં દિલ્હીના બાદશાહ અલાઉદ્દીને સન ૧૨૯૭ માં ફરીને ગુજરાત જીતી લીધું. રણથંભોર જીત્યા પછી ચિતોડગઢ જીતી સિસોદિયા રજપુતોને તેણે કેટલેક દરજ્જે વશ કર્યા. ચિતોડ જીત્યું તે વખતે રાણીઓ અને બીજી સ્ત્રીઓ મળી તેર હજાર સ્ત્રીઓ ચિતામાં પડી બળી મરી. બાદ અલાઉદ્દીને મુગલોની પાંચ સ્વા-

**મુસ્લીમ સત્તાનો ઉદય.**

રીઓને હઠાવી પકડાયેલા સરદારોને હાથીના પગ તળે કચરાવી માર્યા, અને સાધારણ સિપાઈઓને બકરાંની માફક કતલ કર્યા. પોતાના જે ભત્રિજાઓએ દંગો કર્યો હતો તેમને પ્રથમ આંધળા કરી માથાં કાપી નાંખ્યાં (ઇ. સ. ૧૩૦૦).

તે પછી સન ૧૩૦૩ માં અલાઉદ્દીને પોતાના ખોજા ગુલામ મલીક કાકુરને દક્ષિણ તરફ વરંગુળના હિંદુ રાજા ઉપર ચઢાઈ કરવા મોકલ્યો. તેણે માળવા, ખાનદેશ અને મહારાષ્ટ્રમાં જીત મેળવી મહારાષ્ટ્રનું પાટનગર દેવગિરિ જીતી લીધું. પછી કર્ણાટકપર સ્વારી કરીને દક્ષિણમાં હિંદને છેડે રામસેતુ પર્યંત પોહોચી ત્યાં મસીદ બંધાવી.

દિલ્હીમાં કેટલાક મોગલોએ કારસ્તાન કર્યાં તેથી અલાઉદ્દીને તેઓમાંના ૧૫૦૦૦ ને કતલ કર્યા અને તેમના કબીલાને ગુલામ કરી વેચ્યા. અંતે ૧૩૧૫ માં અલાઉદ્દીનને તેના માનીતા સરદાર કાકુરે ઝેર દેઈ મારી નાંખ્યો. તે પછી રાજ્યસત્તા ખુશરૂખાનના હાથમાં આવતાં તેણે કાપુરને મરાવ્યો; અને પોતે ગાદી બથાવી પડ્યો. તે મૂર્તિઓને મસીદોમાં મુકાવી તેમનું અપમાન કરતો. ફોજે ફિતુર કરી એને મારી નાંખ્યો. બળવાખોરોનો આગેવાન ધ્યાસુદ્દીન તઘલક પછી ગાદીએ આવ્યો. તેણે દિલ્હીમાંથી રાજધાની ખસેડી ત્યાંથી ચાર માઈલ ઉપર કરી અને તેનું નામ તઘલખાબાદ પાડ્યું.

ધ્યાસુદ્દીનનો દીકરો મહમ્મદ તઘલક હતો. તે ક્રૂર અને નિર્દય હતો. માણસનાં દુઃખની એને દરકાર નહોતી. તેણે ઇરાન ઉપર સ્વારી કરવાને ફોજ જમાવી પણ પગાર આપી નહિ શકવાથી તે ફોજે વિખરાઇ જતાં ઉલટો તેનો મુલક લુંટ્યો. તેણે ચીન ઉપર ચઢાઇ કરવાને એક લાખ ફોજ ભેગી કરી. આ ફોજનો મોટો ભાગ હિમાલયના ઘાટોમાં નાશ પામ્યો. દક્ષિણમાં દેવગિરિમાં વસવાની ઇચ્છાથી તે દિલ્હીના તમામ રહેવાશીઓને દિલ્હીથી

દેવગિરિ ઘસડી ગયો. દિલ્હી અને દેવગિરિ વચ્ચે આઠસેં માઈલનો અંતર છે. દુઃખી થતા લોકની અરજી સાંભળી તેમને બેવાર પાછા દિલ્હી જવા દીધા; અને દિલ્હીમાંથી નહિ નીકળે તેને મોતની સજા ફરમાવી બે વાર તેમને દેવગિરિ જવાની ફરજ પાડી. એમ કરવાથી હજારો નગરવાસીઓ મરી ગયા. રૂપાના સિક્કાને બદલે એણે ત્રાંબાનાણું ચલાવ્યું. એમ કરવાથી પરદેશી વેપારીઓએ ત્રાંબાના સિક્કા લીધા નહિં અને વેપાર બંધ પડ્યો. વળી તેને કર વેરાને પટે રૂપાને બદલે ત્રાંબાનાણું લેવું પડ્યું. આ પ્રમાણેની ગાંડી રાજ્યનીતિને લીધે પુષ્કળ બંડ થયાં. તેના ભત્રિજાએ માળવામાં દંગો કર્યો તેથી તેને પકડાવી તેની ચામડી ઉતરડાવી નાંખી.

કર્ણાટક અને તેલંગનાં હિંદુ રાજ્યોએ પાછાં સ્વતંત્ર થઈ પોતાના રાજ્યમાંનાં મુસલમાન થાણાં ઉઠાડી મુકયાં. દક્ષિણના સુબાઓએ બળવા કર્યા અને ગુજરાત, માળવા અને સિંધમાં પણ ફિતુર ઉઠયાં. એને જમીનવેરો દશથી પંદરગણો વધાર્યો. તેથી ઘણા લોકોએ ખેતી કરવી છોડી દેઇ લુંટફાટ કરવા માંડી. મૃગયા રમવાને માટે ઠરાવી રાખેલી હદમાં જેઓ પેસતા તેમની તે કતલ કરાવતો. પશુઓની માફક મનુષ્યોનો પણ તે શિકાર કરાવતો. મોટી ફોજને એક પ્રદેશની આસપાસ મોકલી વચમાં આવેલા તમામ લોકોને તે મરાવી નાંખતો. એક વખત કનોજ શેહેરમાં આવી રીતે કતલ કરાવી બધા લોકને તેણે મારી નંખાવ્યા. સિંધનો બળવો બેસાડવા ગયો એટલામાં તે સન ૧૩૫૧ માં મરણ પામ્યો.

મહુમ્મદ તઘલક પછી એનો દીકરો ફિરોજશાહ ગાદીએ આવ્યો તેણે દયાળુપણે રાજ્ય કર્યું. પણ બંગાળા અને દક્ષિણનાં મુસલમાની રાજ્યોનું સ્વતંત્રપણું એને કબુલ કરવું પડયું. એણે યમુનાંની નહેર બંધાવી, તળાવ ખોદાવ્યાં અને મુસાફરખાનાં, મસીદો, દવાખાનાં અને પૂલો બંધાવ્યાં.

સન ૧૩૯૮ માં તાર્તરીના તેમર્લેને હિંદ ઉપર હુમલો કર્યો.

દિલ્હીના કોટની થડમાં સુલતાનને હરાવી તે રાજ્યધાનીમાં પેઠો. અને પાંચ દિવસ સુધી કતલ ચલાવી. થોડા વખત પછી તે પાછો જવા નીકળ્યો. ગંગા ઓળંગીને મીરતમાં તેણે ભારે કતલ ચલાવી અને ત્યાંથી હરદ્વાર થઈ મધ્ય એશિયામાં ગયો.

દિલ્હીની શાહેનશાત.

સન ૧૪૧૪ માં તઘલક ઓલાદનો અંત આવ્યો. તે પછી સૈયદોએ ૧૪૫૦ સુધી રાજ્ય કર્યું અને તે પછી લોદી વંશનું રાજ્ય થયું. આચાર્યશ્રીના જન્મ વખતે લોદી વંશનો બાદશાહ સુલતાન બેહેલુલ રાજ્ય કરતો હતો. તે સન ૧૪૫૦ માં ગાદીએ બેઠો હતો, તેણે દિલ્હીની આસપાસનાં રાજ્યોનો થોડોઘણો મુલક દબાવ્યો, અને તે રાજ્યોને પોતાની સર્વોપરિ સત્તા માન્ય કરવાની ફરજ પાડી. ગંગા નદીની પૂર્વનો અને બિહારની ઉત્તરનો મુલક તેણે જુવાનપુરના રાજ્ય પાસેથી જીતી લીધો, અને સુલતાન હુશેનશાહ શેરખીને બિહાર તરફ કાઢી મુકયો.

સુલતાન બેહેલુલ લોદીના પછી સુલતાન સિકંદર લોદી સન ૧૪૮૮ માં ગાદીએ બેઠો. તેણે દિલ્હીના રાજ્યની હદ વધારી, બિહાર જીતી લીધું, બંગાળા ઉપર હુમલો કર્યો, અને ત્યાંના સુલતાન અલાઇદ્દીન સાથે તહનામું કર્યું. તેથી એને બિહાર, તિરહૂત, સરકાર અને સાહરાન મળ્યાં, અને જે મુલક એણે જીતી લીધો હતો તે પણ રાખવાનો હક્ક મળ્યો. પશ્ચિમ તરફ ધૂળપુર અને ચંદેરીનો તેણે કબજો લીધો. ગ્વાલીઅરના અને બીજા રાજાઓ તેને તાબે થયા. તેથી કરીને તેના મોત વખતે તેની પાસે પંજાબ, દુઆબ, અયોધ્યા, લખનૌ, જુવાનપુર, બિહાર અને યમુનાં નદીની પશ્ચિમે સતલજથી બુદેલખંડ સુધીનો મુલક હતો.

આ બધા મુલકો એક રાજ્ય નીચે હતા તો પણ તેની અંદર અનેક સ્વતંત્ર નાનાં રાજ્યો, જાગીરો અને ઠકરાતો હતી, અને તે ઉપર રાજા, ઠાકોર, જાગીરદાર અથવા દિલ્હીથી મોકલેલા

સુબાઓની હકુમત હતી. લોદી વંશના બાદશાહોએ રાજ્યનો સઘળો કારભાર અને જોખમદારીની જગાઓ તેમના દેશીઓને એટલે અફ્ઘાન સરદારોને આપી હતી. તેથી મુખ્ય જાગીરો તેમના હાથમાં હતી અને તેઓ તે પોતાની માલકીની છે એમ સમજતા.

સિકંદરનો છોકરો ઈબ્રાહિમ લોદી સન ૧૫૧૮ માં ગાદીએ બેઠો. તે વખતે મુખ્ય અફ્ઘાન સરદારોએ ઠરાવ કર્યો કે તેના ભાઈ જીલાલખાનને જુવાનપુરની ગાદી આપવી. આ વાત ઈબ્રાહિમને પાછળથી પસંદ પડી નહિ, તેથી તેણે જીલાલખાનને બોલાવવા મોકલ્યું. તે આવ્યો નહિ ત્યારે તેના ઉપર જાદુ વગેરેની અજમાએશ કરી. જાદુ વગેરેની એના ઉપર અસર થઇ નહિ, ત્યારે બાદશાહે બિહારના સુબા દરિયાખાન લોહાણી અને અયોધ્યા અને લખનોના શેખજાદાને પોતાની તરફેણમાં લીધા. બીજા સરદારોને ઓદ્ધા અને બક્ષિસો આપી. આથી જીલાલ ગભરાયો. ઈબ્રાહિમે તેના ઉપર હુમલો કર્યો, તેથી અંતે તેને નહનાસું કરવું પડયું. જીલાલે રાજાનો હોદ્દો છોડી કાલ્પીમાં એક જાગીરદાર તરીકે રહેવાનું કબૂલ કર્યું, તે વાત પણ ઈબ્રાહિમે કબૂલ ન રાખ્યાથી જીલાલને જુદે જુદે ઠેકાણે નાસવું પડયું. અંતે પકડાઈ જવાથી ઈબ્રાહિમે તેને મારી નાંખ્યો. તે પછી ઈબ્રાહિમ લોદી ઘણો ગર્વિષ્ટ થયો. તેણે પોતાના સરદારો અને જાગીરદારોનું અપમાન કર્યું. પોતાના બાપના વખતના અમીરોમાંના કેટલાએકને મારી નંખાવ્યા. એ કારણથી સર્વ ઠેકાણે અસંતોષ ફેલાયો અને બળવો થયો. બિહારના દરિયાખાન લોહાણીએ ગંગાની પૂર્વ તરફનો મુલક કબજે કર્યો અને બાદશાહના મોકલેલા લશ્કરને ઘણી વખત હરાવ્યું. લાહોરમાં પણ દોલતખાને બળવો કર્યો. ઈબ્રાહિમનો કાકો દિલ્હીની ગાદી પોતાને સારૂં મેળવવા માટે બાબરની મદદ માગવા ગયો. આ વખતે બીજા પણ અમીર ઉમરાવો બાબરની પાસે ફરિયાદ કરવા ગયા હતા. બાબરને હિંદુસ્થાન વિષેની માહિતી

હતી, કેમકે આ વખત પહેલાં એણે પંજાબ વગેરે ઉપર ચાર વખત સ્વારીઓ કરી હતી. દિલ્હીની ગાદી ઉપર એનો ડોળો હતો. તેથી પોતાના પુત્ર હુમાયુને સાથે લેઇ તે એક નાની ફોજ સાથે સ્વારી કરવા નીકળ્યો. આગળ ચાલતાં તેને બીજા સરદારો આવી મળ્યા. તેણે મિલવત લીધું. અંતે સન ૧૫૨૬ ના એપ્રેલ માસમાં પાણીપતની લડાઈમાં ઇબ્રાહિમ મરાયો, અને દિલ્હીની ગાદી બાબરને મળી.

આ વખતે ચિતોડના રાણા સંગે માળવાના સુલતાન મહમ્મદ પાસેથી રણથંભોર, ચંદેરી અને બીજો મુલક પડાવી લીધો હતો.

પાણીપતના યુદ્ધ પછી અફ્ઘાન સરદારોએ વિચાર કર્યો કે જો બાબરની ગાદી મજબૂત થશે તો આપણી સત્તા ઘટશે, તેથી તેઓ બધાએ એકસંપ કર્યો અને બાબરખાન લોહાણી અગ્રેસર થયો. એણે કનોજનો કબજો કર્યો અને દુઆબ ઉપર સ્વારી કરી. તે કારણથી બાબરને કનોજ અને ચંદેરી ઉપર હુમલો લઈ જવો પડયો. બીજી તરફથી રાણો સંગ માળવા તરફ પોતાનું રાજ્ય વધારતો જતો હતો. તેની સાથે બાબરને કન્વ આગળ યુદ્ધ થયું, તેમાં સંગ હાર્યો (સન ૧૫૨૭). સુલતાન મહમ્મદ લોદી પણ દિલ્હીની ગાદી મેળવવાને યત્ન કરતો હતો; તેથી તેની સામે પણ બાબરને લડવું પડયું. બાબર સન ૧૫૩૦ ના ડીસેમ્બરની ૨૬ મી તારીખે મરણ પામ્યો. એના પછી હુમાયુ ગાદીએ બેઠો; પણ દેશમાં શાન્તિ ફેલાઇ નહિ. એણે માળવા અને ગુજરાત જીત્યાં, પણ તે એના હાથમાં રહી શકયાં નહિ. બંગાળા પણ એને છોડવું પડયું. એના અને એના ભાઇઓની વચ્ચે વિગ્રહ જારી રહ્યો. અંતે શીરશાહ દિલ્હીની ગાદી ઉપર આવ્યો.

* * * *

પૂર્વે ગુજરાતની રાજધાની પાટણનગર સન ૧૩૦૪ સુધી

ગુજરાત. વાઘેલા વંશના રાજાઓ પાસે હતું. છેલ્લો રાજા કરણઘેલો થયો. દિલ્હીના સુલતાન અલાઉદ્દીને પોતાના ભાઈ અલફખાન અને વડા વજીર નસરતખાનને ગુજરાત જીતવા મોકલ્યા. તેઓએ કરણઘેલાને સન ૧૩૦૪ માં હરાવ્યો, ત્યારથી ગુજરાતમાં મુસલમાની રાજ્યની સ્થાપના થઈ. થોડાએક વખત સુધી ગુજરાતનો વહિવટ દિલ્હીથી મોકલેલા સુબાઓ કરતા. આખરે સન ૧૩૯૨ માં જાફરખાન ગુજરાતનો સુબો ઠર્યો. તે સ્વતંત્રપણે અમલ કરવા લાગ્યો અને સન ૧૪૦૩ માં તેણે પોતાના દીકરા તાતારખાનને નાસરૂદ્દીન મહમ્મદશાહ એવું નામ આપી ગુજરાતનો પહેલો સ્વતંત્ર પાદશાહ ઠરાવ્યો. તે બીજે વરસે મરણ પામવાથી જાફરખાન પોતે મુજફ્ફરશાહ નામ ધારણ કરી પંડે પાદશાહ થયો. આ મુજફ્ફરશાહ પછી અહમદશાહ સન ૧૪૧૧ માં ગાદીએ આવ્યો. તેણે સન ૧૪૧૪ માં અમદાવાદ વસાવ્યું. અહમદશાહ ધર્માંધ હતો તેથી તે રજપુતો તથા દેશીઓને વટાળતો. ગુજરાતના મોલેસલામ ગરાસિયા, મુમના, વોહોરા વગેરે એ વાતનો પ્રત્યક્ષ પુરાવો છે. તે દેહેરાં તોડી નાંખી મસીદો બનાવતો. એના પછી સુલતાન મહમ્મદ ગાદીએ આવ્યો તેણે ચાંપાનેર ઉપર ચઢાઈ કરી પણ તેમાં તે ફાવ્યો નહિ. પછીથી કુતુબશાહ ગાદીએ આવ્યો તેણે ચિતોડના રાણા કુંભાને નમાવ્યો હતો. પછી દાઉદશાહ ગાદીએ આવ્યો તેનામાં રાજ્ય કરવાની શક્તિ નહિ હોવાથી તેનો ભાઈ મહમ્મદશાહ ગાદીએ બેઠો. આ મહમ્મદશાહ બેગડો કહેવાયો. તેણે જુનાગઢના મંડળિક રાજાને જીતી તેનું રાજ્ય લેઇ લીધું. નરસિંહ મહેતાની હારમાળામાં જે મંડળિક રાજાનું નામ આવે છે તેજ આ મંડળિક રાજા હતો. તેને મુસલમાન કરીને અમદાવાદમાં આણ્યો. આ મંડળિકની કબર અમદાવાદમાં કંદોઇઓળમાં એક કંદોઇની દુકાનમાં છે.

પછી મહમ્મદશાહે ચાંપાનેર જીતી લીધું. બાદ તેણે દ્વારકાના રાજાને મારી નાખી ત્યાંનાં દહેરાં ભાગી નાખ્યાં અને મહેમદાવાદ

વસાવ્યું. એના વખતમાં ગુજરાતના ઠાકોરો અને જાગીરદારોનાં ગામ ખાલસા કરવામાં આવ્યાં, તેથી ઠાકોરોએ લુંટફાટ કરવા માંડી. તેઓની સંખ્યા ઘણી હોવાથી તે બધાને તાબે કરવા એ ઘણું મુશ્કેલ કામ હતું, તે કારણથી તેઓનાં ગામોમાંથી તેમના ગુજારાનને માટે દરેક ગામમાંથી તેમને ચોથો ભાગ કાઢી આપવામાં આવ્યો. (આ ચોથો ભાગ વાંટાના નામથી ઓળખાવા લાગ્યો અને બાકીના ભાગનું નામ તળપદ પડયું. હાલ સુધી કેટલાંએક ગામોમાં વાંટો અને તળપદ એવા બે ભાગ છે). તે સન ૧૫૧૩ માં મરી ગયો. પછી મુજફ્ફરશાહ બીજો ગાદીએ આવ્યો. ચિતોડના રાણા-સંગે તથા ઈડરના રાવે તેનો મુલક લુંટી તેને ઘણોજ પજવ્યો. પછી સિકંદરશાહ ગાદીએ આવ્યો તેના ઉમરાવોએ તેને મારી નાંખ્યો. પછી મહમ્મદશાહ ચોથો ગાદીએ આવ્યો. તેને ઊઠાડી મુકી તેનો ભાઈ બહાદુરશાહ ગાદીએ બેઠો. બહાદુરશાહે દક્ષિણમાં અહમદનગર સુધી સ્વારી કરીને દેશો લુંટયા. પછી તેણે માળવા લીધું અને ચિતોડના રાણા પાસેથી ખંડણી લીધી. ફિરંગી લોકો ગુજરાત, સોરઠ અને દક્ષિણના કાંઠા ઉપર આવવા લાગ્યા હતા તેમને બહાદુરશાહે હાંકી કાઢયા. તે વખતે દિલ્હીના મુગલ પાદશાહ હુમાયુએ આવી ગુજરાત લીધું. પણ તે પાછો ગયો એટલે બહાદુરશાહ ફરીથી સ્વતંત્ર પાદશાહ થઈ ગાદીએ બેઠો.

બહાદુરશાહે દીવ બંદર ઉપર આવેલા ફિરંગી લોકોને હાંકી કાઢવા તેમના ઉપર સ્વારી કરી તે વખતે ફિરંગીઓએ કપટ કરી તેને મારી નાંખ્યો. પછી મહમ્મદશાહ પાંચમો ગાદીએ આવ્યો તેણે રજપુત રાજા, ઠાકોર, રાણા વિગેરે હિંદુઓ ઉપર ઘણોજ જુલમ કર્યો. તેને તેના નોકરે મારી નાંખ્યો. પછી અહમદશાહ ગાદીએ બેઠો. અને તેના પછી મુજફ્ફરશાહ ત્રીજો ગુજરાતનો છેલ્લો પાદશાહ ગાદીએ બેઠો. દિલ્હીના પાદશાહ અકબરે ઇ. સ. ૧૫૭૩ માં ગુજ-રાત જીતી લીધું. મુજફ્ફરશાહને પકડી દિલ્હી લેઈ જતા હતા તે વખતે તેણે આપઘાત કર્યો. આ પ્રમાણે ગુજરાતના તેર મુસ-

લમાની પાદશાહો થયા; તેમાંના ઘણાખરા બહુજ નિર્દય હતા. ત્યાર પછી મુગલ સરકારના સ્વાધિનમાં ગુજરાત ગયું.

દક્ષિણ હિંદુસ્થાન.

દક્ષિણમાં બ્રાહ્મણી વંશના મુસલમાની રાજ્યની સ્થાપના સન ૧૩૪૭ માં થઈ. સન ૧૪૮૯ માં એ રાજ્ય તુટી તેને બદલે પાંચ મુસલમાની રાજ્યો થયાં. ૧ અદિલશાહી વંશની ગાદી બીજાપુરમાં થઈ. ૨. કુતુબશાહી વંશે ગોલકોન્ડાને પોતાની રાજધાની કરી. ૩ નિજામ-શાહી વંશે અહમદનગરમાં પોતાની ગાદી સ્થાપી. ૪ ઈમાદશાહી વંશે વરાડમાં ઇલ્લિચપુરમાં પોતાની ગાદી સ્થાપી. ૫ બરીદશાહી વંશે બીદરમાં પોતાની ગાદી સ્થાપી. આ રાજ્યોમાંથી ઈમાદશાહી વંશની ગાદી અહમદનગરવાળાએ સન ૧૫૭૨ માં જીતી લીધી. અહમદનગરને શાહજહાને સન ૧૬૩૬ માં જીતી લીધું. અને ઔરંગજેબે બીદર સન ૧૬૫૭ માં અને બીજાપુર અને ગોલકોન્ડા સન ૧૬૮૮ માં જીતી લીધાં.

દક્ષિણમાં વિજયનગર ( વિદ્યાનગર ) નું હિંદુ રાજ્ય સન ૧૧૫૮ પહેલાંથી હતું. એ રાજ્યનો નાશ સન ૧૫૬૫ માં તલ્લિ-કોટાની લડાઈ પછી થયો છે. આ રાજ્ય ઘણું બળવાન હતું. પૂર્વ તરફ રાજમહેન્દ્રી અને પશ્ચિમ કાંઠે ભાટકલ અને હોનાવરથી દક્ષિણ તરફ છેક કન્યાકુમારી સુધી આ રાજ્યનો વિસ્તાર હતો. આચાર્યશ્રીના સમયમાં આ રાજ્ય ઘણું જ બળવાન અને ધર્મ-નિષ્ઠ હતું.

આચાર્યશ્રીના જન્મ વખતે અને તે પહેલાં ઉપર પ્રમાણે હિંદના મ્હોટા ભાગની રાજકીય સ્થિતિ હતી. આ ઐતિહાસિક વૃતાન્ત ઉપરથી જણાશે કે આચાર્યશ્રીના વખતમાં આખા હિંદુ-સ્તાનમાં મહાન્ રાજકીય ઉથલપાથલો અને બળવા થતા, અને સર્વ સ્થળે અંધાધુંધી થઈ રહી હતી.

* * * *

## સામાજીક સ્થિતિ.

જારી રાજકીય ઉથલપાથલ અને અંધાધુંધીની લોકોની નીતિ અને વ્યવહાર ઉપર ઘણી માઠી અસર થાય છે. મુસલમાન સરદારો ઘણી સ્વતંત્ર રીતે વર્તતા હતા. દિલ્હીના બાદશાહનો તેમના ઉપર માત્ર નામનો જ કાબુ હતો, તેથી લોકોની વહુ બેટીઓ તેમનાં માણસો જોરજુલમથી લેઈ જતા અને તેમની આબરૂ લુંટતા. એ કારણથી સ્ત્રીઓમાં સુંદરતા અને સુઘડતા એ જન્મપર્યંત ભયનાં કારણ ગણાતાં; માબાપો પોતાની દીકરીઓને બાળપણમાં પરણાવી એ ભયમાંથી મુક્ત થવાને ઇચ્છતાં.

આવાં અને બીજાં કેટલાંએક કારણથી ઉત્તરમાં ઓઝલ પડદાની રીત દાખલ થઈતે હાલ સુધી કેટલીએક કોમોમાં જારી છે.

જ્યારે સુંદરતા અને સુઘડતા એ ભયનાં કારણો હતાં ત્યારે ગાયન, ચિત્રકળા વગેરે તો સ્ત્રીઓને શીખવવાનો વિચાર જ ક્યાંથી થઈ શકે ? હરણ થવાના ભયે સ્ત્રીઓને વધારે પરતંત્ર બનાવી. સારી સ્ત્રીઓની આબરૂ લુંટવામાં આવતી ત્યારે તેમના નજીકના મરદો શરમને લીધે સાધુ કે વેરાગી થઈ જતા. આબરૂ ખોઇ બેઠેલી સ્ત્રીઓને પણ વેશ્યાદિના નીચ ધંધા કરવાની ફરજ પડતી. વેશ્યાઓ રાખવામાં તે વખતમાં બેઆબરૂ મનાતી નહિ.

હાલ સલાહશાન્તિના વખતમાં દ્રવ્ય જેમ સુખનું સાધન ગણાય છે તેમ તે વખતમાં ગણાતું નહિ, પણ તે હમ્મેશ દુઃખ અને પીડાનું મૂળ ગણાતું. તે કારણથી લોકો દ્રવ્યનો ઘણો લોભ રાખતા નહિ.

ધર્મ કે નીતિની કેળવણી મેળવવાનાં કાંઈ સાધનો નહોતાં.

**કેળવણી.**

કાયસ્થ, નાગર વગેરે જેઓ રાજ્યની સાથે કોઈ પણ રીતે જોડાયેલા રહેતા તેઓ સાધારણ લખવા વાંચવાનું શીખી રાજભાષા ઉર્દુ કે ફારસીનો

ખાનગી રીતે અભ્યાસ કરતા, અને તેમનાંજ બૈરાં ખાનગી રીતે લખવા વાંચવાનું શીખતાં. બીજાં બૈરાં ઘણેભાગે અભણ રહેતાં. ગામઠી શાળાઓમાં માત્ર વ્યવહારૂ લખવા વાંચવાનું શીખવવામાં આવતું. બ્રાહ્મણોનો મોટો ભાગ અભણ રહેતો. માત્ર જુજ બ્રાહ્મણો ધર્મસંબંધી પુસ્તકો અને જ્યોતિષ્, કાવ્ય વગેરેનો અભ્યાસ કરતા અને તેઓનો મ્હોટો ભાગ કર્મજડ હતો.

ગપાટા.

તે વખતમાં રેલગાડી ને તાર નહિ હોવાથી અનેક ગપાટા અને વાતો ચાલતી. સત્ય અસત્યનો નિર્ણય કરવાનાં સાધનો ન હોવાથી લોકો ઘણી વખત નકામા ભયમાં ને ભયમાં રહેતા અને ગમે તેવી અસંભવિત વાતો માનતા તથા ફેલાવતા.

વ્યાપાર.

ઘણા ભાગમાં સારા રસ્તાઓના અને જાનમાલના રક્ષણના અભાવે વ્યાપાર પણ ઘણો મંદો ચાલતો. ઘણા વહેપારીઓની પોઠો ભેગી થયા સિવાય એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં માલ લેઈ જવો મુસ્કેલ પડતો. એક ભાગમાં દુકાળ પડતો તો ત્યાં દાણા વગેરેની સહાયતા આવી પહોંચતા પહેલાં હજારો માણસના જાનની ખુવારી થતી.

રાજ્યસંબંધ અને દ્રવ્ય.

રાજ્યનો સંબંધ એજ પૈસો મેળવવાનું મુખ્ય સાધન હતું, તે કારણથી કોઈ કોઈ માણસો ઘણા તવંગર થતા અને બાકીના બધા ગરીબ રહેતા. દ્રવ્યનો યથાસ્થિત પ્રસાર થતો નહિ. રાજ્યવૈભવને લીધે જ કારીગરોની કળા ઉત્તમ પાયરી પર રહી શકતી. લોકવૈભવ તો નહિ જેવો હતો. સઘળી પ્રજા સાદી અને ગામડિયા રીતભાતવાળી હતી. ધન પરદેશ ખેંચાઇ જતું નહિ અને રાજા-ઠાકોરો વગેરે વૈભવથી રહેતા, તેથી દેશ દોલતમંદ કહેવાતો પણ તે દોલતનો મ્હોટો ભાગ અનુત્પાદક વ્યવહારોમાં ખર્ચાતો. દેશમાં વારંવાર

ઉથલપાથલો થતી તેથી રાજ્યના સંબંધ વિનાનાં કોઈ મ્હોટાં કારખાનાં ચાલતાં નહિ.

જ્ઞાતિ વિભાગ.

વારંવાર હુમલા થવાથી, લોકોને વટાળવામાં આવવાથી, અને કોણ શુદ્ધ અને કોણ અશુદ્ધ તે જાણવું મુશ્કેલ થઈ પડવાથી 'બાર ભૈયા ને તેર ચોકા' થયા હતા. મ્હોટા સભા તુટી જઈ ન્હાની ન્યાતો થતી અને ન્હાનીના ભાગ પડી તડ થતાં; કાળાંતરે કન્યાવ્યવહાર અને ભોજનવ્યવહાર બંધ પડતાં.

સામાજીક-વિભાગ.

અશાન્તિના વખતમાં દરેકને પોતપોતાનું રક્ષણ કરવાની ફરજ રહેતી તેથી લોકો હાલના જેવા બીકણ અને નિર્માલ્ય થઈ ગયા નહોતા. તોપણ દીર્ઘ દૃષ્ટિવાળા અને ઉદાર નિયંતાના અભાવે ન્હાના ન્હાના સમાજો એક બીજાની સાથે સંપીને રહેતા અને પરસ્પર અનુકંપા રાખતા. ગામડાના લોકો પોતપોતાના ગામના રક્ષણને માટે એક મતના થતા, તોપણ સ્વાર્થના પરિબળને લીધે અને પરોપકાર અને ઉદારતાના અભાવે ગરીબો બળવાનના શિકાર રૂપ થઈ પડતા. ન્હાની ન્હાની ટોળિયોવાળાઓને એક બીજાને મળવાના પ્રસંગ જારી રહે તેને માટે શુભ અને અશુભ પ્રસંગોએ ભોજન આપવાનો રિવાજ આવાજ સમયમાં નિકળ્યો હોય એમ જણાય છે.

લોકાચાર.

સંતતિ રહિત સ્ત્રીપુરૂષો પવિત્ર માણસોની આશિષથી કે કર્મકાંડની ક્રિયાઓથી સંતતિ થાય છે એમ માનતાં. અને તેઓ કર્મકાંડ પ્રમાણે વર્તવું મુશ્કેલ થઈ પડવાથી પવિત્ર કહેવાતા ઠગ લોકોની જાળમાં ફસાતાં અને શોકને આધીન થતાં.

ગંગા યમુનામાં નાહ્યાથી તથા કાશી જગન્નાથની યાત્રા કરવાથી પાપોની નિવૃત્તિ થાય છે એમ લોકો સાધારણ રીતે માનતા; તેથી દર વર્ષે મ્હોટાં મ્હોટાં સ્થળોએથી સંઘ કાઢવામાં આવતા અને લોકો માર્ગમાં અનેક કષ્ટો વેઠી યાત્રાઓ કરતા.

ગુરૂ-ગોર. જેઓ પૂર્વે ગુરૂની ઉત્તમ પદવી ભોગવતા તે વિદ્યા અને જ્ઞાનને અભાવે ગોર થઈ ટેલ-ટકોરો કરવામાં માન સમજતા.

આચાર્યશ્રીના સમયની સામાજીક સ્થિતિની કાંઈક ઝાંખી ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓ ઉપરથી થઈ શકે છે. ૮૪ વૈષ્ણવોની વાર્તાઓમાં ઘણા ચમત્કારોનું વર્ણન આવતું નથી, પણ ૨૫૨ ની વાર્તાઓમાં ચમત્કારનો પ્રવાહ ચાલેલો માલમ પડે છે. ચમત્કારો, આધાર વિનાની કલ્પનાઓ, પૂર્વાપર સંબંધ ન બેસે એવી વાર્તાઓ અને અતિશયોક્તિ બાદ કરતાં આ વાર્તાઓનો શેષ ભાગ તે વખતના સામાજીક અને નૈતિક ઇતિહાસ તરીકે વાપરવાને અડચણ નથી.

* * * *

## ધાર્મિક સ્થિતિ.

સામાન્ય. તે વખતે લોકોની ધાર્મિક સ્થિતિ કેવી હતી તે આચાર્યશ્રીએ બનાવેલા નિબંધ અને કૃષ્ણાશ્રય ગ્રંથ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. આચાર્યશ્રી લખે છે કે:—ધર્મ સંબંધી સર્વ માર્ગો જેવા કે જ્ઞાન, કર્મ, યોગ વગેરે નષ્ટ થઈ ગયા છે અને ધર્મને નામે અનેક પાખંડો ચાલે છે. ગંગાજી આદિ તિર્થોને દુષ્ટ લોકોએ વિંટી લીધાં છે, તેથી તેમનાં માહાત્મ્ય ઓછાં થયાં છે, અને તેઓ મોક્ષ આપે એવાં રહ્યાં નથી. સારા પુરૂષો અહંકારથી વિમૂઢ થયા છે, તેઓનાં આચરણ પાપી છે. તેઓ પોતાનાજ માન અને લાભની ખાતર અનેક કાર્યો કરે છે. તાત્પર્ય, ફલ અને અધિષ્ટાતાદેવોનું જ્ઞાન નહિ હોવાથી

અને યથાયોગ્ય વ્રત નહિ પાલનાર લોકો સાધવા લાગ્યાથી સર્વ મંત્રો નષ્ટ થઈ ગયા છે. તમામ કર્મો અને વ્રતો પાખંડ ચલાવવા માટે કરવામાં આવે છે, અને તે પણ અનેક પ્રકારના વાદોએ કરીને નષ્ટ થઈ ગયાં છે.

આચાર્યશ્રી નિબંધમાં લખે છે કે:—

"હાલ કલિમાં સર્વ મનુષ્યો વિરૂદ્ધાચારમાં તત્પર, સ્વાધ્યાય આદિ ક્રિયાઓ હીન, આચારથી વિમુખ, વિક્ષિપ્ત મનવાળા, ભ્રાન્તિ વાળા, અને સ્પર્શાદિ વિષયોપરાયણ છે. આવા પુરૂષો જે આચાર કરે છે તે વિધિહીન કરે છે."

દેશ, કાલ, દ્રવ્ય, મંત્ર, કર્મ અને કર્તા એ છ વસ્તુઓ શુદ્ધ હોવી એ આ કલિયુગમાં બની શકે એવું ન હોવાથી વેદના કર્મ-કાણ્ડમાં કહેલાં કર્મો કરવામાં નકામો કાળ અને દ્રવ્યનો વ્યય થતો. એ વખતમાં ધર્મને નામે અનેક પાખંડો ચાલતાં, અને અનેક માણસો ગુરૂ કે સ્વામી બની કંઠીઓ બાંધતા.

રાજકીય મહાન ઉથલપાથલોના વખતમાં ઘણા લોકો ઘર-ભંગ થતા, અને વિદેશીય રાજ્યકર્તાઓના જુલમથી ઘણી વખત બેઆબરૂ થતા, તથા સંસારથી કંટાળતા. તે કારણથી ઘણા ગૃહસ્થાશ્રમ છોડી દેઈ સંન્યાસી થતા, પણ ગૃહસ્થાશ્રમનો સ્વાદ નહિ તજેલો હોવાથી વેષના પડદા પાછળ અનેક તરેહનાં નિંદવા-લાયક કર્મો કરતા. આ સંન્યાસીઓની સંખ્યા વધી જવાથી તેઓ રાજ્યકર્તાઓને પણ ભયરૂપ થઈ પડતા અને તેમના ઊપર હુમલો કરવાની જરૂર પડતી. આવા એક હુમલાને લીધે આચાર્યશ્રીના જન્મ પહેલાં થોડા વખત ઉપર એમના પિતાને કાશી છોડી દક્ષિણ તરફ ચંપારણ્ય ભણી જવું પડ્યું હતું. આ વખતે પ્રકાશાનંદ નામનો અદ્વૈતવાદી સંન્યાસી કાશીમાં રહેતો તેને દશ હજાર શિષ્યો હતા.

દરેક માર્ગમાંથી કેટલાબધા ફાંટા નીકળ્યા હતા એ વાત માહેશ્વરને પૂજનારાઓની હકીકત વલ્લભ દિગ્વિજયમાં લખી છે તે ઉપરથી જણાશે.

જુદા જુદા પંથો.

માહેશ્વર બે પ્રકારના હતા; વૈદિક અને તાંત્રિક. વૈદિકના બે ભાગ હતા. તંત્રમિશ્ર અને કેવળ. તાંત્રિક ચાર પ્રકારન હતા; શૈવ, મહાશૈવ, પાશુપત અને શાક્ત. એ બધાના પણ અનેક ભેદ હતા.

માહેશ્વર.

વૈદિકશૈવ વેદમાર્ગની રીતે મહાદેવજીનું પૂજન કરતા, અને એ ધર્મમાં રહી વખતે બીજા દેવતાઓનું પણ પૂજન કરતા, અને પાર્થિવ પૂજનમાં તત્પર રહેતા. પંચપૂજા અથવા એકપૂજામાં નર્મદામાં ઉત્પન્ન થયેલાં લિંગ ધારણ કરતા અને વૈદિક ધર્મને ગૌણ ગણી શૈવધર્મની પ્રશંસા કરતા, અને નિર્માલ્યનું ભક્ષણ કરતા.

વૈદિકશૈવ.

પાશુપત પણ બે પ્રકારના હતા; વૈદિક અને તાંત્રિક. વૈદિકપાશુપત શિવની પૂજા કરતા. તેઓ અંદરથી શૈવ, બહારથી શાક્ત અને લોકોચારમાં વૈદિક હતા. તાંત્રિક નગ્ન અથવા ભગવાં વસ્ત્ર ધારણ કરવાવાળા, સ્મશાનમાં વિચરનાર, તલવાર ધારણ કરનાર, જટા રાખી ભસ્મ લગાવનાર અને ચિમટા રાખી યોગમાં રહેનાર, પણ વેદ કર્મથી વેગળા હતા. કપાલિયા પાશુપત સ્મશાનની અગ્નિમાં પાક કરનાર, શિવભક્તિમાં તત્પર અને મધુમાંસને સેવનાર હતા. મહાશૈવ ભગવાં વસ્ત્ર ધારણ કરતા અને સાત પ્રકારના મકારનું સેવન કરતા.

પાશુપત.

શાક્ત પણ બે પ્રકારના હતા. વૈદિક અને તાંત્રિક. શુદ્ધ વૈદિક વેદધર્મમાં રહી શિવની પૂજા કરતા અને શક્તિદીક્ષામાં દીક્ષિત હતા. મિશ્રવૈદિક શક્તિ મંત્રમાં દીક્ષિત અને શક્તિની ઉપાસનામાં તત્પર રહેતા. તાંત્રિકના ત્રણ પ્રકાર હતા. દક્ષ, વામ અને કૌલ. દક્ષ, એ મદ્યમાંસ લેતા

શાક્ત.

અને તાંત્રિક દીક્ષાવડે મહાલક્ષ્મીની ઉપાસના કરતા. વામ માર્ગ-વાળા વીરકલ્પથી શ્યામાની પૂજા કરતા. તેઓ મદ્ય, માંસ, મત્સ્ય મુદ્રા વગેરેનું સેવન કરતા. ઉત્તમ તાંત્રિક મદ્યને અમૃત અથવા કારણદ્રવ્ય કહેતા; માંસને શુદ્ધ દ્વિતીયા કહેતા; પ્યાજને વ્યાસ, લસણને શુક, કલાલને દીક્ષિત, કુટણીના ઘરને પ્રયાગ, ધોબણને પુષ્કર, રજસ્વલાને સર્વ તીર્થ, વગેરે કહેતા. તેઓ ડાબે હાથે પૂજન કરતા.

કૌલ. કૌલ સાત પ્રકારના હતા. વૈદિક, વૈષ્ણવ, સૌર, ગાણેશ, વામમાર્ગી, સિદ્ધાંત અને શાકત. પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે એનું નામ કૌલ ( આ માર્ગવાળાનું વર્ણન ઉપરના પુસ્તકમાં પૃષ્ટ ૩૬૨ મે છે. )

વામમાર્ગ. વામમાર્ગ અથવા શકિત પંથવાળા માનતા કેઃ—**प्रवर्त्ते भैरवो चक्रे सर्वे वर्णा द्विजातयः** એટલે ભૈરવી ચક્ર નામની મહાપૂજા થાય છે તેમાં જે સામેલ હોય તે બ્રાહ્મણથી ચંડાળ પર્યંત દ્વિજવર્ણ જાણવા. શાસ્ત્રો વગેરેને તેઓ માન આપતા નહિ.

**वेदशास्त्रपुराणानि समस्तगणिका यथा ।**
**एकैव शांभवी विद्या गुप्ता कुलवधूरिव ॥**

વળી આ લોકો લખે છે કેઃ—

**चंडालिनी महादेवी भोगसौख्यप्रदायिनी ।**
**नित्यं मलीनरूपेण पुनाति भजतां नृणाम् ॥**

વળી દારૂ પીવાની એ માર્ગમાં હદ વગરની છૂટ હતી.

**पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भूतले ।**
**उत्थाय च पुनः पीत्वा पुनर्जन्म न विद्यते ॥**

બીજ માર્ગ અથવા મ્હોટો માર્ગ પણ એ વખતે ચાલતો.

દેવી પૂજા.

દેવીપૂજન દેશના ઘણા ભાગોમાં ચાલતું. શ્રી નાથજીની સેવા કરનાર બ્રાહ્મણો પોતાના ચોટલામાં દેવીની મૂર્તિઓ છુપી રીતે રાખતા અને રાજભોગ વખતે તે દેવીઓને ચોટલામાંથી કાઢી શ્રી નાથજીની મૂર્તિ પાસે મુકતા.

પંચાયતન પૂજા.

પંચાયતન પૂજા એટલે દેવી, ગણેશ, સૂર્ય, શિવ અને શાલિગ્રામની પૂજા પણ ઘણે ઠેકાણે ચાલતી.

આર્ય પ્રજાનો કેટલોક ભાગ વિષ્ણુ કે રામને પણ માનતો. બીજાં દેવદેવીઓ પણ પૂજાતાં. બ્રાહ્મણોનો મ્હોટો ભાગ સિદ્ધાંતમાં શ્રી શંકરાચાર્યના મતને અનુસરી આચારમાં શિવમાર્ગી હોઈ જગત્‌ને મિથ્યા માનનારો હતો. શક્તિની ઉપાસના કરનારની પણ સંખ્યા ઓછી નહોતી. જૈનોની સંખ્યા પણ મ્હોટી હતી. દૃઢ શ્રદ્ધાનો લોપ થયો હતો, અને લોકોનાં ચિત્ત વ્યગ્ર રહેતાં.

ભક્તિનો ઉદય.

ભક્તિ તરફ લોકોનું મન ખેંચાતું હતું અને દેશના જુદા જુદા ભાગોમાં તેના પ્રવાહનો ઉદય થઈ ગયો હતો.

નરસિંહ મેહેતો.

ભક્તિની અને વિશેષેકરીને કૃષ્ણભક્તિની દિવ્યજ્વાલા નૃસિંહ મહેતાના હૃદયમાં પ્રગટ થઈ હતી. એ જ્વાલાનો ઝાંખો પ્રકાશ ઉત્તરમાં ઠેઠ કાશ્મિર, દક્ષિણમાં શ્વેતબિંદુરામેશ્વર, પૂર્વમાં શ્રી જગન્નાથજી અને પાશ્ચમમાં દ્વારકા સુધી પોહોચ્યો હતો. મહેતાનાં ભક્તિનાં પદોએ લોકોને મોહ ઉપજાવ્યો હતો અને એમનાં પ્રભાતિયાં પ્રભાતમાં ઘેરે ઘેર ગવાતાં. સામળશાના વિવાહ, કુંવરબાઇના સીમંત અને મહેતાના પિતાના શ્રાદ્ધ વખતે જે ચમત્કારો થયા હતા તેમણે લોકોનાં મન વિંધિ નાંખ્યાં હતાં. મહેતાએ જ્ઞાન અને કર્મમાર્ગને વખોડી કાઢી પ્રેમભક્તિનાં પદો પુષ્કળ છૂટથી ગાયાં, અને દૃઢ વિશ્વાસ અને દૃઢાશ્રય જે ભક્તિનાં સબળ અંગ છે તે ઉપર સારી પેઠે ભાર મુકયો.

" કર્મ ધર્મની વાત છે જેટલી, તે મુજને નવ ભાવેરે;
સઘળા પદારથ જે થકી પામે, (તે) મારા પ્રભુની તોલે નાવે રે."

* * * *

" તુંબડાં લીધે વિરાગ કીધે, રામ મળે નહીં, જ્યાં લગી નહિં વિવેક રે"

* * * *

" રળવાનું તને જોર ન હોય તો, રાખ ચોળીને ભીખી ખા."

* * * *

" સિદ્ધિ ન હોય રે શ્રીપાતને, સિદ્ધિ ન હોય રે;
કાં સ્ત્રી મરે કે ખાવા ટળે ત્યારે, મુંડ મુંડાવી ભગવાં પેહરેરે."

* * * *

" તારા ૐકારનું કરને અથાણું, મારી સાથે વૃંદાવન ચાલરે;
ભણે નરસૈયો મેલ તારૂં કમંડલ, કરમાં આ તાળ ઝાલ. શ્રી."

* * * *

" શું મૂકું મૃત્યુ ભય માટેરે, માળા મારા જીવને સાટેરે,
મેરૂ ચળે રવિ પશ્ચિમ પ્રગટે, નરસૈયો માળા ન મૂકે—માળા."

* * * *

" જ્યાં વિશ્વાસ ત્યાં વિશ્વંભર છે."

* * * *

" શાસ્ત્ર બાંધી સાગરમાં નાંખ તું, મારો હરિ આપશે હાર."

* * * *

" પ્રેમ પાખે રામઘટમાં ન આવે."

* * * *

નરસિંહ મહેતાને હાર આપ્યા પછી ભગવાને પણ ભક્તિને ઉત્તેજન આપ્યાનું હારમાળા બતાવે છે. ભગવાન કહે છે કે:-

" હું તો પ્રેમે સુખિઓ થાઊં, સંધ્યા વંદન કરે ત્યાં ન જાઊં;
જેને વિદ્યાતણું અભિમાન, ત્યાં ન જાઉં કહે ભગવાન."

* * * *

" દાસનો દીન છું, ભક્તઆધીન છું. "

* * * *

હાર આપ્યા પછી રામાનંદ ભકતે પણ ગાયું હતું કેઃ—

" કળિયુગમાં હરિભક્તિ મોટી, મોટું નારાયણ નામજી. "

* * * *

ભક્તજન વિષે સ્ત્રીઓને ઘણું માન હતું એમ મંડલિકની માતાએ જે વચન કહ્યું હતું તે ઉપરથી જણાય છે.

" પૃથ્વી પ્રલે થાશે પાપી, નરસૈંયો જો દુભાયજી. "

* * * *

નરસિંહ મહેતાએ હારમાળા જુનાગઢમાં સંવત ૧૫૧૨ માં ગાઈ. ગુજરાતના બીજા ભાગમાં પણ તે અરસામાં બીજા ભક્ત કવિઓ થયા. તેઓમાં ભાલણ અને ભીમ મુખ્ય હતા. ભાલણ રામચંદ્રજીનો સેવક હતો તોપણ એણે કૃષ્ણલીલા ગાઈ છે. ભીમે ગાયું કે—

ભાલણ અને ભીમ.

" વ્રત દાન તપ તીરથ સાર, સમોવડ નાવે નામ મુરાર; "

* * * *

" કલિયુગે કૃષ્ણનામ સમોવડ, દાન તે બાપડાં તોલે નાવે;
સદાચારી હરિભક્ત સમોવડ, તેને કૃષ્ણકીર્તન ભાવે."

* * * *

ઉત્તર હિંદુસ્થાનમાં પણ તેમજ થયું હતું એમ જણાય છે.

જયદેવ કવિની સ્મૃતિ વિદ્વાનોને ગઈ નહોતી. રામાનંદ અને તેના શિષ્યોએ આર્યો અને અનાર્યોને મોહ ઉપજાવ્યો હતો. " મીરાં કે પ્રભુ ગિરિધર નાગર " નો ધ્વનિ ગોકુલ, મથુરાં, વૃન્દાવન અને દ્વારકા સુધીમાં સંભળાતો હતો. બંગાળામાં આચાર્યશ્રીના સમયમાં નીમાઈ ઉર્ફે શ્રીકૃષ્ણ ચૈતન્ય " હરિ બોલો " ના પોકારથી આખો બંગાળો દેશ ગજવી રહ્યો હતો.

ઉત્તર હિંદુસ્તાનમાં ભક્તિનો પ્રવાહ.

દક્ષિણમાં નામદેવ, ચાંગદેવ અને જ્ઞાનદેવે ભક્તિનો પ્રવાહ ચલાવ્યો હતો. નામદેવનું નામ હારમાળામાં ઘણી વખત ગવાયું છે.

દક્ષિણમાં જ્ઞાનદેવાદિ ભકતો.

તે અરસામાં આખા આર્યાવર્તમાં ભક્તિનો ઉદય જુદે જુદે રૂપે થયો હતો.

નરસિંહમહેતાને તો આચાર્યશ્રીના શુદ્ધાદ્વૈતસિદ્ધાંતની ઝાંખી થઈ હોય એમ નીચેના પદ ઉપરથી જણાયછે.

શુદ્ધાદ્વૈતની ઝાંખી

"જાગીને જોઉં તો, જગત દીસે નહીં, ઉંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્યવિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.
પંચમહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપન્યાં, અણુ અણુ માંહિ રહ્યાંરે વળગી;
ફૂલને ફળ તે તો વૃક્ષનાં જાણવાં, થડ થકી ડાળ તે નહિરે અળગી.
વેદતો એમ વદે, શ્રુતિ, સ્મૃતિ સાખ દે, કનક કુંડળ વિષે ભેદ નોયે.
ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.
જીવને શિવ તો આપ ઇચ્છાએ થયા, રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈયો એ તેજ તું તેજ તું, એને સમર્યાથી કંઈ સંત સીધ્યા."

બૃહત્ કાવ્યદોહન ભાગ ૧.

* * * *

ઉપરનાં ઐતિહાસિક, સામાજીક અને ધાર્મિક વૃત્તાંન્ત ઉપરથી માલૂમ પડશે કે આવા સમયમાં કોઈ સમર્થ ધર્મસંબંધી સુધારો કરનારની ખાસ જરૂર હતી.

ઉદ્ધારકની આવશ્યકતા.

૧ લોકોનાં મન સત્ત્વહીન ક્રિયાઓ કરવામાં અને જૂદાં જૂદાં દેવદેવીઓની પૂજા, બાધા અને આખડીઓમાં ભટકતાં હતાં ત અટકાવવાની,

૨ સંસ્કાર છૂટી ગયેલા પણ હરિથી વિમુખ નહિ એવા લોકોને ખરા ધર્મ તરફ દોરવાની અને અધિકારના અભિમાન વાળાઓ તરફથી થતા અપમાનમાંથી તેમને બચાવવાની,

૩ અનેક પાખંડીઓ, સ્વામી, ગુરૂ, સંન્યાસી વિગેરે વેષ ધારણ કરી લોકોને ધૂતતા અને ઠગતા તેમાંથી તેમને બચાવવાની,

૪ જે માર્ગ સત્ત્વવગરના થઈગયા હતા તે છોડાવી લોકોને સિદ્ધા અને સરળ માર્ગ તરફ વાળવાની,

૫ દ્રવ્ય અને કાળના નકામા વ્યય અને મનના નકામા વ્યાપારોને અટકાવવાની,

૬ ધર્મ માત્ર બોલવામાં અને બહારનાં ચિન્હોમાં રહ્યો હતો તેને મનુષ્યના હૃદયમાં પ્રવેશ કરાવવાની,

૭ જ્યાં સુધી પ્રભુની ઇચ્છા દુઃખમાં રાખવાની હોય ત્યાં સુધી દુઃખમાં રહી તે દુઃખો સુખને માટે જ છે એમ માની તેઓથી ન ગભરાતાં પોતાનું શ્રેયઃ સાધીલેવાનો માર્ગ બતાવવાની,

૮ કલિયુગમાં સહેલામાંસહેલો અને સર્વથી સાધી શકાય એવો ધર્મમાર્ગ બતાવવાની,

૯ દુઃખ દરિયામાં ડુબેલી અને જુલમથી કચરાઈ ગયેલી દૈવીસંપત્‌વાળી પ્રજાઓ શ્રી હરિનો આશ્રય અને શરણ ખોળે અને ભક્તિ તરફ વળે એ સ્વાભાવિક હતું, તેથી શ્રી કૃષ્ણભગવાને ગીતાજીમાં ભક્તિને જે પ્રાધાન્ય આપ્યું હતું તેજ પ્રાધાન્ય પુનઃ શાસ્ત્રીય રીતે બતાવવાની,

અને એવા બીજા અનેક સુધારા કરવાની આ સમયમાં જરૂર હતી.

આ મહાભારત કામ પાર પાડવું, અને ધર્મની ભાવનાને શુદ્ધ, દૃઢ અને ચેતનમય કરી તદ્દ્વારા અર્થ, કામ અને મોક્ષ રૂપી પુરૂષાર્થો સ્હેલાઈથી સિદ્ધ કરાવવાં તે શ્રીમદાચાર્યનો જીવનહેતુ હતો. તે હેતુ કેટલે દરજ્જે ફલિભૂત થયો હતો તે આ ગ્રંથમાં રજુ કરેલી હકીકત ઉપરથી માલૂમ પડશે.

---

# શ્રીમદ્ વલ્લભાચાર્યજીના જન્મચરિત્ર સંબંધી કેટલીએક હકીકત.

## પ્રકરણ ૧.

**શ્રી મહાપ્રભુજી.**

શ્રીમદ્ વલ્લભાચાર્યજી વૈષ્ણવોમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજી અથવા શ્રીમહાપ્રભુજીની સંજ્ઞાથી પ્રસિદ્ધ છે. આચાર્યપદ ધારણ કરતા પેહેલાં એ વલ્લભદીક્ષિતના નામથી ઓળખાતા. એ નામ હજુ પણ તત્ત્વદીપ વગેરે ગ્રંથોમાં માલૂમ પડે છે. કૃષ્ણદેવરાજાની સભામાં એમને આચાર્ય પદ આપવામાં આવ્યું ત્યારથી એ આચાર્યશ્રીની સંજ્ઞાથી ઓળખાતા. છેવટના ભાગમાં શ્રી મહાપ્રભુજીના નામથી ઓળખાયા. સંન્યાસ ધારણ કર્યા પછી એમનું નામ પૂર્ણાનંદસ્વામી રાખ્યું હતું. સુગમતાને માટે આ ગ્રંથમાં એમનું નામ અમે આચાર્યશ્રી લખીએ છીએ.

**આચાર્યશ્રીના પૂર્વજો.**

આચાર્યશ્રીનો જન્મ એક પ્રખ્યાત, ધર્મનિષ્ઠ, વિદ્વાન્ અને ઉજ્જ્વલ કીર્તિવાળા કુટુંબમાં થયો હતો. ભાગ્યે જ કોઈ પુરૂષ એવો ભાગ્યશાળી હશે કે જેના કુટુંબમાં ધર્મ, નીતિ અને સદાચાર એ નિરંતર બે ચાર પેઢી સુધી સર્વસ્વ ગણાયાં હોય. ભાગ્યે જ કોઈ કુટુંબમાં બ્રહ્મચર્યાદિ શાસ્ત્રોમાં કહેલા બ્રાહ્મણના ધર્મો ઉત્તરોત્તર પળાયા હોય, તેમજ વિદ્યાનાં સંચય અને વૃદ્ધિ ઉત્તરોત્તર થયાં હોય. ઘણાજ સંતોષની વાત એ છે કે આચાર્યશ્રીની ઉપરની સાત પેઢીમાં બ્રહ્મચર્ય, વિદ્યા, ધર્મ, સંતોષ, સદાચાર અને કીર્તિ નિરંતર જળવાઈ રહ્યાં હતાં.

જે કુટુંબમાં આચાર્યશ્રીનો જન્મ થયો તે કુટુંબ આન્ધ્ર દેશમાં વ્યોમસ્થંભ નામે પર્વતની પાસે કૃષ્ણાનદીની દક્ષિણે

બ્રાહ્મણોના કાકરવાડ* ( કાકુંભકર ) નામના મોટા નગરમાં રહેતું હતું. એ કુટુંબ શુદ્ધ વેલનાટ અથવા વેલનાડુ એ નામથી ઓળખાતું હતું. એ કુટુંબ વૈષ્ણવી દીક્ષાવાળુ, યજુર્વેદી, તૈત્તરીય શાખી, અને ભારદ્વાજ ગોત્રી હતું. એની કુળદેવી રેણુકા હતી.

એ કુટુંબના મૂળ પુરૂષ ગોવિંદાચાર્ય હતા. તેમના પુત્ર વલ્લભદીક્ષિત થયા, અને વલ્લભદીક્ષિતના પુત્ર યજ્ઞનારાયણભટ્ટ થયા.

યજ્ઞનારાયણભટ્ટ.

યજ્ઞનારાયણભટ્ટે ઘણાં વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળ્યા પછી દેવપુરના સુધર્મા નામના બ્રાહ્મણની નર્મદા નામની કન્યા સાથે લગ્ન કર્યું. એ (યજ્ઞનારાયણભટ્ટ) અતિથિનો સારી રીતે સત્કાર કરતા. એક વખત એમને ત્યાં દ્રવિડ દેશનો એક વિષ્ણુમુનિ નામનો અતિથિ આવ્યો. તે વિરક્ત દશામાં હતો. યજ્ઞનારાયણભટ્ટે તે દશામાં રહેવાનું પ્રયોજન પુછતાં તેણે કહ્યું કે હું હમ્મેશ હરિની ભક્તિજ પસંદ કરૂં છું. તે સાંભળી યજ્ઞનારાયણભટ્ટે પોતાને હરિની ભક્તિ પ્રાપ્ત થાય એને માટે પ્રાર્થના કરી ત્યારે વિષ્ણુમુનિએ જે ગોપાળમંત્ર વિષ્ણુસ્વામી, બિલ્વમંગળ, દિવોદાસ વગેરે તરફથી ચાલતો આવેલો તે મંત્ર એમને આપ્યો. પછી યજ્ઞનારાયણભટ્ટ શ્રી ગોકુલેશ ( શ્રી મદનમોહનજી ) ની સેવા કરવા લાગ્યા. પ્રભુને પ્રસન્ન કરવા માટે યજ્ઞનારાયણભટ્ટ દર વર્ષે એક સોમયજ્ઞ કરતા. એક વખત યજ્ઞમાં આહૂતિ આપ્યા પછી એમણે ભગવાનનું ધ્યાન ધર્યું ત્યારે ધ્યાનમાં ભગવાને પ્રકટ થઈ કહ્યું કે તું કાંઈ વરદાન માગ. ત્યારે એમણે કહ્યું કે આપની સેવા કરનારને આપનાં કલ્યાણકારી દર્શન કરતાં બીજો શો વધારે લાભ હોઈ શકે ? પછી ભગવાને કહ્યું કે સો સોમયજ્ઞ પુરા થયે હું તારા યશનો વિસ્તાર કરવા અને સદ્ધર્મનું રક્ષણ કરવા માટે તારા કુટુંબમાં અવતાર ધારણ કરીશ. એ પ્રમાણે કહીને ભગવાન અંતર્ધાન થઈ ગયા.

---

* આ ગામ નીઝામ સરકારની હાલની સરહદમાં હતું એમ અનુમાન થાય છે.

યજ્ઞનારાયણના પુત્રનું નામ ગંગાધરસોમયાજી હતું. એ પણ ધર્મિષ્ઠ અને વિદ્વાન્ હતા. એ ગોણીપુરના ત્રિરૂમલની કાંચી નામની પુત્રી વેરે પરણ્યા. એમણે ૨૮ સોમયજ્ઞ કર્યા, અને ઉત્તર અને પૂર્વ મીમાંસાનું રહસ્ય બતાવનાર ગ્રંથ રચ્યો.

ગંગાધરસોમયાજી.

એમના પુત્ર ગણપતિભટ્ટ પણ ધર્મિષ્ઠ હતા. એ દક્ષિણ મથુરાંના કેશવરામની અંબિકા નામની કન્યા વેરે પરણ્યા. એમણે ૩૦ સોમયજ્ઞ કર્યા. ઘણા શિષ્યો સહિત દક્ષિણ દેશમાં યાત્રા કરી શાકતો તથા તાંત્રિકોને જીતી એમણે વિજયધ્વજા રોપી, અને સર્વતંત્રનિગ્રહ નામનો ગ્રંથ રચ્યો. એ ગ્રંથનો છેલ્લો શ્લોક નીચે પ્રમાણે છે.

ગણપતિભટ્ટ.

वेदान् सर्वमतान् मते तु विमतान्यंगीकरोतीह किं ।
सोप्यन्यत् व्यवहारसाधकतया मानांतरं चाश्रयेत् ॥
आद्ये मूलविरोधिनामितरतो बाधाजुषां दुर्बला ।
गीरस्मादनुकूलतैव सुगति स्त्यागे न मानं पुनः ॥

અર્થ—આ તંત્રમતમાં વાદી વિવાદાસ્પદ ( અનિશ્ચિત ) તંત્રોનો અંગીકાર કરે છે. તે તે તંત્રને સ્વમતમાં સ્વતઃપ્રમાણ માને કે સર્વસંમત વેદથી પરતઃપ્રમાણ માને. પરતઃપ્રમાણ માનતો હોય તો મૂલવિરોધિ ( વેદવિરોધિ ) તંત્રોની વાણી દુર્બળ છે. વેદ સિવાય પ્રત્યક્ષાદિ પ્રમાણથી તત્રને પ્રમાણિત માનતો હોય તો પણ સ્વતઃપ્રામાણ્યની હાનિ થવાથી તંત્રોની વાણી દુર્બળ છે એમ સિદ્ધ થયું. માટે વેદાનુકૂળતા સ્વીકારવી તેજ સુગતિ છે. વેદનો ત્યાગ કરવામાં કોઈ પણ પ્રમાણ નથી.

ગણપતિભટ્ટના પુત્ર વલ્લભ અથવા બાલંભટ્ટ હતા. એ ધર્મપુરીના કાશીનાથની પૂર્ણા નામની પુત્રી સાથે પરણ્યા. એ સમર્થ વિદ્વાન્ હતા. દશ ગ્રંથ ઉપર વ્યાખ્યાન કરી "દશગ્રંથી" એ નામથી પ્રખ્યાત થયા. એમણે પાંચ સોમયજ્ઞ કર્યા, અને ભક્તિદીપ એ નામનો ગ્રંથ રચ્યો.

બાલંભટ્ટ.

એમને લક્ષ્મણભટ્ટ અને જનાર્દનભટ્ટ એ બે પુત્ર થયા.

લક્ષ્મણભટ્ટજી

લક્ષ્મણભટ્ટ એ શ્રેષ્ઠ પંડિત હતા. ઉત્તમ વિદ્યા સંપાદન કર્યા પછી વિદ્યાનગરના રાજાના પુરોહિત સુશર્માની યલ્લમાગારૂ નામની કન્યા સાથે એ પરણ્યા. એક સમયે પ્રતિપક્ષી રાજાએ કાકરવાડ નગરનો નાશ કર્યો અને એનું કાંઈ નિશાન રહેવા દીધું નહીં ત્યારે લક્ષ્મણભટ્ટજી અગ્રહાર નામના ગામમાં જઈ વસ્યા. એમને રામકૃષ્ણ નામનો પુત્ર અને સરસ્વતી અને સુભદ્રા નામની બે કન્યાઓ થઈ. ત્યાર પછી એ માતાપિતાની આજ્ઞાથી યાત્રાને મિષે ઘર છોડી જનાર્દનક્ષેત્રમાં જઈ સિદ્ધ અને વિદ્વાન્ પ્રેમાકર નામના મહાત્માની સેવા કરવા લાગ્યા. પુત્રનો વિયોગ સહન ન થવાથી વલ્લભભટ્ટજી લક્ષ્મણભટ્ટજીને ખોળવા નિકળ્યા. એમની સાથે લક્ષ્મણભટ્ટજીનાં સ્ત્રી તથા સાસુ અને છોકરાં હતાં. જનાર્દન ક્ષેત્રમાં જઈ પ્હોચતાં લક્ષ્મણભટ્ટજીનાં સ્ત્રી અને સાસુ પ્રેમાકરસ્વામીનાં દર્શન કરવા ગયાં. એમનો વિનય જોઇને પ્રેમાકરસ્વામીએ યલ્લમાગારૂને આશિષ્ દેઈ કહ્યું કે "તું પુત્રવતી થા." અને એમની માતાને કહ્યું કે "તું શાન્ત (સુખી) થા." પછી યલ્લમાગારૂની માતાએ કહ્યું કે મહારાજ એનો સ્વામી કોઈ મહાત્માની સેવા કરવા ગયો છે તે એને પુનઃ પ્રાપ્ત થાય અને આપનું આપેલું વરદાન સફળ થાય એમ આશિષ્ આપો. ત્યારે સ્વામીએ તથાસ્તુ કહ્યું. એટલામાં વલ્લભભટ્ટજી તથા લક્ષ્મણભટ્ટજી પણ ત્યાં જ ભેગા થયા. સ્વામીએ સર્વનું વૃત્તાંત સાંભળ્યા પછી લક્ષ્મણભટ્ટજીને પોતાને ઘેર જવાની આજ્ઞા કરી. પછી વલ્લભભટ્ટજી સ્વામીની સેવામાં રહ્યા, અને લક્ષ્મણભટ્ટજી પોતાનાં સાસુ અને કુટુંબીજનોને લેઇને પોતાને ઘેર આવી શ્રીગોપાળજીની સેવા કરવા લાગ્યા. તે પછી એમણે પાંચ સોમયજ્ઞ[1] કર્યા અને તેને અંગે સવાલક્ષ બ્રાહ્મણો જમાડવાનો સંકલ્પ કરી પોતે શિષ્યો, ચાકર, નોકરો તથા પોતાની પત્નીને સાથે લેઈ કાશીયાત્રા કરવા નિકળ્યા. પોતાની સાથે માત્ર જોઇતી

---

૧ શ્રી વલ્લભ દિગવિજયમાં ૧૦ સોમ યજ્ઞ કર્યાનું લખ્યું છે.

ચીજો લીધી અને પોતાનાં બાળકો તથા બીજું બધું પોતાના ભાઈ જનાર્દનને સોંપ્યું. પછી યાત્રાળુનો વેષ ધારણ કરી રસ્તે ચાલતાં પોષ વદ ૩૦ ના રોજ પ્રયાગ પહોંચ્યા અને ત્યાંની યાત્રા યથાવિધિ કરી. આ સ્થળમાં ચંપારણ્યના રાજાનો કારભારી એક કૃષ્ણદાસ શેઠ નામનો ગૃહસ્થ એમને મળ્યો. તેણે પુત્રની પ્રાપ્તિ માટે લક્ષ્મણભટ્ટજીની પ્રાર્થના કરતાં એમણે એને આશિર્વાદ આપ્યો. પછી કૃષ્ણદાસ પોતાને દેશ ગયો અને લક્ષ્મણભટ્ટજી વારાણસી (કાશી) ગયા. કાશીમાં હનુમાન ઘાટ ઉપર પોતાના ન્યાતીલા રહેતા ત્યાં એક સુંદર ઘર રાખી રહ્યા, અને પંડિતો, વિદ્વાનો અને સંન્યાસીઓ સાથે ધર્મ વાર્તા કરવા અને થોડે થોડે અંતરે બ્રહ્મભોજન કરાવવા લાગ્યા.

આચાર્યશ્રીનું પ્રાગટ્ય.

કેટલાએક વખત પછી દેશમાં ઉપદ્રવ થતાં ખબર આવી કે પશ્ચિમ દિશા તરફથી એક યવનનો બાદશાહ દિલ્હી આવ્યો છે અને તે યવનોની સેના લેઈ કાશીના દશનાગી સંન્યાસીઓ ઉપર ચડાઈ કરવા આવે છે. આ ખબર સાંભળી કાશીના રહેવાશીઓ ભયભીત થઈ બીજા દેશોમાં જવા નિકળ્યા. તે જોઇને લક્ષ્મણભટ્ટજી પણ સ્વદેશ જવા નિકળ્યા. એમની સાથે દક્ષિણ તરફના બીજા લોકો પણ નિકળ્યા. પછી લક્ષ્મણભટ્ટજી કેટલેક દિવસે ચોડાનગર (ચતુર્ભદ્રપુર) પાસે ચંપારણ્યમાં આવ્યા; ત્યારે રસ્તામાં શિવા (હરડે) ના ઝાડ નીચે અંધારી રાત્રિને વિષે એમનાં સ્ત્રી યલ્લમાગારૂને આઠમે માસે ગર્ભસ્રાવ થયો. એ ગર્ભ જીવતો નથી, એમ જાણી પોતાનું વસ્ત્ર ફાડી તેના એક કટકામાં વિંટી તેને એક શમીવૃક્ષની બખોલમાં મુકયો અને તેના ઉપર પાંદડાં ઢાંકયાં. તે પછી લક્ષ્મણભટ્ટજી અને બીજી મંડળી સાથે યલ્લમાગારૂ આગળ ચાલ્યાં. થોડે જઈ સર્વ મંડળીએ રસ્તામાં એક ઠેકાણે મુકામ કર્યો. ત્યાં યલ્લમાગારૂ અને લક્ષ્મણભટ્ટજીને સ્વપ્નમાં ભગવાને દર્શન દેઈ કહ્યું કે હું તમારે ત્યાં અવતરેલો છું.

બીજે દિવસે સવારે લક્ષ્મણભટ્ટજીને ખબર મળી કે દંડીસંન્યાસીઓએ મ્લેચ્છોની ફોજને હરાવી કાઢી મુકી છે અને કાશીમાં શાન્તિ ફેલાઈ છે. લક્ષ્મણભટ્ટજીએ એ ખબર પોતાની સાથેનાં માણસોને કહી અને તેઓ કયાં જવાનો ઇરાદો રાખે છે તે પુછયું. ત્યારે કેટલાએકે પોતાને દેશ જવાની ઈચ્છા બતાવી તેથી તેઓને તેમને દેશ જવાની રજા આપી. બાકી રહેલાઓમાંથી જેઓને કાશી જવાની ઉતાવળ હતી તેમને કાશી જવા દીધા. જેઓ લક્ષ્મણભટ્ટજીની સાથેજ રહેવાની ઈચ્છાવાળા હતા તેમને લક્ષ્મણભટ્ટજીએ આગલી રાત્રે ગર્ભસ્રાવ થયાની હકીકત કહી અને જણાવ્યું કે જાતાશૌચની નિવૃત્તિ થયા પછી અમે કાશી તરફ જઇશું. ત્યારે તેઓએ પણ એમની સાથે રહેવાની ખુશી જણાવી. પછી કેટલાંએક માણસોને તથા યલ્લમાગારૂજીને સાથે લેઇને જે સ્થળમાં ગર્ભસ્રાવ થયો હતો તે સ્થળે લક્ષ્મણભટ્ટજી ગયા. સાથેનાં માણસોને થોડે દૂર ઉભાં રાખી લક્ષ્મણભટ્ટજી તથા યલ્લમાજી જે સ્થળે ગર્ભને રાખ્યો હતો તે સ્થળે ગયાં ત્યારે ત્યાં એક અગ્નિમંડળની વચમાં યલ્લમાગારૂએ એક અપ્રાકૃત બાળકને પોતે વિંટેલા વસ્ત્ર ઉપર રમતો જોયો. યલ્લમાગારૂએ એ બાળક લક્ષ્મણભટ્ટજીને બતાવ્યો અને કહ્યું કે એ બાળક મારો છે, કેમ કે મારા સ્તનમાંથી દુધ વહે છે. લક્ષ્મણભટ્ટજીએ કહ્યું કે જો એ બાળક તમારોજ હશે તો અગ્નિ તમને માર્ગ આપશે. તે ઉપરથી યલ્લમાગારૂ તે બાળક તરફ ગયાં. અગ્નિએ એમને માર્ગ આપવાથી એમણે એ બાળકને ઉપાડી લેઈ પોતાની છાતી સાથે ચાંપ્યો. એજ બાળક શ્રીમદ્ વલ્લભાચાર્યજી હતા.

આચાર્યશ્રી પણ પોતે પોતાને અગ્નિરૂપ માનતા હોય એમ એમના ગ્રંથોમાં કોઇકોઈ ઠેકાણે અગ્નિનું સૂચન કરેલું છે તે ઉપરથી જણાય છે. તત્ત્વાર્થદીપની ટીકાના ત્રીજા શ્લોકમાં अग्निश्चकार तत्त्वार्थदीपं એ વાક્ય છે. સુબોધિની પ્રથમ સ્કંધના મંગળાચરણના ૫ મા શ્લોકમાં वैश्वानराद्वाक्पतेः એ શબ્દો મળી આવે છે. વ્યાસસૂત્ર અધ્યાય બીજાના પ્રથમપાદમાં ૨૬ મા સૂત્રની ટીકામાં अतो अग्निनामया सर्वतः વગેરે શબ્દો છે.

વળી એવી પણ એક વાર્તા ચાલે છે કે એક વખત આચાર્યશ્રીના પેટમાં કાંઈ દરદ થતું હતું ત્યારે એમણે એક સેવક પાસે કાંઇક ઔષધ મંગાવ્યું. તે આવ્યું એટલે પાસેની સઘડીમાં દેવતા હતા તેમાં આચાર્યશ્રીએ તે નાંખ્યું અને પછી થોડીવારે એમને જે દુઃખ થતું હતું તે મટી ગયું.

આચાર્યશ્રી પોતાને અગ્નિ રૂપ માનતા હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી, કેમકે હાલમાં પણ કેટલાએક પોતામાં અમુક તત્વ વધારે પ્રમાણમાં છે એમ માને છે.

ઉપર પ્રમાણેની હકીકતને લીધે આચાર્યશ્રીને ઘણા ગ્રંથોમાં વૈશ્વાનર–વૈશ્વાનરાચાર્ય કહેલા જોવામાં આવે છે.

**નામકરણ** આ બાળકને યોગ્ય સંસ્કાર કરાવવાને તથા સૂતિકાગૃહની યોગ્ય ગોઠવણ કરવાને લક્ષ્મણભટ્ટજીએ પાસેના ગામમાં જઈ મુકામ કર્યો. જે કૃષ્ણદાસ લક્ષ્મણભટ્ટજીને પ્રયાગમાં મળ્યો હતો તે આ ગામનો નાયક હતો. તે લક્ષ્મણભટ્ટજીને આ ગામમાં મળ્યો, અને સેવાચાકરી ફરમાવવાનું પુછતાં લક્ષ્મણભટ્ટજીએ એને સૂતિકાગૃહ અને મુકામ તૈયાર કરવાનું કહ્યું. તેથી તેણે થોડીવારમાં સર્વ તૈયાર કરાવ્યું, અને લક્ષ્મણભટ્ટજીને સર્વ પ્રકારની સામગ્રી ભેગી કરી આપી. પછી એમને કહેવા લાગ્યો કે આપે પ્રયાગમાં આશિષ્ દીધી હતી તેથી મારી સ્ત્રીને ગર્ભ રહ્યો છે પણ તે પુત્રવતી થાય એવી આશિષ્ આપો. લક્ષ્મણભટ્ટજીએ પ્રભુનું સ્મરણ કરી તેવી આશિષ્ આપી. પછી પોતાના બાળકને લક્ષ્મણભટ્ટજીએ સર્વ યોગ્ય સંસ્કારો યથાવિધિ કરાવ્યા અને એનું પ્રસિદ્ધ નામ **વલ્લભ** રાખ્યું. એ બાળકનું દૈવનામ **કૃષ્ણપ્રસાદ**, માસનામ **જનાર્દન** અને નાક્ષત્રનામ **શ્રાવિષ્ઠ** આવ્યું.

**જન્મ-તિથિ.** આ બાળક (આચાર્યશ્રી) નો જન્મ સંવત ૧૫૩૫[1] શાકે ૧૪૦૦, (સન ૧૪૭૯) ના વૈશાખ (ગુજરાતી ચૈત્ર) વદ ૧૧ ને ગુરૂવાર[2] ના રોજ ધનિષ્ઠા નક્ષત્રમાં રાત્રે ચંપારણ્યમાં[3] થયો હતો.

૧ શ્રી વલ્લભવિલાસમાં લખ્યું છે કે કલ્યાણભટ્ટજી કલ્લોલ નામના ગ્રંથમાં આચાર્યશ્રીનો જન્મ સંવત્ ૧૫૨૯ માં થયાનું લખેછે તેમજ પ્રાગટ્યસિદ્ધાંત વિગેરે

ગ્રંથોમાં પણ એજ વર્ષ આપ્યું છે. એ ગ્રંથો અમને મળી શક્યા નથી તેમજ એમાં લખેલી સંવત્ ૧૫૨૯ ની સાલ ખરી છે તે સાબીત કરવાનાં સાધનો પણ મળી આવતાં નથી. તે કારણથી યદુનાથવિજય, શંકર દયાળુએ છપાવેલો શ્રી વલ્લભદિગ્વિજય, કલ્પ-દ્રુમો નીજવાર્તાનાં પુસ્તકો તથા બીજા ગ્રંથોમાં આચાર્યશ્રીના જન્મની સાલ સંવત્ ૧૫૩૫ ની આપી છે તેજ અમે સ્વીકારી છે.

તજવીજ કરતાં માલમ પડે છે કે કલ્યાણભટ્ટ મઠપતિ કહેવાતા હતા. તે ઘણા વિદ્વાન્ હતા. તે દેશોદેશ ફરી પંડિતોની સભાઓ કરી વિજયપત્ર મેળવતા. એ પ્રમાણે વિજય કરતા કરતા એ એક વખત ગોકુળમાં આવ્યા. ત્યાં પ્રસાદ લીધા પછી વધેલી જુઠણ નીચ જાતવાળાને આપવા માંડતાં તેણે જુઠણ લેવાની ના પાડી. ત્યારે કલ્યાણભટ્ટના મનમાં આવ્યું કે અહીં જ્યારે નીચ જાતના લોકો આચારમાં આવા ઉત્તમ છે ત્યારે અહીં જય મેળવવો એ મુશ્કેલ છે. એ ઉપરથી એમણે પોતાનાં સઘળાં પુસ્તકો યમુનાજીમાં બોળી દીધાં. ત્યાર પછી કલ્યાણભટ્ટજી શ્રીગોકુલનાથજી પાસે રહેવા લાગ્યા. એમની પાસે રહી એમણે કલ્લોલ નામનો ગ્રંથ રચ્યો. એ ગ્રંથમાં સોળ તરંગ છે. ભાષામાં લખાયેલી એક પ્રત અમારા જોવામાં આવી તેમાં ૨૯ તરંગ હતા. શ્રીગોકુળનાથજીએ આચાર્યશ્રીના પૌત્ર હતા અને એમનો જન્મ સંવત્ ૧૬૦૬ માં થયો હતો. એ ઉપરથી અનુમાન થાય છે કે આચાર્યશ્રીના જન્મ પછી સુમારે સો વર્ષે કલ્લોલ નામનો ગ્રંથ લખાયો હતો. એ કારણથી એ ગ્રંથમાં જન્મની આપેલી સાલ સ્વીકારી શકાતી નથી.

પ્રાગટ્યસિદ્ધાંત નામનું પુસ્તક શ્રીગોકુળનાથજીના સેવક ગોપાળદાસે રચ્યું હતું. એ ગોપાળદાસ સોનગઢ્યારાના હતા. શ્રીગોકુળનાથજી સંવત્ ૧૬૯૭ માં લીલામાં પધાર્યા પછી એ ગ્રંથ લખાયેલો હોય એમ જણાય છે. તેથી તેમાં આપેલી સાલ ઉપર પણ વિશ્વાસ રાખી શકાતો નથી.

૨ કેટલાએક ગ્રંથમાં ગુરૂવારને બદલે રવિવાર લખ્યો છે. યદુનાથવિજયમાં જે વાર લખ્યો છે તેજ અમે કાયમ રાખ્યો છે.

૩ ચંપારણ્ય બે છે. એક બંગાળા ઇલાકામાં બિહારપ્રાંતના વાયવ્ય કોણમાં છે અને બીજું મદ્રાસ ઈલાકામાં નાગપુર તરફ રાયપુર પાસે છે. આચાર્યશ્રીનો જન્મ રાયપુર પાસેના ચંપારણ્યમાં થયો હતો. એ ચંપારણ્ય હાલ મદ્રાસ ઈલાકામાં છે. એ રણમાં હાલ સુધી એક યોજન જેટલી લંબાઈમાં ચંપાનાં વૃક્ષનું વન છે. હજુ પણ એમ દંતકથા ચાલે છે કે એ વનમાંથી જે ગર્ભવતી પસાર થાય છે તેનો ગર્ભ સ્રવી જાય છે. જે જગાએ આચાર્યશ્રીનો જન્મ થયો હતો તે જગા ઉપર હાલમાં એક ચોતરો અને બેઠક છે.

મુંબાઈથી બાર વાગે ટ્રેન ઉપડે છે તે ટ્રેનમાં નાગપુર થઈને રાયપુર જનાર માણસ રાયપુર બીજે દિવસે બપોર પછી સવા વાગે પહોંચેછે. રાયપુરમાં નૃસિંહલાલજી મહારાજની શ્રીચંદ્રમાજીની હવેલી છે. તે હવેલીમાં કાનજી મુખીયા છે તેમને મળવાથી અથવા રામચંદ્ર રામરતનની મારવાડી પેઢીના મુનીમને મળવાથી રાયપુરથી રાજીમ થઈ ચંપારણ્ય જવાની ગોઠવણ થાય છે. રાયપુરથી રાજીમ એક રેલવે માર્ફત જવાય છે અને ત્યાંથી ટાંગામાં બેસી ચંપારણ્ય જવાય છે. રાજીમથી ચંપારણ્ય આશરે ત્રણ માઈલ છે. ઉપર લખેલા રામચંદ્ર રામરતનની પેઢીવાળા તરફથી ચંપારણ્યમાં એક ધર્મશાળા બાંધવામાં આવી છે.

શાસ્ત્રી કનૈયાલાલ લખે છે કે જે વખતે આચાર્યશ્રીનું પ્રાકટ્ય થયું તે વખતે સઘળા દૈવી જીવોની વિપત્તિ નષ્ટ થઈ; આકાશ નિર્મળ થયું; શુભ નક્ષત્ર અને ગ્રહ તારા દેખાવા લાગ્યાં; સર્વ દિશાઓમાં શીતલ, મંદ, સુગંધ પવન વાવા લાગ્યો; સમુદ્ર, નદી, કૂપ, આદિ જળાશય સ્વચ્છ જળવાળાં થયાં અને પૃથ્વી ઘણી શોભાયમાન થઈ. પરસ્પર વૈર રાખવાવાળાં પશુ પક્ષીઓ નિર્વૈર થઈ ગયાં.

**આચાર્યશ્રીની જન્મકુંડલી**

વિશ્વનાથશાસ્ત્રી આચાર્યશ્રીની જન્મકુંડલી નીચે પ્રમાણે આપે છે.




**આચાર્યશ્રીની આકૃતિ**

આચાર્યશ્રીનું શરીર શ્યામ વર્ણનું હતું એમ નીચેની કડી ઉપરથી જણાય છે.

" સુંદર શ્યામ સુભગ નાસિકા, મેઘ ગંભીર મધુર ગિરિધારી."

કીશનગઢના રાજાને ત્યાં આચાર્યશ્રીની જે અસલ છબી છે તે ઉપરથી એમના શરીરના વર્ણનું, આકૃતિ અને કદનું અનુમાન થઈ શકે કે કેમ તે વિચારવાનું છે.

લક્ષ્મણભટ્ટજી એ જગામાં મુકામ કરી રહ્યા. ત્યાર પછી કૃષ્ણદાસની સ્ત્રીને પુત્ર સાંપડયો, તેથી કૃષ્ણદાસની લક્ષ્મણભટ્ટજી ઉપર પૂર્ણ આસ્થા ચોંટી. પ્રસૂતિને પૂરતા દિવસ થઈ ગયા પછી કૃષ્ણદાસની સ્ત્રી પોતાના પુત્રને લક્ષ્મણભટ્ટજીને પગે લગાડવા આવી. લક્ષ્મણભટ્ટજીએ એ બાળકને આશિર્વાદ આપ્યો. તે પછી લક્ષ્મણભટ્ટજી પોતાના કુટુંબ અને સાથીઓને લઈ કાશી જવાને તત્પર થયા. કૃષ્ણદાસે એમને મ્યાના, ગાડુ અને પાંચ સામંતો રક્ષણને માટે આપ્યાં. પછી એક માસમાં લક્ષ્મણભટ્ટજી કાશી આવી પહોંચ્યા અને પ્રથમ જે ઘરમાં રહેતા હતા તેજ ઘરમાં રહેવા લાગ્યા.

આચાર્યશ્રીની ભવિષ્યદર્શી-બાલચેષ્ટા.

અહીં આચાર્યશ્રી એમનાં માતાપિતા અને આપ્તમંડળને આનંદ આપવા લાગ્યા. છઠ્ઠે મહીને અન્નપ્રાશન કરાવ્યા પછી આ બાળકની પાસે ખેલવાની વસ્તુઓ મુકી તેમાં પરશુ ( કુવાડી ), પુસ્તક, પાટી, કલમ, રાજાનું પુતળું, વસ્ત્ર વગેરે પદાર્થો હતા. એ બધી ચીજોમાંથી આચાર્યશ્રીએ પુસ્તક લીધું, તે જોઈ યજ્ઞ કરવાવાળા સર્વ શાસ્ત્રીઓ પ્રસન્ન થયા.

આચાર્યશ્રીએ ભૂંખડીએ ચાલવાની શીરૂઆત કરી ત્યારે એમના બન્ને ચરણોમાં વજ્ર, કમલ, શંખ, ચક્ર, ગદા, અંકુશ, ધ્વજા, ધનુષ્ય, જવ, કુંભ, લતા, મત્સ્ય, તોરણ અને પતાકા એ શુભ ચિન્હો દેખાતાં હતાં. આ બાળકનું ચકિત થવું, સુંદર નેત્રથી જોવું, હસવું, બેન, ભાઈ, માતા, પિતા વગેરે સાથે ભાષણ કરવું,

યજ્ઞની પરિક્રમાની માફક ચાલવું, ફરવું, એ સઘળું અલૌકિક હતું.

આ બાળકે બોલતાં શીખ્યા પછી ધર્મના વિષયોમાં ધ્યાન રાખવા માંડયું. સાધુ, સંન્યાસી, પંડિત વગેરે એમના પિતા પાસે આવતા ત્યારે આચાર્યશ્રી તેમની વચ્ચે ચાલતી ધર્મવાર્તાઓ શ્રવણ કરતા અને વખતે વચમાં બોલવાનું સાહસ પણ કરતા. ધર્મ તરફ એમનું વલણ જોઇને તથા કોઈ કોઈ વખત ચમત્કારયુક્ત વચનો બોલતા તે સાંભળીને લક્ષ્મણભટ્ટજીની પાસે આવનાર સર્વ શાસ્ત્રી અને પંડિતો એમને **बालसरस्वती** અથવા **वाक्पति** કહી બોલાવવા લાગ્યા. બાલપણમાં જ્યારે બીજા છોકરાઓ રાજા થવાની રમત કરતા ત્યારે આચાર્યશ્રી ગુરૂ થવાનું પસંદ કરતા, અને પોતાના શિષ્યોને અમુક રીતે ભણાવવાની અને શિક્ષા આપવાની રમત કરતા.

આચાર્યશ્રીને પાંચમું વર્ષ બેઠું ત્યારે લક્ષ્મણભટ્ટજીને ત્રીજા પુત્રની પ્રાપ્તિ થઈ. એના પહેલાં કેશવ નામનો એક પુત્ર મરી ગયો હતો તેજ પુનઃ જન્મ્યો એમ ધારી એનું નામ કેશવપુરી રાખ્યું. હવે લક્ષ્મણભટ્ટજીને રામકૃષ્ણ, વલ્લભ અને કેશવ એ ત્રણ પુત્રો તથા સરસ્વતી અને સુભદ્રા એ નામની બે કન્યાઓ મળી પાંચ સંતાન થયાં.

**પ્રાથમિક-કેળવણી.**

લક્ષ્મણભટ્ટજીએ આચાર્યશ્રીને પાંચમા વર્ષથી અભ્યાસ કરાવવાની શીરૂઆત કરી, અને પ્રણવપૂર્વક પ્રથમ લખતાં શીખવ્યું. પછી બીજી વિદ્યા પણ આચાર્યશ્રીને શીખવી અને વ્યાકરણ, તર્ક અને ગણિતવિદ્યા ભણાવ્યાં. એ પ્રમાણે થોડુંઘણું જ્ઞાન સંપાદન કર્યા પછી આચાર્યશ્રી એમના પિતાના શિષ્યોની સાથે ગંગાજીના તટ ઉપર જતા ત્યારે બ્રાહ્મણોની વાદકથામાં ભાગ લેતા.

## પ્રકરણ ૨.

### ઉપનયન સંસ્કાર અને વિદ્યાભ્યાસ.

**ઉપનયન-સંસ્કાર સંવત્ ૧૫૪૨**

ચૈત્ર વદ ૯ના રોજ આપ્તવર્ગ અને વિદ્વાનોના એક મોટા સમારંભ સમક્ષ યોગ્ય વૈદિક ક્રિયાઓ સહિત આચાર્યશ્રીને ગર્ભથી આઠમે વર્ષે ઉપવીત આપવામાં આવ્યું. આ ક્રિયા વાદ્ય વગેરેના નાદ અને આનંદ સાથે પૂર્ણ થતાં, આચાર્યશ્રીને એમનાં સૌભાગ્યવતી ભગિનીએ તિલક કરી અક્ષત લગાવી હાથમાં સોપારી આપ્યું અને આરતી ઉતારી. બેનોને સુવર્ણની મુદ્રાઓ આપી પ્રસન્ન કરી. ત્યાં ભેગા થયેલા સગાંસંબંધી, અને વિદ્વાનોનો યોગ્ય સત્કાર કરવામાં આવ્યો. પછી લક્ષ્મણભટ્ટજીએ આચાર્યશ્રીને ગોપાળમંત્ર આપ્યો.

આ ઉપવીતની ક્રિયા સંવત્ ૧૫૪૨ માં કરવામાં આવી હોય એમ અનુમાન થાય છે. કેટલાએક ગ્રંથોમાં ઉપવીત પાંચમે વર્ષે આપવામાં આવ્યાનું લખ્યું છે.

શ્રી " વલ્લભનામાવલિ " સટીકમાં પાંચમે વર્ષે ઉપવીત આપ્યાનું લખ્યું છે. ( **पंचमाब्दोपनयन इति** ).

**વેદારંભ.**

જે સાલમાં ઉપવીત આપવામાં આવ્યું તેજ સાલના આષાઢ સુદ ૨ થી કુલપુરોહિત શ્રીવિષ્ણુચિત્ ગુરૂ પાસે આચાર્યશ્રીનો અભ્યાસક્રમ શીરૂ થયો. કૌપીન, દંડ, મૃગચર્મ અને યજ્ઞસૂત્ર ધારણ કરી, પિતાથી ગાયત્રી મંત્રોચ્ચારનું શ્રવણ કરી, યલ્લમાગારૂજીની પ્રથમ ભિક્ષા ગ્રહણ કરી, ગુરૂને ત્યાં આચાર્યશ્રીએ નિવાસ કર્યો. સજાતીય બ્રાહ્મણોને ત્યાં ભિક્ષા યાચી ગુરૂને નિવેદન કરી ગુરૂની પરિચર્યાપૂર્વક ભિક્ષાભોજન આદિ બ્રહ્મચર્યાશ્રમના ધર્મ આચાર્યશ્રી પાળવા લાગ્યા.

અધ્યયન.

ગુરૂએ એમને યજુર્વેદ ભણાવ્યો. કૃષ્ણયજુર્વેદની તૈત્તરિય શાખાના ગ્રંથો તથા સરહસ્ય યજુર્વેદ પોતાના પિતાએ ભણાવ્યા. અવશિષ્ટ યજુઃશાખાના ગ્રંથો વિષ્ણુચિત્ પાસે ભણ્યા. તિરૂમલ પાસે ઋગ્વેદ અને સામવેદ ભણ્યા. નારાયણદીક્ષિત પાસે ભાષ્યસહિત પાણિનીયસૂત્ર અષ્ટાધ્યાયી, ગૌતમ, કણાદના ભાષ્યાદિ ગ્રંથો તથા યોગ, સાંખ્ય, મીમાંસા, આગમ, શારીરિક ગ્રંથ વગેરે ભણ્યા અને છ શાસ્ત્રનો અભ્યાસ કર્યો. માધ્વસંપ્રદાયી આન્ધ્ર માધવેન્દ્રયતિ પાસે ગીતા, ભાગવત, અને નારદપંચરાત્ર ભાગવતશાસ્ત્રનું અધ્યયન કર્યું. વેદ બાહ્ય નૈયાયિક, વૈશેષિક, જૈન, બૌદ્ધ, ચાર્વાક આદિ મતનું વિવાદમાંજ અવધારણ કરી લીધું. ધર્મશાસ્ત્ર, જ્યોતિષ્, શિક્ષા આદિ અંગ, કાવ્ય, સાહિત્ય, કલા એ સઘળું પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓના સહવાસમાં ભણ્યા, અને શ્રીરામાનુજે બનાવેલા સૂત્ર—ભાષ્ય, વેદભાષ્ય, અને શાંડિલ્યસૂત્રાદિક ગ્રંથોની સમીક્ષા કરી.

બ્રહ્મ-વાદ.

અભ્યાસના સમયમાંજ આચાર્યશ્રીએ બ્રહ્મવાદ ( જે પાછળથી શુદ્ધાદ્વૈતના નામથી ઓળખાયો તે ) નો સિદ્ધાંત નક્કી કર્યો. અવકાશના વખતમાં પોતાના સહઅભ્યાસીઓને તે સમજાવવા લાગ્યા. એમ કરવાથી એમનો સિદ્ધાંત એમના ગુરૂઓના જાણવામાં આવ્યો, અને દિવસે દિવસે તે વધારે પ્રસિદ્ધ થયો. ઘણા પંડિતો તથા વિદ્વાનો એ વાદની સામે થયા અને તકરારો કરવા લાગ્યા. જુદેજુદે સ્થળે સભાઓ થતી તેમાં વાદ ચાલતાં તેમાં જોડાએલા વિદ્વાનોને આચાર્યશ્રી વિસ્મય પમાડતા, અને પોતાનો મત સ્થાપન કરતા. એમ કરવાથી આચાર્યશ્રી વિદ્વાનોમાં પૂજનીય થયા.

કેટલાંએક પુસ્તકોમાં લખ્યું છે કે આવા વાદથી લક્ષ્મણભટ્ટજીના મનમાં ક્લેશ થતો તેથી એમણે આચાર્યશ્રીને વાદમાં સામેલ થવાની મના કરી, ત્યારે આચાર્યશ્રીએ પોતાના સિદ્ધાંતનું સ્થાપન કરે અને પ્રતિપક્ષીના સિદ્ધાંતને તોડે એવા શ્લોકો એક કાગળમાં લખી તે કાગળ કાશીવિશ્વનાથના મંદિરની દિવાલે ચો-

ટાડ્યો. એ પ્રમાણે ૩૦ દિવસ સુધી એવા કાગળો ચોડાવ્યા; તેનો "પત્રાવલંબન" નામનો ગ્રંથ થયો. એ ગ્રંથ હાલ સુધી હયાતછે. બીજા ગ્રંથો ઉપરથી માલમ પડે છે કે એ પત્રો આચાર્યશ્રીએ આ સમયે ચોટાડ્યા નહોતા પણ ત્રણ પરિક્રમાઓ પુરી કર્યા પછી ચોટાડ્યા હતા. અમને એ વાત વધારે ખરી લાગે છે, તેથી આ સ્થળે અમે "પત્રાવલંબન" વિષે વધારે વિવેચન કરતા નથી.

**લક્ષ્મણભટ્ટજીનો વૈકુંઠવાસ.**

આચાર્યશ્રીનો અભ્યાસ પુરો થયા પછી થોડી મુદતે એમના પિતા લક્ષ્મણભટ્ટજીએ મકરનો સૂર્ય થતાં કાશી પુરીમાં વૈકુંઠવાસ કર્યો. કેટલાએક ગ્રંથોમાં એમના અવસાનની મીતિ સંવત્ ૧૫૪૯ ના ચૈત્ર વદ ૯ આપી છે.

લક્ષ્મણભટ્ટજીએ કાશીમાં દેહ છોડ્યો કે લક્ષ્મણબાલાજીમાં દેહ છોડ્યો એ બાબતમાં જુદા અભિપ્રાય જોવામાં આવે છે. રા. ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ અને વિશ્વનાથ શાસ્ત્રી પોતાના પુસ્તકમાં લક્ષ્મણબાલાજીમાં દેહ છોડયાનું લખે છે. યદુનાથવિજયમાં અને શ્રીવલ્લભદિગ્વિજયમાં કાશીમાં દેહ છોડયાનું લખ્યું છે. યદુનાથવિજય નામનો ગ્રંથ શ્રીયદુનાથજીએ જાતુના વખતમાં લખેલો જણાય છે અને શ્રીવલ્લભદિગ્વિજય નામનો ગ્રંથ શ્રીગોવિંદાચાર્યના આશ્રય નીચે કન્હૈયાલાલ શાસ્ત્રીએ રચેલો છે. આ છેલ્લો ગ્રંથ રચવામાં યદુનાથવિજય, માધવભટ્ટની પત્રિકા, સંપ્રદાયપ્રદીપ આદિ ગ્રંથોનો આધાર લેવામાં આવેલો જણાય છે. આ ગ્રંથ સંભાળથી શોધ કર્યા પછી લખાયેલો દેખાય છે. એ ગ્રંથના પેહેલા ભાગનું ભાષાંતર વ્રજભાષામાં શ્રી દેવકીનંદનાચાર્યના શાસ્ત્રી શંકરદયાળુશર્માએ કરેલું છે. માટે આ બે ગ્રંથો વધારે આધાર લેવા યોગ્ય છે.

વિશ્વનાથશાસ્ત્રીએ યદુનાથવિજયના ભાષાગ્રંથનો આધાર લીધેલો જણાય છે પણ ભાષાગ્રંથો જેવા જોઇએ તેવા ચોક્કસ હોતા નથી. ગોવર્ધનદાસ પોતાના ગ્રંથની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં કહે છે કે એમનો ગ્રંથ રચવામાં મૂલપુરૂષ, ચરિત્રચિંતામણી, સત્સિદ્ધાન્તમાર્તંડ, નીજવાર્તા અને પ્રાકટયની વાત વિગેરેનો આધાર લેવામાં આવ્યો હતો. વળી જણાય છે કે ગોવર્ધનદાસ મૂલગ્રંથ લખનાર નથી પણ તે તેમણે બે શાસ્ત્રીઓ પાસે લખાવ્યો હતો. ગોવર્ધનદાસ તો યથેચ્છ સુધારોવધારો કરી છપાવનાર છે; અને તેમને એ ગ્રંથમાં લખેલી હકીકતના ચોક્કસપણાની ખાત્રી નથી.

ગોવર્ધનદાસ તથા વિશ્વનાથવાળા ગ્રંથમાં લક્ષ્મણભટ્ટજીને કાશી છોડવાનું કારણ બતાવ્યું છે તે ભુલ છે. વળી ગોવર્ધનદાસવાળા ગ્રંથમાં લખ્યું છે કે લક્ષ્મણ-

ભટ્ટજીએ દેહ છોડતા પેહેલાં પોતાની મિલકતની વ્યવસ્થા કરી રામકૃષ્ણને શ્રી રામચંદ્રજીની મૂર્ત્તિ આપી પોતાના દેશમાં એક મંદિર કાઢવાની ભલામણ કરી, કેશવને દ્રવ્ય આપ્યું અને આચાર્યશ્રીને આચાર્ય પદવી ધારણ કરવાની ભલામણ કરી.

આવા પ્રમાણરહિત હકીકતવાળા ગ્રંથ ઉપર અમો વિશેષ આધાર રાખી શકતા નથી.

ભૂ-પરિક્રમા માટે તૈયારી.

પિતાશ્રીની સાંવત્સરિકક્રિયા કરીને તથા ન્હાના ભાઈ કેશવનું ચૂડાકર્મ ( મુંડન ) યથાવિધિ કરીને રામકૃષ્ણ વગેરેને પોતાને દેશ જવાની ઇચ્છા થઈ, અને આચાર્યશ્રીએ યાત્રા કરવા જવાનો વિચાર કર્યો.

આ વિષય ઉપર કુટુંબીજનોની એક સલાહ થતાં આચાર્યશ્રી પોતાની સાથે સભૂ, સ્વયંભૂ, વિધુ અને શંભુ નામના મુખ્ય શિષ્યોને લેઈ કાશી છોડી યાત્રા કરવા દક્ષિણ તરફ ચાલ્યા. રામકૃષ્ણ, એમની માતા તથા ભાઈ વગેરેને લેઈ શ્રાદ્ધ કરવા ગયાજી ગયા.

ગયા એ નગર ફલ્ગુ નદીને કીનારે કાશીથી દક્ષિણ તરફ આશરે સાઠ ગાઉને અંતરે છે. કાશીથી બાંકીપુર થઈ પટના ગયા રેલવે મારફત લોકો પ્રથમ પુનઃ પુના જાય છે. ત્યાં પેહેલું શ્રાદ્ધ કરી પછી ગયાજી શ્રાદ્ધ કરવા જાય છે. ગયાશ્રાદ્ધનું ઘણું માહાત્મ્ય ગણાય છે.



## પ્રકરણ ૩.

## પરિક્રમાનો આરંભ.

ચિત્રકૂટ.

કાશી છોડતી વખતે આચાર્યશ્રીએ યજ્ઞોપવિત, દંડ, મેખલા, કૌપીન, કટિવસ્ત્ર, કમંડલુ વગેરે સહિત, બ્રહ્મચારીનો વેષ ધારણ કર્યો હતો. કાશીથી પગે ચાલી આચાર્યશ્રી પ્રથમ ચિત્રકૂટ આવ્યા.

ઈસ્ટ ઇન્ડીયન રેલવે લાઈન ઉપર મારકુન્ડી અને માણેકપુર નામનાં સ્ટેશનો અલ્હાબાદની નજીકમાં છે. એ સ્ટેશનોથી પગરસ્તે ચિત્રકૂટ બાર ગાઉ દૂર છે. આ સ્થળમાં મુખ્યયાત્રા રામચંદ્રજીની છે. ત્યાં એક ચોતરા ઉપર તુલસીદાસની મૂર્ત્તિ છે અને પાસે એક મ્હોટા પથ્થરના ઓરસિયો પડેલો છે. ચોતરાની આસપાસ ચંદનનાં વૃક્ષ છે.

નીચેની કડી આ ચિત્રકૂટની બાબતમાં બોલાય છે.

चित्रकूट के घाट पर भइ संतनकी भीर;
तुलसीदास चंदन घसे तीलक करे रघुवीर.

આ ધામમાં લક્ષ્મણજાનકીસહિત શ્રીરામચંદ્રજીનું પૂજન કરી તથા ગિરિની પ્રદક્ષિણા કરી ત્યાંથી પોતાની જન્મભૂમિ ચંપારણ્ય, જ્યાં મહાનદ વહે છે ત્યાં આવ્યા. શિષ્યોએ કરેલી વેદિકા ઉપર સ્થિતિ કરીને આચાર્યશ્રીએ શ્રી ભાગવતનું પારાયણ કર્યું, અને રામકૃષ્ણની રાહ જોતા ત્યાં થોડા દિવસ રહ્યા. દરમ્યાન શિષ્યોએ ત્યાં એક કુવો બનાવ્યો. બાદ રામકૃષ્ણ વગેરે પ્રયાગ, ચિત્રકૂટ અને ભૃગુતુંગ થઈ હોલોત્સવને દિવસે એટલે ફાગણ વદ ૧ ને દિવસે ત્યાં આવી પહોંચ્યાં. થોડા દિવસ અહિં રહ્યા પછી સર્વે ત્યાંથી અમરકંટકેશ્વર જોવાની ઈચ્છાથી વિન્ધ્યગિરિ ગયાં.

ચંપારણ્યમાં ભાગવત પારાયણ.

ચંપારણ્ય સંબંધી જુવો પાછળ પૃષ્ઠ ૮ મું.

અમરકંટક એ વાઘેલખંડમાં રેવાસંસ્થાનમાં એક પહાડ છે; તે દરિયાનીસપાટીથી ૩૪૯૩ ફીટ ઊંચો છે. આ પહાડ સાતપુડા પર્વતની હારમાંનો છે, એનું શિખર સપાટ છે. આ પહાડમાંથી નર્મદાજી નિકળે છે. નર્મદાના મૂળની આસપાસ અનેક દેવસ્થાનો છે. અહીં નર્મદા નદીના ધોધ જોવાલાયક છે. Imperial Gazetteer of India by W. W. Hunter. Vol. I.

ત્યાં શિવજીનાં દર્શન કરી આગળ ચાલ્યાં અને પછી સિદ્ધિપદમાં મુકામ કર્યો. આ સ્થળમાં માધ્વસંપ્રદાયનો એક સર્વેશ્વર નામનો વિરક્ત અને પ્રખ્યાત બ્રાહ્મણ

વિંધ્યાચળ.

આચાર્યશ્રીની પાસે આવ્યો. અને તેણે આચાર્યશ્રીનો પ્રતાપ જોઈ શિષ્યોસહિત શિષ્ય થવાની પ્રાર્થના કરી, ત્યારે આચાર્યશ્રીએ ભગવાનની આજ્ઞાથી એને પોતાનો શિષ્ય કર્યો, અને એને હરિની ભક્તિ કરવાનો બોધ આપ્યો.

વૃદ્ધિનગર.

પછી ત્યાંથી એક વૃદ્ધિનગર નામના શેહેરમાંથી જતાં દામોદરદાસ નામનો એક શેઠનો છોકરો પોતાના ભાગ અને કુટુંબને છોડી આચાર્યશ્રીને શરણે થયો અને એમની સાથે ચાલવા લાગ્યો. આચાર્યશ્રીએ તેને મંત્ર અને માળા આપ્યાં અને પોતાની સાથે લીધો.

સ્તંભાદ્રિપુર.

આગળ ચાલતાં સ્તંભાદ્રિપુરમાં થઈ પાસેના વનમાં મુકામ કર્યો. ત્યાં આચાર્યશ્રીનો વાગ્વૈભવ જોવાને વિદ્વાન લોકો પોતાના શિષ્યો સહિત એમની પાસે આવ્યા. આચાર્યશ્રીએ એમનો સત્કાર કર્યો. પછી વિદ્વાનોએ આચાર્યશ્રીને અનેક પ્રશ્નો પુછયા, તેના એમણે સંતોષકારક ઉત્તર આપ્યા, તે સાંભળીને સર્વ ખુશી થયા અને સર્વ મંડળીએ આચાર્યશ્રીની પૂજા કરી.

અગ્રહાર.

ત્યાંથી આગળ ચાલતાં આચાર્યશ્રી અગ્રહાર નામના ગામમાં આવ્યા. કાકરવાડગામનો નાશ થયા પછી આ ગામમાં આચાર્યશ્રીના કાકા જનાર્દન રહેતા હતા. આચાર્યશ્રીના આગમનની વાત સાંભળી તે ઘણા પ્રસન્ન થયા, અને જળ, પલ્લવ, માંગળિક કળશ વગેરે લેઈ સામા આવ્યા અને આચાર્યશ્રીવગેરેને મળી પ્રસન્ન થઈ, આચાર્યશ્રીને તથા રામકૃષ્ણને એમના અગ્નિસહિત તથા યજ્ઞમાગારૂ અને શિષ્યો વગેરેને પોતાને ઘેર લાવ્યા. આ સ્થળમાં મુકામ કર્યા પછી આસપાસથી આવતા પંડિતો અને વિદ્વાનોની સાથે આચાર્યશ્રી ધર્મસંબંધી ચર્ચા કરવા લાગ્યા. એમનું અગાધ જ્ઞાન, વાક્પટુતા અને ગાંભીર્ય જોઈ સઘળા સંતોષ

પામ્યા; અને આવેલામાંથી ઘણા એમના શિષ્યો થયા, તેઓને એમણે ગોપાળદશાક્ષર અને અષ્ટાક્ષર મંત્ર આપ્યા. આ સ્થળમાં થયેલા શિષ્યો પૈકી આચાર્યશ્રીની ફોઇનો દિકરો શંભુ પણ એક હતો. ત્યાંથી આચાર્યશ્રી આગળ જવાનો વિચાર કરતા હતા તેથી ન્હાના ભાઈ કેશવને ત્યાંજ યથાવિધિ ઉપવીતસંસ્કાર કરાવ્યો.

**દક્ષિણ યાત્રા કરવાનો વિચાર.**

વિદ્યાનગરથી એક બ્રાહ્મણ એમનાં માતુશ્રીને શોક મુકાવવાને માટે તેડવા આવ્યો. આ બ્રાહ્મણે આચાર્યશ્રીને ખબર કહી કે વિદ્યાનગરના રાજાની સભામાં ધર્મ સંબંધી વાદ થાય છે. તે ઉપરથી આચાર્યશ્રીએ વિદ્યાનગર જવાનો વિચાર કર્યો, અને પોતાનાં માતુશ્રીને કહ્યું કે પિતાશ્રીએ કરેલી આજ્ઞા પ્રમાણે યાત્રા કરવા જવાનો અમારો વિચાર થાય છે. ત્યારે માતાએ કહ્યું કે જેમ આપની ઈચ્છા હોય તેમ કરો. ત્યારે આચાર્યશ્રીએ શિષ્યોને વિદ્યાનગર જવાનો વિચાર જણાવી તૈયારી કરવાનું કહ્યું. પછી ભર્ત્તા અને પુત્ર બંનેનો વિયોગ સહન થઈ શકશે નહીં એમ ધારી માતુશ્રીએ આચાર્યશ્રી પાસે આવી કહ્યું કે તમારે નિમિત્તે મેં વ્યંકેટશની યાત્રા કરવાનો અને ભેટ ધરવાનો સંકલ્પ કરેલો છે, માટે જો મને સાથે લેઈ જાઓ તો હું આવું. ત્યારે આચાર્યશ્રીએ હા પાડી. પછી આચાર્યશ્રી, એમનાં માતુશ્રી, નાની બેન સરસ્વતી અને શિષ્યો એટલાં વ્યંકટેશ જવાની તૈયારી કરવા લાગ્યાં.

**જવાની તૈયારી.**

વિદાય થતી વખતે આચાર્યશ્રીએ દેવાલયમાં જઈ પોતાના કાકા પાસેથી એક શાલગ્રામ અને ભાગવતનું એક પુસ્તક માગી લીધાં. એમનાં માતુશ્રીએ મુકુંદની મૂર્તિ માગી લીધી. જનાર્દને તે આપતી વખતે પ્રસન્ન ચિત્તથી કહ્યું કે આ શાલગ્રામ બ્રહ્માએ પૂજન કરેલા છે, આ ભાગવતનું પુસ્તક ગંગાધરભટ્ટ તરફથી મળેલું છે, અને આ મુકુંદની મૂર્તિ ગોવિંદાચાર્ય તરફથી મળેલી છે.

અગ્રહાર છોડતી વખતે આચાર્યશ્રીએ બ્રહ્મચારીનો જ વેષ રાખ્યો હતો. સિદ્ધપદથી આવેલા લક્ષ્મણભટ્ટજીના શિષ્યો પૈકી કેતુ, કમંડલુ, અને લકુટાલૌકી જેઓ વિરક્ત હતા તેમને રક્ષણને માટે સાથે લીધા; શંભુભટ્ટને પાકને માટે અને સ્વભૂ અને સ્વયંભૂને વિવાદને માટે સાથે લીધા. બીજા શિષ્યો ગુજરાતના તથા ગૌડ દેશના કાશીથી સાથે આવેલા હતા તે પણ સાથે આવ્યા. ભાર ઉપાડવાને માટે જનાર્દનભટ્ટે ઘોડાં અને કાવડો આપી તે પણ સાથે લીધાં. શાલગ્રામ અને મૂકુંદની મૂર્તિને ત્રાંબાની એક ન્હાની મંજૂષામાં ઘાલી આચાર્યશ્રીએ તે મંજૂષા પોતાના મસ્તક ઉપર ધારણ કરી લીધી. દામોદરે ભાગવતનું પુસ્તક લીધું. પછી કાકા જનાર્દન અને ભાઈ રામકૃષ્ણ વગેરે કુટુંબીજનોની રજા લેઈ, આચાર્યશ્રી માતા બેન અને શિષ્યોની સાથે ત્યાંથી વિદાય થયા.

વિદ્યાનગર તરફ પ્રયાણ.

પ્રવાસમાં આચાર્યશ્રી મુકુંદની સેવા કરતા, અને ઠાકોરજીને બાળભોગમાં સાકર, ગાયનું ઘી અને સારૂં ફળ અથવા સાથવો ધરાવતા. અને સંધ્યાવંદન કર્યા પછી શાલગ્રામની મંત્રવિધિવડે પૂજા કરતા, અને તે પછી શેષાન્હિક તથા મધ્યાન્હિક કરતા. એટલામાં માતુશ્રીએ તૈયાર કરેલ પાક ત્રણ પત્રાવલિમાં ધારણ કરીને એક પત્રાવલિ મુકુંદને, એક શાલગ્રામને અને એક ભાગવતને અર્પણ કરતા. ભગવાનને આચમન કરાવ્યા પછી શંભુ વૈશ્વદેવ કરતો. માતા ચરણોદક પાન કરી પોતાનું આન્હિક કરતાં અને આચાર્યશ્રી ભગવાનને તાંબૂલ અર્પણ કરી નીરાજન કરતા. તે પછી સૌ શિષ્યો પ્રદક્ષિણા કરતા. અને માતા એક પત્રાવળિ આચાર્યશ્રીને પીરસતાં, એક શંભુને પીરસતાં અને વૈશ્વદેવશેષ અતિથિને આપીને સર્વને ભોજન કરાવતાં. આચાર્યશ્રી

પ્રવાસમાં નિત્ય નિયમ.

જમી રહ્યા પછી એમની પાતળમાંનું અવશેષ અન્ન દામોદરદાસને આપીને ત્રીજી પત્રાવલીમાંનું અન્ન પોતે જમતાં.

પ્રાતઃકાળમાં આચાર્યશ્રી આન્હિક કરી લેઈ ચાલતા. સાયંકાળે પણ આન્હિક કરતા અને રાત્રે શ્રી ભાગવતની કથા કરતા.

પુષ્પદંતાચાર્ય.

એ પ્રમાણે પ્રયાણ કરતાં આચાર્યશ્રી કૃષ્ણા નદીની પાસે આવ્યા અને એક સુંદર જગામાં મુકામ કર્યો. ત્યાં એમની સાથે વિવાદ કરવા એક પુષ્પદંતાચાર્ય નામનો બ્રાહ્મણ આવ્યો. આચાર્યશ્રીએ એનો સત્કાર કર્યો. પછી એ બ્રાહ્મણે આચાર્યશ્રીને કહ્યું કે ગણેશજીને દેવતાના સ્વામી પણ પૂજે છે, અને એમના વગર કલ્યાણ થઈ શકતું નથી. માટે તમારે ગણેશજીને પૂજવા જોઇએ અને તેમ કરવાની જરૂર ન હોય તો તે સિદ્ધ કરો. ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે વિધિ કરવાવાળા લોકો ગણેશજીને પૂજે છે, અને વેદમાં ગણના સ્વામી ઈશ્વર કહેલા છે, અને તમારા ગણપતિ એ ઈશ્વરના અંશ છે. અમે ઈશ્વરને પૂજીએ છીએ તેથી ઈશ્વરના પેટામાં ગણેશજીની પૂજા આવી જાયછે, તે કારણથી ગણેશજીની જૂદી પૂજા કરવાનું પ્રયોજન નથી. આ ઉત્તર સાંભળી તે બ્રાહ્મણને ગુસ્સો થયો, અને તે ગણપતિના આવેશથી દાંત બહાર કાઢી આચાર્યશ્રીને મારવા તડયો. એટલામાં આચાર્યશ્રીના શિષ્ય વેત્રભૃત્, કેતુ વગેરેએ એને કાઢી મુકયો. અને ત્યાં આવેલા બીજા બ્રાહ્મણોએ પુષ્પદંતાચાર્યની હાંસી કરી.

મંગળપ્રસ્થમાં ઢુંઢીનો પરાજય.

પછી આચાર્યશ્રી ત્યાંથી **મંગળપ્રસ્થ** ગયા અને ત્યાં શ્રી નૃસિંહજીનાં દર્શન કરી ભેટ અર્પણ કરી શ્રી ભાગવતનું પારાયણ કર્યું; એટલામાં ત્યાં વિદ્વાનોમાં શ્રેષ્ઠ એવો ઢુંઢી નામનો યાજ્ઞિક બીજા વિદ્વાનો અને શિષ્યોની સાથે આચાર્યશ્રીની પાસે આવ્યો. તેણે યાજ્ઞિક વિષયમાં આચાર્યશ્રીને અનેક પ્રશ્નો પુછયા, તેના સંતોષકારક ઉત્તર આપીને આચાર્યશ્રીએ તેને શ્રૌત અનુલોમ

વિલોમ કથાવડે જીત્યો. ત્યારે તે આચાર્યશ્રીને પ્રણામ કરી દીનતા કરવા લાગ્યો.

પછી આચાર્યશ્રી ત્યાંથી આગળ ચાલ્યા અને એક કુંડિન નામનાં ગામમાં આવ્યા. ત્યાંના વિદ્વાનોએ આચાર્યશ્રીને પ્રતિબિંબવાદ સંબંધી પ્રશ્નો પુછયા. પ્રતિબિંબવાદ સબળ નથી એમ સમજાવી આચાર્યશ્રીએ કહ્યું કે

પ્રતિબિંબ વાદ.

**मायाजवनिकाच्छन्नं नाऽन्यथा प्रतिबिंबते ॥**

અર્થ—માયારૂપી પડદાથી ઢંકાયલા બ્રહ્મનું કોઈ રીતે પ્રતિબિંબ પડે નહિ.

ત્યાંથી આચાર્યશ્રી કાલશ્રી (ગામ) ગયા. ત્યાંના વિદ્વાનોએ આચાર્યશ્રીને ખ્યાતિવાદ સંબંધી પ્રશ્ન પૂછયા. ખ્યાતિવાદ એ વેદ અને યુક્તિથી બાધિત છે એમ આચાર્યશ્રીએ સાબીત કરી આપ્યું અને બ્રહ્મવાદનું પ્રતિપાદન કર્યું.

ખ્યાતિવાદ.

પછી આચાર્યશ્રી ત્યાંથી વ્યંકટેશ પધાર્યા. ત્યાં પર્વતની તળેટીમાં બિરાજતા શ્રીરામચંદ્રજીનાં દર્શન કરી, છ ટુંકો ઓળંગી આચાર્યશ્રી પોતાનાં મા વગેરે સહિત શ્રી લક્ષ્મણબાલાજીના ધામમાં ગયા. ત્યાં શ્રી લક્ષ્મણબાલાજીનાં દર્શન કરી બધાંએ ભેટ ધરી, અને ચરણોદક અને પ્રસાદ ગ્રહણ કર્યાં. પછી ત્યાં કેટલાએક દિવસ રહી આચાર્યશ્રીએ ભાગવત ગ્રંથોનું અવલોકન કર્યું. દરમ્યાન એક દિવસે એમની માતાએ કહ્યું કે મેં આપના ગુરૂ ( લક્ષ્મણભટ્ટજી ) ને સ્વપ્નમાં શ્રીલક્ષ્મણબાલાજીનાં મુખારવિંદમાં પ્રવેશ કરતાં જોયા. ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે એ સ્વપ્ન ખરૂં છે. અમારા પિતાશ્રી પ્રભુને પ્રાપ્ત થયા છે એ વિષે હવે કાંઈ સંશય રહેતો નથી. પછી માતાએ પૂર્વે કરેલા સંકલ્પ પ્રમાણે હાર,

વ્યંકટેશ અને લક્ષ્મણબાલાજી.

**ભેટ વગેરે જે અર્પણ કરવાનું હતું તે અર્પણ કરીને તથા મહા-પ્રસાદ ચરણામૃત વગેરે લેઇને ત્યાંથી સર્વ ચાલ્યાં.**

સધર્ન મરાઠા રેલવેપર ગંટાકલ જંકશન છે ત્યાંથી બહાર તરફ જતી દક્ષીણ હિંદ રેલવેના રાણીગંટાને સ્ટેશનેથી ઉતરી શ્રી વ્યંકટેશ જવાય છે; રાણીઘંટાથી આઠ માઈલને છેટે ત્રિપતિ છે, ત્યાંથી વ્યંકટેશના પાહાડનો ચડાવ શરૂ થાય છે. ત્રિપતી એ પ્રગણાનું મુખ્ય ગામ છે, અને ત્યાં માજીસ્ત્રેટ તથા ફોજદાર રહે છે. અ-હીંથી બાલાજી સાત માઇલ દૂર છે. પહાટ ઉપર જતાં વચમાં પગથીઆં આવે છે. વ્યંકટેશના પહાડ ઉપરના ઠાકોરજીને ત્યાંના લોકો ગોવિંદા કહે છે. ત્યાં એક સોને રસેલો સ્તંભ છે તેને ગરૂડસ્તંભ કહે છે. બાલાજીનું મંદિર મ્હોટું છે ત્યાં ભાત અને ખીચડીનું નૈવેદ્ય ધરાવવામાં આવે છે; તથા ત્યાં પાપવિમોચની ધારા છે.

વેણાનદી અને રવિનાથનો સમાગમ.

પછી આચાર્યશ્રી વેણાનદી પાસે આવ્યા. ત્યાં હરિની સેવા કરતા હતા તે વખતે ઘણા વિદ્વાનો આચાર્યશ્રીનો યશ સાંભળી એમની પાસે આવ્યા. તેઓમાંના એક વેદપાઠી રવિનાથવૈદિકે “તમે વેદની પરીક્ષા આપો” એમ કહી એક એક પદ છોડીને સો મંત્ર સુધી પદાવલિ બોલ્યા. ત્યારે આચાર્યશ્રીએ એ પદાવલિનો વિલોમ ( અવળો ) પાઠ કરી બતાવ્યો. એ જોઈ રવિનાથ ઘણા પ્રસન્ન થયા. અને કહેવા લાગ્યા કે આપ તો બાળસરસ્વતી છો તે પછી એક પંડિતે પૂછયું કે તમ ( અંધકાર ) એ દ્રવ્ય છે કે નહિ? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તે માત્ર પ્રકાશનો અભાવ છે.

તે પછી આચાર્યશ્રી ત્યાંથી વિદ્યાનગર પધાર્યા.

———:૦:———

# પ્રકરણ ૪.

## વિદ્યાનગર અને આચાર્યશ્રીનો કનકાભિષેક.

વિદ્યાનગર.

આચાર્યશ્રીના સમયમાં ( પંદરમા સૈકામાં ) વિદ્યાનગર એ મોટું અને ભવ્ય શેહેર હતું. એનું બીજું નામ વિજયનગર હતું. આર્યાવર્તનો જે ભાગ કિષ્કિંધાના નામથી ઓળખાય છે અને જ્યાં શ્રીરામચંદ્રજીએ વાલીને મારી તેનું રાજ્ય સુગ્રીવને આપ્યું હતું તે ભાગમાં એ નગર વસ્યું હતું. જે સ્થળ ઉપર વાલીને મારવામાં આવ્યો હતો તે સ્થળ ત્યાંના રહેવાસીઓ હાલમાં યાત્રાળુઓને બતાવે છે. તુંગભદ્રાનદીને ઉત્તરકાંઠે પૂર્વમાં વાલીના પુત્ર અંગદના નામ ઉપરથી અંગદી નામનું ગામ હતું. વિદ્યાનગરના રાજાઓએ એ ગામમાં હાથીખાનું બંધાવ્યું ત્યારથી અંગદીને બદલે એ ગામનું નામ અનગુંડી ( અન એટલે હાથી, ગુંડી-શેરી ) પડયું. હાલ સુધીમાં અનગુંડી ગામ હયાત છે અને તેમાં કૃષ્ણદેવરાજાની દીકરીના વંશજો રહે છે. પાસેનાં મુસલમાની રાજ્યોએ એકત્ર થઈ વિજયનગર અથવા વિદ્યાનગરનો તલ્લિકોટાની લડાઈ વખતે સન ૧૫૬૫ માં નાશ કર્યો. ત્રણેક વર્ષ ઉપર લોર્ડ કર્ઝન આ નગરનાં ખંડેરો જોવા ગયા ત્યારે એ શેહેરનાં ખંડેરોની કારીગિરિ અને ભવ્યતા જોઈ એમણે ત્યાં ને ત્યાં રૂ.૫૦૦૦૦) તે ખંડેરો સાફ કરાવવાને માટે ખરચવાની મંજુરી આપી. સરકારી રીપોર્ટ ઉપરથી જણાય છે કે એ ખંડેરોનો કેટલોએક ભાગ સાફ કરાવી દુરસ્ત કરાવવામાં આવ્યો છે.

નગરવિસ્તાર.

વિદ્યાનગર શહેર એ તુંગભદ્રાને દક્ષિણ કાંઠે વસાવવામાં આવ્યું હતું. એ શેહેરનો વિસ્તાર પૂર્વ પશ્ચિમ ૧૬ માઈલ અને ઉત્તર દક્ષિણ ૧૦ માઈલ સુધી હતો. આચાર્યશ્રીના વખતમાં એ શેહેરમાં ૩૦ લાખ માણસની વસ્તી હતી. એમાં રાજા, અમીર ઉમરાવો, નાયકો, ખંડિયા રાજાઓ, ફિરંગી-

ઓ, પરરાજ્યના એલચીઓ તથા ધનાઢય પ્રજાના ઘણા સુશોભિત, વિશાળ અને આકાશચુંબી મેહેલો હતો. વસ્તીનો મોટોભાગ ધર્મનિષ્ઠ હતો. એમાં ૪૦૦૦ મ્હોટાં દેવળો અને મંદિરો હતાં. નાનાં મંદિરો અગણિત હતાં. રસ્તા પહોળા ને વિશાળ હતા. શેહેરમાં અનેક બાગ બગીચા, કુંડ તથા વિહાર અને વિશ્રામનાં સ્થાનો હતાં, ચોક અને બજારો વિશાળ અને મનોહર હતાં.

કૃષ્ણદેવ રાજા.

આચાર્યશ્રી વિદ્યાનગર ગયા તે વખતે ત્યાંનો ખરો રાજા કૃષ્ણદેવજ હતો. નામનો રાજા એનો ઓરમાણ ભાઈ વીરનૃસિંહ હતો. તે રાજ્ય ચલાવવાને અશક્ત હોવાથી તમામ વહિવટ કૃષ્ણદેવ રાજા ચલાવતો હતો. વીરનૃસિંહ સન ૧૪૯૦-૯૧ માં ગાદીએ બેઠો હતો. એની માએ કૃષ્ણદેવરાજાની આંખો ફોડી નાંખવાની ટીમ્માસલુવા નામના મુખ્ય મંત્રીને આજ્ઞા કરી હતી પણ તે મંત્રીએ તેમ ન કરવાથી તે વીરનૃસિંહ ભયને લીધે વિદ્યાનગરમાં ન રહેતાં ચંદ્રગિરિ નામના બીજા રાજધાનીના શેહેરમાં રહેતો હતો એમ અનુમાન થાય છે. આચાર્યશ્રી સન ૧૪૯૩-કે ૧૪૯૪ માં વિદ્યાનગર પધારયા તે વખતે કૃષ્ણદેવરાજાજ રાજ્યગાદી ઉપર હતો, અને રાજ્યનો તમામ વહિવટ તે ચલાવતો. કૃષ્ણદેવરાજા ચંદ્રવંશીય હતો.

કૃષ્ણદેવનું ચારિત્ર્ય.

રાજા ધર્મનિષ્ઠ હતો. તેના મેહેલમાં રોજ ૨૦૦૦ બ્રાહ્મણો પૂજાપાત્રી કરવા આવતા. તે સવારમાં વહેલો ઉઠી પટ્ટા ખેલતો અને તલવારથી કસરત કરતો. પછી પોતાનું નિત્યકર્મ કરી તમામ રાજ્યવહિવટ ઘણી કાબેલીયતથી ચલાવતો. તે વિદ્વાન્ અને કવિ હતો. તેણે રચેલા 'અમુક્ત મલીઆદ' કાવ્ય ઉપરથી તેની ઉંચી કવિત્વશક્તિ જણાઈ આવે છે. તે વિદ્વાનો, પંડિતો અને કારીગરોનો સારો સત્કાર કરતો અને તેઓને ઉત્તેજન આપતો.

એનું રાજ્ય હિંદના આખા દક્ષિણ ભાગ ઉપર હતું. મલબાર કાંઠા ઉપર ભટકલ બંદરથી છેક કન્યાકુમારી સુધી ૬૦૦ માઇલિ, કોરોમાન્ડલ કિનારા તરફ રાજમહેંદ્રીથી કન્યાકુમારી સુધી ૯૦૦ માઇલિ અને ભટકળથી રાજમહેંદ્રી સુધી ૬૨૫ માઇલિ એટલા પ્રદેશ ઉપર એનું રાજ્ય હતું. હાલના હૈદરાબાદના રાજ્યનો મ્હોટો ભાગ અને મ્હૈસૂર, મદુરા, ત્રાવણકોર, તાંજોર વગેરે રાજ્યો તથા મદ્રાસ ઇલાકાનો મ્હોટો ભાગ તે વખતે કૃષ્ણદેવ રાજાને તાબે હતાં.

રાજ્યનો વિસ્તાર સમૃદ્ધિ અને બળ.

આ રાજ્ય ઘણુંજ બળવાન હતું. એની ઉત્તરે દક્ષિણનાં પાંચ મુસલમાની રાજ્યો હતાં અને ઇશાનકોણ તરફ ઓરિસ્સાનું રાજ્ય હતું. એ ઓરિસ્સાનો કેટલોએક ભાગ જીતી લેઈ તેના રાજાની દીકરી વેરે પરણી તે રાજાની સાથે કૃષ્ણદેવે સલાહ કરી હતી.

એ રાજ્યનાં ૭૦ મ્હોટાં બંદરો હતાં. દેશ-પરદેશ સાથે પુષ્કળ વ્યાપાર ચાલતો રાજ્ય જુનું અને વિસ્તીર્ણ હોવાથી તેમાં પુષ્કળ દ્રવ્ય હતું.

કૃષ્ણદેવરાજા ૧૦ લાખ પાયદળ, ૫ હજાર હાથી અને ૧ લાખ ઘોડેસ્વારનું લશ્કર રાખતો. હુકમ મળતાં તરત લડવાને તૈયાર થાય એવી સ્થિતિવાળું એક લાખ પાયદળ, પાંચસેં હાથી અને ૨૦૦૦૦ ઘોડેસ્વારનું સૈન્ય વિદ્યાનગરમાં જ રાખવામાં આવતું.

આ રાજ્યની વિશેષ હકીકતને માટે મી. બી. સૂર્યનારાયણરાવ અને મી. સુવેલના વિજયનગરના ઇતિહાસો જોવાની અમે વાંચનારને ભલામણ કરીએ છીએ. મી. સૂર્યનારાયણરાવે એમના ઇતિહાસના પુસ્તકમાં કૃષ્ણદેવરાજાની છબી પણ આપી છે.

વિદ્યાનગરનો ઇતિહાસ.

*   *   *   *   *

વિદ્યાનગર પાસે આવતાં એક શિષ્યને પોતાના મામાને ખબર આપવા આચાર્યશ્રીએ આગળ મોકલ્યો. મામા રાજ્યવિભૂતિ લેઈ આચાર્યશ્રી વગેરેને લેવા સામા આવ્યા. પોતાની બેન અને ભાણેજને મળી લક્ષ્મણભટ્ટજી લીલામાં પધાર્યા બાબત શોક દર્શાવી સવારીમાં ચડવાની પ્રાર્થના કરી. આચાર્યશ્રીએ સવારીનો નિષેધ બતાવ્યાથી, બંધુવર્ગ, સ્ત્રીવર્ગ, ઘોડા, હાથી વગેરેને લેઈ આચાર્યશ્રીને આગળ કરી બધાં ચાલતાં ગામમાં આવ્યાં અને મામા વિદ્યાભૂષણ જે વિદ્યાનગરના કૃષ્ણદેવરાજાનો દાનાધ્યક્ષ હતો તેને ઘેર મુકામ કર્યો. મામાએ સર્વનો આદરસત્કાર કર્યો. અને આચાર્યશ્રીને રાજાના દરબારમાં વાદ ચાલતો હતો તેની સર્વ હકીકત કહી.

વિદ્યાનગરમાં પધરામણી.

કૃષ્ણદેવ રાજાની રાણી માધ્વસંપ્રદાયના આચાર્ય વ્યાસતીર્થ દંડીની સેવક હતી. તે આચાર્યે રાજાને દીક્ષા આપવાની ઇચ્છા કરી ત્યારે શાંકર વિદ્વાનો સામા થયા. તે ઉપરથી કયો મત સારો છે એ જાણવાની રાજાને ઇચ્છા થઈ. રાજાએ મુખ્ય મુખ્ય આચાર્યોને આમંત્રણ કરી દેશના પ્રખ્યાત વિદ્વાનોને અને પંડિતોને બોલાવી વાદ કરવાની આજ્ઞા કરી; તેથી દંડીઆચાર્ય અને શાંકર વિદ્વાનોની વચ્ચે વાદ ચાલ્યો. માધ્વના સહાયક નિમ્બાર્ક, વિષ્ણુસ્વામી અને રામાનુજ વૈષ્ણવો હતા. અને શાંકર વિદ્વાનોના સહાયક શૈવ, શાક્ત, ગાણપત્ય અને સૌર હતા. મધ્યસ્થ તરીકે ગૌતમ, કણાદ અને મીમાંસકભટ્ટ વગેરે હતા. આચાર્યશ્રી વિદ્યાનગર પહોંચ્યા તે વખતે શાંકરાચાર્ય વિદ્યાતીર્થે માધ્વાચાર્ય વ્યાસતીર્થને વાદમાં જીત્યા હતા અને બીજે દિવસે શાંકરાચાર્યનો કનકાભિષેક થવાનો હતો.

વાદ.

આ સઘળી હકીકત આચાર્યશ્રીએ સાંભળી અને બીજે દિવસે વૈષ્ણવોના જયને માટે રાજસભામાં જવાનો વિચાર કર્યો. રાત્રિ વિત્યા પછી સવારમાં ઉઠી વિદ્યાકુંડતીર્થમાં શિષ્યો સહિત સ્નાન કરી આન્હિકથી

આચાર્યશ્રીની રાજસભામાં પધરામણી.

પરવાર્યા પછી પ્રથમ કમંડળુ નામના શિષ્યને રાજસભામાં મોકલી રાજાને ખબર આપી કે વલ્લભદીક્ષિત સભામાં આવે છે. તે પછી રાજસભા ભરાઈ તે વખતે આચાર્યશ્રી શિષ્યો સહિત ત્યાં પધાર્યા. એમનું તેજ, બાળવેષ અને પ્રભાવ જોઇને રાજા સહિત સર્વ સભાસદોએ ઉભા થઈ એમને માન આપ્યું, અને શાંકરાચાર્ય વિદ્યાતીર્થે એમને પોતાના અર્ધાસન ઉપર બેસાડયા.

વાદની શરૂઆત.

પછી આચાર્યશ્રીએ પુછયું કે સભામાં શી કથા ચાલી રહી છે, ત્યારે રાજાએ કહ્યું કે "શાંકર વિદ્વાનો કહે છે કે બ્રહ્મ નિર્ધર્મક છે અને વૈષ્ણવો કહે છે કે સધર્મક છે." પછી આચાર્યશ્રીએ કહ્યું કે અમે વૈષ્ણવ ધર્મમાં સધર્મક બ્રહ્મ માનીએ છીએ તેથી વાદી પ્રતિવાદીના આનંદને માટે વૈષ્ણવ મતનો આશ્રય કરી અમે જે બોલીએ તે સાંભળો. બ્રહ્મનું વર્ણન વેદ પોતાની વાણી વડે કરે છે, તો તે નિર્ધર્મક શી રીતે હોઈ શકે? એ પ્રમાણે આચાર્યશ્રીએ કહ્યું એટલે એમની અને શાંકરમતાનુયાયી વિદ્યાતીર્થની વચ્ચે વાદ ચાલ્યો.

વિદ્યાતીર્થનો પરાજય.

આ વાદમાં વિદ્યાતીર્થના શિષ્યોએ જલ્પવાદવડે આચાર્યશ્રીનાં વાકયોનું ખંડન કરવા માંડયું. આચાર્યશ્રીએ પ્રતિસ્પર્ધીના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ શિષ્યોનાં વાકયોનું જલ્પવાદથી ખંડન કર્યું. એ પ્રમાણે પહેલે દિવસે બે પ્રહર સુધી વાદ ચાલ્યો, તે પછી બીજા દિવસથી સાત દિવસ સુધી યતિરાજ વિદ્યાતીર્થની સાથે વાદ ચાલ્યો. તેમાં વિદ્યાતીર્થ હાર્યા.

મીમાંસકાદિકનો પરાજય.

તે પછી દશ દિવસ સુધી તાર્કિક, મીમાંસક અને સાંખ્ય વિદ્વાનો સાથે ખ્યાતિવાદ વિગેરેવિષે વાદ ચાલ્યો. તેમાં આચાર્યશ્રીએ તે સર્વ વિદ્વાનોના મતનો નિરાસ કરી પોતાનો બ્રહ્મવાદ સ્થાપ્યો.

ત્યાર પછી ત્રણ દિવસ સુધી મિથ્યાત્વસાધનવિષે ગાગાભટ્ટની સાથે વાદ થયો. ગાગાભટ્ટે કહ્યું કે તમારા મત પ્રમાણે જગત્ બ્રહ્મરૂપ હોય તો શબ્દ કેમ નિત્ય ન હોય. અને જો શબ્દ નિત્ય હોય તો આગમ, આદેશ અને પ્રત્યયના અસંભવવડે स्थानिवत् सूत्र વ્યર્થ થઈ જાય. આચાર્યશ્રીએ કહ્યું કે શબ્દ તો નિત્ય છે, અને આગમ, આદેશ, પ્રત્યય આદિ એ કલ્પના અજ્ઞાનીના બોધને માટે ભગવાને કરેલી છે. માટે એ દૃષ્ટાંતવડે અર્થ ( શબ્દ ) નું અસત્યપણું સિદ્ધ થતું નથી.

ગાગાભટ્ટનો પરાજય.

ગાગાભટ્ટ સાથેનો વાદ પુરો થતાં રાજાની આજ્ઞાથી આચાર્યશ્રીના ન્હાના મામા સોમેશ્વરપંડિતે ફરીથી બ્રહ્મ સધર્મક છે કે નિર્ધર્મક છે એ વિષય ઉપર સાત દિવસ સુધી વાદ ચલાવ્યો. અને તેમણે કહ્યું કે બ્રહ્મનું નિર્ધર્મકત્વ અંતરંગ છે અને સધર્મકત્વ બહિરંગ છે. આ વિપરીત આખ્યાન સાંભળીને આચાર્યશ્રીએ તેનું અનેક પ્રકારે ખંડન કર્યું.

સોમેશ્વરભટ્ટનો પરાજય.

ત્યાર પછી વૈષ્ણવો અને સ્માર્તો વચ્ચે જે જે વિષયો ઉપર વાદ થઈ ગયો હતો તે તે વિષયો ઉપર ફરીથી વાદ ચાલ્યો. તેમાં આચાર્યશ્રીની સહાયતાથી વૈષ્ણવો ફરીથી જીત્યા અને આચાર્યશ્રીએ સિદ્ધ કર્યું કેઃ—

અંતિમનિર્ણય.

निर्दोषपूर्णगुणविग्रह आत्म तंत्रो ।
निश्चेतनात्मकशरीरगुणैश्चहीनः ॥
आनंदमात्रकरपादमुखोदरादिः
सर्वत्र च त्रिविधभेदविवर्जितात्मा ॥

દોષરહિતસર્વગુણોથી સંપૂર્ણ, સ્વતંત્ર, જડ શરીરના ગુણોથીરહિત, કેવળ આનંદરૂપ કર, પાદ, મુખ, ઉદર વગેરે અવયવોવાળું, સર્વવ્યાપી, જડ જીવ અને અંતર્યામિના ભેદરહિત એવું બ્રહ્મનું સ્વરૂપ છે.

अनंतमूर्ति तद्ब्रह्म कूटस्थं चलमेवच ॥
विरुद्धसर्वधर्माणामाश्रयं युक्त्यगोचरम् ॥

બ્રહ્મ અનંતમૂર્તિ છે, અચલ અને ચલ છે, સર્વવિરૂદ્ધ ધર્મોના આશ્રયરૂપ છે, અને તે યુક્તિનો વિષય નથી.

आकाशवद्व्यापकं हि ब्रह्म मायांशवेष्टितम् ॥
सर्वतः पाणिपादांतं सर्वतोक्षिशिरोमुखम् ॥

બ્રહ્મ એ આકાશની માફક વ્યાપક છે, અને માયાથી વેષ્ટિત છે. બ્રહ્મને સર્વ ઠેકાણે હાથ, પગ, પર્યવસાન, આંખો, માથું અને મુખ છે.

सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥
अनंतमूर्ति तद्ब्रह्म ह्यविभक्तं विभक्तिमत् ॥

બ્રહ્મને સર્વ ઠેકાણે કાન છે, બ્રહ્મ સર્વને આવરણ કરીને સ્થિતિ કરે છે. તે અનંતમૂર્તિ છે. વિભાગરહિત છે અને ( ઇચ્છામાત્રથી પ્રગટ થવાને માટે ) વિભાગવાળું છે.

बहु स्यां प्रजायेयेति वीक्षा तस्य ह्यभूत्सती ॥
तदिच्छामात्रतस्तस्माद् ब्रह्मभूतांशचेतनाः ॥
सृष्ट्यादौ निर्गताः सर्वे निराकारास्तदिच्छया ॥
विस्फुलिंगा इवाग्नेस्तु सदंशेन जडा अपि ॥

હું એક છું તે અનેકરૂપ ધારણ કરૂં એવી બ્રહ્મને સત્યસંકલ્પ વાળી ઇચ્છા થવાથી તે ઇચ્છામાત્રથી તે(બ્રહ્મ)માંથી બ્રહ્મભૂત અંશ રૂપ જીવો થયા.

સૃષ્ટિના આદિકાળમાં ભગવાનની ઇચ્છાથી જેમ અગ્નિમાંથી તનખા (વિસ્ફુલિંગ) નિકળે તેમ અસંખ્ય નિરાકાર (આનદાંશરહિત) જીવ નીકળ્યા, અને બ્રહ્મના સદંશમાંથી જડ પદાર્થો નિકળ્યા.

**अर्थोऽयमेव निखिलैरपि वेदवाक्यै रामायणैः सहित भारत पंचरात्रैः॥**
**अन्यैश्च शास्त्रवचनैः सह तत्त्वसूत्रैर्निर्णीयते सहृदयं हरिणा सदैव ॥**

આજ અર્થનો શ્રી હરિએ, સમગ્ર વેદવાકય, રામાયણ, ભારત, પંચરાત્ર, અન્યશાસ્ત્રોનાં વચનો અને વ્યાસસૂત્રો વડે એક વાકયતા કરીને, સહૃદય ( રહસ્યસહિત ) સર્વ કાળને માટે નિર્ણય કરેલો છે.

એકંદર અઠ્ઠાવીસ દિવસ સુધી વાદ ચાલ્યો અને વિરૂદ્ધ મત ધરાવનાર ત્યાં મળેલા સર્વ આચાર્યો અને પંડિતો તથા વિદ્વાનો ઊપર આચાર્યશ્રીએ જય મેળવ્યો.

આચાર્યશ્રીનો વિજય.

તે જોઈ સર્વ વૈષ્ણવઆચાર્યો, પંડિતો અને વિદ્વાનોમાં ભારે હર્ષ ફેલાયો, અને સર્વ પંડિતોના મનમાં આનંદ થયો અને બીજા વિસ્મય પામી ખિન્ન થયા. ગાગાભટ્ટ સાથેના વાદ વખતે આચાર્યશ્રીએ અલૌકિક વક્તૃત્વશક્તિ અને ચાતુર્ય બતાવ્યું હતું. કૃષ્ણદેવરાજાના આનંદનો પાર રહ્યા નહિં. વાદ પુરો થતાં તરતજ તેણે આચાર્યશ્રીનો વિજય જાહેર કરવા વિજયઘોષ કરાવ્યો, અને પોતાની સભામાં આવેલા બીજા રાજા, મંત્રી વગેરે તમામ સભાજનો સહિત આચાર્યશ્રીની આગળ જઈ પગે લાગ્યો, અને આ ધર્મવાદનો અંત આવ્યો એ બાબતમાં પોતાનો ઉપકાર જણાવ્યો.

રાજસભામાંથી વિદાયગીરી.

આચાર્યશ્રીએ પોતાને મુકામે જવાની ઇચ્છા જણાવ્યાથી રાજાએ પોતાની ચતુરંગિણી સેના તૈયાર કરાવી, આચાર્યશ્રીને શિબિકામાં બેસવાની વિનંતિ કરી. આચાર્યશ્રીએ તેમાં બેસવાની ના પાડતાં તેમાં એમની પાદુકાઓ પધરાવી વાજતેગાજતે આચાર્યશ્રીને રાજા, સભા સહિત ચાલતાં, એમને મુકામે પહોંચાડી આવ્યો.

ઉતારે ગયા પછી આચાર્યશ્રી પોતાનાં માતુશ્રી અને વડીલ

વર્ગને પગે લાગ્યા. સર્વ મંડળીએ આચાર્યશ્રીના વિજયની બાબતમાં સંતોષ બતાવ્યો અને પ્રભુનો ઉપકાર માન્યો.

વ્યાસતીર્થની વિનંતિ.

એ દિવસે રાત્રે માધ્વસંપ્રદાયના યતિ વ્યાસતીર્થ આચાર્યશ્રીને મુકામે આવ્યા અને કહ્યું કે તમે મારી ગાદી સ્વીકારી મ્હારા માર્ગનો પ્રચાર કરો. આચાર્યશ્રીએ જવાબ આપ્યો કે જેવી ભગવાનની આજ્ઞા થશે તે પ્રમાણે કરીશ. પછી રાત્રિને વિષે આચાર્યશ્રીને ભગવાને આજ્ઞા કરી કે તમે વિષ્ણુસ્વામિના મતના આચાર્ય થાઓ અને વ્યાસતીર્થનું કહેવું સ્વીકારતા નહિં. તે ઉપરથી બીજે દિવસે આચાર્યશ્રીએ પોતાના એક શિષ્યદ્વારા તે આજ્ઞા વ્યાસતીર્થને નિવેદન કરી.

કનકાભિષેકની તૈયારી.

પોતાના મહેલે આવ્યા પછી આચાર્યશ્રીને કનકાભિષેક કરાવવાની ઇચ્છા રાજાને થઈ, તેથી બીજે દિવસે સવારમાં પોતાના નિત્યકર્મથી પરવારી નવો પોષાક અને આભૂષણ ધારણ કરીને પોતાના સામંતો અને મંત્રીઓને બોલાવી રાજસભાના આંગણામાં એક મંડપ ઉભો કરવાની અને તેને કેળના સ્થંભ, ધ્વજા, પતાકા, તોરણ, મણિમાલા, આસ્રણ તકતા વગેરેથી શણગારવાનો હુકમ આપ્યો. અને આચાર્યશ્રીને કનકાભિષેક કરાવવા માટે સોનાનાં પાત્રો, સોનાનાં ફુલ અને બીજી સામગ્રી, પોતાના પરિજનોની સાથે, પોતે ભેગી કરવા માંડી. સર્વ વસ્તુઓ ભેગી થતાં તેની યોગ્ય ગોઠવણ કરાવી. તે સઘળું તૈયાર થયા પછી રાજાએ કહ્યું કે સઘળા વિદ્વાનોને જીતનાર, શ્રી પુરૂષોત્તમના મુખાગ્નિરૂપ શ્રીમદ્દવલ્લભાચાર્યને કનકાભિષેકપૂર્વક આચાર્યશિરોમણિ તરીકે સિંહાસન ઉપર બેસાડી એમની પૂજા કરવાનો મેં નિશ્ચય કર્યો છે, માટે તમે સમર્થ વિદ્વાન્ વ્યાસતીર્થ, વિદ્યાતીર્થ વગેરેને તેમજ રાજકુટુંબીઓ, સામંતો, સૈન્યના નાયકો, હાથી ઘોડા રથો સહિત ચતુરંગિણી સેના, વિરક્તો, નટો, ગંધર્વો, અપ્સરાઓ એ સર્વેને તેમજ કર્મનિષ્ઠ વિદ્વાનોને આમંત્રણ કરો. એ પ્રમાણે આજ્ઞા થતાં વરિષ્ટ મંત્રીએ

અનુચરોને મોકલી થોડા વખતમાં સર્વે લોકોને ભેગા કર્યા. બધા આચાર્યો વગેરે આવ્યા એટલે રાજાએ તેઓનું યોગ્યતાપ્રમાણે સન્માન કર્યું.

કનકાભિષેક કરાવવાની આજ્ઞા.

પછી રાજાએ સર્વ આચાર્યો અને વિદ્વાનોને વિનંતિ કરી કે તમે નિર્મળઅંતઃકરણવાળા અને પવિત્ર વિદ્યાવાળા છો માટે શ્રીમદ્ વલ્લભાચાર્યજીને મારા ધર્મ રૂપ કનકાભિષેક કરાવવાની આજ્ઞા કરો. એ વિનંતિ સાંભળીને વૈકુંઠ જેને પ્રિય છે, મહેશ, ઋષીકેશ અને લોકેશના માર્ગનો પ્રચાર કરનાર, વૈદિકમાર્ગને ધારણ કરનાર, અને પોતે આશ્રિતજનનો ઉદ્ધાર કરનાર વ્યાસતીર્થ, વિદ્યાતીર્થાદિ આચાર્યોએ તથા પંડિતો અને વિદ્વાનોએ ॥ बाढं बाढं, विधीयताम् विधीयताम्॥ સત્ય, સત્ય, ( સારૂ, સારૂ ) આપ કરો, આપ કરો. એમ કહી રાજાને કનકાભિષેક કરાવવાની સંમતિ આપી.

આચાર્યશ્રીને પધારવાની વિજ્ઞપ્તિ.

એટલે સુમતિ અને સુકૃતિવાળા રાજાએ પોતાના પુરોહિતને આગળ કરી, પોતાના બાંધવો, મુખ્ય મંત્રીઓ, ચતુરંગિણી સેના, શિબિકાદિ એ સર્વ સાથે આચાર્યશ્રીને મંડપમાં પધરાવી લાવવા માટે મોકલ્યા. તેઓ આચાર્યશ્રીને ઉતારે ગયા, ત્યારે કૌતુકમંડલુ બહાર આવ્યો, તેને મંત્રી વગેરેએ ત્યાં આવવાનું કારણ કહ્યાથી તે મુખ્ય મંત્રીઓને આચાર્યશ્રી પાસે લેઈગયો. એટલે તે મંત્રીઓએ રાજાની વિજ્ઞપ્તિ કહી બતાવી, આચાર્યશ્રીને રાજમંડપમાં પધારવાની વિનંતિ કરી.

આચાર્યશ્રીનું પધારવું.

ત્યારે આચાર્યશ્રીએ નયનવડે સંજ્ઞા કરતાં દામોદર અને શિષ્યો જવાને તૈયાર થયા અને પાદુકા અને ચોકી ઉપર પુસ્તકને શિબિકામાં ( મ્યાનામાં ) પધરાવી સર્વ મંડળ ત્યાંથી પગે ચાલી જવા નિકળ્યું. આ સ્વારી દેવની સ્વારી જેવી દેખાતી હતી. આ વખતે વિદ્યાનગર રૂપી સમુદ્ર

મનુષ્ય રૂપ પુરથી છલકાઈ જતો હતો. અનેક પ્રકારનાં વાજીંત્રો વાગતાં હતાં, નટનર્તક વગેરેનાં ગાન થતાં હતાં. તે સાંભળીને નરનારી અને બાળકોનાં ટોળાં રસ્તે ભેગાં થયાં, અને આખા નગરમાં કનકાભિષેક કરાવવાવિષેની વાત જાહેર થઈ. રસ્તે લોકોએ આચાર્યશ્રીને પુષ્પ, અક્ષત વગેરેથી વધાવી લીધા. એ પ્રમાણે આચાર્યશ્રી મંત્રીઓસહિત રાજ્યમંડપ પાસે આવ્યા, ત્યારે રાજાએ સામા આવી તેમનો ચામરાદિથી સત્કાર કરી પોતાના હસ્તનું આચાર્યશ્રીને અવલંબન આપીને મંડપમાં પ્રવેશ કરાવ્યો. તે વખતે ત્યાં મળેલા વિદ્વાનોએ આચાર્યશ્રીને નમસ્કાર કર્યો. પછી રાજાએ આચાર્યશ્રીને વરિષ્ટ આસનપર પધરાવ્યા.

શંભુનો વિવેક.

પછી આચાર્યશ્રીએ સંજ્ઞા કરવાથી તેમના શિષ્ય શંભુએ ઉભા થઈ હાથ ઉંચો કરી સર્વ વિદ્વાનોને સંબોધી કહ્યું કે આ વિવાદમાં કોઈ વિદ્વાનને કાંઈ શંકા રહી હોય, અથવા કોઈ વિષયની ચર્ચા કરવી બાકી રહી હોય, તો તે કહેવું કે તેનો યોગ્ય ઉત્તર આપવામાં આવે. અને વિવાદને વિષે અમારાથી કાંઈ કઠોર વચન કહેવાયું હોય તો તેની ક્ષમા માગીએ છીએ. તે વખતે બધા પંડિતોએ કહ્યું કે વાક્પતિની વાણીમાં તેવું કાંઈ સંભવતું નથી. મ્હોટા પુરૂષનું કઠણ ભાષણ થાય તો તે શિક્ષાને માટે છે પણ દ્રોહને માટે નથી.

તે પછી પુરોહિત અને જોષીએ કહ્યું કે કનકાભિષેકનો સમય થયો છે, તેથી રાજાની આજ્ઞાથી પુરોહિત અને ઉપાધ્યાયે આચાર્યશ્રીને જ્યાં કનકાભિષેકને માટે મંડળ રચ્યું હતું ત્યાં એક સુંદર પાટ ઉપર પધરાવ્યા. તે વખતે રાજા અને બીજા આચાર્યો આચાર્યશ્રીને વિંટાઇને ઉભા. તે પછી દૈવી તેજવાળા વૈષ્ણવ બ્રાહ્મણો અને શંભુ આદિ

કનકાભિષેક.

શિષ્યોને નૂતન રાજ વિભૂતિયો અને દેવ વિભૂતિયો કૃષ્ણદેવ રાજાએ આપી ને આચાર્યશ્રીનું પૂજન કરાવવાનો સંકલ્પ કરાવવાનું પોતાના પુરોહિતને કહ્યું. તેથી પુરો-

હિતે પ્રથમ અભિષેકનો સંકલ્પ કરાવ્યો; પછી રાજાએ પાદ્ય, અર્ધ્ય, આચમન આદિ કરાવીને વિધિપુરઃસર તીર્થોમાંથી આણેલાં જળથી મહાભિષેક અને સામ્રાજ્યાભિષેક મંત્રો વડે ઋત્વિગ્ અને પુરોહિતની સાથે આચાર્યશ્રીનો અભિષેક કર્યો. તે પછી બીજી પાટ ઉપર આચાર્યશ્રીને બેસાડી ગુર્જર શિષ્ય ગોવિંદરામ, મુકુન્દરામ, શ્યામાનંદ વગેરેએ આણેલાં જળથી આચાર્યશ્રીને શંભુભટ્ટે સ્નાન કરાવ્યું અને વસ્ત્રાંતર વડે શરીર લોહી નાંખી નવાં કૌપીન, વસ્ત્ર ઉપરણો, યજ્ઞો-પવિત, તુલસીકાષ્ટની માળા અને મૃગચર્માદિ ધારણ કરાવ્યાં. પછી કાશ્મીરી તિલક, ગોપીચંદન અને ષણ્મુદ્રા કરાવી શંભુભટ્ટ આચાર્યશ્રીને કનકના સિંહાસન પાસે પધરાવી ગયા. પછી રાજાએ પોતાના પુરોહિતને કહ્યું કે વ્યાસતીર્થાદિ સર્વ વૈષ્ણવાચાર્યોને આગળ બોલાવો, તેથી ઉપાધ્યાયે તેમને આગળ બોલાવ્યા. પછી તે વૈષ્ણવ આચાર્યોની સંમતિથી તથા વૈદિક પંડિતોની સંમતિથી રાજસિંહ એવા કૃષ્ણ દેવરાજાએ જે કનકસિંહાસન ઉપર રેશમી વસ્ત્ર આચ્છાદિત કર્યું હતું તેના ઉપર આચાર્યશ્રીને પધરાવ્યા. અને બાકીનું પૂજન કરતાં રાજાએ આચાર્યશ્રીને રાજવિભૂતિ અને દેવ વિભૂતિ અર્પણ કરી. તે વખતે શંભૂભટ્ટે આચાર્યશ્રી ઉપર છત્ર ધારણ કર્યું, હરિભટ્ટે અબદાગીરી ધારણ કરી, શંકરાનંદ અને શ્યા-માનંદે ચામર ધારણ કર્યા, સ્વભૂ અને સ્વયંભૂએ મોરપીંછનો મૂઠો (मायुर हस्तक) લીધાં, લકુટાલૌકી અને કેતુકમંડળે સોનાની છડીઓ લીધી અને ગોવિંદરામ અને મુકુન્દે ચાંદીના દંડ લીધા. રામભટ્ટ અને કેશવભટ્ટે રૂપાના શંખ ને ચક્ર લીધાં, બીજા વૈષ્ણવોએ ઘંટ, ઝાલર, ગોમુખ વગેરે ધારણ કર્યા. તે પછી રાજાએ તિલક, ગંધ, પુષ્પમાલા, ધૂપદીપ, નૈવેદ્ય, આચમન, મુખવાસ વગેરે અર્પણ કરીને ઘણા સોનાનો સમૂહ આચાર્યશ્રીના જમણા હાથ તરફ આણી ભેટ તરીકે અર્પણ કર્યો. અને કહ્યું કે અભિષેકમાં વપરાયેલાં સુવર્ણ પાત્રાદિક પણ આપનેજ અર્પણ કર્યાં છે માટે તે આપ સ્વી-

કારો. તે વખતે આચાર્યશ્રીએ નયનની સંજ્ઞાથી દામોદરદાસને પોતાનો અભિપ્રાય જણાવ્યો.

ભેટ લેવાની ના પાડી.

તે ઉપરથી સભામાં ઉભા થઈ સભાસદોના સાંભળતાં દામોદરદાસે કૃષ્ણદેવ રાજાને સંબોધી કહ્યું કે કનકાભિષેકમાં વપરાયલાં સોનાનાં પાત્રો આચાર્યશ્રીને સ્નાન કરેલા જળની માફક અસ્પર્શનીય છે એટલે ગ્રહણ કરવા યોગ્ય નથી. તેમજ આચાર્યશ્રી પોતાના શિષ્યો શિવાય બીજા કોઇએ અર્પણ કરેલી વસ્તુ ગ્રહણ કરતા નથી, તે કારણથી બીજુ અર્પણ કરેલું દ્રવ્ય પણ સ્વીકારી શકતા નથી. એ પ્રમાણેનું દામોદરદાસનું વચન સાંભળીને રાજા વિચારમાં પડી ગયો. ત્યારે દામોદરદાસે કહ્યું કે દૂર દેશોથી આવેલા આશાવાળા વિદ્વાનોને આ સઘળું દ્રવ્ય અને અભિષેકનાં પાત્રો વહેંચી આપો. એટલે રાજાએ પોતાના ઋત્વિગ્ પુરોહિત વગેરેની સાથે વિચાર કરીને એ દ્રવ્ય તથા પાત્રોના યથાયોગ્ય વિભાગ પાડીને, વ્યાસ તિર્થાદિ આચાર્યના શિષ્યોને, બીજા વૈદિક બ્રાહ્મણોને, ધર્મશાળા, કુવા, વાડીઓ, કન્યાદાન વગેરે અર્થવાળાને, દેવાલયના અધિકારીઓને, કેદીઓને, અપંગ, આંધળા, પાંગળા અને દીનને તે સર્વ વહેંચી આપ્યું. પછી વ્યાસતીર્થે વૈષ્ણવી સંપ્રદાયના હરિસ્વામી અને શેષ સ્વામી પાસે આચાર્યશ્રીને સામ્રાજ્ય તિલક કરાવ્યું અને પછી પોતે કર્યું. અને તે પછી રાજા પાસે તિલક કરાવ્યું.

આચાર્ય પદવી

પછી તમામ આચાર્યોએ આચાર્યશ્રીને નીચે પ્રમાણે બિરદાવલી, ( પદવી, ) આપી.

**श्रीवेदव्यासविष्णुस्वामिसंप्रदायसमुद्धारसंभृतश्रीपुरुषोत्तमवदनावतारसर्वाम्नायसंचारवैष्णवाम्नायप्राचुर्यप्रकारश्रीबिल्वमंगलाचार्यसांप्रदायिकार्पितसम्राजासनाखंडभूमंडलाचार्यवर्यजगत्गुरुमहाप्रभुः श्रीमदाचार्य.**

અર્થ—શ્રી વેદવ્યાસ, વિષ્ણુસ્વામીના સંપ્રદાયનો ઉદ્ધાર કરનાર અને ધારણ કરનાર, શ્રી પુરૂષોત્તમના મુખરૂપ અગ્નિના અવતાર, સર્વ વેદનો પ્રચાર કરનાર, વૈષ્ણવમાર્ગનો અતિશય ફેલાવો કરનાર, બિલ્વમંગળાચાર્યે સાંપ્રદાયિક સમ્રારાજાસન આપેલું તે ગ્રહણ કરનાર અખંડ ભૂમંડલાચાર્ય વર્ય જગદ્‌ગુરૂ મહાપ્રભુજી શ્રીમદાચાર્ય.

એ પ્રમાણેની પદવી આપી સર્વે આચાર્યોએ આચાર્યશ્રીને નમસ્કાર કર્યા.

કૃષ્ણદેવ રાજાનું આશ્રિત થવું.

તે પછી રાજાએ પોતાના કુટુંબ અને સંબંધીઓ સહિત પોતાને શરણે લેવાની આચાર્યશ્રીને પ્રાર્થના કરી. ત્યારે આચાર્યશ્રીએ તેમને સ્નાન કરાવી શરણાષ્ટક મંત્ર આપ્યો અને હરિને અર્પણ કરેલી તુળશી માલાઓ આપી. તે પછી રાજાએ આચાર્યશ્રીના ચરણ આગળ એક ચોકી ( બાજઠ ) મુકી તે ઉપર આચાર્યશ્રીની પાદુકાઓ પધરાવી, તેને સ્નાન કરાવી તેનું પૂજન કરી તે જળ બીજા પાત્રમાં ગ્રહણ કરી કૃષ્ણદેવ રાજાએ જળનું પાન કર્યું અને તેને માથે ચડાવ્યું, અને બાકીનું જળ પોતાનાં કુટુંબીજનોને તથા પ્રજાને તેમ કરવા આપ્યું. પછી હાથ ધોઇને બાકીની પૂજા કરી. હરિસ્તોત્રવડે નીરાજન કર્યું અને ગુરૂસ્તોત્ર વડે પુષ્પાંજલિ કરી અને સર્વ જણે સાથે મળી આચાર્યશ્રીની સ્તુતિ કરી. પછી રાજા અને સભાસદ બધાએ આચાર્યશ્રીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી એમના સિંહાસનની પ્રદક્ષિણા કરી.

વિદ્વાનોનું સન્માન.

ત્યાર પછી કૃષ્ણદેવ રાજાએ ત્યાં આવેલા વિદ્યાતીર્થ વગેરે વિદ્વાનોનું યથાવિધિ ભેટ વગેરેથી સન્માન કર્યું. અને નારાયણાચાર્ય અને દ્રુહિણાચાર્યને વિષ્ણુસ્વામિનાં બે ધામનું આધિપત્ય આપ્યું. શંભુને એક ગામ આપ્યું. હરિભટ્ટાદિને પૃથ્વી અને દ્રવ્ય આપ્યું. પછી આચાર્યશ્રીને નમન

કરીને રાજાએ વિનંતિ કરી કે મને સનાથ કરીને મારૂં અર્ચન સ્વીકારો. (એમ કહી એક પાત્રમાં સાત હજાર મોહોરો મગાવી ભેટ કરી.) ત્યારે આચાર્યશ્રીએ તેમાંથી દીનાર નામની જે સાત મુદ્રિકા એક દીનદાસ નામના ક્ષત્રિયની રાજાના કોષમાં આવેલી તે આચાર્યશ્રીએ કાઢી લીધી અને તે ભગવાનના આભૂષણને માટે દામોદરદાસના હાથમાં આપી. બાકીના દ્રવ્યના પુરોહિત પાસે ચાર વિભાગ કરાવ્યા, તેમાંથી ધર્મકાર્યને માટે એક ભાગ હરિભટ્ટને હાથે પોતાનાં માતુશ્રીને અપાવ્યો, અને એક ભાગ શંભુભટ્ટને હાથે પોતાના પિતાના ઉત્તમ ઋણને માટે જુદો રાખ્યો, એક ભાગ શ્રી વિઠ્ઠલનાથજીને ભૂષણ કરાવવા તેમના અધિકારીને આપ્યો, અને એક ભાગ બીજાં ધર્મકાર્યને માટે પોતાના મામાના હાથમાં આપ્યો. તે પછી આચાર્યશ્રીએ પોતાને મુકામે જવાની ઈચ્છા બતાવ્યાથી રાજાએ આચાર્યશ્રીને એમને મુકામે પહોચાડવાની તૈયારી કરી અને પોતાને સ્વધર્મ બતાવવાની પ્રાર્થના કરી. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે:—

આચાર્યશ્રીને ભેટ.

आश्रित्याश्रमधर्ममत्र भवतास्थेयं प्रजारक्षता
सेव्यः श्रीरमणः सदा हरिजनैः कार्याधिका संगतिः
आजीव्यं विदुषां विधाय जगतां योज्याश्चते शिक्षणे।
दीनानां दययानयेन विनयैः कीर्ति र्विधेयाचला ॥

ધર્મોપદેશ.

પોતાના આશ્રમ ધર્મમાં રહો, પ્રજાની રક્ષા કરો, ભગવાનની સેવા કરો, ભગવદ્દભક્તનો સત્સંગ કરો, વિદ્વાનોને જીવીકા આપો અને તેમનો લોકશિક્ષણમાં ઉપયોગ કરો, દીનના ઉપર દયા કરો અને નીતિ અને વિનયથી અચળ કીર્તિને વધારો.

પછી રાજાએ હર્ષમાં કેદી અને અપરાધીઓને છોડી મુકયા અને કેટલાએક કરો માફ કર્યા. ત્યારબાદ કુટુંબની સ્ત્રીઓને તથા સ્વજનોને તથા સૈનિકો, નટો નૃત્ય કરનારા, ચાકરો નોકરોને સર્વને

રાજવિભૂતી અને આચાર્યશ્રીનું પ્રયાણ.

સરપાવ, દાન અને માન આપી સર્વને કૃષ્ણદેવરાજાએ સંતોષ પમાડયો. પછી સર્વ આચાર્યો અને સભાસદોએ આચાર્યશ્રીને નમસ્કાર કર્યા. પછી રાજાએ આચાર્યશ્રીના આગળ પાદુકાઓ મુકી તે ધારણ કરી સર્વને નમસ્કાર કરતા આચાર્યશ્રી ચાલ્યા. તે વખતે ધોળા છત્રથી તથા ચામર અને વ્યજનથી આચાર્યશ્રી ઓળખાતા હતા. એમની આસપાસ રાજા અને વ્યાસાચાર્ય વગેરે આચાર્યો હતા, અને આગળ લશ્કર ચાલતું હતું. તે વખતે નાના પ્રકારનાં વાજીંત્રો વાગતાં હતાં તે સાંભળીને રાજાની સ્રીઓ, અને શહેરના લોકો પોતાના મહેલની બારીઓ, જાળીઓ, અગાશી, અને અટારીઓએથી પુષ્પની વૃષ્ટિ અને નમન કરવા લાગ્યાં. એ પ્રમાણે ચાલતા પોતાના મામાના ઘરના દ્વાર આગળ આવ્યા. મામાએ સામા આવી આદર સાથે એમને બોલાવ્યા અને આશિર્મંત્રો વડે અભિષેક કર્યો. આચાર્યશ્રીએ ઘરમાં પ્રવેશ કરી પોતાની માતા તથા માતાની માતા, માસી મામા વગેરેને સર્વેને નમસ્કાર કર્યા. પછી રાજાએ આચાર્યશ્રીના મામા તરફનું થયેલું સન્માન ગ્રહણ કરી વિદ્યાતીર્થ વગેરે આવેલા આચાર્યોને પોતાની સેના સાથે તેમને મુકામે પહોંચડાવ્યા. પછી થોડો વખત આચાર્યશ્રીની પાસે બેસી મારે વૈષ્ણવ ધર્મનું શી રીતે આચરણ કરવું એમ રાજાએ આચાર્યશ્રીને પુછયું.

રાજાને ઉપદેશ.

ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તુલસીની માલા અને ઉર્ધ્વ પુંડ્રાદિ ધારણ કરવાં અને ચાર જયંતિ અને એકાદશીનાં વ્રત કરવાં, ભાગવતધર્મનું આચરણ કરવું, હરિકથા સાંભળવી અને આચાર્ય અને ભક્તનું અર્ચન કરવું; પાપ, તથા અસમર્પિત અન્ન, અન્યાશ્રય અને હરિથી વિમુખ હોય એવા લોકો, એ સર્વનો ત્યાગ કરવો. એ પ્રમાણે આચાર્યશ્રીએ તેને ઉપદેશ કર્યો. ત્યાર પછી આચાર્યશ્રીની આજ્ઞા લેઈ સાષ્ટાંગ દંડવત્ કરી તથા આચાર્યશ્રીએ ભગવદ્દમાલા પ્રસાદ વગેરે આપ્યાં તે માથે ચઢાવી પ્રદક્ષિણા કરી રાજા પોતાને મુકામે ગયો.

## પ્રકરણ ૫.

### બિલ્વમંગળની મુલાકાત અને આચાર્યશ્રીનું વિદ્યાનગરથી દક્ષિણ તરફ પ્રયાણ.

બિલ્વમંગળનો મેળાપ.

આચાર્યપદ પ્રાપ્ત કર્યા પછી એક દિવસે પ્રાતઃકાળમાં આચાર્યશ્રી ધ્યાન ધરતા હતા તે વખતે વૃન્દાવનમાં યોગબળવડે રહેલા બિલ્વમંગળાચાર્ય, આચાર્યશ્રીની પાસે આવ્યા. આચાર્યશ્રીએ પ્રણામાદિથી સત્કાર કરી એમને ઉત્તમ આસનપર બેસાડયા, અને પછી આવવાનું કારણ પુછયું. તે વખતે બિલ્વમંગળે આચાર્યશ્રીની પ્રશંસા કરીને કહ્યું કે ભગવાનની આજ્ઞાથી હું કહું છું કે વિષ્ણુસ્વામીએ સ્થાપેલો સંપ્રદાય વિરલો થયો છે; અને હું વૃન્દાવનને વિષે એક ઝાડ નીચે સ્થિતિ કરીને રહેલો છું, અને આપને ઉપદેશ કરવાને માટે અહિં આવેલો છું, અને પૂર્વનો ઇતિહાસ કહુ છું.

વિષ્ણુસ્વામીનું ચરીત્ર.

દ્રવિડદેશમાં પાંડય વંશનો કોઈ વિજય નામનો રાજા હતો. તેનો પુરોહિત દેવસ્વામી નામનો એક વિદ્વાન્, સદ્ધર્મનું આચરણ કરનાર અને વિષ્ણુભક્ત હતો. તેનો પુત્ર વિષ્ણુનો અવતાર વિષ્ણુસ્વામી થયો. પિતાએ યજ્ઞોપવીતસંસ્કાર આપ્યા પછી સર્વ વેદ અને વેદાંતનો અભ્યાસ કરી તે ભગવાનને બાલભાવથી સેવવા લાગ્યો. એ પ્રમાણે એક વર્ષ સુધી સેવા કરી પણ ભગવાનનાં પ્રત્યક્ષ દર્શન થયાં નહિં, ત્યારે વિષ્ણુસ્વામીએ અનશનવ્રત કરીને સેવા કરવા માંડી. પછી સાતમે દિવસે પરમ રમણીયમૂર્તિવડે શ્રીગોપાળે પ્રકટ થઇને વિષ્ણુસ્વામીને કહ્યું, હે, બાલ! શામાટે ખેદ પામે છે. તેં અર્પણ કરેલું પૂજન મેં ગ્રહણ કરેલું છે. માટે મેં મારો માર્ગ જે ત્રિપુરારિને બતાવ્યો છે તેનો પ્રચાર કર. કલિયુગની પ્રવૃત્તિમાં ઉત્પન્ન થયેલા બુદ્ધે વેદધર્મ હિંસાયુક્ત છે એમ બતાવી તેની નિંદા કરી છે, અને જનમેજયના યજ્ઞને અંતે ઋષિયોએ તેવો

ધર્મ બહુધાપ્રકારે નિવૃત્ત કરેલો છે, અને સાત્વિક ધર્મ પ્રચાર કરેલો છે માટે તે ધર્મનો પણ પ્રચાર કર. શુકદેવજીએ કહેલો ભાગવતમત, જે વેદાંત રૂપ છે અને જે વ્યાસજીને સંમત છે તે ધર્મ વ્યાસજીથકી સમજીને તેનો વિસ્તાર કર. આ પ્રમાણે કહીને શ્રીગોપાલે પોતાની મૂર્તિ, પોતાનો મંત્ર, અને પોતાનું રહસ્ય વિષ્ણુસ્વામીને આપ્યાં–પછી પોતે અંતર્હિત થયા. તે પછી પોતાનઃ વિદ્યાગુરૂને ગુરૂદક્ષિણા આપી વિષ્ણુસ્વામી ત્યાંથી ચાલ્યા, અને પોતાને ઘેર જઈ ગોપાલની સ્થાપના કરીને તેમણે કરેલા ઉપદેશનો પ્રચાર કરવા લાગ્યા.

વ્યાસજીનાં દર્શન.

કેટલાંએક વર્ષ પછી વિષ્ણુસ્વામી થોડા શિષ્યોને લઈને વેદવ્યાસજીનાં દર્શન કરવા ગંધમાદનપર્વત ઉપર ગયા. ત્યાં હિમગિરિની પીઠ ઉપર ઋષિ-ગણથી વિંટાયલા વ્યાસજીને જોઈ વિષ્ણુસ્વામી તેમને નમન કરીને ઉભા. વ્યાસજીએ એમના આગમનનું કારણ પુછતાં વિષ્ણુસ્વામીએ હાથ જોડીને કહ્યું કે સંપ્રદાયની પ્રાપ્તિ અને સન્માર્ગની પ્રવૃત્તિને માટે ભગવાને મને આપની પાસે મોકલ્યો છે, તેથી હુ આપના ચરણારવિંદને શરણે આવ્યો છું. ત્યારે વ્યાસજીએ કહ્યું સ્નાન અને આન્હિક કરીને ઉપદેશ ગ્રહણ કરો. વિષ્ણુસ્વામી સ્નાન અને આ-ન્હિકથી પરવાર્યા એટલે વ્યાસજી પાસે ગયા, ત્યારે વ્યાસજીએ એમને કૃષ્ણાષ્ટાક્ષર મંત્ર, માલા, તિલક અને મુદ્રા ધારણ કરાવ્યાં અને ભાગવતાગમ (ભક્તિ પ્રચારક) નીતિ બતાવી અને કહ્યું કેઃ–

વ્યાસજીનો ઉપદેશ.

એકલા ભગવાનને અનન્યપણે સેવવા, દેવતાઓને ભગવા-નના અવયવો તરીકે માનવા, ભગવાન એજ જગત્રૂપ છે અને જગત્ એ ભગવાનરૂપ છે એમ જાણવું. વૈષ્ણવવ્રત ધારણ કરવાં અને વૈષ્ણવોના આચાર ધારણ કરી દેહ ઇન્દ્રિયો અને અંતઃકરણની શુદ્ધિ કરવી. હરિ-ભક્તિ વધારવી, સંસારાસક્તિ નિવૃત્ત કરવી, વૈષ્ણવ ગુરૂ કરવો,

ગુરૂએ કહેલો બોધ ગ્રહણ કરવો, દુઃસંગ અને પાપકર્મનો ત્યાગ કરવો, પોતાના વર્ણાશ્રમને ઉચિત નિષ્કામ કર્મ કરવાં.

મંત્રોપદેશ.

એ પ્રમાણે ઉપદેશ કરીને શ્રીવ્યાસજીએ મંત્રોની પરંપરાના સંબંધમાં કહ્યું કે અષ્ટાદશાક્ષર, પંચાક્ષર, અને અષ્ટાક્ષર એ મંત્રો ભગવાન્ પુરૂષોત્તમે સંકર્ષણને આપ્યા, સંકર્ષણે મહાદેવજીને આપ્યા, અને તેનો મહાદેવજીએ નારદજીને ઉપદેશ કર્યો. નારદજીએ અષ્ટાક્ષર, દ્વાદશાક્ષર, દશાક્ષર, અષ્ટાદશાક્ષર એ મંત્રો મને ( વ્યાસજીને ) આપ્યા. અને હું તે મંત્રો તમને આપું છું તે ગ્રહણ કરો. એ પ્રમાણે કહી વ્યાસજીએ ક્રમથકી એ મંત્રો વિષ્ણુસ્વામીને આપ્યા. પછી પોતાનો વેદાંત અને ભાગવત સરહસ્ય ભણાવીને વિષ્ણુસ્વામીની સાથે શુકસ્વામીની ધર્મરક્ષાને માટે યોજના કરી. ત્યારપછી વિષ્ણુસ્વામી વ્યાસજીને પ્રણામ કરી શિષ્યોસહવર્તમાન ત્યાંથી ચાલ્યા. અને ઉત્તરદિશામાં શુકાચાર્ય, અને દક્ષિણદિશામાં વિષ્ણુસ્વામીઆચાર્ય ધર્મરક્ષાને માટે પ્રવૃત્ત થયા. ત્યાર પછી વિષ્ણુસ્વામી શુકાચાર્યની સાથે મથુરાની યાત્રા કરીને પોતાને ઘેર આવ્યા. અને ગૃહસ્થાશ્રમમાં સ્થિતિ કરીને પોતાનો ધર્મ શ્રૌતસ્માર્તયાગ યથોચિત કરવા લાગ્યા અને પ્રેમવડે ગોકુલેન્દુની સેવા કરવા લાગ્યા.

આચાર્યપદ.

તે પછી ત્યાંના રાજાએ વિષ્ણુસ્વામીને આચાર્ય સિંહાસન ઉપર સ્થાપન કરી એમનું પૂજન કર્યું. પછી વિષ્ણુસ્વામી શિબિકામાં ( મ્યાના અથવા પાલખીમાં ) બેશી ધર્મની સ્થાપના કરવાને માટે દિગ્વિજય કરવા નીકળ્યા. પ્રથમ એમણે દક્ષિણ દેશમાં જય કર્યો અને પછી પશ્ચિમ દિશામાં જય કરવાને દ્વારકા સુધી ગયા. પછી ઉત્તર દિશામાં જય કરી નારાયણનાં દર્શન કરી પૂર્વ દિશામાંથી બૌધમત વાળાને હરાવી જગદીશક્ષેત્રનાં દર્શન કરી દક્ષિણમાં પોતાના ધામમાં આવ્યા. એ પ્રમાણે વેદધર્મની પ્રવૃત્તિ અને કલિયુગમાં વર્જ્ય ધર્મની

નિવૃત્તિ કરીને સમસ્ત દેવઉપાસનાકાંડનો ઉદ્ધાર કર્યો. પછી પોતાના પુત્રના ઉપર ઘરનો બોજો નાંખીને ક્રમવડે વૈષ્ણવ સંન્યાસ ગ્રહણ કરી હરિની મૂર્તિને સાથે પધરાવી વિષ્ણુસ્વામી વિષ્ણુકાંચી પધાર્યા.

દેવદર્શન.

ત્યાં શ્રી દેવદર્શન, શ્રીકંઠ, સહસ્રાર્ચિ, શતધૃતિ, કુમારપદ, પરાભૂતિ વગેરેને શિષ્યો કરી પોતાના સિંહાસન ઉપર દેવદર્શન શિષ્યને ધર્મરક્ષાને માટે સ્થાપન કરીને તથા તેને હરિમૂર્તિ તથા પોતાના ગ્રંથો આપીને પોતે ત્રિદંડી હંસ થઈ વૈકુંઠને પામ્યા. ત્યાર પછી શિષ્યપરંપરામાં એ ગાદી ઉપર સાતસેં આચાર્યો થયા.

રાજવિષ્ણુસ્વામી.

પછી ભગવદ્ભકત, વિદ્વાન, સર્વ સદ્ગુણસંપન્ન રાજવિષ્ણુસ્વામી આંધ્ર ત્રિદંડી તે ગાદીએ બેઠો. તેણે દ્વારકા જઇને દ્વારકાંધીશ્વર સ્થાપન કર્યા. અને તીર્થરાજ ( પ્રયાગ ) માં જઈને પ્રતિષ્ઠાનપુરના રાજાના શત્રુની સહાયવડે બૌદ્ધને જીત્યા. પછી પુષ્પપુર ( પટણા ) ના રાજાની સહાયતાથી બૌદ્ધોએ વિષ્ણુસ્વામીનું સ્થાન તોડી નાખ્યું અને પુસ્તકો બાળી નાખ્યાં. ત્યારપછી **રાજવિષ્ણુસ્વામી** કેટલાએક શિષ્યોની સાથે પ્રયાગ છોડી કાંચી ગયા. ત્યાં દ્રવિડદેશના યતિરાજ બિલ્વમંગળને અભિષેક કરીને સિંહાસન ઉપર બેસાડયા અને પોતે કૌંડિન્ય આશ્રમમાં જઈ વૈકુંઠને પામ્યા. એ બિલ્વમંગળ તે હુંજ છું. પછી હું અને દિવોદાસાચાર્ય ધર્મની રક્ષા કરતા હતા. તે પછી દુષ્ટ ચિન્હોને ધારણ કરનાર દંડીઓના ઉપદ્રવથી અને વિરૂદ્ધ કાળથી હું દુખી થયો. તેથી મારા સિંહાસન ઉપર દેવમંગળને બેસાડી તે સ્થાન છોડીને હું વૃન્દાવનમાં આવ્યો. ત્યાં ભક્તિના ઉદ્રેકથી પ્રત્યક્ષ થયેલા ભગવાનને પ્રણામ કરીને મેં કહ્યું કે આ ઘોર કલિયુગમાં મારી સ્થિતિનું કાંઈ પ્રયોજન નથી માટે મને આપની લીલામાં ખેંચી લ્યો. તે વખતે ભગવાને કહ્યું કે મારી

લીલામાં રહેલા દૈવીજીવના ઉદ્ધારને માટે મારો અવતાર શ્રી વલ્લભ થશે, તેના ઉપદેશને માટે તમે પૃથ્વી ઉપર રહો.

બિલ્વમંગળ અને દેવમંગળ.

ત્યાર પછી હું બ્રહ્મસરોવરના તટ ઉપર એક મ્હોટા ઝાડ નીચે યોગબળવડે સાતસેં વર્ષ રહ્યો. આચાર્ય-પદવી છોડતી વખતે મેં જે દેવમંગળને મારી જગાએ સ્થાપન કર્યો હતો તેને ઘણા શિષ્યો થયા. તેઓને શસ્ત્ર ધારણ કરનાર યતિના સૈન્યે જ્યારે દુઃખ દેવા માંડયું ત્યારે તે શિષ્યોએ ગુરૂને ફરિયાદ કરી.

દેવમંગળ અને બ્રહ્મચારીનું સૈન્ય.

ત્યારે તે ગુરૂએ મહેશ્વરનું ધ્યાન ધર્યું. એટલે તેને મહાદેવે કહ્યું કે તું પોતાના શિષ્યોને ગોપાલગાયત્રીનો ઉપદેશ કરીને બ્રહ્મચારીઓ બનાવ, અને તેમનું એક સૈન્ય ઉભું કર. એ પ્રમાણે ઉપાય કરવાથી તારી પીડા જતી રહેશે. ત્યારે તેણે માર્કણ્ડેયક્ષેત્રમાં જઈ તેમ કર્યું, એટલે તેને વિજય મેળવવાની ઉત્કંઠા થઈ, તેથી તે દિગ્‌-વિજય કરવાને નિકળ્યો; અને જ્યાંજ્યાં ગયો ત્યાંત્યાં પોતાનો ધર્મસ્થાપન કરવાને પોતાનું શાસ્ત્ર જાણનાર બિલ્વમંગળ, ભર્ગ, શ્રીકાંતગર્ભ, શ્રીકાંતમિશ્ર, સત્વબોધી પંડિત, સોમગિરિ વગેરે યતિ, નૃહરિ આદિ નૃસિંહભક્તને શિષ્યો કરી જનાર્દનક્ષેત્રમાં શ્રીતનિધિ નામના શિષ્યને પોતાના સિંહાસન ઉપર બેસાડી હિમ-ગોપાલ ગયો, અને ત્યાં પરમહંસ થઈને દેવમંગળ વૈકુન્ઠ પામ્યો.

શિષ્યપરંપરા.

તેની પછી પરંપરામાં ગોવિંદાચાર્ય થયા. તેમનો શિષ્ય ભગવદ્વીય વલ્લભ થયો. તેના પ્રેમાકર શિષ્ય થયા, અને તેમના શિષ્ય લક્ષ્મણ થયા અને પછી તમે હરિની આજ્ઞા તથા મારાથકી સંપ્રદાય ગ્રહણ કરીને આચાર્ય પદને પ્રાપ્ત થયા છો માટે ધર્મ પ્રચાર કરો. એ પ્રમાણે બિલ્વ-મંગળે આચાર્યશ્રીને કહ્યું. તેથી આચાર્યશ્રીએ બિલ્વમંગળ પાસેથી

અષ્ટાદશાક્ષર મંત્ર અને સંપ્રદાયરહસ્ય ગ્રહણ કરીને ફરીથી દર્શન આપવાની પ્રાર્થના કરી તેમને વિદાય કર્યા. ત્યાર પછી બિલ્વમંગળ, વૃન્દાવનમાં જઇને પોતાની વેણુધર ગોકુલેશની મૂર્તિ પોતાના શિષ્ય હરિ બ્રહ્મચારીને આપીને, પ્રયાગ ગયા. ( આ સ્થળે યદુનાથ વિજયનો દ્વિતિય અવચ્છેદ પુરો થાય છે. )

ઉપર લખેલી બિલ્વમંગળની કથા અમારી પાસેના યદુનાથવિજય નામના ગ્રંથમાં તેમજ શ્રી વલ્લભદિગ્વિજયમાં છે. એનો અર્થ એવો જણાય છે કે આચાર્યશ્રીએ વિષ્ણુસ્વામીની ગાદીને અનુસરી વિષ્ણુસ્વામીનોજ સંપ્રદાય ચલાવ્યો. પરંતુ આચાર્યશ્રીએ ભગવાનનીજ પ્રેરણાથી આ ભક્તિમાર્ગ સ્થાપન કર્યો છે, અને વિષ્ણુસ્વામીનો સંપ્રદાય ચલાવ્યો નથી; આચાર્યશ્રીના પૂર્વાચાર્યો વિષ્ણુસ્વામી અને બિલ્વમંગળ નહોતા એમ કેટલાએક મહારાજોનું ધારવું છે. થોડાં વર્ષ ઉપર આ વિષય ઉપર ચર્ચા ચાલી તે વખતે આચાર્યશ્રીએ આ સંપ્રદાયની સ્થાપના સ્વતંત્ર રીતે કરી છે એ વાતની પુષ્ટિમાં નીચે લખેલાં અથવા એવાંજ કારણો બતાવવામાં આવ્યાં હતાં:—

૧. આશ્રમ, ચિન્હ, ક્રિયા, આચાર અને વિચારની બાબતોમાં આચાર્યશ્રીએ સ્થાપન કરેલો સંપ્રદાય વિષ્ણુસ્વામીએ સ્થાપન કરેલા સંપ્રદાયથી કાંઈક અંશે જૂદો છે.

૨. આચાર્યશ્રીએ વિષ્ણુસ્વામીનું કે એમણે સ્થાપેલા સંપ્રદાયનું અવલંબન લીધું હોત તો વિષ્ણુસ્વામીના રચેલા ગ્રંથો ઉપર ઘણો આધાર રાખ્યો હોત, પણ તેમ કરેલું જોવામાં આવતું નથી.

૩. બિલ્વમંગળ નામમાત્રથી પણ માયાવાદી હતો એમ આચાર્યશ્રીએ લખેલી નિબંધની ટીકા ઉપરથી જણાય છે. આચાર્યશ્રીએ માયાવાદનું સંપૂર્ણ રીતે ખંડન કર્યું હતું, તેમ છતાં બિલ્વમંગળ જેવા માયાવાદીને આચાર્યશ્રી પોતાના પૂર્વાચાર્ય તરીકે સ્વીકારે એ વાત માની શકાય નહિ.

૪. આચાર્યશ્રીએ પોતાના કોઈપણ ગ્રંથમાં વિષ્ણુસ્વામી અથવા બિલ્વમંગળને પોતાના પૂર્વાચાર્ય તરીકે માનેલા નથી, તેમજ મંગળાચરણ વખતે યાદ પણ કરેલા નથી. મંગળાચરણમાં માત્ર હરિને નમન કરેલું છે અને કોઇકોઈ સ્થળમાં પોતાના પિતાને નમન કરેલું છે.

૫. સિદ્ધાંતરહસ્ય ઉપરથી જણાય છે કે આ ભક્તિમાર્ગ ચલાવવાની આજ્ઞા આચાર્યશ્રીને ભગવાન તરફથી થઈ હતી.

૧. કેટલાંએક પુસ્તકોમાં આદૌ શ્રી पुरुषोत्तमं पुरहरं થી શરૂ થતા શ્લોકમાં જે આચાર્યપરંપરા જણાવી છે તે આચાર્યશ્રીના કોઈ પુસ્તકોમાં માલમ પડતી નથી.

ધર્મચર્ચા અને મંદિરોની મુલાકાત.

આચાર્યશ્રી ત્યાં થોડા દિવસ રહ્યા અને દેશદેશાંતરથી આવેલા પંડિતો, વિદ્વાનો અને આચાર્યોની સાથે ચર્ચા કરવા લાગ્યા. શેહેરનાં મુખ્યમુખ્ય મંદિરો અને ધર્મનાં સ્થાનોની મુલાકાત લીધી. છેવટે જયારે આચાર્યશ્રીએ વિદ્યાનગર છોડવાની ઈચ્છા જણાવી ત્યારે કૃષ્ણદેવરાજાએ એમને પોતાને મહેલે પધારવાની વિનંતિ કરી; તેથી આચાર્યશ્રી એમને મહેલે પધાર્યા. ત્યાં રાજાએ ઉપદેશને માટે પ્રાર્થના કરવાથી, રાજા, રાણીઓ, મંત્રીઓ અને સ્વજનોના સાંભળતાં આચાર્યશ્રી બોલ્યા:—

કૃષ્ણદેવને ઉપદેશ.

હે, રાજા ! ધર્મનું મૂલ શ્રદ્ધા છે. એ શ્રદ્ધા દૃઢ થવાને માટે પ્રભુના માહાત્મ્યની કથાઓ અને ભક્તોનાં ચરિત્રો વારંવાર શ્રવણ કરવાં જોઇએ.

હરિનું માહાત્મ્ય.

દુનિયાના તમામ પદાર્થોનાં એકત્ર બળ અને સત્તા કરતાં હરિનું બળ અને સત્તા અધિક છે. હરિ એજ સર્વ સુખોનું મૂળ છે. એજ સર્વનું ઉપાદાન અને નિમિત્તકારણ છે. એનાજ વશમાં સર્વ બ્રહ્માંડો, પંચમહાભૂતો, સૂર્ય, ચંદ્ર, તારાગણ, તમામ દેવદેવીઓ અને તમામ જાતની સિદ્ધિયો છે. હરિ એ દયાળુ અને ભક્તવત્સલ છે તેથી જે હરિને ભજે છે તેને હરિ ભજે છે. શ્રીભાગવતમાં પણ કહ્યું છે કે જેને હરિ પ્રસન્ન છે તેને બધી દુનિયાં નમે છે.

હરિભજનની જરૂર.

ઐહિક અને પારલૌકિક કલ્યાણની ઈચ્છા રાખનાર તમામ લોકોએ નિત્ય હરિને ભજવાની જરૂર છે. મહા મોહની વાત છે કે વિદ્વાન લોકો આ વાત જાણે છે તેમ છતાં શ્રીહરિને ભજતા નથી અને ઊર્ધ્વગામીને બદલે અધ:ગામી રસ્તાઓ પકડે છે.

ભગવદ્‌ભક્ત હમ્મેશ નિર્ભય હોય છે. શ્રીકૃષ્ણભગવાન જેને માથે બિરાજતા હોય, શ્રીપુરૂષોત્તમને જેણે પોતાના હૃદયમાં ધારણ કર્યા હોય તેને શા માટે ભયમાં રહેવું જોઇએ? તેણે કોઈ દિવસ ચિંતા કરવી ન જોઇએ.

નિર્ભયતા; ચિંતાનો ત્યાગ.

હે, રાજન્! પ્રભુમાં ચિત્તને પરોવાયેલું રાખવું એનું નામ સેવા છે. તે પ્રભુના માહાત્મ્યનું જ્ઞાન સંપાદન કરી સ્નેહપૂર્વક એમનામાંજ નિરંતર મન રાખવું એનું નામ ભક્તિ છે. જે મનુષ્ય પોતાનાં લૌકિક અને અલૌકિક કાર્યો પ્રભુમાં ચિત્ત રાખી કરે તેજ ભાગ્યશાળી છે એમ સમજવું. અંબરીષ, જનક વગેરે રાજાઓ રાજવૈભવ ભોગવતા છતાં નિરંતર પ્રભુમાં જ ચિત્ત રાખતા. દરેક નરદેવે એવા રાજાઓનાં ચરિત્રનું અનુકરણ કરવું યોગ્ય છે.

સેવા અને ભક્તિ.

પ્રભુની સાથે મનની એકાગ્રતા થતાં મનુષ્ય પોતાનાં કર્તવ્ય બરોબર સમજી શકે છે, અને તે કર્તવ્ય સ્વધર્મ તરીકે બજાવવા તત્પર થાય છે. તેમ કરવામાં જે ગ્લાનિ અર્જુનના મનને લાગી હતી તે તેને લાગતી નથી. માટે પ્રભુમાં ચિત્ત રાખી હમેશ કર્તવ્યકર્મો કરતા જવું.

કર્તવ્ય.

મનુષ્યમાં જુદીજુદી વ્યક્તિયોના જુદાજુદા સ્વધર્મ છે. એ સ્વધર્મો શ્રીહરિનાજ કરેલા છે, માટે શ્રીહરિની આજ્ઞાને આધિન થઈને બજાવવા જોઇએ. એ સ્વધર્મો બજાવવામાં સુખદુઃખ, લાભહાનિ, જય અને પરાજય એ વિષેનો વિચાર કરવાનો નથી. સ્વધર્મો પરિપૂર્ણરીતે બજાવવા એજ ખરો જય અને જીંદગીનું ખરૂં ફળ છે. સર્વ દેશ અને સર્વકાળમાં લૌકિક પરિણામો એ ખરાં ફળરૂપ નથી એમ જાણી, દરેક મનુષ્યે પોતાના સ્વધર્મ બજાવવાને ઉદ્યુક્ત થવું.

સ્વધર્મ બજાવવાની રીત.

કામ, ક્રોધ ને લોભ એ નર્કનાં દ્વારરૂપ છે માટે તેથી દૂર રહેવું. દ્વેષનો અગ્નિ જેને માટે પ્રગટ કરવામાં આવ્યો હોય તેને પહોંચતાં પહેલાં જે અંતઃકરણમાં તે પ્રગટયો હોય તે અંતઃકરણને પ્રથમ બાળી મુકે છે, માટે દ્વેષ કદી કરવો નહિ. દ્વેષી માણસો તરફથી થયેલી પીડાને ભૂલી જઈ તેમના તરફ દયા અને પ્રેમથી વર્તવું જોઇએ કેમકે તેમ કરવાથી સામાનો દ્વેષ નરમ પડી જાય છે; પણ સામો દ્વેષ કરવાથી બન્નેના દ્વેષને અરસપરસ પુષ્ટિ મળે છે.

નર્કદ્વાર.

સ્ત્રીઓ અને બાળકોને યોગ્ય સત્કાર, દાન અને માનથી રાજી રાખવાં જોઇએ. જે ઘરમાં સ્ત્રી અને બાળકવર્ગ પ્રસન્ન અને નીતિમાન્, પ્રેમી, દયાળુ અને પરોપકારી છે તે ઘર સ્વર્ગ છે એમ જાણવું. જે સ્ત્રીઓ પતિનો કે શ્રીહરિનો દ્વેષ કરનારી હોય અથવા જે નીતિનો ભંગ કરનારી હોય તે તજવા લાયક છે. એક કરતાં વધારે સ્ત્રીઓ હોય તો તમામના ઉપર સમભાવ રાખવો જોઇએ. મનની સામ્યાવસ્થા એજ યોગ છે. સ્ત્રીઓ અને બાળકોને ન્હાનપણથી ધર્મનો બોધ કરવો.

સ્ત્રીઓ અને બાળકો પ્રત્યેની વર્તણુંક.

સવારમાં ઉઠીને પ્રભુનું સ્મરણ કરી દેહશુદ્ધિ કરી સેવા કરવી અને સેવા કરતી વખતે ભગવાનમાંજ ચિત્ત રાખવું. તે પછી બીજાં લૌકિક કાર્યો કરવાં. પ્રભુ સર્વ કરવાને સમર્થ છે માટે એમના જ ઉપર દૃઢ વિશ્વાસ રાખવો. એકજ ભગવાનને ભજવા. એમનીજ સેવામાં સર્વ દેવતાઓની સેવા થાય છે. પાખંડને ઉત્તેજન આપવું નહિ અને કામનાથી કાંઈ ક્રિયાઓ કરવી નહિ.

સેવાનો વખત અને રીત.

પ્રજાને પોતાનાં બાળકની માફક પાળવી. પ્રજાનું સુખ, બળ, સમૃદ્ધિ અને કલ્યાણ એ રાજાનુ સુખ, બળ, સમૃદ્ધિ અને કલ્યાણ છે એમ સમજવું.

પ્રજા પ્રત્યેની ફરજો.

પ્રજા પાસેથી કર તરીકે લીધેલા પૈસાનો મ્હોટો ભાગ પ્રજાના રક્ષણ અને લાભને માટે ખરચવો. મનુષ્ય અને ઇતર પ્રાણીનાં લાભનાં કાર્યો રાજાએ નિરંતર કરતા રહેવું. જાતવૈભવ ઉપર ઘણું ધ્યાન આપવું નહિ પણ સર્વ વૈભવ પોતાની પદવીનેયોગ્ય, સ્વધર્મ તરીકે રાખવા, પણ તેમાંજ ચિત્ત પરોવાયેલું રહેવું જોઇએ નહિ. પ્રજાને ધર્મતરફ અભિરૂચિ થાય એવી કથાઓ અને વાર્તાઓનો પ્રચાર કરવો. હરિકથાઓને ઉત્તેજન આપવું. હરિજનોનું અપમાન કરવું નહિ.

રાજ્ય–વ્યવસ્થા.

જગત્ એ પ્રભુરૂપ છે માટે રાજ્યની યોગ્ય વ્યવસ્થા તરફ પુરતું ધ્યાન આપવું. સેના, યોદ્ધા, હથિયાર, નૌકા, હાથી, ઘોડા વગેરે તરફ યોગ્ય નજર રાખવી. મંત્રીઓ, નાયકો અને અમલદારો પ્રજાને રંજાડે નહિ એની હમેશ તજવીજ રાખવી. પ્રજાને યોગ્ય ન્યાય મળે એને માટે વિદ્વાન્, ધર્મનું તત્ત્વ જાણનાર, અનુભવી અને કુશળ ન્યાયાધિશો અને અધિકારીઓ જોઇએ તેટલા રાખવા. પ્રતિસ્પર્દ્ધી કે વૈરી રાજ્યોની દરેક ગતિ અને પ્રવૃત્તિ ઉપર બારીક નજર રાખવી. વિદુરનીતિ અને ભીષ્મપિતામહનો બોધ હમ્મેશ યાદ રાખવો. પૂર્વે થઈ ગયેલા પૃથુ, જનક, અર્જુન વગેરે રાજાઓનાં ચરિત્ર સાંભળવાં, અને દેશકાળ અને પરિસ્થિતિનો વિચાર કરી જેટલે દરજ્જે તેઓનું અનુકરણ કરવું બની શકે તેટલે દરજ્જે કરવું.

સરણાગતની રક્ષા.

શરણે થયેલાઓની સાથે સલાહ કરતી વખતે રાજ્યનુંજ કલ્યાણ લક્ષમાં રાખવું પરંતુ અહંકારથી જાણીજોઈને શરણે થયેલાનું અપમાન થાય એવું કાંઈ કાર્ય કરવું નહિ. જીતેલા રાજાનો દાન, માન વગેરેથી સત્કાર કરવો.

સંપ.

માથું, કાન, નાક, મોં, જીભ, હાથ, પગ વગેરે જેમ મનુષ્યશરીરનાં જુદાંજુદાં અવયવો છે, અને જેમ દરેક અવયવને પોતાના સ્વધર્મરૂપ અમુક અમુક

કામ કરવાનું છે, તેમજ આ જગતમાં તમામ મનુષ્યો અને ઈતર પ્રાણીઓ ભગવાનના અવયવરૂપ છે, અને દરેકને પોતપોતાનું કર્તવ્ય કરવાનું છે. શરીરના અવયવો જેમ એકબીજાની સાથે સલાહસંપથી રહે છે, અને એક બીજાને દુઃખે દુખી અને સુખે સુખી થાય છે અને સંકટની વખતે એક બીજાને સહાય થાય છે તેમજ તમામ મનુષ્યોએ અરસપરસ વર્તવું જોઇએ.

ભેદબુદ્ધિ દબાવવી.

સર્વ પ્રાણીપદાર્થ ભગવાનમાંથી જ ઉત્પન્ન થયાં છે, અને ભગવાનરૂપ છે, એમ ધારી ભેદબુદ્ધિ દબાવવી. સર્વના ઉપર દયા રાખવી અને **आत्मवत् सर्वभूतेषु** એવી વૃત્તિ રાખવાનો અભ્યાસ રાખવો.

અહંતામમતા,

અહંતા, મમતા જેમજેમ છુટે છે તેમતેમ મનુષ્ય પોતાના ખરાસ્વરૂપને જોઈ શકે છે, માટે તે છોડવાનો યત્ન કરવો.

પ્રભુને અર્પણ.

જે જે વસ્તુઓ ભગવાનને અર્પણ કરવામાં આવે છે તે દોષરહિત થાય છે, માટે કોઈપણ વસ્તુને ઉપયોગમાં લેતા પહેલાં તે પ્રભુને અર્પણ કરવી.

ભાવના.

તમામ કાર્યો પ્રભુને માટેજ કે એમના તરફથી કરતા હોઇએ એમ ભાવના રાખવી.

નિત્યાભ્યાસ.

**स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।**
**इंद्रियाश्वाविनि ग्रहः सर्वथा न त्यजेत् त्रयम् ॥**

અર્થ—શક્તિપ્રમાણે સ્વધર્મનું આચરણ કરો, વિમુખ કરનાર વિધર્મથી દૂર રહો. ઇંદ્રિયોરૂપી ઘોડાને વશ રાખો. આ ત્રણે વસ્તુનો કોઈ દિવસ ત્યાગ કરવો નહિ.

એ પ્રમાણે આચાર્યશ્રીનું ભાષણ સાંભળી રાજા, રાણીઓ,

મંત્રીઓ વગેરે સર્વે આનંદ પામ્યાં. પછી આચાર્યશ્રીના શિષ્યોએ ધર્મસંબંધી કેટલીએક ચર્ચા ચલાવી. છેવટ રાજાએ નિત્યાર્ચનને માટે માગવાથી આચાર્યશ્રીએ પોતાની પાદુકાઓ રાજાને આપી. પછી રાજાના પૂજનનું ગ્રહણ કરી આચાર્યશ્રી પોતાને મુકામે પધાર્યા.

આચાર્યશ્રીનું પ્રયાણ.

પછી પોતાનાં માતુશ્રી તથા બેનને વિદ્યાભૂષણ મામાને ત્યાં રાખી આચાર્યશ્રી પૃથ્વીપરિક્રમા કરવા નિકળ્યા. ત્યારે રાજા મ્હોટી સ્વારી કાઢી મ્હોટા મહોત્સવથી આચાર્યશ્રીને રાજવિભૂતિ અને દેવવિભૂતિ અર્પણ કરી સ્વારીસહિત વળાવવા ગયો. છૂટા પડતી વખતે આચાર્યશ્રીને ફરીથી પધારવાની આગ્રહપૂર્વક વિનંતિ કરી અને પોતાને યાદ કરવા તથા કામ સેવા ફરમાવવાની પ્રાર્થના કરી.

વિદ્યાનગરમાં બનેલી હકીકતનું જે વર્ણન કરવામાં આવ્યું છે તેના સંબંધમાં ગોવર્ધનદાસના અને બીજાં પુસ્તકોમાં એમ લખ્યું છે કે આચાર્યશ્રીના મામા શૈવી હતા તેથી દેવને નૈવેદ્ય ધરાવી જમતા. આચાર્યશ્રીને એ વાત પસંદ નહોતી, તેથી એમણે મામાને ત્યાં જમવાની ના પાડી અને શેહેર બહાર સ્વયંપાક કરી જમવા માંડયું. મામાએ એ વાતથી પોતાનું અપમાન થયું એમ જાણીને આચાર્યશ્રીને સભામાં આવતા અટકાવવાની ગોઠવણ કરી હતી પણ તે ચાલી શકી નહિ. આ વાત ખરી હોય એમ અમને લાગતું નથી; આ વાત શંકરદયાળુના પુસ્તકમાં નથી.

રાજાએ આચાર્યશ્રીના રક્ષણને માટે બસેં માણસો આપ્યાં. રાજા વિદાય થયા પછી થોડેક આગળ જઈ આચાર્યશ્રી દામોદરદાસને સાથે લેઈ આ માણસોથી આગળ નિકળી ગયા, અને માણસોને પછી વિદાય કરાવ્યા.

## પ્રકરણ ૬.

### દક્ષિણયાત્રા—વિદ્યાનગરથી રામેશ્વર.

પરિક્રમામાં આચાર્યશ્રી રોજ પ્રાત:કાળનું આન્હિક કરી લેઈ ત્રણ મુહૂર્ત સુધી ચાલતા. વચ્ચે મધ્યાન્હિક ક્રિયા કરતા અને ઘણુંકરી રોજ બે યોજન ( આઠ ગાઉ ) ચાલતા.

કૃષ્ણદાસ મેઘન ક્ષત્રી.

તુંગભદ્રાનદી ઉતરી આગળ ચાલતાં શૂકરક્ષેત્રમાં કૃષ્ણદાસ મેઘન ક્ષત્રી આચાર્યશ્રીની પાસે આવી એમને પગે લાગી શરણે થયો. એણે આચાર્યશ્રીના વિજયની વાત પ્રયાગમાં સાંભળી હતી. આચાર્યશ્રીએ એને શરણાષ્ટકમંત્ર આપી તુલસીની માલાનું દાન કર્યું. પછી કૃષ્ણદાસ પણ આચાર્યશ્રીની સાથે યાત્રામાં ચાલવા લાગ્યો. પછી ત્યાંથી આચાર્યશ્રી પંપાસરોવર પેહોંચ્યા. ત્યાં એક વડના ઝાડ નીચે પારાયણ કર્યું. દિવસે શ્રીમદ્ ભાગવતનું પારાયણ ચાલતું અને રાત્રિયે રામાયણની કથા ચાલતી. આ કથામાં શવરીના ઉપર શ્રીરામચંદ્રજીએ અનુગ્રહ કર્યો તે વાત આચાર્યશ્રીએ સંભળાવી. અહિં કૃષ્ણદાસનો ભાવ જોઇને દામોદર વગેરે શિષ્યોએ આચાર્યશ્રીના પૂજન વખતે છત્ર ધરવાનો અધિકાર એને ( કૃષ્ણદાસને ) આપ્યો અને શંભુભટ્ટને પૂજનનો અધિકાર આપ્યો. બાકીના અધિકાર જેમનાતેમ રહેવા દીધા. આ સ્થળમાં આચાર્યશ્રી ત્રણ રાત્રિ રહ્યા. આ સ્થળની પાસે આચાર્યશ્રીની બેઠક છે અને તે કિષ્કિંધાના નામથી ઓળખાય છે.

પંપાસરોવર અને આચાર્યશ્રીની બેઠક.

ઋષ્યમૂક પર્વત અને રામભક્ત.

ત્યાંથી આચાર્યશ્રી ઋષ્યમૂક પર્વત ગયા. ત્યાં એક રામદાસ નામનો ભક્તમહાત્મા વિરક્ત વૈષ્ણવની સેનાસહિત આવ્યો. તે વખતે આચાર્યશ્રીના શિષ્યો આચાર્યશ્રીનું પૂજન કરતા હતા. શંખ, ઘંટા વગેરેનો નાદ સાંભળીને રામદાસે પોતાના શિષ્યોને કહ્યું કે જો આ આચાર્ય

સંપ્રદાયવગરના હોય તો એમનો રોધ કરો. ત્યારે તે શિષ્યો રોધ કરવાને આવ્યા, એટલે આચાર્યશ્રીના શિષ્યો સામે થવા તૈયાર થયા. તે વખતે રામદાસે આચાર્યશ્રીના શિષ્યોને કહ્યું કે કલેશ ન કરતાં તમારૂં વૃત્તાંત જણાવો. ત્યારે શંભુએ કહ્યુ કે વિષ્ણુસ્વામી સંપ્રદાયપ્રવર્તક, પ્રેમાકરાચાર્યના વિદ્યાર્થી લક્ષ્મણદીક્ષિતના પુત્ર, વિદ્યાનગરની વિદ્વત સભામાં વૈષ્ણવસદ્ધર્મ સ્થાપન કરનાર શ્રીમદ્ વલ્લભાચાર્ય આ ઠેકાણે વિજય કરે છે. આ પ્રકારનાં વચન સાંભળીને રામદાસ શિષ્યોસહિત આચાર્યશ્રીને ચરણે પડયા. ત્યારે આચાર્યશ્રીએ તેમને રામમંત્રનો મહિમા અને ભક્તિધર્મ સંભળાવ્યાં.

કાર્તિકેયસ્વામી.

પછી ત્યાંથી આચાર્યશ્રી કાર્તિકેયસ્વામીનાં દર્શન કરવા કુમારપદ ગયા.

આ ધામ હોસ્પેટ સ્ટેશનથી ૧૦ ગાઊ ઉપર સોહુર નામનું ગામ છે તેની પાસે એક પહાડ ઉપર છે.

પંડિતો સાથે સંભાષણ.

ત્યાંના આચાર્યે આચાર્યશ્રીનો આચાર્યપૂજાવડે સત્કાર કર્યો. પછી આચાર્યશ્રીએ કાર્તિકેયસ્વામીને પ્રણામ કરી વ્યાસસૂત્રની કથા કરી. પછી રાત્રિને વખતે તેમની પાસે ત્યાંના પંડિતો આવ્યા, અને તેઓએ **अंतस्तद्धर्मोपदेशात्** એ સૂત્રના ઉપર ચર્ચા ચલાવી કહ્યું કે એ સૂત્રમાં કાર્તિકેયસ્વામીનો સમાસ કેમ ન થાય? આચાર્યશ્રીએ કહ્યું કે ઠીક છે. શૈવ, વૈષ્ણવ, શાક્ત, સૌર, ગાણપત્ય, અને સ્કાંદ એ ભક્તિમાર્ગનાં છ શાસ્ત્ર છે, માટે દરેકે પોતપોતાના માર્ગને અનુસરીને અન્તર્યામીનું ધ્યાન કરવું. અમે ભગવાનને વેદમાર્ગ વડે પુરૂષ કહીએ છીએ. ગીતા વિગેરે તેને પુરૂષોત્તમ કહે છે. વેદાંતના વિવરણ રૂપ ગીતા એ પુરૂષોત્તમનું ગાન કરે છે. વેદ, પુરાણ, રામાયણ, ભારત વિગેરેમાં આદિ, મધ્ય અને અંતમાં સઘળી જગાએ એ હરિનુંજ ગાન કરેલુંછે. પુરૂષોત્તમ એ પણ

હરિનુંજ નામ છે. એ હરિનું તમે સ્કંદરૂપે પૂજન કરો છો તેથી સ્કંદલોકને પામીને તમે સારી ગતિને પામશો. એ સાંભળીને બધા પંડિતો આનંદ પામ્યા. પછી તેઓમાંનો એક પંડિત બોલ્યો કે હરિ સર્વાત્મક છે તો અમે એમનીજ પૂજા કરીશું. દેવતારૂપ શાખાનું મૂલ વિષ્ણુ છે અને સ્કંદ એ શાખા છે તો અમે વિષ્ણુનું પૂજન કરીશું. એમ કહી સર્વે આચાર્યશ્રીને પ્રણામ કરી ત્યાંથી ગયા.

કાપાલિક; કાયા નિરોધ.

બીજે દિવસે મધ્યાન્હ સમયે કોઈ કાપાલિક ત્યાં આવ્યો અને તિલકાદિક તરફ હાસ્ય કરીને બોલ્યો કે હું યોગી છું અને સૂર્ય અને ચંદ્રની ગતિને રોકી જાણું છું. તમારૂં શું સામર્થ્ય છે તે કહો ? એ સાંભળીને આચાર્યશ્રીના સેવકે તેની કાયાનો નિરોધ કર્યો અને તેને કહ્યું કે હવે અહિંથી શી રીતે જાઓ છો તે બતાવો ? તે ત્યાંથી જવાને તૈયાર થયો પણ ઉઠી શકાયું નહિં, તેથી દીન થઈ પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારે શંભુએ તેને કાયા નિરોધથી મુકત કર્યો, એટલે તે લજ્જા પામી પોતાને સ્થાનકે ગયો.

શ્રીશૈલ.

બીજે દિવસે આચાર્યશ્રી ત્યાંથી શ્રીશૈલ પધાર્યા. ત્યાં શ્રી મલ્લિકાર્જુનનાં દર્શન કર્યાં. પછી ભેટ પ્રણામ અને ક્ષેત્રની પ્રદક્ષિણા કરી આચાર્યશ્રી પોતાને મુકામે પધાર્યા. દેવને પાક અર્પણ કરી પોતે ભોજન કર્યું. થોડીવાર પછી સર્વો લોકને એક યોગી અને કેટલાએક શૈવવિદ્વાનો આચાર્યશ્રીની

યોગી અને સિદ્ધિ.

પાસે આવ્યા. તેઓમાંથી એક જણે પુછયું કે તમે કોણ છો ? કયાં જવાના છો ? અને કયાં બેઠા છો ? ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે હમે બ્રાહ્મણ છીએ, બ્રહ્મદેશથી આવ્યા છીએ, બ્રહ્મદેશ જવાના છીએ અને બ્રહ્મમાંજ વસીએ છીએ. ત્યારે યોગી બોલ્યો કે હું યોગના પ્રભાવથી ગાંધર્વ, વૈતાલ, અને સિદ્ધલોકમાં જાઉં છું. આચાર્યશ્રીએ કહ્યું કે એ ક્ષુદ્ર સિદ્ધિથી શું થયું ? જે શ્રીહરિને ભજે છે તેને

અણિમાદિ સિદ્ધિયો એનીમેળે પ્રાપ્ત થાય છે, પણ તે તેના સામું જોતા નથી. તમે સિદ્ધિનું અભિમાન રાખો છો તો તેના પ્રમાણરૂપ કાંઈ પદ કે વાકય જાણતા હો તો બોલો. ત્યારે તે કાંઈ બોલી શકયો નહિં. ત્યારે આચાર્યશ્રીના સેવક શેષભટ્ટે કહ્યું કે આચાર્યશ્રીની સામે તમારી સિદ્ધિ ચાલવાની નથી. જો સિદ્ધિ હોય તો તમારે સ્થાનકે જાઓ. એટલે એ યોગી ક્રોધ કરી પોતાના માણસોની સાથે જવાને ઉઠયો, પણ પડી જવાથી જઈ શકયો નહીં. પછી આચાર્યશ્રીને તેણે કહ્યું કે હું મહાદેવનો ગણ છું માટે મને ક્ષમા કરો; ત્યારે શેષભટ્ટે કહ્યું કે જાઓ. ત્યારે તે પોતાને સ્થાનકે ગયો. અને બીજા આવેલા હતા તેઓમાંના કેટલાએક આચાર્યશ્રીને શરણે થયા. પછી સર્વે આચાર્યશ્રીને પ્રણામ કરી ત્યાંથી ગયા.

ત્રિપતિ.

પછી આચાર્યશ્રી ત્યાંથી ત્રિપતિગ્રામમાં આવ્યા. ત્યાં શ્રી ગોવિંદસ્વામીનાં દર્શન, નમન, અર્ચન વિગેરે કરી, કપિલધારામાં સ્નાન કરી, શેષાચળ ઉપર ચડયા. પછી વેદાચલ, ગરૂડાચલ, વૃષભાચલ, અંજનાચલ, નારાયણાચલ પર્વત ઉપર ચડી, વ્યંકટાચલ આવ્યા, અને ત્યાં એક વૃક્ષ નીચે મુકામ કર્યો. સ્નાન અને આન્હિકથી પરવાર્યા એટલે લક્ષ્મણબાલાજીના સેવકો આચાર્યશ્રીનું આગમન સાંભળીને આદરસત્કાર

વ્યંકટેશ અને લક્ષ્મણબાલાજી.

પૂર્વક આચાર્યશ્રીને લેવાને આવ્યા. આચાર્યશ્રી એમની સાથે ગયા, અને શ્રીવ્યંકટાધીશનાં દર્શન કર્યાં. ભેટ ધરચા પછી સ્નાન, પૂજા, નૈવેદ્યાદિ કરાવીને તીર્થચરણામૃત લેઈ ત્યાંની તીર્થયાત્રા કરી. પછી વેદ અને ભાગવતનો પારાયણરૂપ કથાયજ્ઞ કર્યો. પછી ત્યાંથી આચાર્યશ્રી પાપનાશિની ગંગા ઉપર ગયા. એ ગંગાની વિમળધારા મસ્તક ઉપર લેઇને સ્નાન કર્યું. પછી અલંવાલંબાલક્ષ્મી અને અહોબલનૃસિંહજીનાં દર્શન કરી પાછા વ્યંકટેશ આવ્યા, અને ત્યાં ભગવાનનાં દર્શન કરી ત્યાંથી કામકોષ્ણી ગયા અને ત્યાંથી પ્રેમપુરી ગયા.

પ્રેમધુરીમાં આચાર્યશ્રીને પરમાનંદાચાર્ય મળ્યા, એમણે કહ્યું કે કાંચીનિવાસી ત્રીજા વિષ્ણુસ્વામી અને શ્રી સંપ્રદાયના રામાનુજાચાર્ય આ ગામમાં જન્મ્યા હતા, અને તેથી આ ગામનું નામ ભૂતિગ્રામ પડયું છે. અહીં યોગ્ય સત્કાર પામ્યા પછી આચાર્યશ્રી કાંચી ગયા.

પ્રેમધુરી.

પ્રથમ શિવકાંચીમાં એકાંબરેશ્વર મહાદેવજીનાં દર્શન કરી વેગવતીનદીને નમસ્કાર કરી તીર્થવિધિ કરી. પછી આચાયશ્રી વિષ્ણુકાંચી ગયા. અને નદીને કિનારે શમીવૃક્ષની નીચે મુકામ કર્યો. આચાર્યશ્રીને ત્યાંના વરદરાજજીનાં દર્શન કરવાની ઘણા દિવસથી ઉત્કંઠા હતી, તોપણ એમના મંદિરમાં જતાં સીડીનાં પગથિયાં ઉપર જયદેવકવિની અષ્ટપદી લખી છે એમ સાંભળી તે ઉંપર થઇને ચાલવાનું યોગ્ય ન લાગતાં આચાર્યશ્રી તેમનાં દર્શન કરવા ગયા નહિં, અને એમનું મન ધર્મ સંકટથી તપ્ત થયું. પછી હૃદયમાં પ્રભુનું ધ્યાન કર્યું ત્યારે રાત્રિમાં હરિએ કહ્યું કે વિષ્ણુસ્વામીના સંપ્રદાયના જયદેવકવિ અહિં રહેતા એમણે એમ વિચાર કર્યો કે અક્ષરથી બાંધેલું કીર્તિરૂપી શરીર ભકતજનના ચરણ નીચે કચરાય તો સારૂં, એ વિચારથી એમણે સીડી ઉપર અષ્ટપદી કોતરાવી છે. આચાર્યશ્રીએ કહ્યું કે હું નામની પણ સરસ્વતીને ઉલ્લંઘતો નથી તો આ કીર્તિરૂપી સરસ્વતીને હું શી રીતે ઉલ્લંઘન કરૂં ? ત્યારે હરિએ ઉત્તર આપ્યો કે આપના ચિત્તનો અપૂર્વ ભાવ જાણી એ ગીતગોવિંદની પંક્તિયોને અમે ભીંતમાં જડાવી દીધી છે, માટે તમે દર્શન કરવા આવો. એમ કહી શ્રીહરિ અંતર્ધાન થઈ ગયા. આચાર્યશ્રી સવારમાં વહેલા ઉઠી સ્નાન આન્હિક કરી લેઈ તૈયાર થયા એટલામાં શ્રી વરદરાજજીના આચાર્યનાં માણુસો આચાર્યશ્રીને પધરાવવા આવ્યા. તેમના કહેવાથી અષ્ટપદી સીડીમાંથી ખસેડી દીધી છે એમ જાણી આચાર્યશ્રી

શિવકાંચી.

વિષ્ણુકાંચી અને અષ્ટપદિ.

દર્શન કરવા પધાર્યા. ત્યાં દર્શન કરી, ભેટ સહિત પ્રણામ કરી સ્તુતિ કરી. નૈવેદ્ય ધરાવી તીર્થનૈવેદ્ય લેઈ વરદરાજજીને પ્રસન્ન કરી આચાર્યશ્રી નીચે પધાર્યા. ત્યાં વેદનું પારાયણ કરી શ્રીમદ્ ભાગવતનું પારાયણ કરવા માંડયું.

ચક્રવર્તી નૃસિંહાર્ય અને નિલકંઠાચાર્યના મતાનુયાયી સાથે વાદ.

એટલામાં ચક્રવર્તી નૃસિંહાર્યના શિષ્ય અને નિલકંઠાચાર્યના મતાનુયાયી આચાર્યશ્રીની સાથે વિવાદ કરવા આવ્યા. તેમને આસન દેઈ નમસ્કાર કરી બેસાડયા. પછી આચાર્યશ્રીએ એમને પુછયું કે તમારો શો મત છે, ત્યારે તેઓએ કહ્યું કે અમારો મત વિશિષ્ટાદ્વૈત છે. નારાયણપ્રધાન દેવતા છે, અપ્રધાન મહેશ છે, જીવ પરમાત્માથી ભિન્ન છે, સંસાર માયાકૃત છે, તથા નારાયણની કૃપાથી મુકિત થાય છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે વૈશિષ્ટ્યતાને **ब्रह्मैवेदं जगत्सर्वम्** એ શ્રુતિનો બાધ લાગે છે. તે પછી બંને પક્ષ વચ્ચે ખુબ વાદ ચાલ્યો. છેવટે આચાર્યશ્રીએ કહ્યું કે શિવ અને વિષ્ણુ એ બંને ઈશ છે. બંનેનાં શાસ્ત્ર પ્રમાણ છે વૈદિક વૈદિક આચારથી નિર્ગુણની સેવા કરે છે, અને ભેદ અભેદથી એમની ભક્તિથી મુક્તિ થાય છે. અમારા મતમાં બંનેને નિર્દોષપૂર્ણગુણતા છે. એ સાંભળી સર્વે ખુશી થઈ આચાર્યશ્રીને પ્રણામ કરી ચાલ્યા ગયા. આચાર્યશ્રી પણ પારાયણ સમાપ્ત કરી ત્યાંથી ચાલ્યા.

મદ્રાસ ઈલાકામાં દક્ષિણ હિન્દુસ્થાનના પૂર્વ કિનારા ઉપર કોંજેવરામ કરીને જે નગર છે તેને યાત્રાળુઓ શિવ અને વિષ્ણુકાંચી કહે છે. રેલવેના સ્ટેશન નજીક શહેરનો જે ભાગ છે તેને શિવકાંચી કહે છે. આ શહેરમાં તૈલંગા બ્રાહ્મણોનાં ઘણાં ઘર છે. ત્યાં સર્વતીર્થ નામનો કુંડ છે.

વિષ્ણુકાંચીમાં વરદરાજજીની ચાર ભૂજાની મૂર્તિ મેડાપર છે. તેના પૂજારી રામાનુજસંપ્રદાયના બ્રાહ્મણો છે. થોડે દૂર વેગવતીનદીના કિનારા ઉપર આચાર્યશ્રીની બેઠક છે. અહિં વડનગર ( ગુજરાત ) નો એક મોઢ ચાતુર્વેદી બ્રાહ્મણ સેવા કરે છે.

ત્યાંથી આચાર્યશ્રી નિત્ય આઠ કોસ ચાલતા પક્ષીતીર્થમાં આવ્યા. શાપને લીધે પક્ષીરૂપ ધારણ કરનાર તૂષા અને વિધાતા આ ક્ષેત્રમાં દુધ અને ઘૃતનું ભોજન કરે છે, અને પુણ્યાત્માને દર્શન દે છે. આ ક્ષેત્રની યાત્રા કરીને તથા શિષ્યોને એ બે પક્ષીઓની કથા કહીને આચાર્યશ્રી ચિદંબર ગયા.

પક્ષીતીર્થ.

શિવ અને વિષ્ણુકાંચીથી ચિંગલપટ ( પેટ ) જવાય છે અને ત્યાંથી પાંચ ગાઊ ઉપર પક્ષીતીર્થ નામનું નહાનું ગામડું છે. પાસે ડુંગરના શિખર ઉપર આ પક્ષીઓને એક બાવો બપોરે ખવડાવવા જાય છે. પહાડના શિખર ઉપર ચડતા ૫૦૦ પગથિયાં ઓળંગવાં પડે છે. ઉપરથી રત્નાકરનો ઘણો મનોરંજક દેખાવ નજરે પડે છે.

પછી આચાર્યશ્રી ચિદંબર પધાર્યા. ત્યાં આકાશલિંગ મહાદેવનાં દર્શન કરી ભેટ સહિત પ્રણામ કરી પૂજા કરાવી, અને મહાદેવજીની સ્તુતિ કરી. પછી મુકામ પર આવી પોતાના શિષ્યોને આચાર્યશ્રીએ શ્રીશંકરાચાર્યજીની કથા કહી. આચાર્યશ્રી બોલ્યા કેઃ—

ચિદંબર.

અહિં એક તપોધન બ્રાહ્મણ અને એની કામાક્ષિ નામની પતિવ્રતા સ્ત્રી રહેતાં હતાં; તેઓ આ મહાદેવજીનાં ભક્ત હતાં. તેમને મહાદેવજીની કૃપાથી વિશિષ્ઠા નામની એક કન્યા થઇ, એ કન્યાને એમણે પૂર્ણાનદીની પાસે કોઈ અગ્રહારમાં લંબૂરી દ્રવિડ વિશ્વજીત્ નામના બ્રાહ્મણને આપી. એ બ્રાહ્મણ ચિદંબરમાં આસકત હતો અને વિષયમાં વિરકત હતો. એક વખત વિશિષ્ટા મહાદેવજીની પૂજા કરતી હતી ત્યારે એને બગાસું આવ્યું. તે વખતે મહાદેવજીએ તેજરૂપે એના ઉદરમાં પ્રવેશ કર્યો તેથી વિશિષ્ટા ગર્ભવતી થઈ. દશમે માસે વૈશાખ સુદ ૫ ના રોજ પ્રસવ થયો અને શ્રીશંકરાચાર્યજી પ્રગટ થયા. એમણે પાંચમે વર્ષે ઉપવીત ધારણ કર્યું અને પછી એ શ્રી ગોવિંદ યોગીન્દ્ર પાસેથી વિદ્યા ભણ્યા. આઠમે

શ્રી શંકરાચાર્યનું પ્રાગટ્ય.

વર્ષે સંન્યાસ લીધો. ઘણા વિદ્વાનોને શિષ્ય કરી કર્મતંત્ર ચલાવનાર મંડનમિશ્રને એમણે વાદમાં હરાવ્યા, અને પોતે સુરેશ્વરાચાર્ય એવું નામ ધારણ કર્યું. પછી સુધન્વા નામના રાજાની સહાયતાથી બૌદ્ધ કાપાલાદિક પાખંડિયોને એમણે કાઢી મુકયા, અને વર્ણાશ્રમ ધર્મઆચાર અને વિષ્ણુ વગેરે દેવોની પૂજાનો પ્રચાર કર્યો. દેશકાલને અનુસરી એમણે અસદ્‌વાદ ચલાવ્યો. પછી સઘળા વૈદિકોને એક મતના કરી, બૌદ્ધોને જીતી અનેક ગ્રંથો બનાવ્યા. તે પછી શંકરાચાર્યજી શિષ્યો સહિત કૈલાસ ગયા.

વૈદ્યનાથ; ગૌર મયૂર.

એ પ્રમાણે શ્રી શંકરાચાર્યજીની તથા બીજી કથા કહી રાત્રિએ આરામ લીધો. પછી પ્રાતઃકાળમાં ઉઠી આન્હિકથી પરવારી આગળ ચાલ્યા. અને આચાર્યશ્રી વૈદ્યનાથ આવી પહોંચ્યા. અહિં તીર્થવિધિ કરી શિવભકતોને પ્રસન્ન કર્યા. પછી ત્યાંથી આચાર્યશ્રી ગૌરમાયૂરમાં આવ્યા. અને તીર્થની યાત્રા કરીને તથા શિખિનાભિમહાદેવને નમન કરી આચાર્યશ્રી ત્યાંથી ચાલ્યા, અને કુંભકોણ ગયા. આ

કુંભકોણ.

સ્થળમાં બાર મહાદેવજીનાં તથા ચક્રપાણિ આદિ ચાર વિષ્ણુની મૂર્તિનાં આચાર્યશ્રીએ દર્શન કર્યાં. પછી આચાર્યશ્રીની પાસે વેદવિદ્યાના પંડિતો અને બીજા વિદ્વાનો આવ્યા તેમને વિદ્યાથી સંતુષ્ટ કર્યા. પછી આચાર્યશ્રીનો પ્રભાવ જોઈ આવેલા પંડિતો વગેરે એમના શિષ્ય થયા; કેમકે એમાંના કેટલાએકે કૃષ્ણદેવરાજાની સભામાં આચાર્યશ્રીનો વિજય જોયો હતો, અને બીજાઓએ તે સાંભળ્યો હતો.

કુંભકોણમ્ એ મ્હોટું શહેર છે. હાલમાં એમાં ૧૩૦૦૦ ઘર તો તૈલંગા બ્રાહ્મણનાં છે. ત્યાં હાઈસ્કૂલ અને કોલેજ છે. બજાર વચ્ચે કુંભેશ્વર મહાદેવનું મ્હોટું મંદિર છે, અને તેની નજીક શ્રીરામચંદ્રજીનું પણ મ્હોટું મંદિર છે. મહાદેવજીની જગાનો ગાદીપતિ સંન્યાસી કાવેરી નદીના તટ ઉપર રહે છે.

ત્યાંથી આચાર્યશ્રી દક્ષિણ દ્વારકા (મન્નારગુડી) પધાર્યા. ત્યાં રાજગોપાલને પ્રેમપૂર્વક પ્રણામ કરી આચાર્યશ્રી ત્યાં બે દિવસ રહ્યા. આ સ્થળના આચાર્યે આચાર્યશ્રીનું આચાર્ય તરીકે પૂજન કર્યું તે ગ્રહણ કરી, ગોપાળજીની મૂર્તિ રાજવિષ્ણુસ્વામીએ સેવી હતી એ વાત આચાર્યશ્રીએ પોતાના શિષ્યોને કહી. આચાર્યશ્રીનું આગમન સાંભળી આ તરફના હજારો વૈષ્ણવ એમનાં દર્શન કરવા આવ્યા. વૈષ્ણવોએ ભેટ કરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને તેઓ બોલ્યા કે આજ અમે સનાથ થયા; કેમકે પાંચસો વર્ષથી વિષ્ણુસ્વામીના પછી જગતને જીતવાવાળો કોઈ સર્વદેશી ગુરૂ થયો નથી. આપે કૃષ્ણદેવરાજાની સભામાં વૈષ્ણવમાર્ગની રક્ષા કરી અમારા આચાર્યની પદવી પ્રાપ્ત કરી માટે આપ અમારો સાંપ્રદાયિક ધર્મ કહો.

દક્ષિણ દ્વારકા—મન્નાર ગુડી.

ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે ભક્તિયુક્ત ચિત્તથી હરિનું ભજન કરો. પોતપોતાની શક્તિ પ્રમાણે વર્ણાશ્રમ ધર્મ અને સદાચાર પાળો. યથાશક્તિ સ્વધર્મનું આચરણ કરો. બીજાના ધર્મથી નિવૃત્ત થાઓ. ઇન્દ્રિયોનો જય કરો કેમકે ઇન્દ્રિયો નાશ કરવા વાળી છે. પારકા ધનમાં મળની, પરસ્ત્રીમાં મૃત્યુની, અને પરદ્રોહમાં વિષના જેવી જેની બુદ્ધિ હોય તેનું નામ વૈષ્ણવ. અર્થમાં પંદર અનર્થ રહેલા છે તોપણ લોકોની તેમાં ઇચ્છા રહે છે. માતાપિતા, ભાઈ, ગુરૂ, સ્ત્રી, પુત્ર અને મિત્રને પણ પૈસા માટે લોભી માણસો મારી નાખે છે. જેમ શૂકર વિષ્ટા તરફ જાય છે તેમ કામી લોક મલ, મૂત્ર, હાડ, માંસ અને લોહીથી ભરેલી, મદથી વાંકા નેત્રવાળી કામિની સ્ત્રી તરફ જાય છે. પરાઈ નિંદામાં અને બીજાનું અનિષ્ટ વિચારવામાં સુખ નથી, તોપણ મૂર્ખ પ્રાણી તેમ કર્યા વિના રહેતો નથી. કામમાં કદાચિત્ કલ્પિત સુખની કલ્પના કરો તોપણ ક્રોધમાં તો સ્વપ્ને સુખ નથી. અનિષ્ટ ચિંતન કરવા વાળાને બીજાનો ડર રહે છે, માટે કોઈ પ્રાણીનો દ્રોહ ન કરવો;

વૈષ્ણવના ધર્મ.

તેમાં દેવતા, ગુરૂ કે વિદ્વાનનો તો કોઈ પણ વખતે દ્રોહ ન કરવો. વૈષ્ણવોમાં મિત્રતા કરવી, બીજાના ઉપર દયા રાખવી, સુખ દુઃખમાં પ્રાણીમાત્રને આપણા સમાન ગણવાં. નવ યોગેશ્વરોએ જે ધર્મ કહ્યા છે તે પાળે અને ઉત્તમ ભક્તિ કરે એજ વૈષ્ણવ છે.

એ પ્રમાણે આચાર્યશ્રીએ કહી શ્રુતિસૂત્રથી બ્રહ્મવાદ સમજાવ્યો અને તે પછી ભક્તિમાર્ગનો આચાર સમજાવ્યો. કેવો ગુરૂ કરવો એ પ્રશ્નના નિરાકરણમાં કહ્યું કે,

ગુરૂલક્ષણ.

**कृष्णसेवा परंवीक्ष्य दंभादिरहितं नरम् ॥**
**श्रीभागवततत्त्वज्ञं भजेज्जिज्ञासुरादरात् ॥**

અર્થ—શ્રી કૃષ્ણની સેવામાં તત્પર, દંભાદિદોષરહિત, શ્રી ભાગવતનું તત્ત્વ જાણનાર, એવા ગુરૂને જોઇને આદરથી સેવવા.

ગુરૂની સેવા કરવી એટલે ગુરૂ બતાવે તે પ્રમાણે ભગવાનની સેવા કરવી.

એ સાંભળીને ત્યાં આવેલા સર્વ વૈષ્ણવો ખુશી થયા અને તેઓમાંના થોડાએક આચાર્યશ્રીના આશ્રિત થયા.

દક્ષિણ અયોધ્યા અને તંજાવર.

પછી આચાર્યશ્રી દક્ષિણ અયોધ્યા પધાર્યા. ત્યાં દર્શનાદિ કરીને રામભકતોને ઉપદેશ કર્યો. ત્યાંથી ચોલાની રાજધાની તંજાવર તરફ ચાલ્યા. આચાર્યશ્રી પધારે છે એ વાત સાંભળીને ત્યાંનો રાજા પ્રજાસહિત સામો પધરાવવાને આવ્યો. રાજવિભૂતિ સાથે આચાર્યશ્રીને પોતાને મેહેલે પધરાવી કૃષ્ણદેવરાજાની સભા અને બીજાં તીર્થોનું વૃત્તાન્ત રાજા પૂછવા લાગ્યો. શિષ્યોએ સઘળું વૃત્તાંત કહી બતાવ્યું. પછી ભારતેશમહાદેવજીનાં દર્શન કરી શરણાગતને શિષ્ય કરી ત્યાંથી આચાર્યશ્રી શ્રીરંગજી ગયા.

ત્યાં સ્નાન અને વિધિપૂર્વક તીર્થયાત્રા કરીને આચાર્યશ્રી શેષશાયી ભગવાનનાં દર્શન કરવા પધાર્યા. ત્યાંના વૈષ્ણવો આચાર્યશ્રીને લેવાને સામા આવ્યા અને આચાર્યની રીતથી પધરાવી ગયા. અહીં શ્રીદેવી, ભૂદેવી સહિત હરિનાં દર્શન કરી દંડવત્ પ્રણામ કરી આચાર્યશ્રી હર્ષથી સ્તુતિ કરવા લાગ્યા:—" હે ચિદાનંદાકાર, આખા જગત્‌ના આધાર, સુંદર જ્ઞાન રૂપ ધારણ કરનાર, રૂપમાં અનુપમ, શ્રીદેવી અને ભૂદેવી જેના ચરણકમળની સેવા કરે છે, અને જે દેવતાના ઈશ છે તે રંગનિલયને હું ભજું છું. જેની દેવતા સેવા કરે છે, વેદ જેના વિમલ ગુણોનું ગાન કરે છે, જે વિદ્વાનોના હૃદયમાં પ્રકાશે છે, અને જે શેષના ઉપર શયન કરે છે તેને હું ભજું છું. જેની સ્ત્રી લક્ષ્મીજી છે, જેનો પુત્ર સંસારનો વિજય કરવાવાળો કામ છે, જેની દાસી પૃથ્વી છે, જેનો નિવાસ વૈકુંઠ છે, અને જેનું વાહન ગરૂડ છે એવા દેવતાના ઈશ રંગનિલયને હું ભજું છું. જેણે જળમાં મગરના મુખમાંથી ગજને બચાવ્યો, અને શરણ આવેલાંનુ દુઃખ હરવાથી હરિએ નામ પ્રાપ્ત કર્યું છે, અને જેના નાભિ સરોવરમાંથી વિશ્વ-રૂપી કમળ ઉત્પન્ન થયું તેને હું ભજું છું. જેણે પોતાના ભક્તોની રક્ષા કરવા માટે મત્સ્ય, કચ્છપ, વરાહ, નૃસિંહ, હયગ્રીવ, હંસ, પરશુરામ, વામન, આદિ રૂપ ધર્યા હતાં, એ શ્રીરંગજીને હું ભજું છું. જેના અશેષ ગુણનું વેદ ગાન કરે છે, જેનું ભજન કરવાથી મનુષ્ય દુઃખમાંથી છુટે છે, એ શ્રીરંગજીને હું ભજું છું. દ્રવિડ દેશમાં કાવેરી નદીની વચમાં પોતે કરેલા વૈકુંઠ ધામમાં જે બિરાજે છે અને જેને બ્રહ્માદિ દેવતા અને મુનિગણ સેવે છે તે રંગનિલયને હું ભજું છું. જેની કીર્તિ બ્રહ્મા ચાર મુખથી, શિવ પાંચ મુખથી, કાર્તિકેયસ્વામી છ મુખથી અને શેષ હજાર મુખથી ગાય છે તેને હું ભજું છું." એ પ્રમાણે આચાર્યશ્રીએ શ્રીરંગજીની સ્તુતિ કરી પ્રણામ કરી પૂજાસહિત

શ્રીરંગજી.

નૈવેદ્ય અર્પણ કર્યું. પછી પોતાના માણસો સહિત ચરણામૃતપ્રસાદ લેઈ ત્યાં આઠ દિવસ બિરાજ્યા અને પારાયણ કર્યું.

અહિં ઉત્તમ વિદ્વાન શ્રીરાઘવાચાર્યે આવી આચાર્યશ્રીને પ્રણામ કર્યા અને વિદ્યાનગરના જયનું વૃત્તાંત પુછયું. વિદ્યાર્થીઓ-એ તે યથાર્થ કહી બતાવ્યું.

રાઘવાચાર્યની સાથે સંવાદ.

પછી વિશિષ્ટાદ્વૈતમત વિષે રાઘવાચાર્યને આચાર્યશ્રીની સાથે ચર્ચા ચાલી. રાઘવાચાર્યે કહ્યું કે અમારો મત વિશિષ્ટાદ્વૈત છે. તેમાં સર્વ વેદનો સમન્વય છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે દ્વૈતાદ્વૈત કેમ ઠીક નહીં? પ્રથમ વ્યાસસૂત્રમાં નિર્ણય છે. પછી ગીતાજીમાં પણ નિર્ણય છે, અને તેમાં પણ સંદેહ હોય તો નિર્ણયને માટે સમાધિભાષા છે. વળી "**सोऽनुवीक्ष्य**" ઈત્યાદિ મંત્રમાં પહેલો એક આત્મા કહેલો છે, બીજાનો નિષેધ છે. ત્યાં જડ અથવા જીવ નથી. "**आत्मकृतेः**" ઈત્યાદિક સૂત્રોમાં સર્વનું કારણ એક આત્માજ કહ્યો છે. અને **अहं सर्वस्य प्रभवः** એમાં પણ એજ પ્રમાણે કહેલું છે. સમાધિભાષા પણ એક આત્માને જ કારણ માને છે. એ પ્રમાણેનું ભાષણ સાંભળી રાઘવાચાર્ય ક્રોધ અને આશ્ચર્યથી બોલ્યા કે સમાધિ ભાષા એ શું છે કે જેને તમે પ્રમાણમાં શ્રેષ્ઠ ગણો છો? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે વાલ્મીકજી અને વ્યાસજીએ સમાધિવડે રામાયણ અને ભાગવતમાં જે કહ્યું છે એ અમારી સમાધિભાષા છે. ત્યારે રાઘવાચાર્યે કહ્યું કે ભાગવતમાં શું વિશેષ છે કે આપની તેમાં ઘણી શ્રદ્ધા છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે ભાગવત પુરાણ એ સર્વ પુરાણોમાં શિરોમણિ છે અને વ્યાસજીને તુષ્ટિ દેવાવાળું છે. ભાગવત ગ્રંથ એ વ્યાસસૂત્ર, અને ભારતના અર્થના નિર્ણય રૂપ છે, અને ગાયત્રીના ભાષ્યરૂપ છે. એ પ્રમાણે નિર્ણયરૂપ હોવાથી તે સર્વ કરતાં પૂજનીય છે. વિદ્વાનોના હૃદયમાં જોવાથી પણ તેમાં વિશેષપણું ભાસે છે. શ્રુતિસૂત્રના વ્યાખ્યાનરૂપ અને

ગીતાનો અર્થ બતાવનાર સમાધિભાષા પ્રમાણ છે, અને એવડે શુદ્ધાદ્વૈત પ્રમાણ છે. પછી આચાર્યશ્રીએ શ્રુતિસૂત્ર અને યુક્તિવડે શુદ્ધાદ્વૈતનાં લક્ષણ સમજાવ્યાં ત્યારે રાઘવાચાર્ય પ્રસન્ન થયા. બીજા વિદ્વાનો અને પંડિતો ત્યાં આવ્યા હતા તેમાંથી કેટલાએક આચાર્યશ્રીના આશ્રિત થયા, અને બીજા પ્રણામ કરી ત્યાંથી ગયા. અને આચાર્યશ્રી શ્રીરંગજીની આજ્ઞા લેઇને ત્યાંથી પધાર્યા.

શ્રીરંગજીનું ધામ ત્રિચિનાપલ્લીથી બે ગાઉ દૂર છે. તે કાવેરી નદીના બેટમાં છે. આ ગામમાં આશરે ૧૯ હજાર માણસની વસ્તી છે. અને પાંચ ફરતા કોટ છે. તેમાં છેક અંદરના કોટમાં શ્રી રંગજીનું વૈષ્ણવી મંદિર છે. શ્રી રંગજીની મ્હોટી મૂર્તિ શેષનાગના ઉપર પોઢેલી છે. તે કૃષ્ણવર્ણ છે, લક્ષ્મીજીનું મંદિર જુદું છે અને ભોગમૂર્તિ પણ જુદી છે. આ ધામમાં ત્રિચિનાપલ્લીથી જવાય છે.

ઋષભાદ્રિ.

પછી આચાર્યશ્રી ત્યાંથી ઋષભાદ્રિ પર્વત ગયા. ચાર ભુજાવાળા અલગર્દજીનાં દર્શન કરી પહાડની પ્રદક્ષિણા કરી આચાર્યશ્રી અહીંથી આગળ ચાલ્યા.

અલગર્દજીની યાત્રા મદુરાથી ૧૨ ગાઉ ઉત્તર તરફ છે. અલગર્દજી એ વિષ્ણુનો અંશાવતાર છે. એમની મૂર્તિ પહાડ નીચે એક મ્હોટા મંદીરમાં છે. પહાડ ઉપર શિવગંગા અને વિષ્ણુગંગા નામની નદીઓ વહે છે. શ્રી રામચંદ્રજીએ રાવણને જીતી પાછા આવતી વખતે આ સ્થળમાં મુકામ કર્યો હતો, અને અહિંથી સર્વ સૈન્યને પોત પોતાને ઘેર જવાની આજ્ઞા આપી હતી. અહિં શ્રી રામચંદ્રજીનું પણ મ્હોટું મંદિર છે.

દક્ષિણ મથુરા અથવા મદુરા.

પછી આચાર્યશ્રી દક્ષિણ મથુરા આવી પહોચ્યા. આ ધામમાં કૃતમાલા નદીમાં તર્પણ કરતા મત્સ્યભગવાન પ્રગટ થયા હતા. આચાર્યશ્રીએ અહિં પારાયણ કર્યું અને મીનાક્ષિદેવી અને સુંદરેશ્વરનાં દર્શન કર્યાં. આચાર્યશ્રીની પાસે વિદ્વાન વૈષ્ણવો આવ્યા, તેઓએ વિદ્યાનગરના વિજયની વાર્તા પુછતાં દામોદરદાસે કહ્યું કે એ વિજય મેળવનાર તેજ આ આચાર્ય શિરોમણિ છે. ત્યારે વૈષ્ણવોએ સંપ્રદાયના પ્રસ્થા-

નનો અને સદાચારનો વિચાર પુછયો. ત્યારે આચાર્યશ્રીની આજ્ઞાથી એક વિદ્યાર્થીએ ઉત્તર આપ્યો કે અમારા દર્શનમાં વેદ, સૂત્ર, ગીતા અને શ્રીભાગવત એ ચાર મુખ્ય છે. શરણાગતિ અને ભગવાનના મંત્રનું ગ્રહણ એ સંસ્કૃતિ છે. ધર્મ શાસ્ત્રને અનુસરી ભક્તિ શાસ્ત્રીય આચાર છે; ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત અને દ્રવ્યાદ્વૈત એ ઉત્તમ વેદાંતને નિત્ય વિચારવું, અને કાર્ય કારણ વસ્તુને એક પટતંતુના જેવું સમજવું એ સિદ્ધાંત છે.

સંપ્રદાયનું દિગ્દર્શન.

આ જગતમાં હરિ સિવાય બીજી વસ્તુ નથી એમ ધારવું એ ભાવાદ્વૈત છે. સાકારની રીતથી પરમેશ્વર સર્વાકાર છે, અને મન, વાણિ, યજ્ઞ, વગેરે સર્વ કર્મ સાક્ષાત્ પરબ્રહ્મને અર્પણ કરવાં એ ક્રિયાદ્વૈત છે. પોતાનાં સ્ત્રીપુત્રાદિ તેમજ સર્વ પ્રાણીમાત્રના સંબંધમાં સ્વાર્થ અને કામની એકતા છે એમ ધારવું એનું નામ દ્રવ્યાદ્વૈત છે. એ પ્રમાણેનો ઉપદેશ સાંભળી સર્વ વૈષ્ણવો આચાર્યશ્રીને પ્રણામ કરી ગયા.

મદુરાને દક્ષિણમથુરા કહે છે.



## પ્રકરણ ૭.

### દક્ષિણ યાત્રા-રામેશ્વરથી કન્યાકુમારી.

દક્ષિણકાશી. નવ-ગ્રહ; રામેશ્વર.

પછી આચાર્યશ્રી ત્યાંથી દક્ષિણકાશીનાં દર્શન કરી નવગ્રહ થઈ રામેશ્વર પધાર્યા. રામેશ્વરમાં મલસ્નાન બહાર કરીને આચાર્યશ્રીએ લક્ષ્મણતીર્થમાં સ્નાન કર્યું. શિષ્યોએ મુંડન કરાવી સ્ન.ન કરી ઊર્ધ્વ-પુંડ્ર મુદ્રા ધારણ કરી શ્રાદ્ધ કર્યું. એ દેખીને ત્યાં આવેલા શૈવો પૈકી એક વીરશૈવ બોલ્યો કે આ ઉત્તમ શિવક્ષેત્રમાં આવી તમે રૂદ્રાક્ષની માલા અને ભસ્મ રૂદ્રાક્ષ કેમ ધારણ કરતા નથી? તપ્ત શંખ ચક્ર વગેરેનાં ચિન્હો ધારણ કરતા નથી તેથી તમે વૈષ્ણવ હો એમ પણ જણાતું નથી. લિંગાર્ચન સિવાય સ્વર્ગ અને મોક્ષ મળતાં નથી. શ્રુતિ સ્મૃતિમાં જે જે પાપો કહેલાં છે તે બધાં શૈવી ભક્તિથી બળી જાય છે. મહાદેવનું લિંગ ધારણ કરનાર માણસ વૈદિક વૈષ્ણવ ધર્મનો સ્પર્શ કર્યા વગર મુક્તિ પામે છે. ત્યારે આચાર્યશ્રીના શિષ્ય ભટ્ટાર્યે કહ્યું કે વેદ બહિષ્કૃત, વિચિત્ર વેષવાળા, વેદની નિંદા કરવા વાળા તમે કોણ છો? ત્યારે તેઓમાંનો વીરમાહેશ્વર બોલ્યો કે અમે સર્વ શરી-

વીરમાહેશ્વર.

રમાં પાશુપત, ભસ્મ લગાવનાર, મસ્તક, ભુજા, નાભિ વગેરેમાં લિંગ ધારી, શિવરૂપ રૂદ્રની સેવામાં તત્પર રૌદ્ર છીએ. માટે તમે સર્વદા વિભૂતિ, રૂદ્રાક્ષ ધારણ કરો, અને ભક્તિથી નિત્ય મહાદેવ-જીનું પૂજન કરો. આ વીરશૈવને આચાર્યશ્રીના શિષ્ય ભટ્ટે કહ્યું કે શિવ એ કલ્યાણ સંજ્ઞા વેદની અને મહેશની છે, તેથી તમારો અર્થ સિદ્ધ થતો નથી કેમ કે તમે પાશુપત છો. મહેશ્વર એ પરબ્રહ્મ છે. ત્યારે વીર બોલ્યો કે નારાયણ આદિ શબ્દ શિવ વાચક કેમ ન થાય? પછી ભટ્ટાર્ય અને આવેલા શૈવો વચ્ચે શાસ્ત્રીય વાદ ચાલ્યો.

( આ વાદનો નમુનો આપવાને માટે અમે એક બે વાકય વલ્લભદિગ્વિજયમાં છે તેજ આપીએ છીએ.)

વીર શૈવ સાથે વાદ.

"तब भट्टार्य पीछे बोले जो अरे व्याकरण शून्य "रषाभ्याम्" ये सूत्र एक पदमें लगे हे ॥ याहीसोंवरनाभि आदि पदमें "णत्व" नहीं देखते ओर नारायण पदमें तो "पूर्वपदात्" यासूत्रसों "णत्व" होय हे ॥

*  *  *  *  *

भस्म रुद्राक्ष शूलादिक वेद धर्ममें नहीं दीखते. याही सों तुम्हारे पाशुपत धर्मसों वैष्णव विमुखहें ओर मुरारिके अति प्यारे त्रिपुरारि शिव हमारे गुरु हे."

વળી ભટ્ટાર્યે કહ્યું કે તીર્થયાત્રાવિધિમાં પ્રાપ્ત શિવક્ષેત્રમાં અમે આવ્યા છીએ, અને અમે વૈષ્ણવ સર્વ મૂર્તિઓમાં વિષ્ણુની ભાવના કરીએ છીએ, અને એ ભાવનાવડે એમની પૂજા કરીએ છીએ. એ પ્રમાણે ભટ્ટાર્યે કહ્યું એટલે વીરમાહેશ્વરે કહ્યું કે આ દુર્બુદ્ધિવાળાઓને મારો. ભટ્ટાર્યે કહ્યું તમે શી રીતે મારો છો? એમ કહી આચાર્યશ્રીના સેવકોએ બાણ અને ગોફણના ગોળા ફેંકવા માંડયા એટલે છ પ્રકારના લિંગધારી નાસી ગયા. પછી આચાર્યશ્રી રામેશ્વરના મંદિરમાં ગયા. અને ત્યાં ભેટ, વંદન, પૂજન, શતરૂદ્રી પાઠ વગેરે કરી રામેશ્વરની સ્તુતિ કરી, શ્રીગૌરી તથા બીજા દેવોનાં દર્શન કરી ત્યાંના તીર્થમાં તથા વન્હિ તીર્થમાં સ્નાન કર્યું પછી વેદ અને ભાગવતનું પારાયણ કરી ધનુષ્તીર્થમાં ગયા અને ત્યાંથી કોટિતીર્થ ગયા.

ધનુષ્તીર્થ-કોટિતીર્થ.

ત્યાંથી આચાર્યશ્રી દર્ભશયન ગયા અને નારાયણનાં દર્શન વિગેરે કરી પોતાના શાલગ્રામની પૂજા કરી પુરૂષસૂક્ત ભણ્યા, અને શ્રીમદ્ભાગવતની સપ્તાહ કરી પછી વીરવૈષ્ણવ આવ્યા. તેઓ-

દર્ભશયન અને વીર વૈષ્ણવને બોધ.

માંનો જ્ઞાનેશ્વર નામનો વૈષ્ણવ બોલ્યો કે તપ્તચક્રાંકિત હોઈ પરાશ્રયને અને લોક અને વેદના ભયને છોડીને જે સ્વચ્છંદરીતે વર્તે તેના હાથમાં ભુક્તિ અને મુક્તિ હોય છે, અને વિષ્ણુ તેના ઉપર પ્રસન્ન થાય છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે દૂર ઉભા રહો. સ્વચ્છંદથી વર્તનાર હીન મનુષ્યોના ઉપર વિષ્ણુ શી રીતે પ્રસન્ન થાય ? જે પોતાનો ધર્મ પોતાની શક્તિ પ્રમાણે પાળે, યથોચિત ભક્તિ કરે અને સર્વ પાપથી નિવૃત્ત રહે તેના ઉપર વિષ્ણુ પ્રસન્ન થાય છે. તપ્ત-મુદ્રાનું ધારણ કરવું, કર્મનો ત્યાગ, બ્રહ્મમાં ભેદ, દેવતાનો દ્વેષ એ ઠીક નથી એમ કહી એમને રજા આપી.

તામ્રપરણી.

પારાયણ પુરૂં કરી આચાર્યશ્રી ત્યાંથી તામ્રપરણી ( આ નદી નકશામાં પાલંકોટા આગળ છે ) આવ્યા. ત્યાં વિધાનથી સ્નાન કરી શ્રીભાગવતના પારાયણનો આરંભ કર્યો. અને અનંતશયન ભગવાનની સેવા કરી આચાર્યશ્રી ત્યાં સુખપૂર્વક વિરાજ્યા. ત્યાં એક ગરીબ તિરસ્કાર પામેલો બ્રાહ્મણ આવ્યો, તેને દુઃખી જોઈ શિષ્યોદ્વારા આચાર્યશ્રીએ પુછાવ્યું કે તું કોણ છે, ત્યારે તેણે કહ્યું કે અહિંથી બે કોશ ઉપર એક પાલં-કોટા નામનું નગર છે, ત્યાંનો રાજા કાળજ્વરથી દુઃખિત હોવાથી

કાળપુરૂષ.

તેની શાન્તિને માટે રાજાના ગુરૂએ શાસ્ત્રની રીતે કુંડમંડપ બનાવી મંત્ર વડે સુવર્ણનો એક મ્હોટો કાળ પુરૂષ સ્થાપન કર્યો છે. તે કાળપુરૂષ જીવતો હોય તેની માફક તેને લેવા આવનારને એક આંગળિ બતાવી હુંકાર કરીને જુવે છે. એ કારણથી બધા પરદેશી વિદ્વાનો નાશી ગયા છે, અને મને બધા કહે છે કે તમે રાજાના પુરોહિત છો તેથી તમારે તે કાળપુરૂષનું દાન લેવું પડશે. આ દુઃખથી તથા રાણીના ક્રોધથી મને શાન્તિ મળતી નથી, અને એવું દાન લેનાર પાત્ર કયાંથી મળશે એ હું શોધું છું. ત્યારે આચાર્યશ્રીએ દયા કરી પોતાના શિષ્યોમાંથી એક બ્રહ્મ-જ્ઞાનના તેજથી પ્રકાશમાન પાત્રને બતાવી, તેને તે બ્રાહ્મણની સાથે જવાનું કહ્યું, અને આજ્ઞા કરી કે ગાયત્રી અગ્નિ મુખ છે તેથી તેનું

ધ્યાન ધરીને દાન લેવું; એમ કરવાથી લેનારનું મોત થશે નહિં.

કાળપુરૂષનું દાન ગ્રહણ કર્યું.

પછી તે બ્રાહ્મણ ગુરૂની આજ્ઞાથી ત્યાં ગયો ત્યારે કાળપુરૂષે એક આંગળિ દેખાડી, એટલે આ બ્રાહ્મણે બે આંગળિયો બતાવી, એટલે કાળપુરૂષે માથું નમાવ્યું, ત્યારે તે બ્રાહ્મણે તેનું દાન લીધું. તેને સ્પર્શ કરતાં હાથ કાળો થયો, પણ બ્રાહ્મણે તરતજ રાજાને કહી સોનીઓને બોલાવી તે કાળપુરૂષના ટુકડે ટુકડા કરાવી નાંખી ત્યાં હાજર હતા તે બધા બ્રાહ્મણોને તે ટુકડા વહેંચી આપ્યા, એટલે તેનો હાથ સારો થયો, અને રાજાને તરત આરામ થયો. એ જોઈ રાજાએ ચકિત થઈ પુછયું કે આ બ્રાહ્મણ કોણ છે? ત્યારે પુરોહિતે આચાર્યશ્રીની સઘળી હકીકત કહી. તે ઉપરથી રાણી અને રાજા બન્ને આચાર્યશ્રીને પોતાના નગર પાલમકોટામાં પધરાવી લાવવાને રાજવિભૂતિ સાથે ગયાં. આચાર્યશ્રીને મુકામે આવી પહોચતાં રાણી બોલી કે આ મારા પતિ રોગથી દુર્બળ છે તે આપની અમૃતદૃષ્ટિથી શીઘ્ર પ્રબળ થાય એને માટે હું એમને આપનાં ચરણકમળમાં લાવી છું. માટે જેમ આ લોકમાં આપે રક્ષા કરી છે તેમ પરલોકમાં પણ રક્ષા કરો. તેમજ અમારા કુટુંબને અને નગરને આપના ચરણની રજથી પવિત્ર કરો. પછી રાજા અને મંત્રીએ પણ પધારવાની વિનંતિ કરી ત્યારે આચાર્યશ્રી તામ્રપરણી પાસે થોડા દિવસ રહી રાજાના નગરમાં પગે ચાલી પધાર્યા. ત્યાં રાજા તથા રાણી અને તેમનાં માણસો આચાર્યશ્રીને શરણે થયાં. કાળપુરૂષે આંગળિયો બતાવ્યા બાબત સર્વ મંડલિયે ખુલાસો પુછતાં આચાર્યશ્રીએ કહ્યું કે કાળપુરૂષ એક આંગળિ બતાવી સૂચવતો હતો કે જો તું એક વખત પણ યથાસ્થિતરીતે સંધ્યા કરતો હોય તો મને ગ્રહણ કર, નહિં તો તું ભસ્મ થઈ જઈશ. ત્યારે અમારા શિષ્યે બે આંગળિયો બતાવી કહ્યું કે હું બે વખત સંધ્યા કરૂં છું, તે સાંભળીને કાળપુરૂષે માથું નમાવી કહ્યું કે તું મારૂં ગ્રહણ કર, તને કાંઈ ઈજા થશે નહિં. વિના કારણ જાણી જોઇને કુદાન લીધુ તેથી હાથ કાળો થયો પણ તે સુવર્ણ વાંટી દીધું તેથી કાળાશ જતી રહી.

કુદાન.

જેમ યજ્ઞમાર્ગની હિંસા સ્વર્ગમાં પણ દુઃખનું

કારણુ થાય છે, તેમ દુષ્ટ દાન પણુ દુઃખનું કારણુ થાય છે. દાસ-પણું, જારપણું, ચોરી, વ્યાજ વટાવ વગેરે કુવૃત્તિથી જે બ્રાહ્મણુ જીવે છે તેના કરતાં આત્મવૃત્તિ રાખનાર શ્રેષ્ટ છે. જ્યાં પ્રતિગ્રહ લેનાર વિષ્ણુ છે અને જ્યાં દેવાનું દ્રવ્ય વિષ્ણુમય છે ત્યાં દેવા-વાળો અને લેવાવાળો બન્ને સ્વર્ગગામી થાય છે.

આચાર્યશ્રીનો ઉપદેશ.

એ સાંભળી રાજાએ કહ્યું કે હે, દીનબંધો! અમારા ધર્મ વિષે અને પ્રજાનું રક્ષણુ કરવા વિષે આપ ઉપદેશ કરો. આચાર્યશ્રીએ કહ્યું કે પ્રલ્હાદ, ઇન્દ્રસેન, જનક, શિબિ, એ રાજાઓ અહંકારરહિત અને હાનિલાભમાં સમાન હતા. તેઓ પાપને માટે રાજ્ય કરતા નહિં પણુ હરિની ઇચ્છાને અનુસરી રાજ્ય કરતા. અમ્બરીષ રાજા પ્રજાનો કિંકર થઈ સર્વને સુખ દેતો હતો. તે સર્વ દોષથી રહિત, ન્યાયાધીશ સહિત ચાર અથવા આઠ વિદ્વાન્ બ્રાહ્મણુ રાખતો અને ધર્મશાસ્ત્ર તથા દેશકાલને અનુસરીને તેમની પાસે ન્યાય કરાવતો.

રાજાના ધર્મ.

રાજાએ પ્રજાના લાભને માટે અનેક પ્રકારના વ્યવહાર ચલા-વવા, એમ કરવાથી લોકો સુખી થાય છે. ગો, બ્રાહ્મણુ, દીન, રોગી, સ્ત્રી, બાલક, ગુરૂ અને જીવ માત્રના ઉપર સદા ઉપકાર કરવો. ભગવાનની ભકિત કરવી અને સર્વ સમયમાં પોતાની મર્યાદા પાલન કરવી. પાખંડ કરનારને, કપટી, ચોર અને ખરાબ આચરણુ કરનારને તથા જાર અને દુષ્ટ માણુસોને રોકવાં. દુષ્ટ અધિકારી, દુષ્ટ કામ કરવાવાળા અને રાજદ્રેષી એઓને પણુ રોકવા. જે રાજ્યમાં અને જે પુરમાં ચોર, જાર અને દુષ્ટશકિત વાળા માણુસો વસતા નથી અને જ્યાં દીન લોકોને આંસુ પડતાં નથી, ત્યાં રાજા છે એમ કહેવાય. ધર્મશાસ્ત્રને અનુસરી, ન્યાયાધિ-કારી અને સભ્યોના મતને અનુસરી રાજ ચલાવવું અને પોતે અ-તિથિના જેવું રહેવું. જે ધન ધર્મયુદ્ધમાંથી મળે અને જે ધર્મને બહાને આવે તે વૈષ્ણવ બ્રાહ્મણોના ફાયદાને માટે અર્પણુ કરવું. જે કૂવા, તલાવ, મંદિર આદિ ધર્મકાર્યમાં દ્રવ્ય ખરચે; પર્વ, યાત્રા,

મહોત્સવ કરે; બ્રાહ્મણ અને શરણાગતની રક્ષા કરે; સત્ય બોલે; શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મ સમર્પણ એવી નવ પ્રકારની ભગવાનની ભકિત કરે; બે પ્રહર રાજ્યકાર્ય કરે; એક પ્રહર ભોગમાં ગાળે; એક પ્રહર બલ અને સેના તપાસે; બે પ્રહર નિદ્રા કરે; દુ:ખીઓની રક્ષા કરે; પરદ્રવ્ય, પરસ્ત્રી અને પરદ્રોહથી વિમુખ રહે, અને પ્રજા પાલનમાંજ તત્પર રહે એને વૈષ્ણવ રાજા જાણવો. એ પ્રમાણે રાજધર્મ તથા ભકિતધર્મનો ઉપદેશ કરીને આચાર્યશ્રી શિષ્યો સહિત ત્યાંથી શ્રીવૈકુંઠક્ષેત્ર પધાર્યા.

શ્રીવૈકુંઠક્ષેત્ર.

આ ક્ષેત્રમાં રામાનુજમુનિનું સ્થાન છે. અહિં આચાર્યશ્રીએ નારાયણપ્રભુનાં દર્શન કર્યાં અને ત્યાંના આચાર્યની સાથે વાર્તાલાપ થયો. શેષાચાર્યે પુછ્યું કે આપની કેવા પ્રકારની ભક્તિ છે, આપનો સંપ્રદાય કયો છે, પ્રમાણ શું છે, અને સદાચાર કેવો છે?

ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે અમારી ભાગવતમાં કહેલી નિર્ગુણ ભકિત છે. ભગવત્સંબંધી સત્ત્વમાં નિષ્કામ ભકિત એ સિદ્ધિથી પણ અધિક છે. આહુતિના અગ્નિની માફક તે સર્વ પાપને ભસ્મ કરી નાંખે છે.

સ્વભાવ, રૂપ, સત્ત્વ, રજ, તમ એ સઘળાથી ઉત્પન્ન થતી વૃત્તિઓની ભિન્નતાને લીધે પુરૂષોના અભિપ્રાયોમાં પણ ભેદ છે. અને તે કારણથી પુરૂષોનાં સંકલ્પ, ગુણ અને પ્રમાણ પણ ભિન્ન હોય છે.

તામસભક્તના ત્રણ પ્રકાર.

માર્ગ ઘણા હોવાને લીધે ભકિતમાર્ગ પણ અનેક પ્રકારનો કહ્યો છે. કોઇને પીડા કરવાના અને કપટ કરવાના વિચારથી અથવા ક્રોધ કે ભેદદ્રષ્ટિ કરીને જે પ્રતિમાઆદિમાં ભગવાનની પૂજા કરે તે ત્રણ પ્રકારના તામસભકત કહેવાય છે.

રાજસભક્તના ત્રણ પ્રકાર.

વિષયની ઇચ્છાથી અથવા યશ કે ઐશ્વર્યની ઇચ્છાથી ભેદ વડે જે પ્રતિમાઆદિમાં ભગવાનનું પૂજન કરે તે ત્રણ પ્રકારના રાજસભકત કહેવાય છે.

જે પાપનો નાશ કરવા માટે, અથવા પરમાત્મામાં કર્મોનું અર્પણ કરવા અથવા પૂજન કરવું જોઇએ એ વિચારથી મૂર્તિઆદિમાં ભગવાનનું પૂજન કરે તે ત્રણ પ્રકારના સાત્વિક ભકત કહેવાય છે.

સાત્વિક ભક્તના ત્રણ પ્રકાર.

ભગવાનના ગુણોને સાંભળીને જેમ ગંગાજળની સમુદ્રમાં અવિછિન્ન ગતિ થાય છે તેમ સર્વના અંતર્યામી રૂપ જે પુરૂષોત્તમ તેમાં નિરંતર મનોગતિ થાય એનું નામ નિર્ગુણ ભકિત છે. નિર્ગુણ ભકિત કરવા વાળા મનુષ્યને સાલોકય ( એક લોકમાં સાથે રહેવું. ), સાર્ષ્ટિ (પ્રભુના જેવું ઐશ્વર્ય થવું), સામીપ્ય (પ્રભુની પાસે રહેવું.), સારૂપ્ય ( પ્રભુના જેવું રૂપ થવું), અથવા એકત્વ ( પ્રભુના રૂપમાં મળી જવું ) એ ભગવાન આપવા માંડે તોપણ તે પ્રભુની સેવા સિવાય બીજું લે નહિં; આવા ભકતની ભકિતનું નામ નિર્ગુણ ભકિત છે.

નિર્ગુણ-ભક્તિનું સ્વરૂપ.

શુદ્ધાદ્વૈતના આશ્રયથી ત્રણ ગુણને છોડીને જે ભકિતવડે માણસ પરબ્રહ્મને પામે તે ભકિત અમારા બ્રહ્મવાદમાં શ્રેષ્ઠ ગણેલી છે.

આત્માનો આત્મામાં નિરૂપાધિક પ્રેમ રહે પણ બીજે ઠેકાણે ન રહે તેનું નામ નિર્ગુણ ભકિત.

એ સાંભળીને શેષાચાર્ય હસીને બોલ્યા કે, હે, સ્વામિન્! ભેદનો અવલંબ કરવાવાળી ભકિત અભેદથી તે શી રીતે થઈ શકે ?

શેષાચાર્યનો સંશય.

ત્યારે આચાયશ્રીએ કહ્યું કેઃ-આત્મા સિવાય કોઈ મનુષ્ય કોઈ સ્થળમાં કોઈ દેવતાને જુએ તો તેની શ્રુતિ, સ્મૃતિમાં નિંદા લખી છે, તે કારણથી આત્માની અભેદ ઉપાસના સાર્થક છે. જે પદાર્થદ્રષ્ટિજન સાવધાનતાથી ભકિતનો આરંભ કરે અને ભેદની ઉપાસના કરે એ પ્રાકૃત ભકત કહેવાય છે. પણ જગતમાં રહેનારાં જડ જીવ આદિને સચ્ચિદાનંદ રૂપ સમજીને આનંદસ્ફૂર્તિને લીધે આત્મામાં અનુરાગ રાખે એનું

આચાર્યશ્રીનો ઉત્તર.

નામ ભક્તિ છે. પુત્રાદિમાં જેવો સ્નેહ છે તેવોજ આત્મામાં કરવો એ શ્રુતિસંમત છે.

આત્માનો ભગવાન્ આત્મા છે એવું જ્ઞાન થાય ત્યારે ઉત્તમ ભક્તિ થઈ એમ કહેવાય. દેહને આત્મા માનવાવાળો માણસ દેહથી દેહની પૂજા કરે છે, તેમ આત્મવાદી આત્માને ભગવાન્ સમજીને આત્માની સેવા કરે, એ પ્રમાણે અનેક પ્રકારની ભક્તિ શ્રુતિ, સ્મૃતિ, પુરાણોથી બ્રહ્મવાદ માટે સિદ્ધ છે. કયાં કપટી જીવ અને કયાં શ્રીનિકેતન ભગવાન્! એ પ્રમાણેનો ભેદવાદ ભક્તિ પક્ષને સંમત છે. ભૌમત્વમાં અભેદ હોવાથી મણિ અને કાચના જેવો ભેદ રહે તો તે વેદાંતની રીતે વાસ્તવિક અભેદ છે.

આ સંપ્રદાયમાં સંકર્ષણ, શંકર, નારદ, વ્યાસ, વિષ્ણુસ્વામી, દેવદર્શન આચાર્યો છે.

વેદ, બ્રહ્મસૂત્ર ગીતા, શ્રીમદ્ભાગવતની સમાધિભાષા એ પ્રમાણ છે, અને એ બધાને જે જે ગ્રંથો અનુકૂલ હોય તે પણ પ્રમાણ છે.

ભગવાન્ અને શાંડિલ્યઋષિએ જે આચાર કહ્યો છે તે પ્રમાણ છે.

એ પ્રમાણે પરસ્પર વાત કર્યા પછી શેષાચાર્યની પૂજાનું ગ્રહણ કરી આચાર્યશ્રી ત્યાંથી પધાર્યા, અને આલવાલસ્થાનમાં આવી શ્રીભગવાનનાં દર્શન કર્યાં. ત્યાં જીર્ણસ્વામી આવ્યા તેમણે આચાર્યશ્રીને રામાનુજાચાર્ય લક્ષ્મણ મુનિ જેમણે શ્રીભાષ્ય વગેરે ગ્રંથો કર્યા છે તેમનો તથા એ માર્ગના બીજા પ્રખ્યાત સંતો અને આચાર્યોનો ઇતિહાસ કહ્યો, અને રામાનુજપ્રભુની પુરાણી આમલીનાં દર્શન કરાવ્યાં. પછી આ આમલી નીચે કોઈ ભકતે ચારસેં વર્ષ સુધી દામોદરલીલાનો અનુભવ કર્યાની વાત આચાર્યશ્રીને કહી; અને આલવાલની કથામાં શઠકોપની કથા નીચે પ્રમાણે કહી.

આલવાલ.

પૂર્વસમુદ્રને પશ્ચિમકાંઠે પાંડયરાજાના રાજ્યમાં કુહકાવતી (કુરકી) નગરીમાં શૂદ્ર વૈષ્ણવોમાં અગ્રણી શઠકોપ નામનો એક શૂદ્ર મહાયોગી થયો. તે બકુલવૃક્ષની નીચે ભક્તિયોગથી ધ્યાનમાં તત્પર થઈ મૌન ધરી રહ્યો તેથી એનું નામ બકુલાભરણ પડયું. એ બેઠો હતો તે રસ્તેથી એક દિવસ બ્રાહ્મણો વેદ ભણતા જતા હતા તે એને શૂદ્ર જાણીને ભણતા બંધ થયા. પછી એ બ્રાહ્મણો વેદ ભૂલી ગયા, ત્યારે તેઓ આ મહાત્માના અપરાધની ક્ષમા માગવા આવ્યા અને પછી ત્યાંથી વેદ ભણતા ગયા. તે ઉપરથી આ મહાત્માનું નામ પુરાંકુશ પડયું. પછી તે મહાત્માએ પોતાની બુદ્ધિથી વેદશાસ્ત્ર પુરાણ વગેરેનો સાર લેઈ દ્રાવિડ ભાષામાં પ્રબંધ બનાવ્યો. પછી દિવ્યદેહ ધારણ કરી વિમાનમાં ચઢી વૈકુંઠમાં ગયો. એને નારાયણે પોતાની ગાદી ઉપર બેસાડયો. ત્રણ હજાર વર્ષ વિત્યા પછી પોતાનો સંપ્રદાય ચલાવવાને નારાયણની આજ્ઞાથી શ્રીમાન્ શઠકોપાર્ય આવ્યા, અને એમણે સંપ્રદાયનું રહસ્ય નાથમુનિને આપ્યું. આ નાથમુનિ દ્રાવિડ બ્રાહ્મણોમાં શ્રેષ્ટ હતા. નાથમુનિયે તે રહસ્ય રામમુનિને આપ્યું અને રામમુનિયે પૂર્ણમુનિને આપ્યું. પૂર્ણમુનિયે યામમુનિને આપ્યું. અને યામમુનિયે શ્રીમદ્રામાનુજને આપ્યું. એ રામાનુજ લક્ષ્મણમુનિ સાક્ષાત્ શેષજીનો અવતાર હતા. એમણે શ્રીભાષ્યઆદિ ગ્રંથો બનાવ્યા. તે ભક્તનો ઉદ્ધાર કરવા વાળા, સરસ્વતિનો શોક દૂર કરવાવાળા, માયાવાદરૂપી સર્પના અહંકારને દૂર કરવાવાળા ગરૂડજી જેવા હતા. તે ભૂતિપુરમાં પ્રગટ થયા હતા, અને એમણે યાદવેન્દ્ર સંન્યાસી પાસે અભ્યાસ કર્યો હતો. પછી कप्यास એ પદનો એમણે (યાદવેન્દ્રે) જે અર્થ કર્યો તેથી દુઃખિત થઇને લક્ષણમુનિયે શ્રીસંપ્રદાયી યામુનાચાર્યનો આશ્રય લીધો. પછી તે દિગ્વિજય કરીને શ્રીભાષ્યઆદિગ્રંથો બનાવી વૈષ્ણવોને નિર્ભય કરીને વિષ્ણુના અત્યંત પ્યારા થયા. દ્વાર સમુદ્રના રાજા વિષ્ણુવર્દ્ધનને શિષ્ય કરીને જૈનોને જીતીને તેમને દક્ષિણમાંથી કાઢી મુકયા. એમના સંપ્રદાયનો

શઠકોપની કથા

રામાનુજ.

જૈન.

હું આચાર્ય છું. મને આપના અભિમત શારીરકનું અધિકરણ સંભળાવો. ત્યારે તે સવિસ્તર સંભળાવી આચાર્યશ્રી ત્યાંથી તોતાદ્રિ પધાર્યા. ત્યાંના આચાર્યે આચાર્યશ્રીને સત્કારપૂર્વક વિષ્ણુનાં દર્શન કરાવ્યાં. પછી આચાર્યની સાથે ધર્મ સૂત્ર ઉપર ચર્ચા ચાલી. તે સમાપ્ત થયા પછી આચાર્યશ્રીએ બહાર આવી વનમાં એક વડના વૃક્ષની નીચે પારાયણ કર્યું. ત્યાં કોઈ વિદ્યાર્થીએ કહ્યું કે અહિં જળ નથી ત્યારે આચાર્યશ્રીએ એક શીલા ઉઠાવડાવી તો તે નીચેથી જળ નિકળ્યું.

તોતાદ્રિ.

તોતાદ્રિ ભગવાનનું ધામ તીનાવલ્લીથી ( તૃણાવલીથી ) ત્રીસ માઈલ ઉપર નાનગનેરી કરીને એક ગામ છે ત્યાં છે. આ નાના ગામમાં બજારમાં ટપાલ અને તારની ઓફીસો છે.

તોતાદ્રિ ભગવાનની ચતુર્ભુજ મૂર્તિ છે. આ ભગવાનને નિત્ય તેલથી સ્નાન કરાવવામાં આવે છે. આ તેલ મંદિરની અંદર એક ચોરસ કુવાના આકારનો ખાડો છે તેમાં ભેગું થાય છે. તેમાંથી યાત્રાળુને જોઇએ તેટલું ત્યાંનો નોકર દોરી લોટાથી કાઢી આપે છે. તોતાદ્રિમાં રામાનુજાચાર્યની મુખ્ય ગાદી છે. એ આચાર્ય ત્રિદંડી સંન્યાસી છે. તોતાદ્રિથી ચાર ગાઉ ઉપર લંબેનારાયણની યાત્રા છે.

ત્યાંથી આચાર્યશ્રી ( દીર્ઘ ) લંબેનારાયણ પધાર્યા. ત્યાં ચતુર્ભુજ દેવનાં દર્શન કર્યાં. ત્યાંના આચાર્ય જીર્ણસ્વામીએ પુછયું કે માળા એ પૂજાનું અંગ છે, તેથી તે પૂજામાં ધારણ કરવીજોઇએ, પણ નિત્ય શામાટે ધારણ કરવીજોઇએ ? મલમૂત્રના ત્યાગના સમયમાં તથા અપવિત્ર કર્મોમાં તે વર્જિતછે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે પ્રલ્હાદસંહિતા વગેરેમાં માળા ધારણ કરવાનું લખ્યુંછે. તુલસીકાષ્ટની માળા ભગવાનને અર્પણ કરી જે મનુષ્ય ભક્તિથી ધારણ કરેછે તેનાં પાતક રહેતાંનથી. પદ્મપુરાણમાં પણ કહ્યુંછે કે તુલસીકાષ્ટની માળા યજ્ઞોપવીતની પેઠે ધારણ કરવી. જે તુળસીકાષ્ટની માળા સદા ધારણ કરેછે તેના શરીરમાં પ્રાયશ્ચિત્ત કે અશૌચ રહેતુંનથી. માળા એ બ્રહ્મ રૂપિણી છે તેથી તેને અશૌચ વળગતું નથી.

લંબેનારાયણ; તુલસી માલાનો મહિમા.

તુલસીની માલા.

શાંડિલ્યસંહિતાના ભકિતકાંડના ત્રીજા અંશમાં કહ્યુંછે કે મુનિયે મંજરીની માળા ધારણ કરવી, દેવતાઓએ તુલસીપત્રની માળા ધારણ કરવી, અને મનુષ્યોએ તુળસીકાષ્ટની માળા ધારણ કરવી. ધ્યાનવખતે મંજરીની માળા, પૂજાપછી પત્રોની માળા અને જન્મથી મરણપર્યંત તુલસીકાષ્ટની માળા અવશ્ય ધારણ કરવી જોઇએ. મરણસમયે અવશ્ય ધારણ કરવાનો લેખ છે, એટલા માટે તે સદા ધારણ કરવી, કેમકે મૃત્યુ ડગલે ડગલે છે.

ભોજન, સ્નાન વગેરેમાં તુલસી ધારણ ન કરવાનું લખ્યુંછે, તે માત્ર તુલસીપત્રની માળાને લાગુ પડેછે. એ પ્રમાણે માળા સંબંધી વિસ્તારપૂર્વક વર્ણન સાંભળી જીર્ણસ્વામી ઘણા ખુશી થયા. બાદ આચાર્યશ્રી આ ધામમાં બે દિવસ રહ્યા.

તોતાદ્રિથી લંબેનારાયણ ચાર ગાઉ દૂર છે. લંબેનારાયણની મૂર્તિ લાંબી અને ઉભા છે. એમના મંદિરની પાસે ન્હાનાં ન્હાનાં મંદિરોમાં બેઠેનારાયણની ચતુર્ભુજ પુષ્ટ મૂર્તિ છે.

સુતેનારાયણ શેષનાગ ઉપર સુતેલા છે અને છોટેનારાયણની વામન અવતારની મૂર્તિ બ્રહ્મચારીસ્વરૂપે છે. વિશ્વેશ્વરમહાદેવનું મંદિર આ મંદિરોથી જુદું છે. રામાનુજાચાર્યની મૂર્તિ પણ એક જુદા મંદિરમાં છે. આ મંદિર ત્યાંની સિંધુ નામની નદીના કિનારા ઉપર છે.

કન્યાકુમારી.

લંબેનારાયણથી આચાર્યશ્રી કન્યાકુમારી પધાર્યા. આ ક્ષેત્રમાં શ્રીકૃષ્ણની ભગિનીને દાન અને માનથી સંતોષી આચાર્યશ્રી આગળ ચાલ્યા.

શ્રીયદુનાથજી અને કનૈયાલાલ બન્ને કન્યાકુમારીને યશોદાથી જન્મેલી માયા રૂપ કન્યા કહેછે; પણ મી. રણછોડલાલ ગિરિધરલાલ પોતાના " હિંદુસ્તાનનાં ચારે ધામની યાત્રા " ના પુસ્તકમાં, અને જોશી હરિશંકર બાપુજી " શ્રી રામેશ્વરાદિ દક્ષિણયાત્રા " ના વર્ણનમાં કન્યાકુમારી વિષે નીચેની મતલબની કથા આપે છે:—

કન્યાકુમારી એ સમુદ્રની કન્યા હતી. એનો વિવાહ મહાદેવજીના પુત્ર કાર્તિકેય સ્વામી સાથે કર્યો હતો. એક વખતે કાર્તિકેયસ્વામીએ આ કન્યાનાં રૂપ અને ગુણ વિષે પોતાની માતા પાર્વતીજીને પુછયું, ત્યારે પાર્વતીએ કહ્યું કે રૂપ અને ગુણમાં તે મારી બરોબર છે. એ સાંભળી કાર્તિકેયસ્વામી બોલ્યા કે આ દુનિયામાં રૂપ

અને ગુણમાં તમારી બરોબર કોઇ નથી અને તમે કહોછો કે એ તમારા જેવી છે તો એ મારી માતા બરાબર થઈ તેથી એની સાથે મારાથી પરણાય નહિ. આ વાત જ્યારે કન્યાએ સાંભળી ત્યારે તેણે કહ્યું કે મેં એક વખત જેને મારો પતિ કહ્યો તે પરણવાની ના કહેછે તો હું બીજા કોઇને પરણનાર નથી. એ કારણથી આ સમુદ્રની કન્યા કુમારિકા રહી. એમના લગ્નને માટે ચોખા વગેરે આણેલા તે. પથ્થરના નાના નાના ચોખાના આકારના કડકા થઈ ગયા છે. લોકો એમ માનેછે કે જેને પ્રસવ ન થતો હોય તેને આ ચોખા ધોઇને પાય તો તરત પ્રસવ થાય છે. વળી એમ પણ કહેવાય છે કે જે સ્ત્રી આ કુમારીકન્યાનાં દર્શન કરે છે તે વિધવા થતીનથી.

આ ધામની હવા ઘણીજ સુખકારક છે તેથી આસપાસના લોકો અહિં હવા ખાવાને આવે છે.

---

## પ્રકરણ ૮.

### સુંદરેશ્વરથી સુબ્રહ્મણ્ય ક્ષેત્ર.

સુંદરેશ્વર.

ત્યાંથી આચાર્યશ્રી સુંદરેશ્વર પધાર્યા, સુંદરેશ્વરમહાદેવનાં દર્શન કરી આદિકેશવ પધાર્યા. પછી શેષનાગ ઉપર શયન કરતા આદિકેશવનાં દર્શન કરી આચાર્યશ્રી ત્યાંથી જલશાયીજી પધાર્યા. ત્યાંની યાત્રા કરી પદ્મતીર્થ ( તિરુઅનંદપુરં ) આવ્યા.

આ ધામમાં સ્ત્રીઓ પુરૂષના જેવું આચરણ કરે છે, અને પુત્રને બદલે પુત્રીને વારસો મળે છે. સ્ત્રીઓ કેડઉપર એક લુગડું વીંટી ઉપરનો ભાગ ખુલ્લો રાખે છે.

પદ્મતીર્થ.

આ ક્ષેત્રમાં આચાર્યશ્રીએ ત્રણ દ્વારથી પદ્મનાભભગવાનનાં દર્શન કર્યા અને દંડવત્ પ્રણામ કરી સ્તુતિ કરી, અને પ્રદક્ષિણા કરી નૈવેદ્ય ધરાવ્યું. પદ્મનાભજીની સેવા કરવાવાળા આનંદઆદિ સેવકો આચાર્યશ્રીના શિષ્ય થયા. પછી ત્યાં શમીવૃક્ષની નીચે બીરાજી વેદનું પારાયણ કર્યું. આચાર્યશ્રીનું પધારવું સાંભળીને ત્યાંના રાજાએ આવી દંડવત્ કરી આચાર્યશ્રીને પોતાને ઘેર પધારવાની વિનંતિ કરી કહ્યું કે મને કુટુંબ સહિત શરણે લ્યો, આપના પધારવાથી મારૂં દુઃખ દૂર થઈજશે.

ત્યારે દામોદરે રાજાને પુછ્યું કે આપને શું દુઃખ છે? રાજાએ કહ્યું કે મારી રાણીને બ્રહ્મરાક્ષસ વળગ્યો છે તે એને ઘણું દુઃખ દેછે. ત્યારે દામોદરે કહ્યું કે ભગવાનની કૃપાથી આપનું દુઃખ દૂર થશે. પછી આચાર્યશ્રી શિષ્યોસહિત રાજભવન પધાર્યા. ત્યાં રાજા, પુરોહિત, રાણી અને સભ્ય મહાજનો સ્નાન વગેરે કરી તૈયાર ઉભાં હતાં તેમને આચાર્યશ્રીએ કૃષ્ણાષ્ટકાક્ષર મંત્ર અને તુલસીની માલાઓ આપી. પછી દામોદરે રાજાને ચરણામૃત અપાવ્યું તે રાજાએ લેઈ રાણીને અને બીજાઓને આપ્યું. પછી આચાર્યશ્રીએ સર્વેને ભક્તિનો અને હરિ નામના મહિમાનો બોધ કર્યો, અને કહ્યું કે જ્યાં શ્રદ્ધા અને પ્રેમથી હરિનું નામ લેવાય છે ત્યાં પાપ અને ભૂત, પિશાચ, બ્રહ્મરાક્ષસ વગેરે કાંઈ રહી શકતું નથી માટે તમારે સદા શ્રદ્ધા અને પ્રેમ સહિત હરિનામનું સ્મરણ કરવું અને ભગવાનને ભજવા. એ પ્રમાણે આચાર્યશ્રીનું બોલવું થતાં રાણીના શરીરમાંથી બ્રહ્મરાક્ષસ દિવ્ય સ્વરૂપ ધારણ કરી નિકળ્યો અને આચાર્યશ્રીને પગે લાગી બોલ્યો કે આપના ચરણામૃતના અને આપની વાણીના સ્પર્શથી મારો રાક્ષસી દેહ છુટી ગયો. શ્રીપદ્મનાભજીના સુવર્ણની ચોરી કરવાથી હું આ દેહને પામ્યો હતો, તે આપના આગમનથી મારો ઉદ્ધાર થયો. એમ કહીને આકાશ માર્ગે ચાલ્યો ગયો. આચાર્યશ્રી ત્યાં થોડો વખત હરિકીર્તન કરી પોતાને મુકામે પધાર્યા અને ત્યાંથી બીજે દિવસે શ્રીજનાર્દનક્ષેત્રે પધાર્યા.

બ્રહ્મરાક્ષસ.

અનંતશયનપદ્મનાભભગવાનનું મંદિર મ્હોટું છે. તેમાં શેષનાગ ઉપર પદ્મનાભ ભગવાન્ શયનકરેછે. તેમની મૂર્તિ બે ભુજાની અને ઘણી લાંબી છે. એમનાં દર્શન એક ભીંતમાં ત્રણ દરવાજા છે તેમાંથી થાય છે. ડાબીતરફને પેહેલે દરવાજે મુખારવિંદનાં દર્શન થાય છે, વચલા દરવાજાથી નાભિકમળનાં દર્શન થાય છે અને ત્રીજા દરવાજાથી ચરણારવિંદનાં દર્શન થાય છે. ચરણારવિંદની પાસે શ્રી દેવી અને ભૂદેવીની મૂર્તિઓ છે. આ દેવને સવારે ૯ વાગે અને સાંજે પાંચ વાગે નૈવેદ્ય ધરાવાય છે. તે નૈવેદ્યથી બે વખત ચાર ચાર હજાર બ્રાહ્મણો જમે છે, અને કોઈ પરદેશી સાધુ આવે તેને પણ જમાડે છે. એ મંદિરનું સર્વ ખર્ચ એ શહેરના રામરાજા આપે છે. એ રાજા મંદિરની પાસે હવેલીમાં રહે છે. ત્યાંની ગાદીઉપર

જે રાજા બેસે છે તેનું નામ રામરાજા પાડવામાં આવેછે. રાજા રોજ સવારે નવ વાગે મંદિરમાં દર્શન કરવા જાયછે, તે વખતે રાજાની આગળ બ્રાહ્મણો વેદ ભણતા ભણતા આગળ ચાલે છે. એ રાજ્યમાં ૩૬૦ ધર્મશાળાઓ છે તેમાં સાધુ સંતને ખાવાને રાંધેલું અન્ન અપાયછે. પદ્મનાભમાં જે સાધુસંત આવે તેને જતી વખત લંગોટીને માટે કપડાના કટકા આપવામાં આવેછે. આ રાજ્યમાં રાજા તરફનાં ઘણાં સદાવ્રતો છે. યાત્રાળુઓને અડચણ ન પડે માટે દરેક મંદિરમાં હિંદુસ્થાની ભાષા જાણનાર બ્રાહ્મણોને નોકર તરીકે રાખેછે.

જનાર્દનક્ષેત્ર.

પછી આચાર્યશ્રી ત્યાંથી જનાર્દનક્ષેત્ર પધાર્યા. એમનું આગમન સાંભળીને ત્યાંના વૈષ્ણવો આચાર્યશ્રીને પધરાવવા આવ્યા. આચાર્યશ્રીએ મંદિરમાં જઈ દર્શન કરી એક વૃક્ષ નીચે મુકામ કર્યો અને પારાયણનો પ્રારંભ કર્યો. બીજે દિવસે ત્યાંના સેવકોએ આચાર્યશ્રીની પાસે આવી વિષ્ણુસ્વામી સંપ્રદાયના આચાર્યોની પરંપરા કહી બતાવી, અને કહ્યું કે અહિં વિષ્ણુસ્વામીના શિષ્ય શ્રૌતનીધિયે વાસ કર્યોહતો. સેવકોની પ્રાર્થનાથી આચાર્યશ્રીએ જનાર્દનની સેવા કરી અને નૈવેદ્ય ધરાવ્યું. આચાર્યશ્રી ત્યાં આઠ દિવસ રહ્યા અને ત્યાંના સેવકો અને બીજાઓને પોતાના શિષ્ય કર્યા.

જનાર્દનક્ષેત્ર દરિયાના કીનારા ઉપર છે. હાલમાં ત્યાં થોડાં ઝુંપડાં છે. પહાડ ઉપર જનાર્દનભગવાનનું મંદિર છે. ત્યાં પણ થોડાં ઝુંપડાં છે. આ ધામથી થોડે છેટે આચાર્યશ્રીની બેઠક છે.

સમુદ્રકિનારે એક પર્વત ઉપર બ્રહ્માએ યજ્ઞ કર્યાનું કહેવાય છે એ જગ્યાને બ્રહ્મકુંડ કહેછે. એ પહાડમાંથી ચીકણા રાળ જેવા પદાર્થના સુગંધિદાર ગાંગડા નિકળે છે તેને જનાર્દન ધૂપ કહે છે. એની ધુણીથી ભૂત ડાકણ જાયછે એવી દંતકથા ચાલે છે.

દેવનારાયણ, જગન્નારાયણ અને મલયાચલ.

પછી આચાર્યશ્રી દેવનારાયણ અને જગન્નારાયણ ભગવાનનાં દર્શન કરી ત્યાં એક બે દિવસ રહી મલયાચલ ઉપર ચડયા. ત્યાં હિમગોપાળ હરિનાં દર્શન કરી અજામિલ આખ્યાનનું વ્યાખ્યાન કર્યું. પછી આ-

ચાર્યશ્રી પાસેના કૌંડિન્યઋષિના આશ્રમ પ્રત્યે ગયા. આ આશ્રમ નીલાદ્રિ અને મલયાદ્રિ એ બે પર્વતોની વચ્ચે કૌંડિનીનદી પાસે પર્વત ઉપર છે. ત્યાં જવાનો માર્ગ ઘણો વિકટ છે. આ આશ્રમમાં દાવાનલનું પાન કરનાર વ્રજેશ શ્રીનાથજીની બીજી મૂર્તિ છે. અહિં હિમઋતુ વસેછે અને વર્ષાઋતુ આ મૂર્તિની સેવા કરેછે. આસપાસ ચંદનનાં વૃક્ષો છે. આ સ્થળમાં વિષ્ણુસ્વામીએ વિરહનો અનુભવ કરી કૌંડિન્યઋષિ પાસેથી વિજ્ઞાન મેળવ્યું હતું, અને પછી વૈકુંઠમાં ગયા હતા. આ ક્ષેત્રમાં આચાર્યશ્રીએ શ્રીહરિની સેવા કરી પારાયણ કર્યું, ત્યારે કૌંડિન્યઋષિયે ત્યાં પ્રગટ થઈ આચાર્યશ્રીને દર્શન દીધાં. આચાર્યશ્રીએ એમને નમન કર્યું ત્યારે કૌંડિન્યઋષિયે નીચેમુજબ વૃત્તાંત કહ્યું:—

કૌંડિન્યાશ્રમ.

અમારા ગુરૂ શાંડિલ્યઋષિ છે. એમણે શ્રીગોવર્ધનપર્વતમાં શ્રીહરિની લીલાનાં દર્શન કરવા સારૂં ઘણી ભક્તિથી તપશ્ચર્યા કરી, ત્યારે તપોમૂર્તિ શ્રીલલિતાદેવી નામની એક મુનિકન્યાએ ભગવાનની આજ્ઞાથી પ્રગટ થઈ એમને ભક્તિજ્ઞાન આપ્યું, પંચાક્ષરમંત્ર તથા તુલસીની માલા આપી ષણ્મુદ્રા તિલકનો વિધિ બતાવી, ને કહ્યું કે શ્રીપુરૂષોત્તમથી પર બીજું કાંઈ નથી. એમને વેદ અને દેવતા પણ બરોબર જાણતા નથી. એ પુરૂષોત્તમનો દૃઢ આશ્રય કરવો; એમના સિવાય બીજા કોઈનો આશ્રય કરવો નહિં. આલસ્યને છોડીને પ્રતિક્ષણ હરિની લીલાની ભાવના કરવી. "હું હરિનો દાસ છું; હરિ એજ મારા પ્રભુ છે; લૌકિક અને વૈદિક સાધનોથી શું ફળ છે? દુઃખ દેવાવાળા સંસારના ભોગોમાં શો સાર છે? હરિ ક્યારે મળશે? હરિ ક્યારે કૃપા કરશે? કોટિકંદર્પના અહંકારનો નાશ કરવાવાળા પ્રભુના શ્રીમુખનાં ક્યારે દર્શન થશે?" એ પ્રમાણે વિરહ કરતાં, અને જગતને હરિરૂપ જોતાં હે, મહામુને! તમે અહિંજ હરિલીલા જોશો. એ પ્રમાણે ઉપદેશ કરી એ મુનિકન્યા અંતર્ધાન

શાંડિલ્યઋષિનું વૃત્તાંત.

થઈ ગઈ. એ ઉપદેશપ્રમાણે વર્તવાથી થોડા કાળમાં શાંડિલ્ય મુનિને શ્રીહરિનાં દર્શન થયાં, અને હરિ એમને વશ થયા.

પછી કૌંડિન્યઋષિયે કહ્યું કે આપ શ્રીહરિની પ્રાપ્તિના જે સંપ્રદાયનો ઉપદેશ કરોછો તે કરતાં બીજો કોઈ સંપ્રદાય વધારે લાભકારી નથી. પછી આચાર્યશ્રીએ ફૂલ પુષ્પ વગેરે ભેટ ધરીને કૌંડિન્યઋષિની સ્તુતિ કરી પછી કૌડિન્યઋષિ અંતર્ધાન થયા.

આ ક્ષેત્રમાં એક તપસ્વી વૃદ્ધ સિદ્ધયોગના પ્રભાવથી આચાર્યશ્રીનાં દર્શન કરવા આવ્યો. તે દર્શન અને ચરણસ્પર્શ કરી શંખઘંટાના જયશબ્દની સાથે વૈકુંઠ ગયો.

હિમગોપાલ.

પછી આચાર્યશ્રી હિમગોપાલને દંડવત્ કરી એમની પરિક્રમા કરી શિષ્યો સહિત મલયાચલ પર્વત ઉપરથી ઉતર્યા.

કૌંડિન્ય ઋષિ વિષેની કથા પરિશિષ્ટ અ માં જુઓ.

મધ્ય શ્રીરંગજી.

ત્યાંથી કાવેરી નદીના દ્વીપમાં મધ્યશ્રીરંગજી છે ત્યાં આવ્યા. અહિં ભગવાનનાં દર્શન કરીને આચાર્યશ્રી આગળ ચાલ્યા.

માહિષપુર.

માર્ગમાં માહિષપુર ( મ્હૈસુર ) આવ્યું ત્યાં ગયા અને નગર બહાર એક સુંદર જગામાં મુકામ કર્યો. અહિંનો રાજા માહેશ્વર હતો. આ નગરમાં શક ચલાવનાર શાલિવાહનનો જન્મ થયો હતો. એના વંશનો કર્ણાટક દેશનો રાજા, પોતાના પુરોહિત તરફથી આચાર્યશ્રીનું આગમન સાંભળીને, પોતાને મહેલે પધરાવી લાવવા, રાજવિભૂતિ, રાજકીય પુરૂષ તથા આત્મીય સેનાસહિત, આચાર્યશ્રીની પાસે ગયો, અને એમને સાષ્ટાંગપ્રણામ કરી પોતાને મહેલે પધારવાની પ્રાર્થના

રાજાની પ્રાર્થના.

કરતાં કહ્યું કે અમારા ઘરને પવિત્ર કરો તથા અમારા વંશનો અને નગરનો ઉદ્ધાર કરી પાપને દૂર કરો. દેવતાઓનું ચરિત્ર લોકમાં સુખને માટે તેમજ દુ:ખને માટે હોય

છે, પણ મહાત્માઓનું ચરિત્ર તો લોકના સુખને માટેજ હોયછે. હું રાજા છું, રજોગુણી છું, મદાંધ છું, ભોગમાં લંપટ છું, વખતે પ્રજાને દુઃખરૂપ પણ થાઉં છું. રજોગુણથી ઉન્મત્ત થયેલાને આપનાં દર્શન થયાં એ સદ્ભાગ્યની નિશાની છે. માટે મને તથા મારા સ્થાનકને પાવન કરવા પધારો. એ પ્રમાણે રાજાની વિનંતિ સાંભળીને આચાર્યશ્રી પોતાના શિષ્યો અને વિરાગીની સેનાસહિત રાજા અને રાજવિભૂતિ સાથે રાજમહેલમાં ચાલતા પધાર્યા.

રાજમેહેલમાં પધાર્યા પછી રાજા અને પુરોહિતે ધર્મસંબંધી ઉપદેશ સાંભળવાની ઇચ્છા જણાવવાથી આચાર્યશ્રી બોલ્યાઃ—

રાજાને ઉપદેશ.

**दुष्टस्य दंडः सुजनस्य पूजा न्यायेन कोशस्य च संप्रवृद्धिः।**
**अपक्षपातो रिपुराष्ट्ररक्षा पंचैवयज्ञाः कथिता नृपाणाम् ॥**

અર્થ—અપરાધીને દંડ, સત્પુરૂષનો સત્કાર, ન્યાયમાર્ગથી ભંડારનો વધારો, અપક્ષપાત ન્યાય, તથા શત્રુઓથી દેશનું રક્ષણ એ પાંચ રાજાઓના યજ્ઞ કહ્યાછે.

પ્રજાની રક્ષા કરવાસારૂં ભગવાને મને રાજ્ય આપ્યુંછે, તેથી હું પ્રજાનો કિંકર છું, અને અમે બધા ભગવાનના કિંકર છીએ એમ નિત્ય વિચારવું.

હે રાજન્ ! હું કોણ છું, ક્યાંથી આવ્યો છું, મારે શું કરવાનું છે અને હું શું કરૂં છું—એનો રાત દિવસ વિચાર કરવો. હું ભગવાનનો દાસ છું, એમનીજ આજ્ઞાથી આવ્યોછું, એમની જ આજ્ઞાપ્રમાણે મારે ચાલવુંજોઇએ.

ત્રિવર્ગ ( ધર્મ, અર્થ અને કામ ) ની ઇચ્છા કરવાવાળા રાજાએ ધર્મશાસ્ત્રના મત પ્રમાણે વિદ્વાનોની સલાહથી રાજ્ય ચલાવવું અને રાગદ્વેષ છોડી દેઇને પોતાના મનને વશ કરી વિદ્વાન્ અને પુરૂષાર્થી બની પ્રજાના હિતનાં કાર્ય કરવાં. સેના, મંત્રી, પુરોહિત, રણવા-

સમાં જવાવાળાં ભાઈ, પુત્ર, પુત્રીઓ, કુલના યોદ્ધા અને પ્રજાને સુખી રાખી નીતિથી તેમને વશ રાખવાં.

ઉપજમાંથી ચોથા ભાગનું ધન વિષમ વખતને માટે રાખી બાકીના ધનના ચાર ભાગ કરવા; અને એક ભાગ ધર્મને માટે, એક પ્રજાનાસુખને માટે, એક રાજ્યવહિવટને માટે અને એક ભાગ અને કુટુંબીઓને માટે ખરચવો.

ધર્મશાસ્ત્રમાં રાજાને ત્રિવર્ગ કહ્યો છે તોપણ તેણે મહાત્મા-ઓના સંગમાં મોક્ષને માટે યત્ન કરવોજોઇએ. મનુષ્યના આયુ-ષ્યનો નિશ્ચય નથી માટે રાજા અને પ્રજાએ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને માટે જલદીથી યત્ન કરવોજોઇએ. દરેક મનુષ્ય જે માર્ગમાં હોય તેમાં રહી તેણે ધર્મ અને મોક્ષનું સાધન કરવુંજોઇએ. તેમ નહિં તો કલિયુગમાં સર્વ ધર્મો કરતાં હરિની સેવા ઉત્તમ મોક્ષ દેવાવાળી છે માટે તે કરવી. એ માર્ગ ઘણો ઉત્તમ છે. બ્રાહ્મણ, સ્ત્રી, બાળક, અંગરહિત, અશક્ત કે ગમે તેવી સ્થિતિનો માણસ હોય તે ભગવાનનું કીર્તન કરવાથી સિદ્ધિને પામેછે.

**मार्गोऽयं सर्वमार्गाणामुत्तमः परिकीर्तितः ॥**
**अस्मिन् पातभयं नाऽस्ति मोचकः सर्वथा यतः ॥**

અર્થ—એટલા માટે આ માર્ગ સર્વ માર્ગ કરતાં ઉત્તમ કહે-વાય છે. એમાંથી પાત થવાનો ભય નથી. ( પણ ) એ સર્વ રીતે તારનારો માર્ગ છે.

એ પ્રમાણે આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળીને રાજા અને સર્વ સભાસદો પ્રસન્ન થયા. રાજા પોતાના કુટુંબ અને પુરોહિત તથા કેટલાએક સભાસદો સાથે આચાર્યશ્રીનો શિષ્ય થયો. પછી એણે ઘણું સુવર્ણ, એક મોતીનો હાર અને એક સફેદ છત્ર ચામર વગેરે આચાર્યશ્રીને ભેટ આપ્યાં. ત્યારે દામોદરદાસે કહ્યું કે આચાર્યશ્રી તીર્થયાત્રામાં છે તેથી મોતી કે રત્નોને ધારણ કરતા નથી, તેમજ દ્રવ્યાર્થી નથી, માત્ર શિષ્યોએ આપેલું ધાન્ય

અને વસ્ત્રાદિ ગ્રહણ કરે છે, માટે આ સઘળું દ્રવ્ય બ્રાહ્મણોને કે ભગવાનને અર્પણ કરો. ત્યારે રાજાએ તથા પુરોહિતે કહ્યું કે, અમે આપના શિષ્ય છીએ, માટે વિદ્યાનગરના રાજા ઉપર જેમ કૃપા કરી હતી તેમ, આપ ભેટ સ્વીકારો, અને બ્રાહ્મણોને અમે બીજું દ્રવ્ય આપીએછીએ. આ હાર આપ ભગવાનને અર્પણ કરજો. એપ્રમાણે કહેવાથી રાજાની ભેટ સ્વીકારી. પછી રાજાએ ત્યાં આવેલા બીજા બ્રાહ્મણોને પણ પુષ્કળ દ્રવ્ય આપ્યું. પછી રાજાએ આચાર્યશ્રીને ઘણું માન આપી ગાજતે વાજતે વિદાય કર્યા.

શ્રીરંગપટ્ટણ.

પછી આચાર્યશ્રી ત્યાંથી શ્રીરંગપટ્ટણ પધાર્યા. ત્યાં ત્રીજા રંગનાથજીનાં દર્શન કર્યાં. આ ધામની ચારે તરફ કાવેરી નદીને વિંટાયેલી જોઈ ત્યાં સ્નાન અને આન્હિક કરી આચાર્યશ્રી ત્યાંથી યાદવાદ્રિ ઉપર મહિલાકોટ નગર છે ત્યાં પધાર્યા. અહિં ગરૂડજીએ વૈકુંઠમાંથી સારી સફેદ માટી લાવી એક ખાણમાં નાખી હતી તે તિલક કરવાની વસ્તુ થઈ ગઈ છે. શ્રીસંપ્રદાયી નૃસિંહાચાર્ય ત્રિદંડીના શિષ્ય, રામભક્તિમાં તત્પર એવા રામાનંદ, આ ધામમાં થયા હતા. એ રામાનંદ દ્રાવિડ બ્રાહ્મણ હતા. એ જન્મથી વિરક્ત હતા. માતાપિતાના મોત પછી એ કાશીમાં જઇને રહ્યા હતા. સદા હરિનું સ્મરણ કરવાથી અને પ્રભુની કૃપાથી એ સિદ્ધ અને પૂજ્ય થયા હતા. એ નૃસિંહાચાર્યના શિષ્યોએ ભક્તિધર્મની રક્ષાને માટે વિરક્ત વૈષ્ણવોની સેનાનીસાથે મિત્રતા કરી જીત મેળવવાને માટે વીરવૈષ્ણવોની સેના ઉભી કરી. એ સેનાનીસાથે આ પૃથ્વીમાં ફરતાં તેઓએ ધર્મની સારી રક્ષા કરી અને વૈષ્ણવી ચારે સંપ્રદાયમાં મિત્રતા કરી.

મહિલાકોટ.

રામાનંદ.

શ્રીચપળરાય.

આ ધામમાં શ્રીચપલરાય નામના નારાયણની મૂર્તિ બિરાજે છે. આ મૂર્તિને યોગિનીપુરનો કોઈ યવનરાજા લેઈ ગયો હતો. તે રાજાની પુત્રી એ નારાયણની મૂર્તિ સેવતી હતી. પછી રામાનુજમુનિયે એ મૂર્તિને મેળવી મંદિરમાં

પધરાવી. એ નારાયણનાં આચાર્યશ્રીએ દર્શન કર્યાં. પછી ત્યાંના જીર્ણસ્વામીએ આચાર્યશ્રીને કહ્યું કે આપે કૃષ્ણદેવરાજાની સભા જીતી શ્રીકૃષ્ણના માર્ગની રક્ષા કરી શ્રીવિષ્ણુસ્વામીના સંપ્રદાયની આચાર્યપદવી મેળવી, તેમ છતાં આપ તપ્તમુદ્રા કેમ ધારણ કરતા નથી ? આપ વૈષ્ણવ થઇને આવું વિચિત્ર આચરણ કેમ કરો છો ? આચાર્યશ્રીએ જવાબ દીધો કે તપ્તમુદ્રા ધારણ ન કરવી એ શાસ્ત્રને અનુસરતું છે, કેમકે કોઈ ઠેકાણે તપ્તમુદ્રા ધારણ કરવાની આજ્ઞા નથી. પણ કેટલીએક સ્મૃતિઓમાં તેવી મુદ્રા ધારણ કરનારને, તથા જેના શરીર ઉપર ડામ હોય તેને, શ્રૌત અને સ્માર્ત કર્મને માટે અયોગ્ય ગણેલા છે. જો તમો વૈષ્ણવધર્મના આચારને અનુસરી તેવી મુદ્રા ધારણ કરતા હો તો તે મૃત્તિકાની શીતલ મુદ્રા ધારણ કરવી જોઇએ.

તપ્તમુદ્રાવાદ.

માલા એ વિષ્ણુને ઘણી પ્યારી છે માટે તુલસીકાષ્ટની માલા ઉપવીતની માફક હમ્મેશ ધારણ કરવી જોઇએ. મળમૂત્રાદિ સમયમાં કેટલેક ઠેકાણે તેનો નિષેધ જોવામાં આવેછે, પણ તે નિષેધ તુળસીપત્રની માલાને લાગુ પડેછે, તુલસીકાષ્ટની માલાને લાગુ પડતો નથી. એ સાંભળી રાઘવાચાર્ય સંતોષ પામ્યા. આચાર્યશ્રી પછી એમના તરફના સત્કારનું ગ્રહણ કરી ત્યાંથી સુબ્રહ્મણ્યક્ષેત્રમાં ગયા.

માલા.

આ ક્ષેત્રમાં જે યાત્રાળુ ભક્તિ કરે છે તે રોગરહિત થાય છે. અહિં શ્વેતનાગ છે તે સર્વ નાગોના ઈશ છે. એમની પૂજાને માટે જે દુધ આવે છે તે સર્પની પૂજા કરવાવાળાને વિષ થઈ જાયછે અને યાત્રાળુઓને માટે અમૃતરૂપ થાયછે. આ સ્થળમાં આચાર્યશ્રીએ દૈત્યોની સેનાને જીતવાવાળા મહાત્મા કુમારને પ્રણામ કર્યા. ત્યાં આચાર્યશ્રીની પાસે રામાનુજમતના અનુયાયી અને પવિત્રાં પહેરનાર કર્મનિષ્ઠ બ્રાહ્મણો આવ્યા. તેઓમાં કેટલાએક અગ્નિહોત્રી, કેટલાએક દીક્ષિત, કોઈ પાંચ અને કોઈ ત્રણઅગ્નિના ઉપાસક, કોઈ છન્નું

સુબ્રહ્મણ્યક્ષેત્ર.

શ્રાદ્ધ કરવાવાળા, કોઇ ઋગ્વેદી, કોઈ યજુર્વેદી, કોઇ આથર્વણ વગેરે હતા. તેમને દામોદરદાસે આસન વગેરે આપ્યા પછી આચાર્યશ્રીએ તેમનો યોગ્ય સત્કાર કર્યો. પછી તેઓમાંનો જે મુખ્ય હતો તે બોલ્યો કે આપ રાજાવડે પૂજાયેલા આચાર્ય કોણ છો? અને કયાંથી આવ્યા છો? ભાગવત બ્રહ્મચારીના જેવું આપનું ચરિત્ર વિચિત્ર જણાય છે. ત્યારે ભટ્ટાર્યે તેમને કહ્યું કે કાંકરઆમના વાસી, ભારદ્વાજ તૈત્તરીયશાખાધ્યાયી, સોમયાજી, યજ્ઞનારાયણના વંશજ, પ્રસિદ્ધ લક્ષ્મણભટ્ટજીના એ પુત્ર છે. એમણે કૃષ્ણદેવરાજાની સભાને જીતી આચાર્યપદવી ધારણ કરીછે. એમનું નામ શ્રીવલ્લભાચાર્યજી છે, અને એ યાત્રા કરવા પધારેલાછે. ત્યારે બૃહસ્પતિ નામનો એક બ્રાહ્મણ બોલ્યો કે શું આચાર્યશ્રી યલ્લમાજીના પુત્ર થાય? યલ્લમાજી તો અમારા કુટુંબની દૌહિત્રી છે. ભટ્ટાર્યે હા કહી. ત્યારે તેણે ખુશી થઈ સર્વ વૃત્તાંત પુછ્યું. ત્યારે ભટ્ટાર્યે રાજસભાનું અને યાત્રાનું સર્વ વૃત્તાંત કહ્યું. પછી બૃહસ્પતિ બોલ્યો કે બ્રાહ્મણના પુત્રે માલા અને મુદ્રા શા માટે ધારણ કરવાં જોઇએ? સૂત્રમાં પુંડ્ર નથી. તે માત્ર શિષ્ટાચારથી કરવામાં આવે છે. વેદ ભણનાર બાળકને તીર્થયાત્રા વિહિત નથી, તો હરિસેવા કયાંથી વિહિત હોય? વર્ણાશ્રમધર્મથી સ્વર્ગને દેવાવાળી ગતિ પ્રાપ્ત થાય છે. માટે વેદમાં જે લખ્યું છે તે પ્રમાણે દ્વિજાતીએ કરવુંજોઇએ.

આચાર્યશ્રીએ જવાબ આપ્યો કે માતામહનું કહેવું ખરૂં છે. વર્ણાશ્રમધર્મના સેવનથી સ્વર્ગને આપવાવાળીજ ગતિ થાયછે, બીજી કોઈ ગતિ થતીનથી, પણ મુંડકઉપનિષદ્‌માં એ ગતિ નાશવાળી કહીછે. તે કર્મથી બની છે તેથી નાશવાળી છે. કૃતથી અકૃત (મોક્ષ) શી રીતે હોઈ શકે? કૃતનો તો નાશ થઈ જાયછે. છાન્દોગ્ય ઉપનિષદ્‌માં પર અને અપર બે ગતિ કહી છે. એક અર્ચિરાદિ

બ્રાહ્મણો સાથે ભક્તિ વિષે વાદ.

અને બીજી ધૂમાદિ એજ શુકલ અને કૃષ્ણ છે. મુંડકઉપનિષદમાં પરાને માટે કર્મનો ત્યાગ કહેલો છે.

બૃહદ્રથે મૈત્રાયણીશ્રુતિમાં સ્પષ્ટ કહ્યું છે કે મુમુક્ષુ પુરૂષે ત્રૈવર્ગિક કર્મને છોડી ગુરૂને શરણે જવું, કેમકે સ્વર્ગ અને મૃત્યુ એ બંને લોકરૂપસંસાર અસાર છે, તે ઈર્ષા, અસૂયા આદિ દોષથી દૂષિત છે, અને ભોગ અને દુઃખનો દાતા છે. તે નિન્દિત, શોકવાળો, ભયવાળો તથા નાશવાળો છે. સદા કામનાનો ત્યાગ કરી શોકરહિત, ભયરહિત અને રોગરહિત મોક્ષની ઇચ્છા કરવી. એવો મોક્ષ કર્મથી, પ્રજાથી કે દાનાદિકથી મળતો નથી. એવો મોક્ષ મેળવવાને માટે યજ્ઞ, દાન, તપાદિ મુખ્ય કર્મોથી જેણે પોતાનો આત્મા શુદ્ધ કર્યો છે તે અધિકારી છે એમ શ્રુતિમાં લખ્યું છે. કામનાને છોડીને ભક્તિ કરવાથી એ પદ મળે છે. શ્રુતિ, સ્મૃતિ, પુરાણ એ સર્વઠેકાણે આજ નિર્ણય કરવામાં આવ્યોછે. વેદના અર્થની બાબતમાં શ્રીકૃષ્ણભગવાને ગીતાજીમાં સ્પષ્ટ કહ્યુંછે કે વેદ ત્રિગુણાત્મક છે અને તું ( અર્જુન ) ત્રિગુણરહિત થા. વેદ શબ્દથી પૂર્વવેદકાંડ કહ્યો છે. કર્મના ફળના ત્યાગથી તેનો ત્યાગ સારી રીતે થઈ જાયછે. એ ત્યાગ ફળાસક્તિના ભેદથી બે પ્રકારનો છે. સ્વરૂપ અને હેતુના ભેદથી પણ ફળત્યાગ બે પ્રકારનો છે અને તેથી આસક્તિ પણ બે પ્રકારની છે. ફળની ઇચ્છા ન કરતાં વિધિથી કર્મ કરવાનું વિધાન છે. સાંખ્યવડે ભગવાને સ્વરૂપનો ફળત્યાગ કહ્યો છે. ઋષિ, છન્દ, દેવતા, બ્રાહ્મણ એઓને જાણીને જપ કરવો એને સ્વરૂપ ફળત્યાગ કહે છે.

વિધિપ્રાપ્ત કર્મોને યોગમાર્ગની રીતે કરી વિષ્ણુને અર્પણ કરવાં તેને હેતુપૂર્વક ત્યાગ કહે છે. મંત્ર, ઋષિ, છન્દ, દેવતા એમનું ઉચ્ચારણ કરીને જપ કરવામાં આવે એ હેતુત્યાગ છે. કર્માસક્તિને છોડવી એ સ્વરૂપથી કર્મત્યાગ છે. ત્યાગ કરવાથી સં-

ન્યાસ થાય છે. બીજી રીતે થતો નથી. સિદ્ધિ અસિદ્ધિમાં સમતા રાખીને, મમતા અને અહંકારને છોડીને ભગવાનમાં અર્પણબુદ્ધિ રાખી યોગમાર્ગની રીતે જે કરવામાં આવે તેને ભગવાને ગીતામાં સઉથી ઉત્તમ ત્યાગ કહ્યો છે. એ પ્રમાણે ફળ ત્યાગ રૂપી કર્મત્યાગ કરીને વેદાંતમાર્ગ અથવા ભક્તિમાર્ગની રીતે હરિનું પૂજન કરવાથી પરાગતિને પમાય છે એમ ભગવાને ગીતાજીમાં કહ્યું છે.

એ સાંભળી એક બ્રહ્મભટ્ટ નામનો વિદ્વાન્ હસીને બોલ્યો કે એ ભાગવતી વાર્તા સ્રીશૂદ્રોના આનંદને માટે છે, પણ વેદાનુયાયી બ્રાહ્મણને માટે નથી. શ્રુતિમાં જે કહ્યુ છે તેજ કર્તવ્ય છે, બીજું નથી. ભગવદર્પણ–કર્મ આપે કહ્યાં તે **स्वर्गकामोयजेत** એ શ્રુતિથી વિહિત નથી, પણ સકામકર્મ વિહિત છે, નિષ્કામની કોઈ ક્રિયા થતી નથી એમ મનુનું વચન છે. વેદમાં જે કહ્યુ છે તે બ્રાહ્મણને કલ્યાણદાયી છે. વેદમાં તો કર્મ કરવાનું કહ્યુ છે. ભક્તિ કે જ્ઞાન કહ્યાં નથી. તે કારણથી વેદનાં વચન વડે આપની ભક્તિનું ઉપપાદન કરો. પુરાણાદિકમાં કહેલી મનુષ્ય વાણીને જૈમિનિ પ્રમાણ માનતા નથી. કલ્પ કલ્પમાં બનતાં પુરાણો સ્વતઃપ્રમાણ કહી શકાય નહિ. આપે રાજાની સભા જીતી તેથી શું થયું ? રાજકીય પુરૂષ તો પ્રમાદી હોય છે. તેમજ આચાર્યની સભા જીતી તેથી પણ શું થયું? અહિં બ્રાહ્મણની સભા છે તેમાં વેદ વિદ્યમાન છે, તેથી જે અર્થ અહિં નિર્ણિત થાય તેજ માનનીય થાય. તંત્રવાર્ત્તિકમાં તથા શ્રુતિસ્મૃતિમાં આપ કહોછો તે ભાગવતી ભક્તિ દેખાતી નથી, તેથી એ વાતનો ખુલાસો કરવાનું મિત્રતાથી પુછીએ છીએ, દુષ્ટ બુદ્ધિથી અથવા માત્સર્યથી પૂછતા નથી. અમારી જાતિમાં આપ સાક્ષાત્ વૈશ્વાનર પ્રગટ થયા છો. આપે જે માર્ગ ચલાવ્યો છે તેનો નિર્ણય કરવાની અમારી બુદ્ધિ ઇચ્છા કરે છે. એ પ્રમાણેનો પ્રશ્ન સાંભળી આચાર્યશ્રી બોલ્યાઃ—

કર્મજડતાને વેદમાં મુંડકે દૂષિત કહી છે. "પ્લવા" ઈત્યાદિ શ્રુતિનો અર્થ બતાવેછે કે યજ્ઞરૂપી નૌકાનો આશ્રય અનિત્ય છે. જે માણસ ભક્તિજ્ઞાનવિના કલ્યાણની ઇચ્છા કરેછે તે અજ્ઞાની છે, ને તે મૃત્યુમાં પ્રવેશ કરેછે. અવિદ્યારૂપી અંધકારમાં ફરતો, અને પોતાની બુદ્ધિપ્રમાણે ચાલતો, તે, ગુરૂ વિનાનો હોઈ, દુઃખી થાયછે, તેને ત્રણે ઈષણાઓ વળગેલી હોય છે, તેથી તે પશુ, પક્ષિ અને મનુષ્યયોનિમાં ફર્યાં કરેછે. અવિદ્યાને લીધે તે પોતાને સિદ્ધ માનેછે અને વૃથા અભિમાન કરેછે. તે કર્મના તત્ત્વને જાણતો નથી. તે ભોગમાં આતુર હોવાથી સ્વર્ગમાંથી નીચે ગરી પડેછે. યજ્ઞાદિક કરવા, વાવ કુવા કરાવવા, તુલાદાન આપવું એ સઘળું ભક્તિજ્ઞાનથી ઉતરતું છે. કેમકે કર્મના યોગે સ્વર્ગ મળેછે, પણ પુણ્ય ક્ષીણ થયે માણસ સ્વર્ગમાંથી છુટી નરકમાં પડેછે. એ પ્રમાણે બીજા ગ્રંથોમાં પણ કર્મજડની નિંદા કરેલી જોવામાં આવેછે.

વેદ પ્રમાણ છે, બીજું પ્રમાણ નથી એમ તમે કહોછો ત્યારે કેવળ વેદથી ધર્મ સિદ્ધિ શી રીતે થઇ શકશે ? જેમ અંગહીન મનુષ્ય કાંઈ કાર્ય કરી શકતો નથી તેમ અંગહીન વેદ નિરર્થક છે. શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છન્દ, જ્યોતિષ્ અને નિરૂક્ત એ અંગવડે, શ્રુતિ અર્થનો બોધ કરી શકેછે. પુરાણ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર એ ચાર ઉપાંગ છે. પુરાણો પ્રમાણરૂપ છે એમ મુંડકમાં તથા બૃહદારણ્યક ઉપનિષદોમાં સારી પેઠે કહ્યું છે. પ્રથમ મુંડકમાં જેને બ્રહ્મવેત્તા કહે છે તે બે વિદ્યા જાણવાને યોગ્ય છે. એક પરા અને બીજી અપરા. તેમાં ચાર વેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ્, ઇતિહાસ, પુરાણ, ન્યાય, મીમાંસા અને ધર્મશાસ્ત્ર એ અપરા વિદ્યા છે. વળી યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે અંગ, ઉપાંગ સહિત એ ત્રયી–વિદ્યા એ સર્વધર્મનું કારણ છે. પુરાણ, ન્યાય, મીમાંસા, ધર્મશાસ્ત્ર, છ અંગ

અને ચાર વેદ એ વિદ્યા છે અને ધર્મનાં સ્થાન છે. એ ચૌદે વિદ્યાનો પિંડીભૂતઅર્થ પ્રમાણ છે. એ બધાંથી ધર્મ સિદ્ધ થાયછે. એકલા વેદથી સિદ્ધ થતો નથી. સંધ્યા, અગ્નિહોત્ર, યજ્ઞ વિગેરેની વિધિ વેદમાં છે, પણ તે કેમ કરવાં એ બાબતની ઇતિકર્તવ્યતા વેદમાં કહી નથી. સાંગ વેદનો અભ્યાસ, અને વેદનું જ્ઞાન એ પુરાણ વિગેરેથી થાય છે, પણ બીજી રીતે થતું નથી. કાયાધવ એ નામ પ્રલ્હાદનું છે, એ વાત પુરાણથી જાણવામાં આવેછે. બીજી રીતે જાણવામાં આવતી નથી. એજ પ્રમાણે પુરાણ અને અંગ સિવાય વેદનો અર્થ જાણવામાં આવતો નથી, એટલા માટે અંગ, ઉપાંગ સહિત વેદ સર્વાર્થ સાધક છે. કેવળ વેદથી કોઈ ધર્મ દેખાતો નથી. નિરંગવેદે તથા જૈમિનિયે પણ તંત્રમાં વિધિવાદ માન્યો છે. ભગવાને પ્રથમ બ્રહ્માને વેદપુરાણ કહ્યું. પછી ચારે મુખથી વેદ થયા એમ મત્સ્ય પુરાણમાં કહ્યું છે. કલ્પ કલ્પમાં બ્રહ્માની સૃષ્ટિ થાયછે.

વેદ, વેદનાં અંગ અને પુરાણો.

વેદની કથા માફક પુરાણોનું કર્તાપણું વ્યાસજીનું છે. વેદમાં કાંઈ સંપૂર્ણ ધર્મ દેખાતો નથી. માત્ર ગંગાસ્નાન, તુલાદાન, ગયાશ્રાદ્ધ, વિગેરેનું મૂળ તેમાં દેખાયછે. **सितासिते** એ મંત્રથી તીર્થરાજપ્રયાગના સ્નાનની વિધિ, **इमंमेच** એ મંત્રથી ગંગાસ્નાન, **हिरण्यदा** એ મંત્રથી સ્વર્ણ ( સોનાના સિક્કા ) ના દાનની વિધિ દેખાયછે. **ददद** આ શતપથ શ્રુતિથી દાન કરવું એ મોટું પુણ્ય કર્મ જણાયછે. એ પ્રમાણે બીજા ધર્મોનાં મૂળ પણ વેદમાં દેખાય છે. આ મૂળનો વૃક્ષના જેવો વિસ્તાર પુરાણોમાં છે. વેદના ઉપાસના કાંડનાં સૂત્ર જૈમિનિયે કર્યાં છે; તેનું મૂળ ભક્તિશાસ્ત્ર ગોપાળતાપિની વિગેરે છે. અને તેનો વિસ્તાર શાંડિલ્યસૂત્રમાં છે, અને તેનાં ઉદાહરણ પુરાણમાં છે. બૌધાયને સૂત્રમાં શિવ વિષ્ણુની સેવાવિધિ સ્પષ્ટ કહી છે. તેમજ ઉપનિષદમાં પણ કહી છે. **વિષ્ણુસૂક્ત, પુરૂષસૂક્ત રૂદ્રાધ્યાય** વિગેરેમાં ભ-

વેદ અને પુરાણો વચ્ચેનો સંબંધ.

ક્તિના અંગ પૂજનાદિકની પ્રશંસા છે. **अर्चत, प्रार्चत** ઇત્યાદિ મંત્રમાં પ્રતિમાપૂજન છે. **न तस्य प्रतिमा** એ મંત્રમાં તેના સાદૃશ્યનો નિષેધ છે. જેણે બ્રહ્માને ધારણ કર્યા છે, અને જેણે બ્રહ્માને માટે વેદને કહ્યા છે, એવા પોતાની મેળે પ્રકાશતા દેવને હું મુમુક્ષુ શરણે જાઉંછું. એ પ્રમાણેની ભગવાનને શરણે જવાની વિધિ શ્વેતારણ્યકમાં છે. તેનો વિસ્તાર ગીતા અને સ્મૃતિ છે. શ્રુતિનો અર્થ કહેવાવાળી સ્મૃતિ છે. ભગવાન્ કહેછે કે સર્વપ્રાણીના હૃદયદેશમાં ઈશ્વર રહેછે, અને માયાથી સર્વ પ્રાણીને તે ભ્રમણ કરાવતો દેખાય છે, તેથી હે અર્જુન સર્વ પ્રકારે તેને શરણ જા, એમ કરવાથી મારી પ્રસન્નતાથી તું પર શાન્તિ અને અચળ સ્થાનને પામશે. નારાયણીય, મુંડક, કઠ ઈત્યાદિ ઉપનિષદમાં અંગ સહિત

શ્રુત્યર્થ.

ભક્તિનું વર્ણન છે, તેનો કાંઈક અર્થ હું કહું છું. પાપ રહિત ઉત્તમ કમળરૂપી પુરની વચ્ચે શોકરહિત પરમાત્માનું સ્થાન છે. તેમાં ઉપાસના કરવી. વિશુદ્ધ ચિત્તવાળા ભક્તિ જ્ઞાનથી જે તેનું ધ્યાન કરેછે તે પરમાત્માને દેખેછે. પણ નેત્રથી, વાણીથી, તપસ્યાથી કે કર્મથી તે જાણવામાં આવતો નથી. પઢવાથી, બુદ્ધિથી, કે ઘણું શ્રવણ કરવાથી એ પરમાત્મા મળતો નથી. પણ જે એને ભજે છે તેને એ પોતાનું સ્વરૂપ દેખાડેછે. દહર એ હૃદય—આકાશનું નામ છે. તેનું બીજું નામ પરમવ્યોમ છે, તે હૃદય કમળમાં છે. અને ત્યાંજ બ્રહ્મનું સ્થાન છે. તેમાં સદા અભયસત્ય લોક છે અને તે હરિનું પદ છે, તેથી એનું ભજન અને એની ઉપાસના કરવી. મુંડકમાં પણ કહ્યું છે કે એ પરમાત્મા નેત્ર વગેરેથી મળતા નથી. એની પ્રસન્નતા ભક્તિથી થાય છે. અને એ ભકિતથીજ પ્રાપ્ત થાય છે. એની કૃપાથી અંતઃકરણ શુદ્ધ થાયછે અને તેથી શ્રીવિષ્ણુનું ધ્યાન સ્મરણ થાય છે અને તેથી એ

ભક્તિની ઉત્કૃષ્ટતા.

પરમાત્માનાં દર્શન થાય છે. વેદ યથાર્થ ભણવાથી, બહુશ્રુત થવાથી કે વેદાન્તના જ્ઞાનથી પણ પરમાત્મા મળતો નથી, પરંતુ તે ભજવાવાળાને ભકિતથી મળે છે.

ભગવાને શ્રીમુખથી કહ્યું છે કે,—

**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ॥**
**शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥**
**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ॥**
**ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥**

અર્થ—તેં મને જેવા જોયા તેવા જોવાને, વેદથી, તપથી, દાનથી, યજ્ઞ વિગેરે ક્રિયા કરવાથી પણ બની શકતું નથી.

હે પરંતપ! બીજા કશાથી નહિં પણ ફક્ત મારી ભક્તિથીજ એવી રીતે મને જાણી શકાય છે, મને જોઇ શકાય છે અને વાસ્તવિકરૂપે કરીને મારામાં ભળી શકાય છે.

પોતાના સાધક ઉપર કૃપા કરી ઇશ્વિર પોતાના સ્વરૂપનું દર્શન દે છે. જે જન એમની સેવા કરે છે તેને એ પોતાના સાકાર રૂપનું દર્શન આપે છે. એ પ્રમાણે ગંગાસ્નાનની માફક શ્રુતિમાં ભક્તિ વિહિત છે. સત્ય, શૌચ વગેરેની માફક, ભક્તિ એ સર્વનો સાધારણ ધર્મ છે, ફક્ત સંસ્કારવાળાનો નથી. ભક્તિથી બ્રહ્માનંદ કરતાં પણ અધિક ફળ મળે છે. તે ફળ જ્ઞાનીને પણ દુર્લભ છે તો દુરાગ્રહી કર્મજડને તો કયાંથી મળે?

ધર્માધિકારની બાબતમાં વિષ્ણુધર્મોત્તર આદિ ગ્રંથમાં ઊર્ધ્વરેતા ગૃહસ્થને માટે તુળસીમાળા, ઊર્ધ્વ પુંડ્ર, શીતળમુદ્રા એ ધારણ કરવાં વિહિત છે. એ કારણથી હું બાળક હરિસેવા કરૂં છું. આ ધર્મની શંકરાદિ આચાર્યોએ પણ પ્રશંસા કરી છે. કૃષ્ણ દ્વૈપાયન વ્યાસગુરૂ પાસેથી વિષ્ણુસ્વામીઆચાર્યને આ સંપ્રદાય મળેથી, એમણે શ્રૌત વેદવિહિત આચારથી એનો પ્રચાર કર્યો. એમાં ગીતા, સ્મૃતિ, એ પ્રમાણ છે.

ગીતા.

જે ગીતા ભગવાનના મુખકમળમાંથી નિકળી છે તે સ્માર્ત સૂત્ર કરતાં કેમ શ્રેષ્ટ ન કહેવાય? એ પ્રમાણે મિતભાષી આચાર્યશ્રી

એ કહ્યા પછી શેષભટ્ટઆદિ શિષ્યોએ એ વિષયોનું વધારે નિ-રૂપણ કર્યું. તે સાંભળીને સર્વ વૈદિક બ્રાહ્મણો સંતુષ્ટ થયા. તેઓ-એ આચાર્યશ્રીને પ્રણામ કરી એમણે કહેલો આચાર ગ્રહણ કર્યો. ઊર્ધ્વ પુંડ્ર, હરિસેવા, વૈષ્ણવી એકાદશીવ્રત, જગત્ બ્રહ્મની એક-તારૂપ સિદ્ધાંત અને સત્કાર્યવાદમાં તેઓ દૃઢ થયા. કેટલાએક શરણ થયા. પછી આચાર્યશ્રી બ્રાહ્મણોની સભામાં વેદનું પારાયણ કરી એમના તરફના સત્કારનું ગ્રહણ કરી ત્યાંથી વાયવ્ય દિશા તરફ પધાર્યા.

સુબ્રહ્મણ્ય એ કાર્તિકેયસ્વામીનું બીજું નામ છે. એમને કુમાર પણ કહે છે.

---

## પ્રકરણ ૯.

### સુબ્રહ્મણ્યક્ષેત્રથી વિદ્યાનગર.

સુબ્રહ્મણ્ય ક્ષેત્રથી જ્યાં પૂર્ણ પ્રજ્ઞ, મહામુનિ દ્વૈતસિદ્ધાંતનો પ્રચાર કરવાવાળા મધ્વાચાર્ય પ્રગટ થયા હતા તે ઉડુપ સ્થાનમાં આચાર્યશ્રી પધાર્યા. મધ્વાચાર્યના સોળ શિષ્યોમાંથી આઠ યતિ અહિં રહે છે. તેઓ આઠ મંદિર સ્થાપી મૂર્તિગત નારાયણની ભકિત કરે છે. આચાર્યશ્રીને પધાર્યા સાંભળી તપ્તમુદ્રા ધારણ કરવાવાળા એ યતિયોના માણસો આચાર્યશ્રીને મંદિરમાં પધરાવવા આવ્યા. આચાર્યશ્રી મંદિરોમાં દર્શન કરવા પધાર્યા. ત્યાં દર્શન વિગેરે કરી યતિયો તરફથી સત્કાર પામી એક મંદિરમાં બેઠા. ત્યારે યતિયોએ દિગ્વિજયની હકીકત પુછી તેનો શિષ્યો તરફથી ઉત્તર મળતાં એક યતિયે કહ્યું કે કર્મત્યાગ, ભે-દવાદ, તપ્તમુદ્રાધારણ વગેરેથી દોષ લાગે છે એ પક્ષનો આપે વૈષ્ણવાચાર્ય થઈ કેમ સ્વીકાર કર્યો? ભેદવાદ અને તપ્તમુદ્રા એ તો વૈષ્ણવોને સદા ઉચિત છે.

ઉડુપ, ઉડપિ.

આચાર્યશ્રીએ જવાબ આપ્યો કે યતિશ્રેષ્ઠે કહ્યું કે કર્મ-ત્યાગ **सर्वधर्मान् परित्यज्य** વિગેરેમાં દેખાય છે. કોઈક તંત્રમાં અજ્ઞાનને પણ સત્ય કહેલું છે. પરંતુ એવાં વચનોના આભાસમાત્રથી કોઇ સિદ્ધાંત અર્થ થતો નથી. ગૌતમે સિદ્ધાંતવડે અર્થજ્ઞાન બતાવ્યું છે. જાતિ વિનિગ્રહ હેત્વાભાસને જાણીને પ્રકરણાદિનો જે અર્થ કરવામાં આવે તે પ્રમાણ થઈ શકે છે.

તપ્તમુદ્રા, ભેદ વાદ.

બુદ્ધિવાનોએ પણ કેટલેક ઠેકાણે દોષવાળાં કર્મોનો ત્યાગ કહ્યો છે. બીજા કહે છે કે યજ્ઞ, દાન, તપ એ કર્મ છોડવાં નહીં. કર્મ કરવામાં અધિકાર છે, તેઓનાં ફળમાં અધિકાર નથી.

ભગવાને કહ્યું છે કે કર્મના ફળના અભિલાષી ન થવું. તેમજ કર્મ કર્યા વગર પણ ન રહેવું. એ વચનોથી કર્મત્યાગ એ પ્રશંસાને યોગ્ય નથી. વર્ણાશ્રમ ધર્મમાં રહી હરિની આરાધના કરવી એ કર્મ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યને માટે વેદમાં કહ્યાં છે અને તેટલાજ માટે તે આવશ્યક છે. જે શાસ્ત્ર પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી અને હિમવાન્ અને વિન્ધ્યાચળની વચમાં પ્રમાણ છે તે શાસ્ત્રમાં વર્ણાશ્રમ આચારમાં તપ્ત મુદ્રા ધારણ કરવાનું કહેલું જોવામાં આવતું નથી. ઘણું કરીને તેનો નિષેધ છે. દ્વિજાતિયે પોતાના કે પારકા દેહમાં અંકન ના કરવું જોઇએ. શ્રૌત અને સ્માર્ત કર્મમાં દગ્ધાંગ મનુષ્યનો અધિકાર નથી. તપ્તમુદ્રા ધારણ કરવી એ ધર્મ શૂદ્રનો છે, દ્વિજન્માનો નથી.

વૈષ્ણવ ધર્મમાં પંચમુદ્રા વિના હરિનું પૂજન ન કરવું એમ લખેલું છે તે શીતળ મુદ્રાને માટે છે. પૂજાના વખતમાં શીતળ મુદ્રાને ધારણ કરવામાં નિષેધ નથી. વળી મૃત્તિકા કે તપ્ત લોહવડે શંખ ચક્રાદિ ધારણકરેછે તેને શૂદ્રની માફક સર્વ કર્મમાંથી બાતલ કરવો એ વાકય યજ્ઞાદિકમાં કર્મ કરાવનારા ( કર્મઠ )ને લાગુ પડે છે, પણ પૂજાને વિષે ભકતને લાગુ પડતું નથી.

પંચમુદ્રા.

દેશકાળભેદથી શાસ્ત્ર પણ ભિન્ન છે, તેથી પોતપોતાના સંપ્રદાય અનુસાર ચાલવું; ઉદયમાં હોમ કરવો, અને અનુદયમાં હોમ કરવો એ બંને શાખાભેદથી પ્રમાણ છે. જે શાસ્ત્રને જે શિષ્ટ જને પોતાના ગુરૂક્રમથી ગ્રહણ કર્યું છે તે તેને પ્રમાણ છે. તે ઉપર વિવાદ કરવાનું કારણ નથી. જેમ આપના સંપ્રદાયમાં તપ્ત મુદ્રા ધારણ કરવાનું કહ્યું છે તેમ અમારામાં મૃત્તિકાની મુદ્રા ધારણ કરવાની છે. પુરાણ, સ્મૃતિ, ભાગવત, વગેરેમાં મૃત્તિકાની મુદ્રાથી હરિ પ્રસન્ન થાય છે એમ ક્યાં લખ્યું નથી ? તપ્ત મુદ્રા ધારણ કરી વૈદિકોની સાથે દ્રોહ ઉત્પન્ન કરી પ્રતિદિન લડાઈ કરવી એ ગૃહસ્થને ઉચિત નથી. વૈષ્ણવાશ્રમમાં જેઓ અભયવાળા છે એટલે જેઓ વીરવૈષ્ણવોના નામથી ઓળખાય છે તેમને તે ઉચિત હોય.

ભેદવાદ.

ભેદવાદમાં તો ઉપનિષદ્ વગેરે ઘણાં વિરૂદ્ધ છે. ભાગવત તથા ભારતમાં પણ ભેદવાદ દેખાતો નથી. ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડ, માંડૂક્ય, તિત્તિરિ, ઐતરેય, છાન્દોગ્ય, બૃહદારણ્ય, કૌશીતકી, નારાયણી, મૈત્રાયણી, નૃસિંહતાપિની વગેરેમાં ભેદવાદ જણાતો નથી. ઉદ્દાલકના ભાષણમાં ઉપક્રમ ઉપસંહાર સુધીમાં ભેદ જણાતો નથી. ઉપક્રમમાં પ્રારંભ કરી દૃષ્ટાંતથી સ્પષ્ટ બતાવ્યું છે કે એકને જાણવાથી સર્વનું જ્ઞાન થાય છે. ઘટ વિગેરેના કારણભૂત મૃત્તિકાને જાણવાથી મૃત્તિકાના સર્વ પદાર્થ જાણવામાં આવે છે, તેમજ આત્માને જાણવાથી કાર્યરૂપ જગત્ જાણવામાં આવે છે. **तत्सत्यम्, स आत्मा, तत्त्वमसि** ઇત્યાદિ ઉપસંહાર વાક્યમાં ભેદની પ્રતીતિ થતી નથી. **नत्त्वमसि** એવું વેદમાં કહેલું નથી. શ્રુતિમાં ભેદવાદનો ઘણું કરીને નિષેધ કરેલો છે. પૂર્વાચાર્યના નિરૂપણ કરેલા સિદ્ધાન્તથી અભેદ છે તો પણ ભજનાનંદસિદ્ધિને માટે અમને ભેદ રૂચેછે. એ પ્રમાણે આચાર્યશ્રીએ પોતાનું ભાષણ પુરૂં કરતાં યતીશ અને ભટ્ટાર્ય પ્રભૃતિ

સમાપ્તિ.

શિષ્યોની વચ્ચે ઘણો સંવાદ થયો. તેઓ મૌન થયા પછી એક બીજાની સાથે પ્રેમપૂર્વક ભાષણ થયાં.

પછી ત્યાં થોડા દિવસ બિરાજી આચાર્યશ્રી સપ્તર્ષિ પધાર્યા. ત્યાં તીર્થવિધિ કરી.

પછી આચાર્યશ્રી ગોકર્ણ પધાર્યા. ત્યાં ગાયના કર્ણ સમાન લિંગછે. ત્યાં તીર્થવિધિ કરી મુકામ કર્યા પછી વેદનું પારાયણ કર્યું. ત્યાં વિભૂતિ ત્રિપુંડ્ર લગાવી શિવનો મંગળ મંત્ર બોલતા શૈવ બ્રાહ્મણો આવ્યા. તેઓ બેઠા પછી આચાર્યશ્રી પ્રત્યે બોલ્યા કે આપ વૈષ્ણવ વિદ્વાન્ બ્રાહ્મણછો. તીર્થ યાત્રાને માટે આવ્યાછો. આપે રામેશ્વરમાં વીરશૈવનું બળથી નિ-રાકરણ કર્યું. આપને જે પુછવું હોય તે પુછો. શંકરને શરણે જે લોકોછે તે સર્વમાં હમે નિર્ભય છીએ. શંકરની વિધિની જે નિંદા કરે તે પામરછે. અઢાર પુરાણમાંથી દશ પુરાણમાં અને વેદ ઉ-પનિષદમાં મહેશનો મહિમા વર્ણવ્યો છે.

ગોકર્ણ.

આચાર્યશ્રીએ કહ્યું કે સત્યછે, સત્યછે. મહેશ એ સર્વ દેવ-તાના ઇશ્વરછે. એમના મહત્વમાં શો સંદેહછે? પરંતુ તમારા આ-ચારમાં વિવાદછે. તમારો આચાર કેવા પ્રકારનોછે અને પ્રમાણ શું છે? ત્યારે શિવશર્મા વિદ્વાન્ બોલ્યો કેઃ—

માહેશ્વર બે પ્રકારનાછે, વૈદિક અને તાંત્રિક. તેમાં વૈ-દિકના બે ભાગછેઃ—તંત્રમિશ્ર અને કેવળ. તાંત્રિક ચાર પ્રકારનાછેઃ—શૈવ, પાશુપત, મહાશૈવ અને શાક્ત. વળી એમાં પણ અનેક પ્રકારના ભેદછે, તેમાં વૈદિકશૈવ તો વેદમાર્ગની રીતે મહાદેવજીનું પૂજન કરેછે, અને ધર્મમાં રહીને વખતે બીજા દેવોનું પણ પૂજન કરેછે, પૂર્વએકાદશી અને જન્માષ્ટમીવ્રત કરેછે, તીર્થયાત્રામાં વિષ્ણુની પણ પૂજા કરેછે, તેમજ દેવતાઓની મહાદેવજીની બુદ્ધિથી પૂજા કરેછે, આન્હિકમાં ભસ્મનું ત્રિપુંડ્ર અને રૂદ્રાક્ષની માળા નિત્ય ધારણ કરેછે અને પાર્થિવપૂજનમાં તત્પર રહેછે, પંચપૂજા અથવા એકપૂ-જામાં ઉત્તમ નર્મદાજીના લિંગની પૂજા કરેછે અને મહેશનું નિ-

માહેશ્વર.

વૈદિકશૈવ.

ર્માલ્ય ગ્રહણ કરેછે, પંચાક્ષરી મંત્રનો જપ કરેછે, રૂદ્રાધ્યાયનો પાઠ કરેછે અને શિવજીની યાત્રા અને ઉત્સવ કરેછે, દરેક મહિનામાં શિવરાત્રિ કરેછે, શનિ સોમનો પ્રદોષ કરેછે અને દ્વાદશીને દિવસે શૈવબ્રાહ્મણનું પૂજન કરેછે.

મિશ્રશૈવ. મિશ્રશૈવ ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરી શિવની પૂજા કરેછે, અને વૈદિક ધર્મને ગૌણ ગણી શૈવધર્મની પ્રશંસા કરેછે; પંચાક્ષરી વગેરે મંત્રથી દીક્ષિત થઇને એમના વ્રતમાં રહી વેદતન્ત્રવડે શિવજીની પૂજા કરેછે અને નિર્માલ્યનું ભક્ષણ કરેછે; પવિત્રકાળમાં ભુજામાં નર્મદાનું લિંગ ધારણ કરેછે; અને પ્રદોષ, શિવરાત્રિ, શિવયાત્રા અને શિવજીનો મહોત્સવ કરેછે; ગંગા નર્મદાને માનેછે; બીજાને માનતા નથી; શિવક્ષેત્રમાં જાયછે, જ્યોતિર્લિંગનાં દર્શન કરેછે, શિવજીને પ્રસન્ન કરે છે, એમનું નિર્માલ્ય ખાયછે, નિત્ય શિવપૂજન કરેછે, ત્રણ પ્રકારથી લિંગ ધારણ કરેછે, શિવ મંત્રનો જપ કરેછે, અને હાથમાં પાર્થિવપૂજનવિભૂતિથી ત્રણે વખત સ્નાન કરેછે. એવી રીતના ભવવ્રતને જે ધારણ કરેછે તે મિશ્રશૈવ કહેવાયછે.

વૈદિકપાશુપત. પાશુપત પણ બે પ્રકારનાછે, વૈદિક અને તાંત્રિક. પોતાના ધર્મમાં રહેવાવાળા ગૃહસ્થ શિવપૂજનમાં તત્પર હોયછે. તેઓ પંચપાદપાશુપતયોગનો આશ્રય કરેછે. તેઓ ભીતર શૈવ, બહાર શાક્ત અને લોકોચારમાં વૈદિક હોય છે. નાળિયેરીના ફળની માફક જેઓ સાર ગ્રહણ કરી રહ્યાછે તે વૈદિકછે.

તાંત્રિકપાશુપત. તાન્ત્રિક તો નગ્ન, કાષાયવસ્ત્ર અને તલવાર ધારણ કરવાવાળાછે. તેઓ સ્મશાનમાં વિચરેછે, અને મુંડ મુડાવી જટા રાખી ભસ્મ ધારણ કરેછે અને ચિમટા લેઈ યોગમાં સ્થિત રહેછે. તેઓ વેદકર્મથી બહારછે.

કપાલિયા પાશુપત સ્મશાનની અગ્નિમાં પાક કરવાવાળા, શિવ ભકિતમાં તત્પર અને મધુમાંસને સેવનારાછે. નિગ્રહ અને અનુગ્રહમાં એમના જેવા બીજા શૈવ સમર્થ હોતા નથી. તેઓ કાનમાં મુદ્રા ધારણ કરી કાપાલિક થાય છે. તેઓ શૃંગીવાદ્ય, ગોદડી, ગેરૂવસ્ત્ર વગેરે ધારણ કરેછે, અને સાત પ્રકારના મકારનું સેવન કરેછે. તેઓ યોગ ધારણા કરવાવાળા મહાશૈવ છે. તેઓ તપથી મંત્રઔષધિ સિદ્ધ કરેછે; અને પૃથ્વીમાં તથા આકાશમાં ઇચ્છા પ્રમાણે ફરેછે.

કપાલિયા પાશુપત.

શાકત પણ બે પ્રકારના છે; વૈદિક, તથા તાંત્રિક. નિષિદ્ધાચારથી રહિત એવા વૈદિક બે પ્રકારના હોયછે, શુદ્ધ અને મિશ્ર. શુદ્ધ હોયછે તે વેદધર્મમાં રહેવાવાળા, વેદમંત્રથી શિવનું પૂજન કરવાવાળા, લાલ ત્રિપુંડ્ર, રૂદ્રાક્ષ તથા વિદ્રુમની માળા ધારણ કરવાવાળા, શૈવાચારમાં આસકત અને શકિત દીક્ષામાં દીક્ષિત હોયછે. મિશ્ર હોયછે તે શકિતમંત્રથી દીક્ષિત અને શકિતની ઉપાસનામાં તત્પર હોયછે. તાંત્રિક ન્યાસપૂજન કરેછે, અને પૌરાણિક, વૈદિક, અને તાંત્રિક સ્તોત્રથી જગજ્જનની બ્રહ્મશકિતને પ્રસન્ન કરેછે. તેઓ નવરાત્ર વ્રત, દેવીનો ઉત્સવ, તથા વ્રત, પીઠયાત્રા, તથા તેનો ઉત્સવ કરેછે. તેમાં તાંત્રિક ત્રણ પ્રકારના છેઃ દક્ષ, વામ અને કૌલ.

વૈદિક અને તાંત્રિક શાક્ત.

દક્ષતાંત્રિક મદ્ય, માંસ, ગ્રહણ કરેછે. અને તાંત્રિક દીક્ષા લેઇને મહાલક્ષ્મીની ઉપાસના કરેછે, અને વિદ્રુમની માળા, ત્રિપુંડ્ર વગેરે ધારણ કરેછે.

દક્ષતાંત્રિક.

વામ તો વીરકલ્પથી શ્યામાની પૂજા કરેછે, અને તાંત્રિકી દીક્ષા લેઈ તંત્રમાર્ગમાં તત્પર રહેછે, તથા વૈદિક માર્ગ છોડી દેઈ તેથી વિરૂદ્ધ માર્ગમાં ચાલે છે. તેઓ સ્વેચ્છાચારી હોઈ ભીતિથી ડરતા નથી, અને મદ્ય, માંસ, વિગેરે પાંચ પ્રકારના મકારને સેવે છે, અને પૂજાકાળમાં એનીજ ભાવના કરેછે.

વામતાંત્રિક.

ઉત્તમતાંત્રિકલોક મદ્યને અમૃત કહેછે, માંસને શુદ્ધ દ્વિતીયા કહેછે, મત્સ્યને જલપુષ્પ, અંબુફળ કે તૃતીયા કહેછે, મુદ્રાને બટિકા કહેછે, પ્યાજને વ્યાસ, લસણને શુક; કલાલને દીક્ષિત, ધોબણને પુષ્કર, ભગિની કે પુત્રીને દૂતી, અને અંત્યજા કે યવનીને શક્તિ કહેછે. શક્તિનું ઉચ્છિષ્ટ મનુષ્યમાત્ર વીરની સાથે ખાયછે. મદ્યપાન કરીને વમન કર્યા પછી મદ્ય પીવાથી ફરી જન્મ થતો નથી, અને પૂજન ડાબે હાથે કરવું એવું વામશાસનમાં લખ્યું છે.

ઉત્તમતાંત્રિક.

વામમાર્ગી પૂજાકાળમાં વિશેષે કરીને પાંચ મકારથી પૂજા કરેછે. તેઓ સ્ત્રીની સાથે સદા રહે છે, અને તેની સાથે હાંસી અને ક્રીડા કરેછે, અને એનેજ પરદેવતા માને છે.

કૌલ પણ સાત પ્રકારના છે, અને દરેક પ્રકારના ઘણા ભેદ છે. તેઓ દિવસને પાશવકલ્પ અને રાત્રિને વીર કલ્પ કહે છે. પોતાની ઇચ્છાપ્રમાણે વિચરે તેનું નામ કૌલ. તેઓ નિંદકને કંટક, અને મંત્ર વગરનાને પશુ કહે છે. તેઓ પૂજા વખતે વૈષ્ણવીમુદ્રા બતાવે છે. તેઓ ભિતર શાકત, બાહેર શૈવ, અને સભામાં વૈષ્ણવનો ડોળ રાખે છે.

કૌલ.

શાકત પણ સાત પ્રકારના છે:—વૈદિક, વૈષ્ણવ, સૌર, ગાણેશ, વામમાર્ગી, સિદ્ધાંત અને કૌલ.

શાક્ત.

દક્ષિણશાકત વૈદિક ગાયત્રીની ઉપાસના કરેછે. વૈષ્ણવ નૃસિંહસુંદરી આદિની ઉપાસના કરેછે. એ પ્રમાણે બીજાઓ પણ શકિતની પૂજા કરે છે.

દક્ષિણશાક્ત.

વામ.

વામ આચારવાળા વામ કહેવાય છે.

પરમાત્મા શિવે કહ્યા પ્રમાણેનો આચાર તંત્રમાર્ગવાળા પાળે છે તો એના પ્રમાણની બાબતમાં શો સંદેહ રહે છે?

એ સાંભળી આચાર્યશ્રીએ જવાબ દીધો કે, સત્ય છે, એમાં

કાંઈ સંદેહ નથી, પણ તંત્રમાર્ગ વેદથી જુદોજ છે તેથીજ તે ભ્રષ્ટ છે. ચારે વર્ણથી ભ્રષ્ટ મનુષ્યોનો તાંત્રિક આચાર છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ ચારે વર્ણ વેદથી સિદ્ધ છે. તેમાં તંત્રનો અધિકાર નથી. જેમ યવન, ચીન, મ્લેચ્છ, વગેરે અલગ છે તેમ મદ્ય માંસને સેવનાર તાંત્રિક પણ અલગ છે. વેદથી અવિરૂદ્ધ જે તંત્રમાર્ગ છે તેને વૈદિક પ્રમાણ આવેછે અને તે માર્ગના કામનાવાળા વૈદિક અધિકારી છે. જેમાં વેદ વિરૂદ્ધનો ગંધ પણ દેખાતો નથી તેમાં શિવ કેશવનું પૂજન પ્રમાણ છે. નિષિદ્ધાચાર તંત્રમાં જે વિપ્રાદિક છે તે ભ્રષ્ટ છે એમ સમજવું.

તંત્રમાર્ગ.

જે વૈદિક, શૈવ, શાકત, પાશુપત, કહેવામાં આવ્યા તે બધા નામભેદથી હરિના પૂજક છે. શિવે કહેલા માર્ગથી શિવરૂપી ભગવાનની ઘણા આચારભેદથી શૈવો ઉપાસના કરે છે. શ્રીમદ્‌ભાગવતમાં ભગવાનને કલ્પવૃક્ષ કહ્યા છે, અને એમનું અર્ચન એ સર્વનું અર્ચન છે. શકિત એ બ્રહ્મનો ધર્મ છે, એમ કહ્યું તે સત્ય છે, પણ તેનું નિષિદ્ધ પૂજન શ્રેષ્ટ નથી. સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારનાં માણસો છે, તેમજ દેવ, દાનવ, મનુષ્ય એ ત્રણ પ્રકારના જીવ છે; જે જે પ્રકૃતિવાળો જે જે દેવતાનું એના આચારથી પૂજન કરે છે તે તે દેવતાને તે પામેછે.

દેવતાનું પૂજન કરવાવાળો દેવતાને પામેછે, પિતૃપૂજન કરવાવાળો પિતૃલોકને પામેછે, ભૂતપૂજક ભૂતલોકને, અને હરિનું પૂજન કરવાવાળો હરિને પામેછે. ભગવાન્ કહે છે કે જે જે ભકત જે જે રૂપને શ્રદ્ધાથી પૂજે છે તેની શ્રદ્ધા હું અચળ કરૂંછું. તે તે શ્રદ્ધાથી તે તે દેવનું પૂજન કરેછે ત્યારે હું તેની કામના પૂર્ણ કરૂંછું; પણ એથી સ્વલ્પબુદ્ધિવાળાને નાશવાળું ફળ પ્રાપ્ત થાયછે એમ ઘણે ઠેકાણે લખ્યુંછે, માટે મૂળપુરૂષની પૂજાજ શ્રેષ્ટ છે. ભગવાને અર્જુનને કહ્યુંછે કે મહાત્માઓ દૈવી પ્રકૃતિનો આશ્રય કરી મને ભજેછે અને અનન્ય ચિત્ત હોઈ મને

સર્વભૂતનો આદિ નાશરહિત જાણે છે. આ ગીતાના પ્રમાણથી હરિસેવા એ શ્રેષ્ઠ છે. શુદ્ધ વૈદિકમાર્ગથી શિવ, શક્તિની પૂજા કરવાવાળા વિષ્ણુભક્તિને પામેછે

ભક્તિ.

એમ બ્રહ્મપુરાણમાં કહ્યુંછે. અન્ય દેવમાં જેને ભકિત ઉત્પન્ન થાય છે તેને તે દેવના પૂજનમાં પ્રીતિ થાયછે અને પછી તે અગ્નિની ભકિત કરેછે; અગ્નિ પ્રસન્ન થાયછે ત્યારે તેને સૂર્યમાં ભકિત ઉત્પન્ન થાયછે; નિરંતર સૂર્યની પૂજા કરવાથી શિવમાં ભકિત ઉત્પન્ન થાયછે, અને શિવ પ્રસન્ન થયેથી ભગવાનમાં ભકિત ઉત્પન્ન થાયછે અને તેવડે જગન્નાથ વાસુદેવની પૂજા કરવાથી ભુકિત અને મુકિત મળે છે. શિવ મહેશ આદિ પદ મહેશવાચક છે. મૂર્તિભેદથી બ્રહ્મ એ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ થાયછે. નારાયણોપનિષદ્ અને બીજા પ્રમાણો મુજબ ચોથું જે રૂપ છે તે નારાયણ કહેવાય છે. મહેશ આદિક શબ્દો યૌગિક છે, રૂઢ નથી. પણ નારાયણ ગોવિંદ એ પદ તો વિષ્ણુને માટે રૂઢ છે. તેટલા માટે હે બ્રાહ્મણો વેદમાર્ગથી ભગવાનની સેવા કરો. તેમાં નિષિદ્ધાચારના ગંધનો સ્પર્શ પણ નથી. અથવા કેશવ, શિવ, શકિત, સૂર્ય, ગણપતિ, સ્કન્દ-મહેન્દ્ર, ગમે તેની પૂજા કરો, અમે તેનો નિષેધ કરતા નથી. અમે નિન્દિત પૂજન અને નિન્દિત આચારનો નિષેધ કરીએછીએ. વળી કોઇ પૂછેછે તો અમે તેને હરિનું પૂજન બતાવીએ છીએ, કેમકે વિષ્ણુની સેવાથી નિર્ગુણમુકિત મળેછે. બીજાની સેવાથી સગુણમુકિત મળેછે, એવું અમે પૂર્વાચાર્યની વાણીથી પ્રતિપાદન કરેલુંછે. એટલું કહી આચાર્યશ્રી મૌન થયા. પછી સર્વ જન એમનો પ્રભાવ દેખી પ્રણામ કરી પરસ્પર બોલ્યા કે આચાર્યશ્રીએ રાગદ્વેષ વર્જીત સત્ય ભાષણ કર્યું છે. સર્વ તાંત્રિકો નિષિદ્ધ આચારમાં તત્પર છે. મહેશ અને કેશવ જયારે સમાન છે ત્યારે કેશવ શા માટે પૂજવા ન જોઇએ?

જે માર્ગમાં હરિનું પૂજન થાયછે તે નિષ્કંટક માર્ગ છે.

ગોવિંદરહિત આગમ ને કુપથ સમજવું જોઇએ. આચાર્યશ્રીને કેશવ અને શિવમાં ભેદબુદ્ધિ નથી, તોપણ એમની શ્રેષ્ટ ભકિત કેશવમાં છે, તેથી આપણે પણ કેશવનું પૂજન કરીશું. એમ કહી ઘણા બુદ્ધિવાનો આચાર્યશ્રીને શરણ થયા.

આ સ્થળથી આચાર્યશ્રી આગળ પધારવાનો વિચાર કરતા હતા તેવામાં વિદ્યાનગરથી કૃષ્ણદેવ રાજા તરફથી આચાર્યશ્રીને વિદ્યાનગર પધારવાનું આમંત્રણ કરવા પુરોહિત આવ્યો. તેણે કહ્યું કે રાજાઓમાં શ્રેષ્ટ એવા આપના શિષ્ય કૃષ્ણદેવ રાજા, જેમ ચાતક પક્ષી સ્વાતી નક્ષત્રના બિંદુને માટે આતુર હોયછે તેમ, આપના દર્શનને માટે આતુર છે. સુબ્રહ્મણ્યક્ષેત્રમાં આપે વિદ્વાનોના ઉપર જય મેળવ્યો એ કથા સાંભળી મને હાથી, રથ, ઘોડા પાલખી વગેરે સાથે આપને પધરાવવા મોકલ્યા છે. રાજાએ વિનંતિ કરીછે કે આપ દર્શન આપો. પછી આચાર્યશ્રીએ રાજા અને એમના અંગ, ઉપાંગોની અને માતા, માતામહ વગેરેની કુશળતા પુછી. ભટ્ટાર્ય વિગેરેએ પુરોહિત અને એમની સાથેના સ્વારપાળા વિગેરેને ભોજન કરાવ્યું. આચાર્યશ્રીએ વિદ્યાનગર જવાનો વિચાર જણાવી આવેલા પુરોહિત વગેરેને વિદાય કરયા.

કૃષ્ણદેવ તરફથી આમંત્રણ.

પછી આચાર્યશ્રી શૃંગીરૂષિના ઉત્તમસ્થાન ચંદ્રગિરિમાં પધારયા. ત્યાં શ્રીશંકરાચાર્યજીનું સિંહાસન છે. તુંગભદ્રાનદીમાં સ્નાન કરી સાંજની વખતે આચાર્યશ્રી ચંદ્રમૌલિનાં દર્શન કરવા પધારયા. ત્યાંના યતિરાજે આચાર્યશ્રીનું આગમન સાંભળી વિદ્વાનોને તેમને પધરાવી લાવવા સામા મોકલ્યા. આચાર્યશ્રી એમની સાથે ગયા, અને દર્શન કરી દેવાલયમાં બેઠા. તે વખતે એકદંડ ધારણ કરવાવાળા, મુંડિત, ગેરૂના રંગનાં વસ્ત્ર ધારણ કરવાવાળા સંન્યાસીઓએ એમને નમોનારાયણ કહી નમસ્કાર કરયા. આચાર્યશ્રીએ પણ નારાયણ કહી એમનો સત્કાર

ચંદ્રગિરિ.

કર્યો. પછી નૃસિંહાચાર્ય બોલ્યા કે આપ પ્રાતઃકાળમાં પધારયા એ વાત મેં સાંભળી નહોતી તેથી આપને આમંત્રણ કરયું નહોતું, તેમજ કાંઈ આતિથ્ય કર્યું નહોતું. આપ માનની અપેક્ષા ન રાખતાં ચંદ્રમૌલિનાં દર્શન કરવા પધારયા એ આપની શોભા છે. આપ બ્રહ્મચારી છો, હું ચતુર્થાશ્રમી છું; આપ બાળક છો, હું વૃદ્ધ છું તોપણ આપ માનને પાત્ર છો, કેમકે જે વિદ્યાથી વૃદ્ધ છે તેજ ખરો વૃદ્ધ કહેવાય. આપ વિદ્યાવૃદ્ધ છો, તપોવૃદ્ધ છો, પ્રભાવવૃદ્ધ છો, આપ હુતાશન આચાર્ય છો તેથી જગત્‌માં પૂજ્ય છો, તોપણ આપ સત્સમ્પ્રદાયની રક્ષા કરીને તીર્થ, દેવતા અને બ્રાહ્મણને માન આપો છો. વિષ્ણુસ્વામી અને શુકસ્વામી એ બંને વેદવ્યાસની સમાન છે, અને તે અદ્વૈતમતના આચાર્ય છે, અને પરસ્પર ભ્રાતૃભાવ રાખેછે. વિષ્ણુસ્વામીના મતમાં આપે આચાર્યતા પ્રાપ્ત કરીછે. બાળક જો મ્હોટા આસનને પ્રાપ્ત થાય તો તે કેમ માનને પાત્ર ન કહેવાય? અમે સાંભળ્યું છે કે આપે સુબ્રહ્મણ્યક્ષેત્રમાં એક દેવની પૂજા કરવી એ વાદ સ્થાપન કરયોછે અને કહ્યું છે કે એજ સદા બ્રાહ્મણને કરવા યોગ્ય છે. ત્યારે ધર્મશાસ્ત્રમાં પંચદેવની પૂજા શાથી દેખાયછે? અમારા આચાર્યે તથા શિષ્યોએ પંચદેવની પૂજા સ્વીકારી છે. શિવ, સૂર્ય, અગ્નિ, કેશવ, અને કૌશિકી (દેવી) એમની જે મનથી પૂજા કરતો નથી તે સ્વર્ગથી અધોગતિને પામેછે. એ પ્રમાણે ઘણાં શાસ્ત્રોમાં પંચપૂજાની નિત્યતા સાંભળી છે, તેમજ સર્વની પ્રસન્નતાને માટે બુદ્ધિમાનોએ પંચપૂજા કરવી જોઇએ.

નૃસિંહાચાર્યનો વિવેક.

પંચદેવની પૂજા.

એ સાંભળી આચાર્યશ્રીએ જવાબ દીધો કે પંચપૂજા એ કામનાવાળા ગૃહસ્થને માટે કહેલી જણાય છે, પણ નિષ્કામ મનુષ્યોને માટે હરિનું પૂજન સર્વ સમ્મત છે. સઘળા ગૃહસ્થો સકામ છે એમ કહેવાય નહિ. કામી હોય છે તે પૂર્વ તિથિને દિવસે ઉપવાસ કરેછે, અને

પંચપૂજાનો નિષેધ.

નિષ્કામી પર તિથિને દિવસે ઉપવાસ કરેછે. મનુએ કામાત્માનું વિધાન કરી પછી નિષેધ કરયોછે. નારાયણશ્રુતિ તથા ગીતા-આદિ સ્મૃતિઓમાં પણ તેનો નિષેધ કરયોછે. કામાત્મા પણ પાં-ચેને ઇશ્વર કહેતો નથી, પણ એક સિવાય બીજાંને ઈશ્વરનાં અંગ કહેછે. અંગીની પૂજા કરવાથી પરસ્પરના અભેદથી અથવા મિત્ર-તાથી અંગની પૂજા કેમ ન થાય? ભેદથી અભેદ, દ્વેષથી અ-દ્વેષ સિદ્ધ થાય નહિં. અભેદવડે એકના પૂજનથી બધાનું પૂજન થાયછે. વ્યાસજીનાં વચનથી, સૂત્ર, અને લાઘવથી એક ઈશ્વર માન્ય છે. પૃથક્પૂજા શાસ્ત્રમાં નથી, પરંતુ દર્શનના ભેદથી શૈવ, વૈષ્ણવ, શાક્ત, સૌર, ગાણપત, સ્કાન્દ એ ભકિતમાર્ગના ભેદ છે. પુરાણ સારની ઉકિતથી તથા પુષ્પદંતની ઉકિતથા એ અલગ દર્શન છે. શિવરહસ્ય તથા શિવપુરાણ અને લિંગાદિ પુરાણમાં બીજા દે-વોના પૂજનનો નિષેધ કરી કહ્યું છે કે શિવની અર્ચા કરવી તેજ પ્રમાણે વિષ્ણુરહસ્ય, પંચરાત્ર, ભાગવત વગેરેમાં વિષ્ણુની પૂ-જાનું વિધાન છે. સૌર, ગાણપત, શાકત એમાં પણ એકનીજ પૂજાનું વિધાન છે. પંચપૂજા ભારતાદિમાં પણ દેખાતી નથી. તીર્થ વ્રત, યજ્ઞ એ સર્વમાં એકજ દેવની પૂજા કહેલી છે. કેટલેક ઠેકાણે એકમુખ, દ્વિમુખ, ત્રિમુખ, ચતુર્મુખ એમ માન્યતા લખીછે. ધર્મશાસ્ત્ર તપાસતાં પાંચનો કાંઈ નિયમ નથી.

કૂર્મમાં કહ્યુંછે કેઃ—એક પ્રભુની ત્રણ મૂર્તિ છે, તેથી કરીને પ્રયત્નવડે એ ત્રણે પૂજવા યોગ્ય છે.

ભવિષ્યમાં લખ્યુંછે કે એકલા બ્રહ્માજીનું પૂજન કરવું. બ્રહ્મા દેવ અને સર્વ પ્રાણીના પિતામહ છે માટે એ સદા પૂજ્ય છે. જે ભકિતથી ચતુર્મુખનું પૂજન ન કરે તે સ્વર્ગ, રાજ્ય અથવા મોક્ષને પાત્ર થતો નથી, પણ જે ભકિતથી પૂજન કરે તે સ્વર્ગ, રાજ્ય કે મોક્ષને માટે પાત્ર થાયછે. દેહ છોડવી અથવા નરકમાં પાત થવો એના કરતાં બ્રહ્માજીની પૂજા કરયા સિવાય ભોજન કરવું

એ વધારે ભુંડું છે. જે બ્રહ્માજીનો મોહથી દ્વેષ કરેછે તેનો સંગ કરવાથી કે તેની સાથે ભાષણ કરવાથી માણસ નરકગામી થાય છે. આ પ્રમાણે કહેલુંછે ત્યારે આપે બ્રહ્માજીની પૂજાનો કેમ ત્યાગ કરયો છે ? અને પંચપૂજાનું કેમ વિધાન કરો છો ?

પૂજા એ શું, પૂજ્ય કોણ છે, પૂજાનો અધિકારી કોણ છે, પૂજા શી રીતે થાયછે અને તેનું શું ફળ છે એ વિષયોની બાબતમાં ઘણો વાદ છે, માટે તે વિષે હું થોડું કહુંછું. દેવતાના ઉદ્દેશથી દ્રવ્યના ત્યાગને પૂજા કહેછે, જેમ રાજસૂય. તાંત્રિક લોક દેવતાને મંત્રરૂપ કહેછે. ઉત્તરતાંત્રિક કહેછે કે દેવતા એ ઈશરૂપ ચેતનછે પોતાના વર્ણાશ્રમમાં રહેવાવાળા જે પાપરહિત છે તે પૂજાના અધિકારી છે. ગુણના ભેદે કરીને તેઓ કામી અને અકામી કહેવાય છે, વેદતંત્ર પ્રયોગ અને વિધિથી જે પૂજા દેહ મન અને વાણીવડે ઉપચાર સહિત કરવામાં આવેછે તેનું ફળ ભોગ અને મોક્ષ છે અને ભકિત અને શ્રદ્ધા એ સાધન છે. શાસ્ત્રના વચનનો અને ગુરૂની આજ્ઞાનો સ્વીકાર કરવો એનું નામ શ્રદ્ધા; માહાત્મ્યજ્ઞાનવડે જે પ્રીતિ થાય તેનું નામ ભકિત; શ્રદ્ધા પૂર્વક ધર્મ ફળ દેવાવાળો છે. શ્રદ્ધાથી સર્વ સિદ્ધ થાયછે. શ્રદ્ધાથી હરિ પ્રસન્ન થાયછે. શ્રદ્ધાપૂર્વક જે થોડું કર્મ કરવામાં આવેછે તે પણ ઘણું થઈ પડેછે, અને તે ઘણું ફળ આપેછે. જેમ સર્વ પ્રાણીનું જીવન જળ છે, તેમ સર્વ સિદ્ધિનું જીવન ભક્તિ છે.

પૂજા અને સેવા.

દેહ, મન, વાણીથી જે સેવા કરવામાં આવે તે મુખ્ય છે. પૂજા એ સેવાનું અંગ છે. જો ભક્તિ હોય તો એ પૂજારૂપી અંગ કર્માંગ કહેવાયછે અને તે અપરાભક્તિ છે. પ્રેમૈકલક્ષણા ભક્તિ પરા છે. તેમાં પૂજ્યસ્વરૂપ નારદીય પુરાણમાં કહ્યુંછે તે છે. અક્ષર, અનંત, સર્વવ્યાપી, નિરંજન, નારાયણવડે ચરાચર સર્વ વ્યાપ્ત છે. સૃષ્ટિની આદિમાં સ્વપ્રકાશ, જગદ્રૂપ તે મહાવિષ્ણુ ગુણ ભેદનો આશ્રય કરી ત્રણ મૂર્તિ ધારણ કરતા થયા. સૃષ્ટિની આદિમાં જગતની રચનાને માટે દક્ષિણઅંગથી પ્રજાપતિનું, મધ્યમાંથી જ-

ગત્‌નો પ્રલય કરનાર ઈશાન રૂદ્રનુ, અને જગતના પાલનને માટે વામ અંગથી વિષ્ણુનું રૂપ મહાવિષ્ણુએ ધારણ કર્યું. એ આદિ દેવને કોઈ બ્રહ્મા કહેછે, કોઇ રૂદ્ર કહેછે ને કોઈ વિષ્ણુ કહેછે. જગત્ કાર્ય કરવામાં એ વિષ્ણુની સમર્થ ભાવાભાવસ્વરૂપશક્તિને વિદ્યા અને અવિદ્યા કહેછે. કોઇ પરમર્ષિ તેને પ્રકૃતિ કહેછે, એ પ્રમાણે એ દેવ સદા પૂજ્ય અને સર્વ દેવમય છે.

જુદી જુદી ઉપાસના. મત્સ્ય પુરાણ.

કામના વિશેષને લીધે બીજા દેવોની પૂજા મત્સ્યપુરાણમાં કહીછે. આરોગ્ય સૂર્યથી, ધન અગ્નિથી, જ્ઞાન શંકરથી, મોક્ષ જનાર્દનથી, યોગ, જ્ઞાન, યશને સિદ્ધિ મહાદેવથી મળેછે. સૂર્યની ઉપાસનાથી નિશ્ચય આરોગ્ય અને પુત્ર મળેછે, અને ત્રિવિક્રમ ઈષ્ટગતિ આપેછે. વિષ્ણુની પૂજા કરવવાળો ધર્મ, અર્થ, કામ અને મોક્ષને પાત્ર થાયછે, અને લક્ષ્મીનું પૂજન કરવાવાળાની સર્વ કામના પૂર્ણ થાયછે. ગણેશનું પૂજન કરવાવાળાને વિઘ્ન થતું નથી. માતૃગણથી સર્વને મહાસિદ્ધિ મળેછે, અગ્નિની પૂજાથી ધન અને ધાન્ય મળેછે. દુર્ગાની પૂજાથી સ્વર્ગમોક્ષની સિદ્ધિ મળેછે.

કૂર્મપુરાણ.

કૂર્મપુરાણમાં વિષ્ણુની પૂજાની શ્રેષ્ઠતા લખી છે. વિષ્ણુના આરાધન કરતાં કોઇ પણ વૈદિક કર્મ વધારે પવિત્ર નથી, તેટલા માટે આદિ મધ્ય અને અંતરહિત હરિનું રોજ આરાધન કરવું.

ગરૂડપુરાણ.

ભાગવત.

ગરૂડપુરાણ કહેછે કે બ્રહ્મા, રૂદ્ર, દિવાકર, એ વિષ્ણુ છે. તેટલા માટે જનાર્દનને છોડી હું કોઇ બીજાને અતિ પૂજ્ય માનતો નથી. ભાગવતમાં લખ્યું છે કે વૃક્ષના મૂલમાં પાણી સિંચવાથી સઘળી શાખા ડાળી વગેરેને તૃપ્તિ મળેછે, જેમ પ્રાણની તૃપ્તિથી સર્વ ઇન્દ્રિયોનું પોષણ થાયછે તેમ ભગવાનની સેવાથી સર્વનું પૂજન થાયછે.

ગીતાજીમાં કહ્યું છે કેઃ—કામનાથી જેનું મન હરાઈ જાય છે તે બીજા દેવતાને પ્રાપ્ત થાયછે. અને તે તેજ દેવતાની પુજા કરેછે પણ તે અલ્પબુદ્ધિવાળાને જે ફળ મળેછે તે નાશવાન્ હોયછે જે માણસ જે દેવને ભજે છે તે માણસ તે દેવને પામેછે અને મને ભજેછે તે મને પામેછે, બ્રહ્મલોક પર્યંત સર્વ વિનાશી છે. હે અર્જુન, મને પામ્યા પછી ફરી જન્મ થતો નથી, સર્વ ધર્મ છોડી મારે શરણ આવ, હું તને સર્વ પાપમાંથી છોડાવીશ.

ગીતા.

ભાગવતમાં કહ્યુંછે કેઃ—મોક્ષની જેને ઇચ્છા છે તે ઘોરરૂપ ભૂતપતિને છોડી, શાંત થઈ મને ભજેછે. જે રજો-ગુણી અને તમોગુણી છે તે લક્ષ્મી, ઐશ્વર્ય અને અને પુત્રની ઇચ્છાથી પિતૃ, ભૂત, પ્રજેશ વગેરેને ભજેછે.

ભાગવત.

એ પ્રમાણે શાસ્ત્રમાં એક દેવતા વિષ્ણુનું મુખ્યત્વે કરીને પૂજન કરવાનું કહ્યુંછે. દ્વેષ કરવાનું કાંઈ કારણ નથી.

શ્રીશંકરાચાર્યજીએ પાંચ દેવતાના પૂજનનો પ્રચાર કરચો છે તેનું કારણ જણાઇ આવેછે, અને તે મ્હોટાઓને મ્હોડેથી પણ સાંભળ્યુંછે. બૌદ્ધમતનો અશોક રાજા ચક્રવર્તી થયો, ત્યારે તેની આજ્ઞા પ્રચલિત થઈ. તેણે કહ્યું કે હું બૌદ્ધમતનો છું માટે પ્રજાએ પણ બીજો ધર્મ છોડી એજ ધર્મ પાળવો જોઇએ. આવું તેનું કઠોર શાસન સાંભળીને પ્રજા ઘણી દુઃખી થઈ, અને કહેવા લાગી કે રાજા દુઃખદાઇ થયાથી ગૃહસ્થ પોતાના ધર્મનો શી રીતે નિર્વાહ કરી શકે? ઘણાએ પોતાનો ધર્મ છોડી દીધો. કેટલાએક ધર્મની રક્ષાને માટે ઘર છોડી વનમાં ગયા. પોતાના દેવનાં ચિન્હનો આશ્રય કરીને વૈદિક ધર્મના પ્રચારની આશામાંને આશામાં ઘણા લોકો પુત્ર, પૌત્ર સહિત મરી ગયા. અને એમનાં સંતાન ઘણો કાળ વિતી જવાથી ધર્મને ભૂલી ગયાં. પુસ્તકને પંડિત ન રહે-

પંચપૂજાના પ્રચારનું કારણ.

અશોક.

વાથી બધા પરસ્પર વિરૂદ્ધલિંગી થયા. ત્યારે સાક્ષાત્ શંકરે બૌદ્ધને ભય કરવા અને મૂળ ધર્મ પાળનારને સુખ કરવા અવતાર લીધો. વૈદિક લોકો એકપૂજાની વિરૂદ્ધ હતા એમ માલમ પડવાથી તેમને મેળવી લેવાના હેતુથી અને બૌદ્ધને જીતવાની ઈચ્છાથી શ્રીશંકરાચાર્યજીએ પંચપૂજા ચલાવી, પણ પોતે તો નારાયણના ભક્ત હતા એમ એમણે ગીતાદિ ગ્રંથનાં વ્યાખ્યાન કરેલાંછે તેથી તથા મંગળાચરણથી, સ્તોત્રોથી, અને બીજા ગ્રંથોથી સ્પષ્ટ જણાયછે. જે સંન્યાસી પ્રથમ વૈષ્ણવ હોયછે એને વિષ્ણુચિન્હ હોયછે. શ્રીશંકરાચાર્યજી પદ્ધતિમાં લખેછે કે હું વિષ્ણુને શરણ જાઉંછું. વિષ્ણુ, શિવ, બ્રહ્મા વગેરેમાંથી ગમે તેની પૂજા કરો તેમાં અમે કોઇને રોકતા નથી, પણ સત્ત્વ ગુણથી જ્ઞાન ઉત્પન્ન થાયછે. સત્ત્વ મૂર્તિ સ્વયં હરિ છે, માટે જે પરમગતિ ઈચ્છતા હોય તેમણે વિષ્ણુની પૂજા કરવી જોઇએ. ઇશ્વરની સેવાથી કલ્યાણ થાય છે. ઈશ્વર એક છે, પછી તેને ગમે તે કહો. આપ ઘણાને ભજો છો તે શું ? એ પ્રમાણે રાગદ્વેષરહિત આચાર્યશ્રીનું ભાષણ સાંભળી યતિરાજ પ્રસન્ન થયા, અને બોલ્યા કે **आनंदमयोऽभ्यासात्** આ સૂત્રનું વ્યાખ્યાન સંભળાવો. તે ઉપરથી આચાર્યશ્રીએ પ્રથમ એમના માર્ગના પદ્મપાદાચાર્ય વિગેરેને જે અર્થ સંમત હતો તે સંભળાવ્યો, અને પછી વિષ્ણુસ્વામીના મત પ્રમાણેનો અર્થ સંભળાવ્યો, અને કહ્યું કે તૈત્તિરીય શ્રુતિમાં લખ્યું છે કે બ્રહ્મને જાણવાવાળો પરમાત્માને પામેછે. ત્યારે બ્રહ્મવિત્ કોણ છે, કોણ અવર છે, શું ફળ છે? **सत्यंज्ञानमनन्तंब्रह्म** એ વાકય બ્રહ્મ કોણ છે તે બતાવેછે. એમના જ્ઞાનથી સર્વની પ્રાપ્તિ થાયછે. પરમાનંદ એ પર છે. ગણિતાનંદ એ અવર છે. એ બ્રહ્માત્મા જ્ઞાન અને ભક્તિથી મળેછે. જ્ઞાનની પ્રાપ્તિને માટે ભૃગુઋષિની આખ્યા છે. તપ એ બ્રહ્મ પ્રાપ્ત કરવાનું સાધન છે. જગત્ એ બ્રહ્માત્મક છે. દેહાદિક એ અન્નાદિ મૂર્તિ છે, તે ગણિતાનંદમાં રહેછે તોપણ તેને પરબ્રહ્મતા છે, અને

શ્રીશંકરાચાર્ય, વિષ્ણુ ભક્ત.

વિષ્ણુપૂજા.

પૂર્ણાનંદરૂપ એ તેના ફળરૂપ છે. મૈત્રાયણી શ્રુતિમાં અન્નને વિષ્ણુ કહ્યુંછે, એ પ્રમાણે આચાર્યશ્રીએ કહ્યું. તે પછી કેટલાએક વખત સુધી શાસ્ત્રીય ચર્ચા ચાલી. સંધ્યાનો સમય થયો એટલે યતિરાજ અને અસ્મદાચાર્ય ત્યાંથી મહાદેવજીનાં દર્શન કરવા આનંદથી છુટા પડયા. બીજે દિવસે આચાર્યશ્રી ત્યાંથી વિદ્યાનગર પધારયા.

---

## પ્રકરણ ૧૦ મું.

### વિદ્યાનગરથી પંઢરપુર.

વિદ્યાનગરની બીજી વખતની મુલાકાત.

કૃષ્ણદેવરાજા આચાર્યશ્રીનું પધારવું સાંભળી રાજવિભૂતિ સાથે સામો ગયો, અને યોગ્ય સત્કાર સાથે આચાર્યશ્રીને પોતાને મહેલે પધરાવી લાવ્યો. મહેલમાં ઉત્તમ આસન ઉપર આચાર્યશ્રીને પધરાવી રાજાએ આચાર્યશ્રીને તીર્થયાત્રાનું વૃત્તાંત પુછયું. શેષભટ્ટાદિયે સર્વ વૃત્તાંત કહી બતાવ્યું તે સાંભળી સઘળાં આનંદ પામ્યાં. પછી સંધ્યાનો સમય સાચવવા માટે આચાર્યશ્રી ત્યાંથી પોતાના નાનાને ત્યાં પધાર્યા. ત્યાં પોતાનાં માતુશ્રી, માતામહ, મામા વગેરે સર્વને મળી આચાર્યશ્રીએ તુંગભદ્રાનદીને કાંઠે એક રમ્ય સ્થળમાં મુકામ કરયો. ત્યાં સ્નાન સંધ્યા તથા દેવસેવા કરી શ્રીઠાકોરજીને ભોગ ધરાવી આચાર્યશ્રીએ ભોજન કરયું. પછી દામોદર વગેરે સેવકો પોતાના કામથી પરવારી હાજર થયા એટલે શ્રીભાગવતની કથા કરી.

કૃષ્ણદેવની વિનંતિ.

બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠી ભગવત્કીર્તન કરી, હાથ, પગ મુખ, નેત્ર ધોઈ શ્રીગોકુળચંદ્રમાજીનું ધ્યાન ધરયું. પછી દેહકૃત્ય, તીર્થસ્નાન વગેરેથી પરવારી વેદાભ્યાસ કરયો અને સેવા તથા ભોજનથી પરવાર્યા એટલે રાજા ત્યાં આવ્યો; તેણે અંતઃપુરની બાકીની સ્ત્રીઓને તથા બીજાં માણસોને દીક્ષા આપવાની અને પોતાને સંપ્રદાયના અર્થનું વિશુદ્ધ જ્ઞાન સમજાવવાની પ્રાર્થના કરી, ત્યારે આચાર્યશ્રીએ સા-

જાને મહેલે પધારવાનો વખત મુકરર કરયો. દામોદરે અને શેષ-ભટ્ટે દીક્ષાના સંબંધમાં શી તૈયારી કરી રાખવી તે રાજાને સમજાવ્યું.

શ્રોતાજનો.

બીજે દિવસે નિમેલે વખતે આચાર્યશ્રી રાજાને મહેલે પધારયા. ત્યાં જેઓને દીક્ષા આપવાની હતી તેઓને આચાર્યશ્રીએ દીક્ષા આપી, પછી આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળવાને માટે એક એકાંત સભાગૃહમાં સિંહાસન મુકી અંતઃપુરની સ્ત્રીઓ, મંત્રીઓ, નાયકો વગેરે ખાસ મંડલીને માટે બેસવાની ગોઠવણ કરી હતી ત્યાં રાજાએ આચાર્યશ્રીને પધરાવ્યા. પછી આચાર્યશ્રી બોલ્યા કેઃ—

આચાર્યશ્રીનો ઉપદેશ.

સત્ય, શૌચાદિ લક્ષણ એ એક સાધારણ ધર્મ છે. દ્વિજાતિનું સંસ્કાર–લક્ષણ વિશેષ છે. ઇષ્ટાપૂર્ત (વાવ, કુવા ઇ૦) વગેરે ભેદથી નિત્ય નૈમિત્તક, કામ્ય, એવા ઘણા પ્રકારનાં કર્મો ધર્મશાસ્ત્રમાં કહ્યાં છે; તેમાં કામ્ય કર્મ કરવા લાયક નથી. રાજાએ પ્રજાપાલન ધર્મ વિ-શેષે કરીને બજાવવો જોઇએ. હરિની સેવા, હરિભક્ત અને તપ-સ્વીનો સત્કાર, પ્રજાનું પાલન, એ ધર્મો બજાવવા યોગ્ય છે. રાજા એ ધર્મનું મૂલ છે માટે તેણે પ્રજાને પણ ધર્મમાં ચલાવવી જો-ઇએ. દરેક મનુષ્યે પ્રાતઃકાળમાં ઉઠી વિષ્ણુ ભગવાનનું કીર્તન કરવું, પછી પવિત્ર થઈ—

સેવા સ્વરૂપ.

कृष्णसेवा सदा कार्या मानसी सा परा मता ॥
चेतस्तत्प्रवणं सेवा तत्सिद्ध्यै तनुवित्तजा ॥
ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्मबोधनम् ॥

અર્થ—સદા શ્રીકૃષ્ણની સેવા કરવી; તેમાં માનસી સેવા ઉત્તમ માનેલીછે. ભગવાનમાં ચિત્તને પરોવવું એનું નામ સેવા. તે સેવાની સિદ્ધિને માટે તનુજા અને વિત્તજા સેવા કરવી. તેમ કરવાથી સંસારનાં દુઃખની નિવૃત્તિ થાયછે અને બ્રહ્મના સ્વરૂપનો બોધ થાયછે.

કેટલાંએક સ્થળોએ મનને જડ કહેલુંછે, પણ અમો ધારીએ છીએ કે આચાર્યશ્રી તેમ માનતા નહોતા. તેઓ તો **इन्द्रियाणां मनश्चास्मि** ઇંદ્રિયોમાં મન હું (ભગવાન્) છું, એમ માનતા હતા.

વિષયો અને વાસનાઓથી બંધાઈ ગયેલા જીવને મુક્ત થવાનું કોઈ પણ લૌકિક કે અલૌકિક સાધન હોય તો તે મનજ છે.

વિત્તજા સેવા.

હે રાજન્! જ્યાં મંદિરો, દેવાલયો વગેરે ન હોય ત્યાં તે કરાવવાં, તેમના નિભાવને માટે બંદોબસ્ત કરવો, પ્રભુ નિમિત્તે દુઃખીઓનાં દુઃખ કાપવાં, ભૂખ્યાને, ગરીબને, અતિથિ, વગેરેને અન્ન આપવું, અનાથાશ્રમો બાંધવાં, જ્યાં દેવાલયો હોય ત્યાં સત્સંગને માટે કથા વાર્તાની યોજના કરવી, હરિભક્તિનો વધારો થાય એવા દરેક ઉપાય લેવા, એ વગેરે કામમાં જે દ્રવ્ય ખરચવું એ વિત્તજા સેવા છે.

વૈષ્ણવ.

તનુજા સેવા.

ઠાકોરજીને પ્રક્ષાલન કરાવવું, એમને પધરાવવા, ભોગ ધરાવવો, સામગ્રી તૈયાર કરવી, એ તનુજા સેવા છે. આ જગત્ ભગવાનરૂપ છે, અને સર્વ પ્રાણીઓના અંતઃકરણમાં ભગવાન્ વસેછે, એ વાત હમ્મેશ યાદ રાખી, પૈસાથી કે જાતમહેનતથી સર્વ પ્રાણીઓનાં દુઃખની નિવૃત્તિ કરવી એ પણ તનુજા અને વિત્તજા સેવા છે કેમકે ભગવાને ગીતાજીમાં કહ્યુંછે કે.

**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ।**

જેમ દોરામાં મણિયોનો સમૂહ પરોવાયેલો છે તેમ મારામાં આ સર્વ ( જગત્ ) પરોવાયેલું છે.

માહાત્મ્યજ્ઞાન પૂર્વક ભક્તિ.

હે રાજા! જે મનુષ્યનાં જ્ઞાન, આત્મબળ, કાર્ય કરવાની શક્તિ, સત્ય, દયા, શૌચ, પરોપકારબુદ્ધિ વિગેરે ગુણો જાણવામાં આવેછે, તેના ઉપર તે તે ગુણોના પ્રમાણમાં આપણા મનમાં પ્રીતિ કે ભાવ અને માનની લાગણી ઉત્પન્ન થાયછે. હરિ એ સર્વ દેવ, દાનવ

અને માનવ કરતાં વધારે સદ્‌ગુણ સંપન્ન અને બળવાન છે. તે નિર્દોષપૂર્ણગુણસંપન્ન, સર્વવ્યાપી અને સર્વશક્તિમાન્ છે. એ વાત એમની કથાઓ, વાર્તાઓ, ઇતિહાસો અને પુરાણોથી જાણવામાં આવે ત્યારે આપણા મનમાં હરિને માટે માન, શ્રદ્ધા અને પ્રેમની લાગણી ઉત્પન્ન થાય. એટલા માટે હરિનું માહાત્મ્ય જાણવાની અવશ્ય જરૂર છે.

વસ્તુશક્તિ ભાવનાની અપેક્ષા રાખતી નથી, તોપણ અનુકૂલ ભાવનાથી તે શક્તિનો પ્રભાવ વધારે જણાયછે. શ્રીહરિના સંબંધમાં સઉથી વધારે અનુકૂલ ભાવના પ્રેમ છે.

સેવા કરવાથી શ્રીહરિમાં ચિત્ત પરોવાયેલું રહેછે એ વાત ખરીછે, તોપણ જયાં સુધી તે સેવા ભક્તિરૂપ થતી નથી ત્યાં સુધી શ્રીહરિની પ્રાપ્તિ થતી નથી. આપણે જોઇએ છીએ કે જેઓએ લાંબા કાળ સુધી હરિની સેવા કરીછે તેઓ પણ હરિની પ્રાપ્તિ કરી શકયા નથી.

ભક્તિ.

હરિકથા, શાસ્ત્રાભ્યાસ કે શાસ્ત્રોના શ્રવણ વગેરેથી હરિના માહાત્મ્યનું જ્ઞાન સંપાદન કરી સુદૃઢ સ્નેહવડે જે સેવા કરવામાં આવે તેજ ભક્તિ છે; અને તેવડેજ આ કલિકાલમાં મુક્તિ થાયછે; બીજા કોઈ ઉપાયથી મુક્તિ થતી નથી.

વૈરાગ્ય, જ્ઞાન, યોગ, પ્રેમ કે તપ સહિત ભજન કરવામાં આવે તો પ્રભુની પ્રાપ્તિ થઈ શકે. પણ આ કલિકાલમાં વૈરાગ્ય, જ્ઞાન, યોગ કે તપ એ સાધનો બની શકે એવાં નથી માટે પ્રેમથી હરિને ભજવા એજ સુગમ છે. તેથી શ્રીહરિના માહાત્મ્યનું જ્ઞાન સંપાદન કરી પ્રેમવડે શ્રવણાદિ સાધનોથી એમને ભજવા એજ ઉત્તમ સેવા અથવા ભક્તિ છે અને એજ તરવાનો ઉપાય છે.

**हरिमूर्तिः सदा ध्येया संकल्पादपि तत्र हि ॥**
**दर्शनं स्पर्शनं स्पष्ट तथाकृतिगती सदा ॥**

( અર્થ )—ભગવાનની મૂર્તિનું નિરંતર ધ્યાન ધરવું. ( જો

કે ભગવાન પ્રત્યક્ષ નથી તોપણ ) સંકલ્પથી તેમનું દર્શન, સ્પર્શન, હસ્તથી સેવા, તથા ચરણથી સમીપગતિ વગેરે કરવું.

એમ કરવાથી તથા પ્રભુના સદા ગુણ ગાવાથી પરમાનંદ પ્રગટ થાયછે.

હે રાજા ! વિવેક, ધૈર્ય, અને આશ્રય જે ભક્તિના સંબંધમાં જરૂરનાં છે, તે ધારણ કરવાની જરૂર છે.

વિવેક, ધૈર્ય અને આશ્રય.

પ્રભુ પોતાની ઇચ્છાથી સર્વ વસ્તુ કરશે, કેમકે તે સર્વ કરવાને સમર્થ છે એવું સદા ધારવું, અને કોઈ વાતની હઠ ન કરવી, એને વિવેક કહેછે. સર્વ દુઃખો સહન કરવાં, અને તેનો પ્રતિકાર પ્રભુ ઇચ્છાથી મળી આવે તો તેનો અનાદર ન કરવો, એનું નામ ધૈર્ય છે. અશકય કે સુશકય વસ્તુને વિષે તેમજ દુઃખ, હાનિ, પાપ, ભય, ભકતદ્રોહ, અહંકાર, પોષ્યવર્ગનું અતિક્રમણ, વિગેરે વિષયોમાં હરિનોજ આશ્રય રાખવો એનું નામ આશ્રય છે.

લૌકિક વ્યાપારમાં મગ્ન થયેલાં મનુષ્યો પણ શ્રીહરિમાં ચિત્ત રાખી શ્રવણાદિ ભક્તિવડે નિત્ય શ્રીહરિનું આરાધન કરે તો તેથી શ્રીહરિ પ્રત્યેનો પ્રેમ ઉત્પન્ન થાયછે; તે પ્રેમ દૃઢ થતાં શ્રીહરિને વિષે આસક્તિ ઉત્પન્ન થાયછે; અને એ આસકિત દૃઢ થતાં શ્રીહરિ એજ વ્યસનરૂપ થઈ જાયછે; એટલે શ્રીહરિની વાર્તા, શ્રીહરિના ગુણ ગાવા અને શ્રીહરિનીજ સેવા સિવાય બીજું કાંઇ રૂચતું નથી.

सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ॥
यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥

જેની આસકિત સેવામાં અથવા કથામાં દૃઢ થાય તેનો જીવિતપર્યંત કયાંય પણ નાશ થતો નથી એમ મારી મતિ છે.

ભગવાન્ પતંજલિ કહેછે કે જે વસ્તુ ઉપર મનની વૃત્તિઓ સંકીર્ણ કરવામાં આવે તે વસ્તુના ગુણ જાણવામાં આવેછે. આ વાત સત્ય છે. ત્યારે શા માટે દરેક મનુષ્યે શ્રીહરિને વિષે

મનની એકાગ્રતા કરી એમના ત્રણે લોકને પાવન કરનાર ગુણો ન જાણવા?

સત્યજ્ઞાન જેમ ગ્રંથો અને પુસ્તકોમાંથી મળી આવેછે; તેમજ તે આ જગત્માં પણ વાયુની માફક સર્વ ઠેકાણે પ્રસરી રહ્યું છે; પરંતુ જે મનુષ્ય તે જોવાની કાળજી અને અભ્યાસ રાખે છે તે તેને જોઈ શકેછે અને સંપાદન કરી શકેછે.

**यस्मिंस्तु सर्वेस्युरसंनिविष्टा धर्मोयतः स्यात्तदुपक्रमेत ।**
**द्वेष्यो भवत्यर्थपरो हि लोके कामात्मता खल्वति न प्रशस्ता ॥**

અર્થઃ—પુરૂષે જે કામમાં ધર્માદિ ના હોય તેનો આરંભજ કરવો નહિ; માત્ર જેનાથી ધર્મ સધાય એવાંજ કાર્ય કરવાં; કારણ કે ધર્મથી વિરૂદ્ધ, ને કેવળ અર્થનેજ પરાયણ હોય, એવો પુરૂષ જગત્માં દ્વેષભાવને પામેછે, ને તેવીજ રીતે કેવળ કામ પરાયણ પુરૂષ પણ અતિનિંદાને પાત્ર થાયછે.

સ્ત્રીઓના ધર્મવિષે શ્રીરામચંદ્રજી કહેછે કે.—

**व्रतोपवासनिरता या नारी परमोत्तमा ।**
**भर्तारं नानुवर्तेत सा च पापगतिर्भवेत्**

અર્થ—વ્રત તથા ઉપવાસ આદિ કરવામાં તત્પર એવી ધામષ્ઠ સ્ત્રી પણ જો પોતાના સ્વામીને અનુકૂલ થઈ ન વર્તે તો મહા અધમગતિને પામેછે.

**अपि या निर्नमस्कारा निवृत्ता देवपूजनात् ।**
**भर्तुः शुश्रूषया नारी लभते स्वर्गमुत्तमम् ॥**

અર્થ—દેવતાઓ વગેરેનાં પૂજન અર્ચનથી તથા નમસ્કારાદિથી નિવૃત્ત થયેલી ( તે કશું ન કરનારી ) સ્ત્રી પણ જો પોતાના ભર્તારની સેવામાં તત્પર રહેછે તો તેને ઉત્તમ સ્વર્ગની પ્રાપ્તિ થાયછે.

હે રાજા! સર્વ મનુષ્યોએ સદાચરણવાળા ગુરૂની સેવા કરવી. દુરાચણવાળા ગુરૂથી દૂર રહેવું. ધર્મદ્વેષી ગુરૂને છોડી દેવો.

બ્રાહ્મણને દાન દેવું, સર્વ પ્રાણીને અન્ન વસ્ત્ર આપવાં, અને વૈષ્ણવમાં ભગવાન્ વસેછે માટે એને યોગ્યતા પ્રમાણે જે માગે તે આપવું. બ્રહ્મચારી, સંન્યાસી એ રાંધેલા અન્નના સ્વામી છે, તેમનું પૂજન કરી ગૃહસ્થે અન્ન વસ્ત્ર આપવું. અતિથિ દુરાચારી હોય કે સદાચારી હોય તો પણ તે અન્ન દેવાને યોગ્ય છે. અતિથિબ્રાહ્મણને જમાડી પોતાનાં બંધુઓની સાથે ભોજનકરવું; જેના ઘરમાં કુળનો પોષ્યવર્ગ ભોજન કરેછે, અને પર્વ, યાત્રા, ઉત્સવ થાયછે, તે શ્રીમાન્ ગૃહસ્થ છે. માતા, પિતા, ગુરૂ, પુત્ર, બંધુ, સ્ત્રી, કિંકર, અભ્યાગત, અતિથિ એ પોષ્ય કહેવાયછે.

વૈષ્ણવ સંત કહેવાયછે. છ કર્મના કરવાવાળા સાંપ્રદાયિક એવા ઘણા પ્રકારના સંત હોયછે, તે હરિ એકલાનોજ આશ્રય કરે છે, બીજાની ઇચ્છા કરતા નથી; એવા સંતોનો સત્કાર કરવો.

હે રાજન્! સત્સંગને માટે, પવિત્ર, શાન્ત, મહા મનવાળો, શ્રદ્ધાવાળો, જીતેન્દ્રિય, ભગવાનની ભક્તિ કરવાવાળો, એવો અમારા શિષ્યોમાંથી કોઇ એક વિદ્વાન્ આપની પાસે રાખો.

એ પ્રમાણે ઉપદેશ કર્યા પછી રાજા વગેરેએ જે જે સંદેહના ખુલાસા પુછ્યા તે આચાર્યશ્રીના સેવકો શેષભટ્ટ વગેરે એ ક્રમવાર બતાવ્યા. પછી આચાર્યશ્રીએ શ્રીવિઠ્ઠલનાથજીની સેવાનો ક્રમ રાજા, રાજમાતા તથા રાણીઓને સારી રીતે બતાવ્યો. રાજાના કહેવાથી શેષભટ્ટને રાજાની પાસે મુકીને આચાર્યશ્રી પોતાના આશ્રમમાં આવ્યા; અને રાત્રે કથાવાર્તા કરી. ત્યાંથી બીજે દિવસે શ્રીવિઠ્ઠલનાથજી તરફ પ્રયાણ કરતી વખતે એ દેશના જે શિષ્યો આચાર્યશ્રીની સાથે હતા તેમને આચાર્યશ્રીએ કહ્યું કે તમારામાં જેઓ ઉત્કંઠા રાખવાવાળા હોય તેમની ઇચ્છા પૂર્ણ કરો અને પોતપોતાને સ્થાનકે જાઓ. હરિની ઇચ્છા હશે તો અમારો સંગ ફરીથી થશે. એમ કહી તેઓને આચાર્યશ્રીએ વિદાય કર્યા.

પોતાનું આન્હીક, હરિની સેવા, અને કથા કરતાં, અને રોજ બે પહોર ચાલતાં, આચાર્યશ્રી થોડા દિવસમાં કોલ્હાપુર પહોંચ્યા. ત્યાં શ્રીલક્ષ્મીજીનાં દર્શન કરી, ભેટ ધરી, એક દિવસ રહી, ત્યાંના લોકને ઉપદેશ કરી, ત્યાંથી સહ્યપર્વતપર ગયા. ત્યાં અહોબલેશ્વર અને કૃષ્ણા નદીનું મૂળ છે. ત્યાંથી વિરાજક્ષેત્રમાં ગયા અને ત્યાં જે જે તિર્થો પાસે હતાં ત્યાં સ્નાન કર્યું. પછી સેવા વગેરેથી પરવાર્યા એટલે દિવાકર નામનો આન્ધ્ર બ્રાહ્મણ ત્યાં આવ્યો અને બોલ્યો કે, હે આચાર્યવર્ય! કર્મની કેવી ગતિ છે તે કૃપા કરીને કહો. ત્યારે આચાર્યશ્રી બોલ્યા કે તમે શાસ્ત્ર જાણવાવાળામાં ઉત્તમછો, અને અજ્ઞાનીઓને જાણવા માટે જાણ્યા છતાં પ્રશ્ન કરોછો, તો સાંભળો.

કોલ્હાપુર; અહોબલેશ્વર.

વિરાજક્ષેત્ર.

વેદાભ્યાસ કરવાવાળા, અને અગ્નિહોત્રપરાયણ, ષટ્કર્મ કરવાવાળા કર્મનિષ્ઠને સત્યલોકની પ્રાપ્તિ થાયછે; અને તે જતાં આવતાં ભૂલોકમાં પણ રહેછે. ભૂલોકમાં તેઓનો બ્રાહ્મણને ત્યાંજ જન્મ થાયછે, અને બંને ઠેકાણે તેઓ સુખમાં રહેછે. એ પ્રમાણે વૈદિકકર્મ કરવાવાળાની ગતિ છે. કદાચ તે કર્મો છુટી જાય તો પણ દુઃખ ભોગવીને તેઓ સુખને પામેછે.

વર્ણાશ્રમને અનુસરી સંસ્કારવડે સંસ્કૃત થઈ કર્મમાર્ગનો અધિકારી થઈ જે જ્ઞાનમાં નિષ્કામ ચિત્તવાળો, કામ્યકર્મથી રહિત, પાપકર્મથી વિમુખ, નિત્ય, નૈમિત્તિક કર્મ કરવાવાળો છે, અને યજ્ઞોપવીત પછી વેદ વેદાંગમાં પંડિત થઈ વિધાનપૂર્વક ગુરૂ પાસેથી સંન્યાસ લેઇને, અથવા ત્રણે આશ્રમ પહેલા કરીને, વિરક્ત થઇને સંન્યાસાશ્રમ લેછે, અને જ્ઞાન સંપાદન કરેછે, તે શુકલગતિથી બ્રહ્મલોકમાં જઇ ઘણા દિવસ ત્યાં રહેછે, અને તે બ્રહ્મલોકની સાથે મુક્ત થાયછે. એ પ્રમાણે જ્ઞાનીની ગતિ છે. કોઇક અપરોક્ષ જ્ઞાનવડે, અથવા ઇશ્વર કે ગુરૂની કૃપાથી વહેલો પણ મુકત થાયછે.

જ્ઞાનીની ગતિ.

દેવતાના ઉપાસકની ગતિ.

જે વેદમાર્ગમાં તત્પર થઈ વેદમાં કહ્યા પ્રમાણે દેવતામાં પ્રવેશ કરેછે, તે દેવતાઓની સાથે મુક્ત થાયછે.

નિગમથી રહિતની ગતિ.

જે નિગમથી રહિત છે તે ભ્રષ્ટ થઇ જાયછે.

ભક્તની ગતિ.

જે કેવળ આગમમાર્ગમાં અધિકારી નથી, પણ જેને ઈશ્વરમાં માહાત્મ્યજ્ઞાનપૂર્વક પ્રેમસંપાદન એ ભક્તિ છે, તે ભગવાનના અનુગ્રહથી વહેલો મુક્ત થાયછે.

**स्वाधिकारानुसारेण मार्गस्त्रेधा फलाय हि ॥**
**अधुना ह्यधिकारास्तु सर्व एव गताः कलौ ॥**
**कृष्णश्चेत्सेव्यते भक्तया कलिस्तस्य फलाय हि**

અર્થ—પોતપોતાના અધિકાર અનુસાર ત્રણ પ્રકારના માર્ગ (જ્ઞાન, કર્મ અને ભક્તિ) ફળ આપનાર થાયછે. પણ હાલ આ કલિયુગમાં સર્વ અધિકાર જતા રહ્યાછે. તેથીકરીને જો શ્રીકૃષ્ણની સેવા કરવામાં આવે તો કલિયુગ તેનું ફળ આપેછે.

વૈરાગ્ય વગર જ્ઞાન થઈ શકતું નથી. આ કલિયુગમાં વૈરાગ્યસાધ્ય નથી. એ કારણથી જ્ઞાનનો અધિકાર નષ્ટ થયોછે. દેશ, કાલ, દ્રવ્ય, મંત્ર, કર્મ અને કર્તા એ છ પદાર્થો શુદ્ધ હોય તોજ કર્મ ફળ આપેછે. આ કલિયુગમાં એ પદાર્થો શુદ્ધ હોઇ શકતા નથી તે કારણથી કર્મનો પણ અધિકાર નષ્ટ થયોછે. ત્રીજો માર્ગ ભક્તિનો છે અને તેજ આ કલિયુગમાં ફલ આપે એવો છે, કેમકે તેમાં અધિકારની વિશેષે કરીને જરૂર નથી.

એ પ્રમાણે આચાર્યશ્રીનું ભાષણ સાંભળી, ઘણું ઉત્તમ એમ કહી તે બ્રાહ્મણ ત્યાંથી ગયો. બીજે દિવસે આચાર્યશ્રી ત્યાંથી પંઢરપુર તરફ રવાના થયા. આચાર્યશ્રીએ ત્યાં ભીમરથીનદી (ભીમાનદીની ચંદ્રભાગા નામની શાખા) માં સ્નાન કરી આન્હિક કર્યું એટલામાં શ્રીવિઠ્ઠલનાથજીના સેવકો એમને મંદિરમાં પધરાવવા આવ્યા, તેથી તેમની સાથે આચાર્યશ્રી મંદિરમાં પધાર્યા.

બધા ભાગવત વૈષ્ણવો આચાર્યશ્રીને જોઇ ઘણાં ખુશી થયા.

આચાર્યશ્રીએ શ્રીવિઠ્ઠલનાથજીને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરી, ભેટ ધરી, ચરણસ્પર્શ કરી આલિંગન કર્યું. પંચામૃતથી સ્નાન કરાવી, પોતે લાવ્યા હતા તે વસ્ત્રાભૂષણ ધરાવી, નૈવેદ્ય વગેરે ધરાવી સેવકોને સંતોષ આપ્યો. પછી આચાર્યશ્રી નદીપાર પોતાના આશ્રમમાં પધાર્યા અને ત્યાં પારાયણ કર્યું. પછી ત્યાં આવેલા ભાગવત વૈષ્ણવોએ પુછ્યું કે આપના સંપ્રદાયમાં શું પ્રમાણ છે, અને સાધન શું છે?

આચાર્યશ્રીએ કહ્યું કે ચાર વેદ, સૂત્ર, ગીતા, શ્રીમદ્ભાગવત એ પ્રમાણ છે; નવધાભક્તિ એ સાધન છે; ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત, અને દ્રવ્યાદ્વૈત એ ભાવના છે.

શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મસમર્પણ એ નવધાભકિતથી ભગવાન્ પ્રસન્ન થાયછે. સંપ્રદાય પ્રમાણે એ સર્વ ભકિત કરવી કે એક પ્રકારની ભકિત કરવી. એ સાંભળી એક વલ્લભ નામના બ્રાહ્મણે પુછ્યું કે વિરાગી ભક્ત કેવા છે? તેઓ વર્ણાશ્રમ અને આચારથી હીન છે. ભાગવત વૈષ્ણવ એવા હોતા નથી.

વિરાગી ભકતો.

આચાર્યશ્રીએ કહ્યું કે તેઓ વિષ્ણુનાં ચિન્હ ધારણ કરવાવાળા છે, વૈષ્ણવાશ્રમી છે, ગુરૂના સંપ્રદાય પ્રમાણે હરિનું ભજન કરેછે, પરોપકાર કરવામાં કટિબદ્ધ છે, ધર્મની રક્ષા કરવામાં તત્પર રહેછે, શક્તિ પ્રમાણે સ્વધર્મ, દાન, વ્રતાદિક, અન્નક્ષેત્ર વગેરે કરેછે, અને માર્ગમાં ચાલવાવાળાને આશ્રય આપેછે.

તેઓ સન્માર્ગના ઉપદેષ્ટા, હરિપૂજાના પ્રવર્તક, પાપકર્મથી વિમુખ, હિંસાના નિવર્તક, જીતેન્દ્રિય, શાન્ત, કામક્રોધાદિથી રહિત, ગોબ્રાહ્મણને પ્રિય, વૈષ્ણવાચાર્યના ભકત, નિર્લોભી, રાગરહિત, એવા એ તીર્થયાત્રા કરવાવાળા વૈષ્ણવોમાં શ્રેષ્ઠ છે. એ કાંઈ ત્યક્તાશ્રમી નથી, અને એમનામાં દોષ નથી.

એ સાંભળીને વલ્લભ પૃથ્વી ઉપર પડી ગયો, અને સર્વ વૈષ્ણવોએ એને ધિક્કાર્યો, ત્યારે તે ઉઠીને હાથ જોડીને બોલ્યો કે આ-

પનો અપરાધ કરવાવાળો માણસ વજ્રના શરીરવાળો હોય તોપણ પિગળી જાય તો મારી શી ગણુતરી ? મારા મનમાં માત્સર્ય નથી. મેં સ્માર્ત લોકોનો સંદેહ દૂર કરવાને એ પ્રશ્ન પૂછયો હતો. મને યથાર્થ ઉત્તર મલ્યો, માટે આપ શરણે લ્યો. હું આપને શરણે આવીને કૃતાર્થ થઈશ, બીજા ઉપાયથી થઈશ નહિં. તે ઉપરથી આચાર્યશ્રીએ એને અષ્ટાક્ષર મંત્રને માળા આપ્યાં, અને સંપ્રદાયનું રહસ્ય સમજાવી શ્રીવિઠ્ઠલપ્રભુની સેવા આપી.

જ્ઞાનદેવના શિષ્યો.

તે પછી જ્ઞાનદેવના શિષ્યોએ હાથ જોડીને કહ્યું કે અમે વિષ્ણુસ્વામીસંપ્રદાયના છીએ, અને ઉપદેશ લેવાની ઇચ્છાથી આપને શરણે આવ્યા છીએ. આ બ્રહ્મદત્તાદિ પંડિતો દ્વૈતાદ્વૈત પરાયણ સનત્કુમાર વગેરે સંપ્રદાયના છે. એમના સંપ્રદાયના આચાર્યશ્રી નિમ્બાદિત્ય અહિં પહેલાં થયા હતા, તે સુદર્શનના અવતાર હતા. સનકાદિક મતવાળા વૈષ્ણવો રાધાકૃષ્ણના ભક્ત છે. તેઓ ચિત્થી અભેદ પણ વાસ્તવિક ભેદ માનેછે. અમારો મત કેવો છે તે આપ કહો.

ત્યારે આચાર્યશ્રીએ પ્રસન્ન થઈ કહ્યું કે સાવધાન થઇને સાંભળો. શેષ અને બ્રહ્માઆદિના ભેદથી તમારો સંપ્રદાય બે પ્રકારનો છે; અને ભાગવત એ અમારા લોકોનો સંપ્રદાય છે. અમારા લોકોનો મત એવો છે કે જગત્ હરિરૂપ છે. **ब्रह्मभेदांशा** એ શ્રુતિવડે બ્રહ્મરૂપથી બ્રહ્માંશ જીવ ભક્તિ કરવાને માટે નિકલ્યા છે, તેથી કરીને ભકિતથી હરિલીલાના અધિકારી છે. જો વાસ્તવિક ભેદ હોય તો હરિની અચ્યુતતા થાય નહિં. અપ્રચ્યુત સ્વરૂપથી હરિયે એ સર્વ રચ્યુંછે. **यत्रयेन** એ વચનથી ભગવાનની સર્વાત્મકતા છે. વિશુદ્ધ, નિરામય બ્રહ્મ એજ પોતાની લીલાથી અનેક પ્રકારનું થયુંછે. એને ભજવાવાળાની રૂચિના ભેદને લીધે, અને અધિકારીના ભેદથી જુદા જુદા સંપ્રદાય થયા. શ્રીગીતાજીમાં પણ ભગવાને કહ્યું છે કે માણસો મને એકત્વ અને પૃથક્ભાવથી ભજે છે. જે પ્રેમલક્ષણા ભકિત છે તે આત્માની નિરૂપાધિ છે. ભાવા-

દ્વૈત, ક્રિયાદ્વૈત, દ્રવ્યાદ્વૈતની બ્રહ્મમાં ભાવના કરવી. હરિમાં ભકિત, સંસારમાં વિરક્તિ, અને આત્મામાં તૃપ્તિ રાખવી. જે ભકત લજ્જાને છોડી હરિના વિમળ યશનું ગાન કરેછે, નાચેછે, વખતે હસેછે, રૂવેછે, મોહિત થાયછે, આનન્દિત થાયછે, શ્વાસથી જેનો કંઠ ભરાઇ જાયછે, તે ભકતને બીજું શું કર્તવ્ય છે?

સર્વ ઠેકાણે હરિને દેખતાં પોતે પણ હરિરૂપ થઈ જાયછે, અને શુદ્ધાદ્વૈતદર્શનથી બ્રહ્મભાવવડે પૂર્ણાર્થી થઈ જાયછે. માટે તમે બધા ભેદાભેદની કથાને છોડી ભકિત કરો. ભગવાન્ ભકિતથી પ્રસન્ન થાયછે. બીજું બધું વિડંબના છે. એ પ્રમાણેનું ભાષણ સાંભળી સર્વ પ્રસન્ન થયા.

પછી આચાર્યશ્રી પોતાના શિષ્યોને ઉપદેશ કરતા ત્યાં થોડા દિવસ રહ્યા. એક વખતે રંગમહોત્વને દિવસે આચાર્યશ્રી શ્રીવિઠ્ઠલનાથજીનાં શૃંગારનાં દર્શન કરી પોતાને મુકામે જતા હતા તે વખતે રસ્તામાં એક પાંડુરંગ નામનો ભકત આચાર્યશ્રીને મળ્યો. તેણે કહ્યું કે હું બાર વર્ષથી વ્રજલીલા જોવાની ઈચ્છાથી દુધ પીને રહું છું, પણ મને હરિની લીલાનાં દર્શન થયાં નથી; તેથી હું આપને શરણે આવ્યોછું, માટે મને હરિની લીલા બતાવો. ત્યારે આચાર્યશ્રીએ તેને પોતાને મુકામે આણી સ્નાન કરાવ્યું. પછી પાસેની ગુફામાં તેને લેઈ જઈ ત્યાં દિવ્ય દૃષ્ટિ આપી હરિલીલાનાં દર્શન બે મુહૂર્ત્ત સુધી કરાવ્યાં. પછી દિવ્ય દૃષ્ટિ પાછી ખેંચી લીધી ત્યારે તે ભકતે કહ્યું કે મને લીલામાંથી કેમ બહાર કાઢયો? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તમે શ્રીવિઠ્ઠલ-નાથજીની સેવા કરો, અને જ્યારે ચિત્તમાં ધ્યાન ધરશો ત્યારે હ-રિની લીલા જણાશે. એમ આચાર્યશ્રીએ કહ્યું ત્યારે એ બ્રાહ્મણ પયોવ્રત છોડી પૂર્ણાર્થી થઈ ત્યાંથી ગયો.

પંઢરપૂરમાં નદીના કાંઠા ઉપર આચાર્યશ્રીની બેઠક છે.

---

# પ્રકરણ ૧૧ મું.

## નાશીકથી મથુરા.

પછી ત્યાંથી આચાર્યશ્રી જયાં લક્ષ્મણજીએ સૂર્પનખાનું નાક કાપ્યું હતું, અને જ્યાં ગોદાવરીને કિનારે પંચવટીમાં શ્રીરામચંદ્રજી ઘણા વખત સુધી રહ્યા હતા તે નાસિકક્ષેત્રમાં પધાર્યા. ત્યાં પારાયણ કર્યું. નાસિકના હજારો વિદ્વાનો, આચાર્યશ્રીનું પધારવું સાંભળી દર્શનશાસ્ત્રનો નિર્ણય કરવાની ઇચ્છાથી, ત્યાં આવ્યા, અને આચાર્યશ્રીને પ્રણામ કરી બોલ્યા કે અમે શિવારાધનમાં તત્પર, શ્રૌતસ્માર્ત અગ્નિવાળા, અને વેદ, વિદ્યા, ધર્મશાસ્ત્ર, તંત્ર એમાં પ્રસિદ્ધ એવા, દક્ષિણ દિશાના નાસિકારૂપ, નાસિક નગરમાં રહેવાવાળા બ્રાહ્મણો છીએ. વેદવિદ્યામાં અમારી પરીક્ષા કરો અને આપ પણ પરીક્ષા આપો. આચાર્યશ્રીએ કહ્યું કે આપ સત્વર પરીક્ષા લ્યો. પછી બ્રાહ્મણોએ પદ, ક્રમ, જટા, સૂકત એમાં જે જે પ્રશ્ન પૂછ્યા તેના આચાર્યશ્રીએ સીધી અને ઉલટી બંને ચાલથી પઢી બતાવી ઉત્તર આપ્યા, અને વ્યાકરણ, સ્મૃતિ, બન્ને મીમાંસા, એ સઘળામાં પરીક્ષા આપી. પછી આચાર્યશ્રીએ બ્રાહ્મણોને જે સવાલ પૂછ્યા તેના સંતોષકારક ઉત્તર તેઓ દેઈ શકયા નહિં. પછી બ્રાહ્મણો ઉદાસ થઇને મતવાદમાં વિવાદ કરવા લાગ્યા. તેઓએ કહ્યું કે કૂર્મ, આદિત્ય, લિંગ, શિવ આદિ પુરાણોમાં હજારો ઠેકાણે લખ્યુંછે કે મહાદેવની પૂજા કરવાવાળા અને ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવાવાળા એજ ભાગવત છે; શંકરનો દ્વેષ કરવાવાળા ભાગવત નથી, તો તેવા ભાગવતોની શી ગતિ થશે?

આચાર્યશ્રીએ જવાબ દીધો કે તમે કેમ ભ્રમમાં પડોછો? શંકર એ ભગવાન્ છે; તો એમના ભકત કેમ ભાગવત ના હોય? અભેદ ઉપાસનામાં અને તંત્રમાં એ વાત લખીછે. અમે એ માર્ગમાં નથી પણ ભકિતમાર્ગમાં સ્થિત છીએ. ભકતોએ એકનીજ સેવા કરવી જોઇએ. મહાદેવનો ભકત ઘંટાકર્ણ છે, હરિનો કૌ-

શિક છે તેમ શંભુનું પણ અનન્ય પૂજન વિહિત છે. શિવરહસ્યાદિ પુરાણોમાં બીજાના પૂજનનો નિષેધ લખ્યોછે. તેજ પ્રમાણે વિષ્ણુરહસ્ય, વિષ્ણુધર્મોત્તર, ગીતા, અને ભાગવતમાં વિષ્ણુનું-પૂજન લખ્યુંછે. કાશીખંડમાં, દ્વારકાના માહાત્મ્યમાં ચંદ્રશર્માના પ્રસંગમાં વિષ્ણુધર્મમાં ભસ્મ રૂદ્રાક્ષનું ધારણ દેખાતું નથી. વિશેષે કરીને પંચરાત્રમાં વૈષ્ણવધર્મ કહ્યોછે, અને તેમાં શીતળ શંખ ચક્રની મુદ્રા, ઊર્ધ્વ પુંડ્ર, તુલસીની માળા ધારણ કરવાનું લખ્યુંછે. તેજ પ્રમાણે કાલાગ્નિરૂદ્રઉપનિષદ્‌માં પાશુપતવ્રત અને ભસ્મ રૂદ્રાક્ષનું ધારણ કરવાનું લખ્યુંછે. ભસ્મનું તિરછુ પુંડ્ર ધારણ કરવાવાળો મનુષ્ય શૈવપદને પામેછે. વળી કહ્યુંછે કે જેના દેહમાં રૂદ્રાક્ષ હોય એવું કુકકુર (કુતરૂં) પણ મુવા પછી રૂદ્રપદને પામેછે. ભસ્મ ત્રિપુંડ વિના તેમજ રૂદ્રાક્ષની માલા વિના કરેલી પૂજાનું ફળ મહાદેવજી આપતા નથી. લિંગપુરાણ તથા સૂતસંહિતામાં ભગવાને કહ્યુંછે કે શિવલિંગસ્વરૂપી જે હું વિશ્વેશહું* તેની પૂજા, વિભૂતિ અને રૂદ્રાક્ષ ધારણ કર્યા સિવાય, કરતા નહિં.

ઘણાં પુરાણોમાં ભસ્મ રૂદ્રાક્ષ રૂદ્રધર્મનું અંગ કહ્યુંછે. વિષ્ણુધર્મનું અંગ કહ્યું નથી. શૈવ વૈષ્ણવ તંત્રઅનુસાર બંને ધર્મો કહ્યાછે અને બંને તંત્રો પ્રમાણ છે. પણ કલ્યાણ કરવાવાળો મુખ્ય વૈષ્ણવ પંચરાત્ર છે. પાશુપત શિવજીએ કહ્યુંછે અને પંચરાત્ર નારાયણે કહ્યુંછે, એવું જે જાણતા નથી તે અજ્ઞાની છે. ભારતનારાયણીય મોક્ષધર્મમાં લખ્યુંછે કે પ્રથમ નારાયણથી સપ્તર્ષિઓએ પંચરાત્ર-શાસ્ત્ર સાંભળ્યું અને આ કલ્પમાં એ નારદજીએ સાંભળ્યું. એ મોટું શાસ્ત્ર છે, કલ્યાણરૂપ છે, બ્રહ્મ છે, હિતરૂપ અને ઉત્તમ છે. ઋક્, યજુઃ, સામ, અથર્વ એ સર્વના સારરૂપ છે. એજ પ્રમાણ છે. બીજે ઠેકાણે પણ પંચરાત્રની પ્રશંસા લખીછે. સાંખ્ય, યોગ, પંચરાત્ર, વેદ, પાશુપત એ સ્વતઃપ્રમાણ છે. એમનો યુકિતથી નાશ કરવો નહિં એમ વિષ્ણુધર્મોત્તરમાં લખ્યુંછે. રામાયણના ઉત્તર-

કાંડમાં પણ લખ્યુંછે કે જે વિષ્ણુને વેદ, પુરાણ અને પંચરાત્રમાં ગાવામાં આવ્યાછે તેમને યજ્ઞથી પૂજવા. વારાહપુરાણમાં પણ લખ્યુંછે કે પંચરાત્રને યથાક્રમ જાણવાવાળો પુરૂષ પાતકથી છુટી હરિમાં પ્રવેશ કરે છે. બૃહત્પારાશરમાં પણ લખ્યું છે કે વૈદિક અને પૌરાણિક જપ પંચરાત્રના વિધાનથી કરવા, અથવા સ્થંડિલ (યજ્ઞ કરવાને તૈયાર કરેલી જગા)માં પૂજન કરવું. એજ પ્રમાણે ભારતાદિ ગ્રંથોમાં પંચરાત્રની પ્રશંસા છે.

વૈષ્ણવધર્મ સત્ત્વગુણવાળો છે. બ્રહ્માનો રાજસ છે, અને શંભુનો તામસ છે. લિંગપુરાણમાં પણ લખ્યું છે કે રજો-ગુણથી બ્રહ્મા, તમો ગુણથી શંકર, અને સતો ગુણથી સર્વ વ્યાપી વિષ્ણુ છે.

સાત્વિકજન વિષ્ણુની, તામસજન શંકરની, અને રાજસજન બ્રહ્માની સેવા કરેછે. રાજસકલ્પમાં બ્રહ્માનું, તામસમાં શિ-વનું, સંકીર્ણમાં સરસ્વતીનું, અને સાત્વિક કલ્પમાં વિષ્ણુનું અધિક માહાત્મ્ય હોય છે એમ મત્સ્ય પુરાણમાં કહ્યું છે. કલ્પ શબ્દ-કાળવાચક છે તેમજ તે પક્ષને પણ લાગુ પડેછે. સતો ગુણથી જ્ઞાન ઉત્પન્ન થાયછે; જ્ઞાનથી મુકિત થાયછે, તેથી કરીને વિષ્ણુનો સાત્વિકધર્મ પાળવો યોગ્ય છે. સર્વ સિદ્ધિનું મૂળ વિષ્ણુના ચરણ કમળનું પૂજન છે, અને મુમુક્ષુજનને માટે વૈષ્ણવધર્મની અવ-શ્યકતા છે. ભસ્મ રૂદ્રાક્ષનું ધારણ કાંઈ વર્ણધર્મ નથી. મન્વાદિ-સ્મૃતિ, તથા સૂત્રમાં તે દેખાતું નથી. એ પાશુપત એટલે શા-મ્ભવવ્રત છે. એને ઉપનિષદ્ના વચનથી વર્ણધર્મ શી રીતે કહોછો ! એ સ્વપ્નામાં પણ વિષ્ણુધર્મનું અંગ થઈ શકતું નથી. વાસુ-દેવ ઉપનિષદ્‌માં ગોપીચંદનના ધારણનું વિધાન સામાન્ય છે તેથી એ વર્ણશ્રમ સ્પષ્ટ છે. તમે બધા વૈદિક હોઇ સૂત્રાદિકમાં નહીં કહેલાં ભસ્મ રૂદ્રાક્ષનો શા માટે અતિ આગ્રહ કરોછો ? કાશીખંડમાં તો ભસ્મ ધારણનો ઉપહાસ કરયોછે, અને કહ્યંછે કે

જો ભસ્મથી ગતિ થતી હોય તો ભસ્મમાં લોટનાર ગધેડાની કેમ સારી ગતિ ન થાય? શિવકેશવ તંત્રની જે તાંત્રિકપણાથી નિંદા છે તે વૈદિકમાર્ગની પ્રશંસાપર છે, અને તામસપણાથી અને નિષિદ્ધાચારથી શૈવ અને શાકત તંત્રની નિંદા છે તે દ્વિજોના અનધિકારને લીધે છે. વૈષ્ણવ તંત્રમાં તો નિંદિત આચરણ નથી, કેટલેક ઠેકાણે તપ્તમુદ્રાનું ધારણ છે તે દ્વિજાતિને છોડવા યોગ્ય છે. વૈષ્ણવ તંત્ર તથા બીજાં શાસ્ત્રોમાં મહાદેવના નિર્માલ્યનું ગ્રહણ તથા ભસ્મ રૂદ્રાક્ષનું ધારણ નિંદિત છે. યજ્ઞના અંતમાં ભભૂતિ ધારણ કરવાનું કહ્યુંછે, તેથી ભસ્મ શુચિ ( પવિત્ર ) છે. ત્રિપુંડ્ર શૈવ છે ઊર્ધ્વપુંડ્ર વૈષ્ણવ છે. બ્રાહ્મણને ઊર્ધ્વપુંડ્ર જોઇએ અને વૈષ્ણવને વિશેષે કરીને જોઇએ. સર્વ ધર્મકાર્યમાં ઊર્ધ્વપુંડ્રનું વિધાન છે. તેથી સતોગુણી મનુષ્યને વૈષ્ણવધર્મ અવશ્ય સેવ્ય છે. એ પ્રમાણે આચાર્યશ્રીનું ભાષણ સાંભળી સર્વ બ્રાહ્મણો પોતપોતામાં કહેવા લાગ્યા કે આચાર્યશ્રી સત્ય કહેછે. સૂત્રમાં ભસ્મ રૂદ્રાક્ષનું ધારણ કહ્યું નથી, તેથી સ્મૃતિમાં પણ કહ્યું નથી, તેથી તે સ્મૃતિનું પણ અંગ નથી. જો કોઈ કહે કે દેવતામાં શંભુ બ્રાહ્મણ છે તેથી તે બ્રાહ્મણને અવશ્ય પૂજ્ય છે, તો એ બોલવું પણ વૃથા છે; કારણ કે દેવતામાં જાતિ નથી. જો જાતિ હોય તો ભગવાન્ હરિ પણ બ્રાહ્મણ છે. સર્વ દેવમૂર્તિ છે, તો તે કેમ સેવ્ય ન કહેવાય? એ પ્રમાણે તેઓ એક બીજાની સાથે વાતો કરવા લાગ્યા. પછી જેઓ પુણ્યાત્મા હતા તેઓ આચાર્યશ્રીને શરણે થયા, અને બીજા પ્રણામ પ્રદક્ષિણા કરી એમના આચારની પ્રશંસા કરતા પોતપોતાને સ્થાનકે ગયા.

નાસીકમાં જ્યાં શ્રીરામચંદ્રજીએ પંચવટીમાં તપસ્યા કરી હતી અને જ્યાંથી સીતાજીનું હરણ થયું હતું ત્યાં આચાર્યશ્રીની બેઠક છે.

પછી આચાર્યશ્રી પારાયણની સમાપ્તિ કરી ત્યાંથી ત્ર્યંબક

પધારયા. આ ક્ષેત્રમાં ગૌતમઋષિના પ્રભાવથી ગોદાવરીનદી નિકળીછે. અહિં ત્ર્યંબકેશ્વરનાં દર્શન કરી ગોદાવરીના મૂલને જોઈને ત્યાંથી આચાર્યશ્રી તાપીનદી ઉપર ગયા, અને તેના વિમળજળમાં સ્નાન કરી ત્યાંનાં તીર્થોની પ્રદક્ષિણા કરી.

ત્ર્યંબક.

તાપી.

ત્યાંથી આચાર્યશ્રી નર્મદાજી ઉપર ગયા. એ નદીની દક્ષિણે દારૂવન છે તેમાંનાં તીર્થોની તથા ઉત્તર કાંઠે માહિષ્મતી નગરી છે ત્યાં સુધીનાં તીર્થોની આચાર્યશ્રીએ પ્રદક્ષિણા કરી. પ્રદક્ષિણા કરતાં એ વનમાં એક જગાએ મુકામ કરયો ત્યાં એક મૃગનું બચ્ચું આચાર્યશ્રીને શરણે આવ્યું; તેની પાછળ એક શિકારી આવ્યો. તેણે કહ્યું કે હું ક્ષુધાથી પીડિતછું તેથી આ મૃગને શોધતો આવ્યોછું; હું જાણુંછું કે મૃગને મારવામાં પાપ છે. ત્યારે કૃષ્ણદાસે તેને પુછયું કે તું કોણ છે અને મૃગને મારવામાં પાપ છે એ તેં શી રીતે જાણ્યું? ત્યારે તેણે ઉત્તર દીધો કે હું રાજપુત્રછું; પણ વેશ્યાદિના સંગથી ભ્રષ્ટ થયેલોછું, અને શિકારીઓના સંગથી શિકારી બન્યોછું, પણ શ્રીમદાચાર્યનાં ચરણનાં દર્શનથી મારી બુદ્ધિ પવિત્ર થઇછે; તેથી હું મારા અને મારા કુટુંબના હિતને અર્થે એમનું શરણ ચાહુંછું. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે ચિંતાનો ત્યાગ કર. પછી દામોદરદાસે એને સ્નાન કરાવી આચાર્યશ્રી પાસે આણ્યો. આચાર્યશ્રીએ એને કૃષ્ણાષ્ટકમંત્ર અને માલા આપી, અને પ્રસાદ લેવડાવ્યો. પછી આચાર્યશ્રીએ એને કહ્યું કે આ મૃગના બાળકને ઘેર લેઈ જઈ એક સોનાના પાંજરામાં મુકી એને પાળ, હિંસા છોડી રાજ્ય કર, અને પ્રભુમાં ચિત્ત રાખી શ્રીનારાયણને ભજ. ત્યારે તે રાજપુત્રે આચાર્યશ્રીની આજ્ઞા માથે ચડાવી. પછી તે મૃગના બાળકને પોતાને મેહલે લેઇ ગયો અને ત્યાં એક સોનાના પાંજરામાં રાખી તેને પાળવા લાગ્યો, અને ભોગથી વિરક્ત થઈ ગુરૂની આજ્ઞાનુસાર ચાલ્યો.

નર્મદા.

મૃગનો બાળક અને શિકારી રાજપુત્ર.

પછી ત્યાંથી આચાર્યશ્રી ઓંકારેશ્વર ગયા. ત્યાંના બ્રાહ્મણો અને રાજા તરફના સત્કારનું ગ્રહણ કરી આચાર્યશ્રીએ પુણ્ય માહિષ્મતીપુરીના ઉત્તમ વનમાં આવી મુકામ કરયો.

ઓંકારેશ્વર.

માહિષ્મતી.

માહિષ્મતી નગરી એ તાલજંગના રાજા કાર્તવીર્યની રાજધાની હતી. કાર્તવીર્ય એ કૃતવીર્યનો પુત્ર હતો. દત્તાત્રેયને પ્રસન્ન કરી એણે એક હજાર હાથ, ઈચ્છામાં આવે ત્યાં જઈ શકે એવો રથ, અને બીજાં વરદાન મેળવ્યાં હતાં. એણે એક વખત રાવણને કેદ કરયો હતો. ન્યાયથી રાજ્ય કરી એણે ૧૦ હજાર યજ્ઞ કરયા હતા, પણ પરશુરામની કામધેનુ ચોરી જવાથી એને પરશુરામે મારી નાંખ્યો.

માહિષ્મતી નગરની ઠેકાણે હાલમાં ચુલીમાહેશ્વર નામનું ગામ છે એમ કર્નલ ટોડસાહેબનું ધારવું છે. હાલ સુધીમાં એ ગામ હજાર હાથવાળાનું કહેવાયછે ( જુઓ ડાઉસન્સ કલાસિકલ ડિક્શનેરી. )

કેટલાએક વિદ્વાનોનું ધારવું એવું છે કે માહિષ્મતી એ ગ્વાલિયર પાસે મિસર છે તે છે.

આચાર્યશ્રીનો યશ સાંભળીને વિદ્વાન્ લોકો આ સ્થળમાં એમની પાસે આવ્યા, અને એમને વેદ અને વેદાંગ વિષે પ્રશ્નો પુછ્યા. તેઓને ઉત્તરથી સંતોષ પમાડી તથા રાજ્યવર્ગ તરફથી માન પામી આચાર્યશ્રી ત્યાંથી ઉજ્જયનીમાં પધારયા.

ત્યાં મહાનદી ક્ષિપ્રામાં સ્નાન કરી તથા કાલાકાલ તથા ભદ્રકાળી, ક્ષીરસાગરનાં દર્શન કરી સિદ્ધવડ અને સાંદીપિનીના સ્થાનમાં પધારયા. ત્યાં ગોમતીના તીર ઉપર મુકામ કરી પારાયણ કર્યું. આ સ્થળમાં આચાર્યશ્રીની પાસે સો બ્રાહ્મણોએ આવી એમને એક સાથે અનેક પ્રશ્નો પુછ્યા. આચાર્યશ્રીએ એઓને એકદમ ઉત્તર આપ્યા, તેથી તેઓ સંતોષ પામ્યા, અને આચાર્યશ્રીની સ્તુતિ કરવા લાગ્યા.

ઉજ્જયની.

સિદ્ધવડ, સાંદીપિની.

આ સ્થળમાં આચાર્યશ્રીના મુકામ પાસે કોઈ ઝાડ નહોતું તેથી આચાર્યશ્રીએ ત્યાં એક પીપળાનું પાનું દાટી તે ઉપર પાણી રેડયું. થોડા વખતમાં ત્યાં એક પીપળાનું મોટું ઝાડ થઈ ગયું; એ જોઈને નગરના ઘણા લોકો આશ્ચર્ય પામ્યા. આ કથા કેટલાએક પુસ્તકોમાંથી મળી આવેછે.

તેઓમાંથી એક બ્રાહ્મણ બોલ્યો કે આચાર્યશ્રીએ અવન્તિકા જીતી, ત્યારે ઈર્ષાથી મૂર્છિત થઇને એક વિદ્વાને કહ્યું કે ઘટસરસ્વતી અહિં નથી; નહિં તો તે પુરૂષરૂપ સરસ્વતી આચાર્યશ્રીને જીતત. ત્યારે કૃષ્ણદાસે પુછયું કે જે ઘટસરસ્વતીમાં તમારી ભકિત છે તે કોણ છે? તેને અહિં બોલાવો. ત્યારે કેટલાએક યાત્રાળુઓએ કહ્યું કે એને ચૈદ્યપુરમાં દેખ્યો હતો. તે માલા મુદ્રા હરી લેછે અને ભસ્મ રૂદ્રાક્ષ આપેછે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે ઈશ્વરને પ્રસન્ન કરવાને માટે ઘણા મનુષ્યો નટની માફક માયા કરેછે; તેથી અમારી શી ક્ષતિ છે?

એ પ્રમાણે કહી પારાયણ સમાપ્ત કરી યથાવિધિ ઉજ્જયનીની યાત્રા કરી.

ઉજ્જયનીની અથવા ઉજ્જનનું પ્રાચીન નામ અવન્તિકા છે.

ચૈદ્યપુર.

આચાર્યશ્રી ત્યાંથી ચૈદ્યપુર પધારયા. ત્યાં ઘટસરસ્વતીની તપાસ કરતાં માલમ પડયું કે તે રામચંદ્રરાજાની સભા જીતવાને વેત્રવતી ગયોછે; તેથી આચાર્યશ્રીએ પણ વેત્રવતી જવાનો વિચાર કર્યો. ચૈદ્યપુરના રાજાએ એમના રક્ષણને માટે સેના આપી તે તથા રાજાએ બીજો સત્કાર કર્યો તેનું ગ્રહણ કરી આચાર્યશ્રી ત્યાંથી આગળ ચાલ્યા.

આ ચૈદ્યપુર તે દમઘોષ અને શિશુપાલની રાજધાની. વાઘેલખંડમાં હાલના ચંદેલને ચેદીપુર કહેતા હતા ( ડાઉસન ).

વેત્રવતી.

પછી રામચંદ્રરાજાની સભા જીતવાને આચાર્યશ્રી વેત્રવતી પધારયા.

વેત્રવતી એ બેટવાનદીનું નામ છે. આ નદી વિંધ્યાચલમાંથી નિકળી કાલ્પી આગળ યમુના નદીને મળેછે. ( ડાઉસન ).

રક્ષાને માટે રાજાએ સેના આપી હતી તેની સાથે આચાર્યશ્રીએ વેત્રવતી નદીમાં સ્નાન કરી, નદી, પર્વત, વનઆદિને

જોઈ પ્રસન્ન થઈ ત્યાં પારાયણ કર્યું. આચાર્યશ્રીનાં જગત્ પ્રસિદ્ધ પાંડિત્ય અને દિગ્વિજયની હકીકત સાંભળીને રામચંદ્રરાજા વાજતે ગાજતે તેમને તેડવા આવ્યો અને એણે એમને પોતાના મંદિરમાં પધરાવ્યા. રાજાએ આચાર્યશ્રીની સારી રીતે પૂજા કરી. ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે પેલા યતિને અહિં બોલાવો; આચાર્યશ્રી એનું પાંડિત્ય જુવે. ત્યારે રાજાએ કહ્યું કે એ યતિ કેવળ પંડિત, ઘણો ક્રોધી, સિદ્ધ, પણ વાદી એટલે સરત કરીને વાદ કરવાવાળો તથા મારણ અને વસ્તુના આકર્ષણમાં સમર્થ છે. તેણે યવન રાજાની બેટીને આકર્ષણ કરી લીધી છે. તે ભૂમિમાં, જળમાં, આકાશમાં ઘણા વેગથી જઈ શકેછે. સિંહ, સર્પઆદિનો વેશ ધારણ કરી શકેછે. સભામાં સરસ્વતી તેને વશ થઇને ઘટમાં બોલેછે. એ પ્રમાણે રાજાએ કહી તે વાત સાંભળી આચાર્યશ્રી હસ્યા, અને કૃષ્ણદાસે ગર્જના કરી કહ્યું કે ગરૂડની પાસે બીજા પક્ષીઓનો શો પ્રભાવ છે? ત્યારે રાજાએ તે શૈવાનંદ સરસ્વતીને બોલાવવા મોકલ્યું. વૈષ્ણવાચાર્યનું પધારવું સાંભળી શૈવાનંદ જલદીથી દશ શિષ્યની સાથે પધાર્યો. રાજા તરફથી સત્કાર પામી તે પોતાના વ્યાઘ્રચર્મ ઉપર બેઠો, અને બોલ્યો કે ઉચ્ચ આસનમાં શી સિદ્ધિ છે? સિદ્ધિ બતાવવામાં સિદ્ધિ છે. એ પ્રમાણે કહી તેણે શિષ્યદ્વારા કહ્યું કે જગત્ સત્ય છે કે અસત્ય છે એ વાત પણસાથે સ્થાપિત કરો. ત્યારે આચાર્યશ્રી પોતાના શિષ્ય શંભુદ્વારા બોલ્યા કે જગત્ સત્ય છે. તમે શું પણ કરવા માગોછો તે કહો. ત્યારે શૈવાનંદે કહ્યું કે રાજા સાક્ષી છે. ત્રિપુંડ્ રૂદ્રાક્ષ ધારણ કરવાં અને ઊર્ધ્વપુંડ્ર ઉતારવાં એ પણ છે. ત્યારે શંભુએ કહ્યું કે એવું ધર્મ છોડવાનું પણ કરી શકાય નહીં. અમે અગ્નિપ્રવેશનું કઠણ પણ કરીયે છીએ ત્યારે તેણે કહ્યું કે અગ્નિ જલદીથી મંગાવો. તે ઉપરથી ત્યાં અગ્નિ મંગાવ્યો એટલે યતિયે પોતાનું એક વસ્ત્ર તેમાં નાખી દીધું. પછી તે

રામચંદ્રરાજા.

ઘટસરસ્વતી.

ઘટસરસ્વતીની સાથે વાદ.

વસ્ત્ર બળી ગયા પછી તે અટ્ટહાસ્ય કરી બોલ્યો કે જગત્ સત્ય હોય તો વસ્ત્ર પણ સત્ય હોવું જોઇએ. જો એમ હોય તો અમારૂં વસ્ત્ર બતાવો. ત્યારે શંભુએ કહ્યું કે વસ્ત્ર અગ્નિમાં છે. વળી તે તમારા મુકુટમાં બાંધ્યુંછે. તે બ્રહ્માત્મક છે. ત્યારે તે બોલ્યો કે કયાં છે? શંભુયે સભાસદોને કહ્યું કે શું તમે એ વસ્ત્ર દેખતા નથી? એ પ્રમાણે તેણે કહ્યું એટલે આચાર્યશ્રીએ બધા સભાસદોને દિવ્ય નેત્રો આપ્યાં. એટલે તે બધા બોલ્યા કે તમારૂં એ વસ્ત્ર અગ્નિ મુકુટ, જગત્ એ સર્વમાં છે. ત્યારે તે લજ્જિત થઇને બોલ્યો કે એમણે ઇન્દ્રજાળ કરી અગ્નિની શક્તિ રોકી નાંખીછે. અને મારૂં વસ્ત્ર જુદું બતાવ્યુ છે. ત્યારે શંભુયે કહ્યું કે આપ ઇન્દ્રજાળિક નથી? આપ અગ્નિની શકિતને ઉદ્દીપન કરો પછી તેમાં તૃણ જલાવો. ત્યારે શૈવાનંદે બહાર જઈ સ્નાન કરી મંત્રથી અગ્નિને ઉદ્દીપન કરી તેમાં તૃણ નીંખ્યું, તે તેમાં બળયું નહીં, ત્યારે સભામાં આવી કહેવા લાગ્યો કે આપણે શાસ્ત્ર અને યુક્તિથી વિવાદ કરીએ. વસ્તુઓનો જન્મ અને નાશ દેખાયછે તો પછી એઓની સત્યતા શી રીતે કહી શકાય? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે વસ્તુના * આવિર્ભાવ તિરોભાવથી સત્યતા નિશ્ચિત છે. વિદ્યમાન્ વસ્તુના દર્શનની યોગ્યતાનું નામ આવિર્ભાવ છે અને તેથી વિપરીત તે તિરોભાવ છે ત્યારે યતિયે કહ્યું કે તેમ હોય તો આ કાર્યકારણ વસ્તુની કાર્યકારણતાની હાનિ થાય. આચાર્યશ્રીએ કહ્યું કે ઈશ્વિર સર્વશકિતમાન્ છે તેથી તેમાં કાર્યકારણતાની હાનિ થતી નથી. ત્યારે યતિયે કહ્યું કે શ્રુતિસ્મૃતિ વાકયમાં જગત્‌ની અસત્યતા કેમ પ્રતિપાદન કરી છે? આચાર્યશ્રીએ જવાબ આપ્યો કે પ્રચલિત અગીઆર શાખાઓમાં તેમજ સ્મૃતિમાં એ વિષયના નિરૂપણને વિશે મિથ્યા નિરૂપણ દેખાતું નથી પણ પુરાણોમાં કોઈક કોઇક સ્થળે વૈરાગ્યને લીધે મિથ્યાપણું બતાવ્યુંછે. યતિયે કહ્યું કે ત્યારે જગત્‌ની સત્યતા કઇ શ્રુતિસ્મૃતિમાં લખીછે? આચાર્યશ્રીએ જવાબ આપ્યો કે

જગત્‌ની સત્યતા.

મુંડક, તૈત્તિરીય, કૌશીતકી ઉપનિષદ્‌માં તથા મન્વાદિ સ્મૃતિમાં તથા પુરાણુમાં લખીછે. ત્યાં કહ્યુંછે કે: હે મુનિવર, આ સર્વ જગત્ નાશરહિત, નિત્ય છે. તેમાં કેવળ આવિર્ભાવ તિરોભાવ થાયછે. વિશ્વ (જગત્) બ્રહ્મ છે, તે અનન્તમૂર્ત્તિ ઈશ્વરથી વ્યાપ્ત છે. એ પ્રમાણે આચાર્યશ્રીએ કહ્યું ત્યારે યતિનો એક શિષ્ય ક્રોધ કરીને બોલ્યો કે અમને શું ભ્રષ્ટ સમજીને શ્રુતિ સ્મૃતિનાં વાકયો કહેવામાં આવતાં નથી? એ સાંભળીને, ક્રોધ કરી સર્પની માફક શ્વાસ લેતો યોગી બોલ્યો કે એક ઘડો લાવો. સરસ્વતી સ્થાપન કરીએ એ દેવતા સર્વ સમ્મત છે. સરસ્વતીનું કહેલું કોણ પ્રમાણ નહિં ગણે? એ પ્રમાણે કહ્યું એટલે એક શિષ્ય મંત્રેલો ઘડો લાવ્યો અને ચોકમાં મૂકયો. તેમાં પ્રાણનો પ્રવેશ કરી વિધાનથી તેનું પૂજન કરી યોગી બોલ્યો કે હે **મહેશ્વરી સત્ય બોલો.** જગત્ સત્ય છે કે અસત્ય છે? ત્યારે તે ઘડામાંથી ધીરેથી અવાજ થયો કે જગત્ સત્ય છે. ત્યારે યોગી કોલાહલ કરી ક્રોધથી બોલ્યો કે આ વખતે સરસ્વતી બોલશે નહી માટે હવે કાલ સવારે વાદ કરીશું. ત્યારે સ્વયંભૂએ કહ્યું કે સરસ્વતીએ સત્ય કહ્યું છે અને તે સર્વ સભાસદોએ સાંભળ્યું છે. એ સાંભળી સર્વ લોકો હસ્યા અને યોગી ખિન્ન થઇને પોતાને ઘેર ગયો. પછી ઘેર જઈ દેવીના આગળ યોગી મરવાને તૈયાર થયો. તે દેખી દેવી બોલી કે શા માટે મરોછો? તમે કહ્યું કે સત્ય કહો ત્યારે મેં જે સત્ય હતું તે કહ્યું. શ્રુતિસ્મૃતિમાં પણ એમજ કહેલુંછે. વાણીના પતિ હરિ છે, અને એમનું મુખ આચાર્ય છે, તેથી એમના આગળ હું કદી જુઠું બોલી શકતી નથી. એ પ્રમાણેનાં દેવીનાં વચન સાંભળી યોગી લજ્જિત થઇને નાશી ગયો. પછી રામચંદ્રરાજાએ આચાર્યશ્રીનો ઘણો સત્કાર કર્યો અને શરણમંત્ર લીધો. જયધ્વનિ સાથે આચાર્યશ્રી ત્યાંથી પધાર્યા.

સરસ્વતીનું આવાહન.

સરસ્વતીનો ઉત્તર.

નિજ વાર્તાના પુસ્તકમાં આ ઘટસરસ્વતી સાથેનો વાદ ઓડીસા દેશના રાજા ભદ્રનારાયણની સભામાં થયાનું લખ્યું છે.

પછી આચાર્યશ્રી દંતવક્ત્રના **નગર ( દતિયા )**માં આવ્યા, અને ઉપવનમાં મુકામ કર્યો. ત્યાંના રાજાએ આવી આચાર્યશ્રીનું પૂજન કર્યું અને વિદ્વાનોએ સ્તુતિ કરી અને પ્રજાની સાથે રાજા આચાર્યશ્રીને શરણ થયો. પછી ત્યાંથી **ભોપાલાચલ** ( ગ્વાલિયર ) થઈ **ધવલપુર** પધાર્યા. ત્યાંના રાજાએ આવી દંડવત્ કરી ઘણું સુવર્ણ ભેટ કરવા માંડયું, ત્યારે દામોદરે કહ્યું કે પોતે ધન ગ્રહણ કરતા નથી. સેવકો જે વસ્ત્ર આમાન્ન ( વગર રાંધેલું અન્ન ) આપેછે તેજ લેછે. એ સાંભળી રાજા ઘણો ચતુર હોવાથી તેણે એ વાતનું તાત્પર્ય સમજવાને વિદ્વાનોને બોલાવી નિર્ણય કરાવ્યો. વિદ્વાનોએ આચાર્યશ્રીને પ્રશ્ન કર્યો કે શિષ્ય પાસેથી ધન લેવું અને બીજાનું લેવું નહીં એ બાબતનું શું પ્રમાણ છે? આચાર્યશ્રીએ સ્વયંભૂદ્વારા ઉત્તર કર્યો કે **ઈશાવાસ્ય** શ્રુતિમાં બીજાના ધનના ગ્રહણનો નિષેધ કરેલોછે. પરાન્ન, પરવસ્ત્ર, પરશય્યા, ઈત્યાદિનું પાપના સંસર્ગના ભયથી સારા પુરૂષોએ ગ્રહણ કરવું ન જોઇએ. માતા, પિતા, નાના, નાની, શ્વસુર, શિષ્ય, એમનું અન્ન પરાયું નથી.

દતિયા.

ગ્વાલિયર

ધવલપુર.

પારકુ અન્ન વર્જિત છે એમ બૃહદારણ્યકમાં લખ્યું છે. યાજ્ઞવલ્કયમુનિયે રાજાને શિષ્ય કરીને તેના ધનનું ગ્રહણ કર્યું એ વાત બ્રાહ્મણમાં લખીછે. એ ઉત્તર સાંભળી રાજા અને સર્વ પ્રજા પ્રસન્ન થયાં. પછી ત્યાંથી આચાર્યશ્રી **મુચકુંદની** ગુફાએ પધાર્યા ત્યાં રાત્રીએ રહી મુચકુંદરાજાની કથા સર્વને સંભળાવી.

મુચકુંદની ગુફા.

મુચકુન્દ એ માન્ધાતાનો પુત્ર હતો. એ ઘણો પરાક્રમી અને ચક્રવર્તિ રાજા હતો. ઈન્દ્રાદિ જ્યારે દૈત્યોથી હારતા ત્યારે તેની સહાયતા માગતા અને મુચકુન્દ દેવોની તરફથી દૈત્યો સાથે મોટાં યુદ્ધો કરી તેમને હરાવતો. જ્યારે કાર્તિકેય

સ્વામી દેવોની સહાયતા કરવાને આવ્યા ત્યારે ઈન્દ્રાદિયે મુચકુન્દને કહ્યું કે તમને બહુ શ્રમ પડયો છે, માટે તમે એક મુક્તિ વિના ( કેમકે તે આપવી વિષ્ણુના હાથમાં છે ) જે જોઇએ તે માગો. મુચકુન્દે કહ્યું કે મારાં કુટુંબને મલવાની આજ્ઞા આપો. દેવ બોલ્યા કે તે તો સર્વ મરણ પામ્યું છે. ત્યારે મુચકુન્દે માગ્યું કે ઘણા દિવસ થયાં હું નિરાંતે સુતો નથી માટે મને એકાંત જગો દેખાડો. દેવોએ કહ્યું કે કૃષ્ણાવતાર થાય ત્યાં લગી ગંધમાદન પર્વતની ગુફામાં ઉંઘ લેજો, ને જે કોઈ તમને જગાડશે તે બળીને ભસ્મ થશે, ને ત્યાં તમને શ્રીકૃષ્ણ દર્શન આપશે. પછી મુચકુન્દે તેમ કર્યું. એ વાત શ્રીકૃષ્ણ જાણતા હતા તેથી જ્યારે તે કાળયવનથી હાર્યા ત્યારે જ્યાં મુચકુન્દ સુતા હતા ત્યાં આવી ઓશીકા પાછળ સંતાઇ ગયા અને પોતાનું પીતાંબર મુચકુન્દને ઓરાડયું. એટલામાં કાળયવન જે તેમની પુંઠે પડયો હતો તે ત્યાં આવ્યો ને સુતેલા મુચકુન્દને કૃષ્ણ જાણી એક લાત મારી તેથી મુચકુન્દ જાગ્યો; ને તેની આંખના ક્રોધાગ્નિથી કાળયવન બળીને ભસ્મ થયો. પછી શ્રીકૃષ્ણે એને દર્શન આપ્યું અને કહ્યું કે તેં કેટલાંક પાપ કર્યાં છે ( પૃથ્વિના લોભ વિગેરે ) માટે તું ઉત્તર દિશામાં જઈ મારૂં ધ્યાન ધર એટલે તારી મુક્તિ થશે. એટલે મુચકુન્દ શ્રીકૃષ્ણને પ્રણામ કરી ત્યાંથી નિકળી બદ્રિકેદારમાં જઈ રહ્યા.

મથુરા.

ત્યાંથી આચાર્યશ્રી મથુરા પધાર્યા, અને વિશ્રામઘાટ ઉપર જઇ સ્નાન અને આન્હિક કર્યા. ત્યાં ઉજાગર નામના માથુર ચોબાને પુરોહિત કર્યો. બ્રાહ્મણોને દાન દક્ષિણાથી તૃપ્ત કરી આચાર્યશ્રી કેશવદેવજીમાં દર્શન કરવા પધાર્યા. પછી મથુરાની યાત્રા કરી આવી મુકતઘાટ ઉપર મુકામ કરી પારાયણ કર્યું.

કેટલાંએક પુસ્તકોમાં વિશ્રામઘાટને બદલે વિશ્રાન્તિઘાટ લખેલું જોવામાં આવેછે.

---

## પ્રકરણ ૧૧ મું.

### ગોકુલ અને ભક્તિમાર્ગની સ્થાપના.

ગોકુળ.

તે પછી શ્રાવણ સુદ ૧૧ ના રોજ આચાર્યશ્રી ગોકુલ પધાર્યા. અને ત્યાં ગોવિંદઘાટ ઉપર શમીવૃક્ષની નીચે મુકામ કર્યો. પછી આન્હિક કરી ઠાકોરજીને પવિત્રાં ધરાવ્યાં. પછી રાત્રીએ વિચાર કરવા લાગ્યા કે ભગવાને અને દૈવી જીવોના ઉદ્ધારને માટે મોકલ્યો છે તો તે કામ શી રીતે કરવું ? બ્રહ્મ શુદ્ધ છે. ચિદંશ જીવ માયામળથી ઢંકાઈ

ગયોછે. જીવનો દોષસ્વભાવ સૃષ્ટિની આદિથી થયોછે. દોષનું સ્વરૂપ દેશ છે. કાળ પણ બડો કલિ વિકરાળ છે. સુકૃતને વિકલ કરેછે. યોનિસંબંધ, કુલસંબંધ, અન્નપાન આદિના સંબંધથી ઉત્પન્ન થતા દોષ જીવાત્મામાં છે. તેનો શી રીતે ઉદ્ધાર કરી શકાય?

આચાર્યશ્રીના વિચાર.

ભગવાન્ તો સર્વજ્ઞ, પૂર્ણાનંદ, વિશુદ્ધ, નિત્ય, અખંડ ઐશ્વર્યવાળા, પ્રાકૃતધર્મથી રહિત, માયાશક્તિને નિયમમાં રાખવાવાળા, ભજવા યોગ્ય અને અનંતશક્તિવાળા છે. જીવઅજ્ઞ, વિષયમાં આનંદ માનવાવાળો, આનંદથી રહિત, પ્રાકૃત ધર્મથી લિપ્ત, પરતંત્ર, માયાને વશીભૂત, અવિદ્યાથી બંધાયેલો, દોષથી દુઃખિત, કાળરૂપી સર્પથી ડસાયેલો, પોતાનાં પુણ્યપાપકર્મોથી પતિત થયેલો સંસારમાં ભ્રમણ કરેછે, અને કૃતઘ્ની અસુરોની સાથે મળી રહ્યોછે. એના દોષ ગણી શકાય એવા નથી. તેજ અને અંધકારનો જેવો સંયોગ સંભવે તેવો કલ્યાણ ગુણવાળા ઈશ્વિર અને જીવ એ બેનો સંયોગ સંભવે છે. વેદનું પઠનપાઠન કરવાવાળો અને પોતાના ધર્મનું પાલન કરવાવાળો જીવ કયાં છે? શુદ્ધ અંતઃકરણવાળો વિરક્ત જ્ઞાનનો અધિકારી છે. પહેલાંની ત્રણ વર્ણો વેદાભ્યાસના અધિકારવાળી છે. ગર્ભાધાનઆદિ સ્માર્ત સંસ્કારથી અંતઃકરણની શુદ્ધિ, તથા વૈદિક તપદાનથી વિશુદ્ધ વિજ્ઞાનવડે બ્રહ્મપદની પ્રાપ્તિ, થાય છે. પરંતુ આ કળિકાળમાં એ સાધનો મનથી પણ કયાં બની શકેછે? તો યોગ ક્રિયાઓ તો શી રીતેજ બની શકે? આ સંસારમાં શાસ્ત્રમાં કહેલી ભક્તિ પણ કંઈ દેખાતી નથી. તે કારણુથી જો પ્રભુ કૃપા કરશે તો ઉદ્ધાર થશે. પરંતુ એ કામ ( યત્ન ) મારાથી બને તેવું નથી. તો શી રીતે કરવું? એ પ્રમાણે વિચાર કરતાં આચાર્યશ્રીએ શયન કર્યું. પછી અર્ધરાત્રિને વિષે એમને

શ્રીગોકુળચંદ્રમાજીનાં દર્શન.

શ્રીગોકુલચંદ્રમાજીનાં દર્શન થયાં. તે વખતે આચાર્યશ્રીએ તેમની સ્તુતિ કરી અને કહ્યું કે આપના જીવ આ સંસારમાં ઓળખી શકાતા નથી. માનવ,

દાનવ, દૈવ, એવા ત્રણ પ્રકારના જીવ છે. વળી તે પણ જ્ઞાન, કર્મ અને ભકિતમાં અનુરાગી હોવાથી ત્રણ પ્રકારના છે. વળી જે જીવ પોતાની લીલાના છે તે કયાં છુપાઈ ગયાછે? તે જીવ અમારી પાસે શો રીતે આવે અથવા અમે તેમની પાસે શી રીતે જઇએ? આપના ચરણ કમળના આશ્રયથી સર્વ વસ્તુ થશે, તોપણ આપની આજ્ઞાને હું ચાહુંછું. એ પ્રમાણે આચાર્યશ્રીનું બોલવું સાંભળી શ્રીગોકુળનાથજી પ્રસન્ન થઇને બોલ્યા કે આ મારા કાર્યમાં આપને ચિંતા કરવી યોગ્ય નથી. વિચાર કરીનેજ મેં આપને પ્રગટ કરયા છે. જે જીવોનું વલણ મારા તરફ છે તે પોતાની મેળેજ આપને શરણ આવશે. તેઓ આપને શરણે આવે ત્યારે એમનો સ્વીકાર કરીને ગદ્યમંત્ર હું આપને આપુંછું તે, હું કહુંછું તે રીતે, આપ એમને આપજો; અને ભક્તિનું રહસ્ય તથા આપનો સિદ્ધાંત સમજાવી એમને ભક્તિનો બોધ કરજો. તેમ કરયા પછી તે મારા પરાયણ સંત લોકો અહંતા મમતાથી મુક્ત થઈ, સંસાર છોડી મારી લીલા ને પ્રાપ્ત થશે. એમ કહી શ્રીગોકુળનાથજીએ આચાર્યશ્રીને ગદ્યમંત્ર આપ્યો; તે મંત્રનું ભાષાંતર નીચે પ્રમાણે છે.

ગદ્યમંત્રનું દાન.

"મારૂં રક્ષણ કરનાર શ્રીકૃષ્ણ છે. હજારો પરિવત્સરે (વર્ષોએ) માપેલા કાળમાં થયેલા શ્રીકૃષ્ણના વિયોગથી ઉત્પન્ન થયેલા તાપ (અને) કલેશોએ કરીને જેનો આનંદ તિરોભાવ પામી ગયોછે (જતો રહ્યોછે, દેખાતો નથી) એવો હું ગોપીજનવલ્લભ ભગવાન્ કૃષ્ણને દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ, અને તેના ધર્મ, સ્ત્રી, ઘર, પુત્ર, કુટુંબ, દ્રવ્ય (અને) આત્માસહિત સર્વ અર્પણ કરૂંછું. હે કૃષ્ણ હું તારો દાસછું."

ગદ્યમંત્રનું ભાષાંતર.

શ્રીગોકુળનાથજીએ કહેલી ભાવના પ્રમાણે આચાર્યશ્રીએ એ ગદ્યમંત્ર ગ્રહણ કરયો, અને એમને (શ્રીગોકુલનાથજીને) પવિત્રાં પહેરાવી મિસરી ભોગ ધરાવ્યો. પછી શ્રીગોકુળનાથજી ત્યાંથી પધારયા. આચાર્યશ્રીએ બાકીની રાત્રિ આનંદમાં ગાળી,

બીજે દિવસે સવારે સ્નાન, આન્હિક કરી આચાર્યશ્રીએ દામોદરદાસને પુછ્યું કે રાત્રે તમે કાંઇ સાંભળ્યું હતું અને સાંભળ્યું હતું તો શું ? દામોદરદાસે કહ્યું કે મેં કાંઇક સાંભળ્યું હતું પણ હું કાંઈ સમજ્યો નહિં; એ સાંભળી બનેલી સર્વ હકીકત આચાર્યશ્રીએ એમને કહી બતાવી. ત્યારે દામોદરદાસે આત્મસમર્પણપૂર્વક બ્રહ્મસંબંધ કરાવવાની આચાર્યશ્રીને વિનંતિ કરી. આચાર્યશ્રીએ એમને શૌચ, સ્નાન, તિલકઆદિ કરીને આવવાનું કહ્યું તેથી દામોદરદાસ તે પ્રમાણે કરીને આવ્યા. આચાર્યશ્રીએ એમને ભગવાનની સામે બેસાડી હાથમાં તુલસીપત્ર આપી શ્રીપુરૂષોત્તમે આપેલો ગદ્યમંત્ર આપ્યો. તે મંત્ર ગ્રહણ કરી ભગવાનને દંડવત્ પ્રણામ કરી દામોદરદાસે સર્વસ્વ શ્રીપુરૂષોત્તમને અર્પણ કર્યું. પછી આચાર્યશ્રીએ એમને કંઠથી હૃદય સુધીની બે માલાઓ પહેરાવી અને બ્રહ્મસંબંધનું રહસ્ય અને ભક્તિમાર્ગનો સિદ્ધાંત સમજાવ્યો. એ જોઇ કૃષ્ણદાસ મેઘન વગેરે શિષ્યોએ અને પ્રભુદાસ જલોટા, રામદાસજી વિગેરે વૈષ્ણવોએ બ્રહ્મસંબંધને માટે વિનંતિ કરતાં આચાર્યશ્રીએ એમને બ્રહ્મસંબંધ કરાવ્યો.

દામોદરદાસનું નિવેદન.

બીજા શિષ્યોનું નિવેદન.

શ્રાવણ સુદ ૧૧ ને દિવસે મધ્યરાત્રિને વિષે ભગવાને દર્શન દેઈ આચાર્યશ્રીને જે કહેલું તે આચાર્યશ્રીએ પોતાના સિદ્ધાંતરહસ્ય નામના લઘુ ગ્રંથમાં અક્ષરશઃ લખ્યું છે, તેથી અમે આચાર્યશ્રીના શબ્દોમાંજ તે બતાવીએ છીએ.

સિદ્ધાંત રહસ્ય.

**श्रावणस्यामलपक्षे एकादश्यां महानिशि ॥**
**साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥१॥**

અર્થ—શ્રાવણ માસના શુકલપક્ષમાં એકાદશીને દિવસે અર્ધરાત્રિને સમયે શ્રીભગવાને જે પ્રત્યક્ષ કહેલું તે અહિં અમે અક્ષરે અક્ષર કહીએ છીએ. ૧

ब्रह्मसंबंधकरणात्सर्वेषां देहजीवयोः ॥
सर्वदोषनिवृत्तिर्हि दोषाः पंचविधाः स्मृताः ॥२॥

અર્થ—બ્રહ્મસંબંધ કરવાથી સર્વના દેહ અને જીવના સર્વ દોષોની ખસુસ નિવૃત્તિ થાયછે. તે દોષો પાંચ પ્રકારના કહેલાછે. ૨

सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः ॥
संयोगजाः स्पर्शजाश्च न मंतव्याः कथंचन ॥३॥

અર્થ—લોક અને વેદમાં નિરૂપણ કરેલા દેશ, કાલ, સંયોગ અને સ્પર્શથી ઉત્પન્ન થતા દોષો તથા સહજ દોષો કોઇ રીતે માનવા નહિ. ૩

अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथंचन ॥

અર્થ—બીજી રીતે સર્વ દોષોની નિવૃત્તિ કોઈ પ્રકારે થતી નથી.

પાંચ પ્રકારના દોષો.

ટીકા—ઉપરના સાડાત્રણ શ્લોક પૈકી પહેલા શ્લોકનો અર્થ ખુલ્લો છે. જે દોષોને લીધે અમુક ધર્મકાર્યને વિષે અમુક જનોની અયોગ્યતા શાસ્ત્રોમાં જણાવી છે, તે દોષોની આ ભક્તિમાર્ગમાં શી અસર થાય છે, તે બીજા અને ત્રીજા શ્લોકમાં બતાવ્યું છે. આચાર્યશ્રીએ સર્વ પ્રકારના દોષોના પાંચ ભાગ પાડ્યાછે.

સહજ દોષ.

૧ સહજ દોષ એટલે જે દોષ જન્મથીજ ઉત્પન્ન થતા હોય તે; જેમકે શૂદ્ર, ચંડાલ વગેરે હીન ગણાતિ જાતિમાં જન્મ થવો તે. મન્વાદિ સ્મૃતિયોએ શૂદ્ર, ચંડાલ, સ્ત્રીઓ વગેરેને ઉપનયન સંસ્કાર માટે અને વેદ ભણવાને યોગ્ય ગણેલાં નથી. બીજદોષાદિ પાપ અથવા ગાર્ભિક પાપને પણ સહજ દોષ કહી શકાય.

દેશોત્થ દોષ.

૨ દેશોત્થ દોષ. જે દેશમાં કૃષ્ણમૃગ પોતાની ખુંશીથી રહેછે, તે દેશને યજ્ઞ કરવા લાયક દેશ ગણેલો છે. તે સિવાયના દેશોને મ્લેચ્છ દેશ ગણવામાં આવે

છે. મગધ, મારવાડ વગેરે દેશો અપવિત્ર ગણવામાં આવેછે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ લોકોએ, પવિત્ર (યજ્ઞ કરવા લાયક) દેશમાં રહેવું એમ શાસ્ત્રની આજ્ઞા છે. અપવિત્ર અથવા મ્લેચ્છ દેશમાં રહેવાથી જે દોષ ઉત્પન્ન થાય તેને દેશોત્થદોષ કહેછે.

કાલોત્થ દોષ.

૩ કાલોત્થ દોષ. કલિકાલ, દુષ્ટ મુહૂર્ત, અવસ્થા વગેરેથી ઉત્પન્ન થતા દોષોને કાલોત્થ દોષ કહેછે. વર્ષાકાળમાં અથવા પ્રદોષમાં વેદ ભણવાની મના છે. એ કાલોત્થ દોષને લીધે છે એમ જાણવું.

સંયોગજ દોષ.

૪ સંયોગજ દોષ. સંગદોષ અથવા પતિત વગેરેના સમાગમથી ઉત્પન્ન થતા દોષોને સંયોગજ દોષ કહેછે.

સ્પર્શજ દોષ.

૫ સ્પર્શજ દોષ. સ્પર્શ નહિ કરવા લાયક વસ્તુઓ—(મદ્ય વિગેરે)ના, અથવા મનુષ્ય અથવા બીજા પ્રાણીઓના સ્પર્શથી જે દોષ ઉત્પન્ન થાયછે તેને સ્પર્શજ દોષ કહેછે.

બ્રહ્મસંબંધ-મહાયજ્ઞ.

બ્રહ્મસંબંધરૂપી મહાયજ્ઞ કરી આ ભક્તિમાર્ગમાં દાખલ થવાને માટે ઉપર લખેલા તમામ દોષો અથવા તેઓ પૈકીના કોઈ દોષો પ્રતિબંધરૂપ માનવામાં આવતા નથી. વેદ ભણવા, અને ભણાવવાની, યજ્ઞ કરવા અને કરાવવાની, ઉપનયન સંસ્કાર કરવા અને કરાવવાની તેમજ બીજી અનેક બાબતોમાં મનુસ્મૃતિ વિગેરે અધિકાર અથવા યોગ્યતા વિષે અમુક ધોરણ બતાવી, અમુક દોષવાળાં મનુષ્યોને તે કર્મો કરવા કરાવવાને અયોગ્ય અથવા અધિકાર વગરનાં ગણે છે, તેમ આ ભક્તિમાર્ગીય પ્રથમ દીક્ષામાં ગણવામાં આવતું નથી; અર્થાત્ આ ભક્તિમાર્ગનાં દ્વાર ગમે તે વર્ણ કે આશ્રમનાં માણસોને માટે, તેમજ ગમે તે યોગ્યતા કે દોષવાળાં માણસોને માટે ખુલ્લાં છે. મનુષ્ય ગમે તેવું પાપવાળું કે દોષવાળું હોય તોપણ તેને ભક્તિમાર્ગમાં દાખલ થવાને કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ નડતો નથી.

અધિકાર વિચાર.

જેમ સૂર્યના પ્રકાશનો અને વાયુનો લાભ લેવાને સર્વ મનુષ્યો અધિકારી છે તેમજ આ ભક્તિમાર્ગરૂપ સામાન્ય ધર્મમાં દાખલ થવાને સર્વ મનુષ્યોને અધિકાર છે; માત્ર તેણે બ્રહ્મસંબંધરૂપ મહાયજ્ઞ કરવાને માટે તૈયાર થવું જોઇએ.

સામાન્ય ધર્મ.

ભગવાનને પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને જે તૈયાર થાય તે બધાને આ માર્ગમાં દાખલ થવાને યોગ્ય ગણેલા છે.

ભક્તિમાર્ગના અધિકારી.

જીવ એ ઈશ્વરનો અંશ છતાં અહંતામમતાને લીધે, મિથ્યાભૂત માયિકસંસારનાં અનેક દુઃખો જાણે, કે ભોગવે છે. એ આધ્યાસિક દુઃખોની નિવૃત્તિને માટે આચાર્યશ્રી ઈશ્વરની ભક્તિ એજ માર્ગ બતાવેછે.

દુઃખોની નિવૃત્તિનો ઉપાય.

ભક્તિ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવાને માટે બ્રહ્મસંબંધ કરવાની જરૂર છે.

બ્રહ્મસંબંધની જરૂર.

લૌકિક સંબંધોનું તત્ત્વ ઘણે ભાગે અરસપરસના હિતનો વિચાર છે. અલૌકિક સંબંધને વિષે એક બાજુએ આધીનત્વ, નિવેદન અથવા આત્મસમર્પણ, અને બીજી બાજુએ કૃપા હોયછે. આત્મનિવેદન અથવા આત્મસમર્પણ કરવાથીજ અહંતા અને મમતાનો નાશ થઇ, અંતઃકરણ શુદ્ધ થઇ, ભકિત કરવાનો અધિકાર પ્રાપ્ત થાયછે; અને ભકિત કરવાથીજ પ્રભુની પ્રાપ્તિ થાયછે.

નિવેદન.

મનુષ્યને આ લોકમાં જે જે વસ્તુ ઉપર પ્રીતિ હોય તે તમામ વસ્તુ, દેહ, 'પ્રાણ, ઇન્દ્રિય, અંતઃકરણ અને તેની વૃત્તિઓ, પુત્ર, આપ્ત ( સગાંસંબંધી ), ધન, આત્માસમેત સર્વ વસ્તુઓ ભગવાનને અર્પણ કરવી એનું નામ આત્મનિવેદન અથવા આત્મસમર્પણ; અને તેમ કરવાથી ભગવાનની સાથે જે અંશાંશીરૂપ સંબંધ નિત્ય છે તેની પુનઃસ્મૃતિ તેજ બ્રહ્મસંબંધ.

આત્મનિવેદન અને બ્રહ્મસંબંધ.

આત્મનિવેદન અથવા આત્મસમર્પણ એ મોટામાં મોટો યજ્ઞ છે. સર્વ શાસ્ત્રો યજ્ઞ કરવાની ભલામણ કરેછે કેમકે યજ્ઞ વગર સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ થતી નથી.

યજ્ઞોની જરૂર.

આ દુનિયાનું બંધારણ યજ્ઞ ઉપરજ રચાયેલું છે. પૃથ્વી પોતાનાં તત્ત્વો આપી બીજનું પોષણ કરેછે એ પૃથ્વીનો યજ્ઞ છે. સૂર્ય પોતાનાં કિરણોદ્વારા પ્રાણીમાત્રને પ્રાણ આપેછે એ સૂર્યનો યજ્ઞ છે. સ્ત્રીઓ પોતાનું સત્ત્વ આપી તથા ઘણાં કષ્ટો વેઠી બાળકોને ઉછેરે છે એ સ્ત્રીઓનો યજ્ઞ છે. કોઈ પ્રભુપ્રીત્યર્થે સદાવ્રત કાઢી દુઃખી જનોને અન્નદાન આપે છે એ તેનો દ્રવ્યયજ્ઞ છે. કોઈ વાવ કુવા વગેરે જળાશયો કરાવેછે, કોઇ અન્નક્ષેત્રો સ્થાપે છે, કોઇ અનાથાશ્રમો કાઢેછે; યુરોપાદિ ખંડના લોકો લાખો ને કરોડો રૂપીઆ ધર્મ, કેળવણી, જ્ઞાન વગેરેના પ્રસારને માટે ખરચે છે; આ બધા લઘુ યજ્ઞો છે, અને આત્મસમર્પણ એ મહત્તમ યજ્ઞ છે; કારણ કે તેમાં અહંતામમતાથી ઉત્પન્ન થયેલી સર્વ સામગ્રીનો યજ્ઞ કરવામાં આવેછે. શાસ્ત્રોમાં કેટલાએક યજ્ઞોની ગણના કરેલીછે તે યજ્ઞોમાં કામ, ક્રોધ લોભ મોહરૂપી પશુઓને હોમવાનુ ફરમાવ્યું છે. એ યજ્ઞોમાં પણ અર્પણ એ મુખ્યતત્ત્વ છે.

જુદા જુદા યજ્ઞ.

ગીતાજીમાં શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે કહેછે કે.—

યજ્ઞનીજરૂર.

**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥**

જે યજ્ઞ નહી કરે તેને માટે આ દુનિયા નથી તો હે અર્જુન! બીજી દુનિયા તો તેને માટે કયાંથી હોય? અર્થાત્ યજ્ઞ નહિ કરનારને આ દુનિયાનાં સુખોની પ્રાપ્તિ તો કયાંથીજ થાય? ગીતા ૪-૩૧.

સર્વ પ્રકારના યજ્ઞમાં અર્પણ રહેલુંછે. ભગવાનને સપ્રેમ જે જે વસ્તુ અર્પણ કરવામાં આવેછે તે તે વસ્તુઓ તે આદરથી સ્વીકારે છે.

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।**
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥**

ગીતા અ. ૯. ૨૬.

પત્ર, ફૂલ, ફળ, જળ જે ભક્તિથી મને અર્પેછે તે, નિર્મળ મનવાળાએ ભકિતપૂર્વક અર્પેલું, હું અંગીકાર કરૂંછું.

યજ્ઞોનો મુકાબલો.

જે યજ્ઞોમાં અનેક પ્રકારની સામગ્રી જોઇએ છે અને જેમાં અનેક પ્રકારના વિધિ નિષેધો જોવા પડેછે તે યજ્ઞોને ગૌણ પદવી આપી, આચાર્યશ્રીએ પ્રારંભમાંજ એક મહાયજ્ઞ કરવાનું ફરમાવ્યું છે. આ મહાયજ્ઞમાં સર્વ પ્રકારના લઘુયજ્ઞોનો સમાસ થાયછે. આ મહાયજ્ઞ પ્રભુને તન, મન, ધન વગેરે સર્વ લૌકિક અને અલૌકિક પદાર્થો અર્પણ કરવા તે છે. પ્રભુની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળાને આ સર્વસ્વ અર્પણરૂપ મહાયજ્ઞ કરવાની જરૂર છે.

યજ્ઞનો સ્વીકાર.

ભક્તિમાર્ગના બોધ કરનાર તમામ આચાર્યો અને ભકતો પ્રભુની પ્રાપ્તિના માર્ગમાં અર્પણને પહેલું પગથીઉં ગણેછે. લૌકિકમાં પણ જે ચાકર, નોકર, સેવક વગેરે અર્પણ વધારે કરેછે તેજ સેવક સ્વામીને વધારે પ્રિય થઇ પડેછે. અર્પણ એ પતિવ્રતા સ્ત્રીનું પાતિવ્રત્ય છે; ભાગ્યશાળી પુત્ર કે પુત્રીની માતાપિતા પ્રત્યેની ભક્તિ છે. આ પ્રમાણે જ્યારે લૌકિકમાં અર્પણની જરૂર છે ત્યારે અલૌકિક વિષયમાં જરૂર હોય એમાં આશ્ચર્ય નથી. એટલાજ માટે સર્વ સાધુજનોએ એની આવશ્યકતા સ્વીકારેલી છે.

દોષોનું અર્પણ.

માત્ર બ્રહ્મસંબંધ કરવાથી તમામ જાતના દોષો જતા રહે છે એમ ધારવાનું નથી, પણ જ્યારે મનુષ્ય પોતાનું સર્વસ્વ ભગવાનને અર્પણ કરે ત્યારે તેના સર્વ દોષો પણ ભગવાનનેજ અર્પણ થાયછે. એ કારણથી એ દોષો ભગવાનની ભક્તિમાં અંતરાયરૂપ માનવામાં આવતા નથી.

ચોરી, હિંસા, વ્યભિચાર, આદિ પાપકર્મોને માટે શાસ્ત્રો-માં અમુક પ્રાયશ્ચિત્તો બતાવવામાં આવ્યાંછે, પણ આચાર્યશ્રી ભગવાનની આજ્ઞાથી કહેછે કે પ્રાયશ્ચિત્તો કરવાથી એ દોષોની નિવૃત્તિ થતી નથી, પણ ભગવાનને સર્વસ્વ અર્પણ કરવારૂપી યજ્ઞ કરવાથીજ એ દોષોની નિવૃત્તિ થાયછે.

બ્રહ્મસંબંધને માટે ભગવાને આચાર્યશ્રીને ગદ્યમંત્ર આપ્યો તેમાં શ્રીકૃષ્ણને સર્વસ્વ અર્પણ કરવાનું કહ્યુંછે. એ મંત્રમાં કૃષ્ણ એ શબ્દ કોઇ લૌકિક વ્યક્તિ કે ગુરૂના અર્થમાં વાપર્યો નથી એમ **भगवते** અને **गोपीजन वल्लभाय** પદોથી નિશ્ચય થાયછે. કૃષ્ણનો અર્થજ સદાનંદ પરબ્રહ્મ, પુરૂષોત્તમ, ભગવાન્ થાયછે. એ વાત એ મંત્ર ઉપરથી તેમજ આચાર્યશ્રીના બીજા ગ્રંથો ઉપરથી સ્પષ્ટ રીતે જણાયછે. અંતઃકરણપ્રબોધ નામના ગ્રંથમાં આચાર્યશ્રી લખેછે કેઃ—

ગદ્યમંત્રમાં શ્રીકૃષ્ણનો અર્થ.

**लौकिकप्रभुवत्कृष्णो न द्रष्टव्यः कदाचन ।**

અર્થ—ભગવાન્ શ્રીકૃષ્ણને લૌકિક પ્રભુ (રાજા)ની પેઠે કોઇ કાળે જોવા (ધારવા) નહિં જોઇએ. એ ઉપરથી સ્પષ્ટ રીતે માલમ પડેછે કે સર્વસ્વ અર્પણ કરવાનું જે લખ્યુંછે તે ભગવાન્ પ્રત્યેજ છે. લૌકિક વ્યક્તિ પ્રત્યે નથી. ગુરૂ પણ અગ્નિ હોવાથી અર્પણ કરાવનારજ છે. અર્પણનું ગ્રહણ કરનાર તો શ્રીકૃષ્ણ માત્રજ છે.

આ સૃષ્ટિ ભગવાનનીજ રચેલી છે અને ભગવાનનીજ છે. ભીતિથી તે ક્રીડાભાજન જગત્‌નો ત્યાગ ન કરી તેની અંદર રહીને, પ્રાણીઓ પોતપોતાનું સર્વસ્વ ભગવાનને અર્પણ કરે તેમાં કોઈ પ્રકારનો દોષ નથી. પરંતુ તમામ જાતના દોષોની નિવૃત્તિ થવાનું સર્વથી સુગમ સાધન બ્રહ્મસંબંધ છે, તે કારણથી તે પરમ ગુણરૂપ છે.

દોષરહિતપણું.

સ્ત્રી, પુત્ર વિગેરે પદાર્થ કોઇ વ્યક્તિને અર્પણ કરવામાં આવે તો ભગવાનની સેવામાં વિનિયોગ કરવા યોગ્ય પદાર્થનો

ઉપયોગ અન્યત્ર કરવારૂપ પાપ થવાનો સંભવ છે. માટે સર્વાત્મ ભાવથી પ્રભુનેજ અર્પણ કરેલા પદાર્થોનો ઉપયોગ પ્રભુ વિના બીજાને કરવા દેવો નહિં, કેમકે આચાર્યશ્રીએ તો ભગવાનનેજ અર્પણ કરવાની આજ્ઞા કરેલીછે.

દામોદરદાસ અને શ્રીગુસાંઈજીના સંવાદ નામના પુસ્તકમાં દામોદરદાસે શ્રીગુસાંઇજીને કહ્યું કે.—

**यस्मिन् मार्गीने अति सावधानीसों रेहेनो, अन्याश्रय, अन्यसंबंध, अन्य विनियोग, अन्यसंग, अन्यसमर्पित वस्तुतें सदा सदैव डरपत रहनो. काहेते जो या मार्गमें बडो भय और जोखम येहि है.**

મહાદીક્ષા.

બ્રહ્મસંબંધ એ એક મહાદીક્ષા છે. એ દીક્ષા લેતાં પહેલાં પ્રભુને સર્વસ્વ અર્પણ કરવારૂપ ઉપર કહેલો યજ્ઞ કરવાને જે સ્ત્રી પુરૂષ તૈયાર હોય તેજ ઉત્તમ અધિકારી છે.

રહસ્ય.

બ્રહ્મવાદપૂર્વક ભક્તિનું રહસ્ય સમજીને સ્વાત્માર્પણ કરવામાં કુશળતા એ આ ભક્તિમાર્ગીય દીક્ષામાં સર્વોત્તમ અંગ છે.

શું કરવાની જરૂર છે.

શ્રીમદાચાર્ય વિગેરે પૂર્વે થઈ ગયેલા આચાર્યો બ્રહ્મ સંબંધ કરાવ્યા પછી શરણે આવેલા વૈષ્ણવોને સર્વાત્મભાવઆદિ સિદ્ધાન્તનું મર્મ સમજાવતા હતા; તેમજ હાલ પણ તેમના વંશના ગોસ્વામીઓ બ્રહ્મસંબંધ કરાવ્યા પછી સ્વમાર્ગનું રહસ્ય સારી રીતે શ્રવણ કરાવી, સ્વમાર્ગીય ભક્તિ કૃતિમાં વૈષ્ણવોની પ્રેરણા કરતા રહે તો નિર્દોષ અને સર્વ ગુણરૂપ ભક્તિના અને બ્રહ્મવાદના ગ્રંથોનું પઠનપાઠન (અભ્યાસ) ચાલુ રહે; અને તેના અભાવમાં ધર્માભાસ રૂપ જે અનાચાર દુરાચાર ક્વચિત્ પ્રવર્તે છે તે એની મેળે વિરામ પામી

જાય, અને ભક્તિમાર્ગની ઉજ્વલ ધ્વજા પતાકા દશ દિગન્તમાં સ્થિર પદ પ્રાપ્ત કરે.

असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥४॥

અર્થ—તે હેતુ માટે નહિં સમર્પણ કરેલી વસ્તુનો ત્યાગ કરવો. ૪.

ટીકા—બ્રહ્મસંબંધ કરવાથી પૂર્વે જે જે પાપો કર્યાં હોય તે ભગવાનની ભક્તિમાં પ્રતિબંધરૂપ થતાં નથી. નવીન પાપો કે દોષ ઉત્પન્ન ન થાય એને માટે જરૂરનું છે કે જે જે વસ્તુઓ ભગવાનને અર્પણ કરેલી ન હોય તે ઉપયોગમાં લેવી નહિં; તેમજ તેઓનો સંસર્ગ પણ રાખવો નહિં. કોઈ વસ્તુ ઉપયોગમાં લેતા પહેલાં ભગવાનને અર્પણ કરવી. આમ કરવાથી બે ફાયદા થાયછે. એક તો અન્ન વગેરે વસ્તુઓમાં રહેલા દોષ ભગવાનને અર્પણ કરવાથી દૂર થાયછે, અને દરેક વખત અર્પણ કરવાથી ભગવાનનું અને ઇશ્વર પ્રતિના દિવ્ય ધર્મનું સ્મરણ થવાથી અહંતા મમતાનું બળ ઘટેછે.

અસમર્પિત વસ્તુનો ત્યાગ.

ગીતાજીમાં ભગવાને ખાત્રી આપીછે કે:—

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥

ગી. ૫. ૧૦.

અર્થ—જે માણસ મમતાને તજી સઘળાં કર્મ બ્રહ્મનેજ અર્પણ કરેછે તેને, કમળપત્રને જેમ પાણી અડકતું નથી તેમ, પાપ સ્પર્શ કરી શકતું નથી.

શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધમાં "કવિ" નામના યોગેશ્વર કહેછે કે:—

कायेन वाचा मनसेंद्रियैर्वा
बुध्द्यात्मना वानुसृतस्वभावात् ।

**करोति यद्यत्सकलं परस्मै**
**नारायणायेति समर्पयेत्तत् ॥**

ભા. ૧૧-૨-૩૬.

અર્થ-( શાસ્ત્રવિધિથી કરેલાં કર્મોજ નારાયણને અર્પણ કરવાં એમ નિયમ નથી પણ ), કાયાથી, વાણીથી, મનથી, ઇન્દ્રિયોથી, બુદ્ધિથી, આત્માથી, અને વિકાસક્રમમાં અનુસૃત સ્વભાવથી ( બ્રાહ્મણપણા આદિ સ્વભાવથી ) જે, કર્મ કરવામાં આવે, તે સઘળાં કર્મો પરમેશ્વર નારાયણને અર્પણ કરી દેવાં; આમ કરવાથી સર્વ પ્રકારની શારીરાદિક ક્રિયા ભગવત્સંબંધી ધર્મ રૂપ થાયછે.

**निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः ।**
**नमतं देवदेवस्य सामिभुक्तं समर्पणम् ॥५॥**

અર્ધ ભોગવેલી વસ્તુના સમર્પણનો નિષેધ.

અર્થ-જે ભગવદ્ભક્તોએ પોતાના આત્માનું ભગવાનને નિવેદન કરેલું છે તેઓએ સર્વ પદાર્થ ભગવાનને અર્પણ કરીનેજ તેવડે પોતાનો નિર્વાહ ચલાવવો એવી ( આ પુષ્ટિમાર્ગની ) મર્યાદા ( સ્થિતિ ) છે. દેવના દેવ ( એવા શ્રીપુરૂષોત્તમ )ને અર્ધ ભોગવેલી વસ્તુનું સમર્પણ કરવું એ માનેલું નથી, અર્થાત્ એ વાત સંમત નથી.

**तस्मादादौसर्वकार्ये सर्ववस्तु समर्पणम् ॥**

અર્થ-એટલા માટે સર્વ કાર્યની શરૂઆતમાં સર્વ વસ્તુનું સમર્પણ ( કરવું ).

**दत्तापहारवचनं तथा च सकलं हरेः ॥६॥**
**न ग्राह्यमितिवाक्यं हि भिन्नमार्गपरं मतम् ॥**

અર્પણ કરેલી વસ્તુઓ ઉપયોગમાં લેવાય.

અર્થ—મને અર્પણ કરેલું હોય તે કામમાં ન લેવું એ વચનને અનુસરી, શ્રીભગવાનને જે બધું અર્પણ કરેલું હોય તે ફરી જીવના ઉપયોગમાં લેવું નહિ એવું જે નિષેધ વચન છે તે જુદા માર્ગ પરત્વે માનેલું છે. ( એ વચન દાનને લાગુ પડેછે. )

નિવેદન, અર્પણ, અને દાન એ ત્રણ શબ્દોના અર્થમાં તફાવત છે. જે વસ્તુ જેની હોય તે વસ્તુ તેની છે એમ તેને જણાવવું તેનું નામ નિવેદન છે. "નિવેદન" શબ્દમાં "વિદિત કરવું, જાણ કરવું." એવો કાંઈ અર્થ રહેલો છે; તેથી આત્માનું નિવેદન કહેવાયછે. જે વસ્તુ જેની હોય તેને જણાવી તે તેને સ્વાધિન કરી દેવી તે અર્પણ. વસ્તુ ઉપરથી પોતાની સત્તા છોડી દેઇ બીજાની સત્તા સ્થાપન કરવાને દાન કહેછે. આપણે આત્માનું પ્રભુને નિવેદન કરીએ છીએ. સામગ્રીનું સમર્પણ કરીએ છીએ. સુપાત્રને દાન કરીએ છીએ.

નિવેદન, અર્પણ, દાન.

દાન કરેલી વસ્તુનું ગ્રહણ કરી તેનો ઉપયોગ દાન કરનારે કરવો એ શાસ્ત્ર વિરૂદ્ધ છે. પણ પ્રભુને સમર્પણ કરેલી વસ્તુઓનો ઉપયોગ સમર્પણ કરનારને કરવામાં બાધ નથી, પણ તેમાં ગુણ છે. પ્રભુને સમર્પણ કરેલો પદાર્થ પ્રભુના બળવડે પ્રભુરૂપ થઈ જાયછે, અને તેવા પ્રભુરૂપ પદાર્થના ઉપભોગથી આપણામાં ભગવદીયત્વ પ્રવેશ કરેછે. ઉદ્ધવજી વિગેરે ભક્તોએ સમર્પિત કરેલી વસ્તુનો સ્વીકાર કર્યાના દાખલા ભાગવતમાંથી મળી આવેછે.

**सेवकानां यथा लोके व्यवहारः प्रसिद्ध्यति ॥ ७॥**
**तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः ॥**

અર્થ—સેવકોનો લોકમાં જેવી રીતે વ્યવહાર સંપૂર્ણ રીતે સિદ્ધ થાય તેવી રીતે ભગવાનને સમર્પણ કરીને કાર્ય કરવાં. ( એમ કરવાથી ) સર્વે કાર્યોને બ્રહ્મતા ( દોષરહિતપણું ) પ્રાપ્ત થાયછે.

સમર્પણથી બ્રહ્મતાની પ્રાપ્તિ.

ટીકા—સર્વદા સર્વ કાર્યો ભગવાનને અર્પણ કરવાં એજ પુષ્ટિમાર્ગીય મર્યાદા છે. એમ કરવાથી તે કાર્યોને બ્રહ્મતા એટલે નિર્દોષપણું પ્રાપ્ત થાયછે, અને અહંકારની નિવૃત્તિ થાયછે. ભગવાને ગીતાજીમા કહ્યુંછે કે જેને "હુ કર્તાછું" એવી રીતની વૃત્તિ

નથી, અને જેની બુદ્ધિ લેપાતી નથી તે આ લોકને હણીને પણ હણતો નથી અને બંધાતો નથી.

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥**

ગી. ૯—૨૭.

અર્થ—હે કુંતીપુત્ર! તું જે કરેછે, જે ખાયછે, જે હોમ કરેછે, જે દાન કરેછે (ને) જે તપ કરેછે તે મને અર્પણ કર.

શ્રીમદ્વલ્લભાચાર્યપ્રકટિત તત્વદીપ નામની ગીતાની ટીકામાં ઉપરના શ્લોકની સાથે સિદ્ધાંતરહસ્યના શ્લોકો જોડી બતાવવામાં આવ્યુંછે કે, એ પ્રમાણે કરવાથી સર્વ દોષોની નિવૃત્તિ થાયછે.

**गंगात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना ॥ ८ ॥**
**गंगात्वेन निरूप्यास्यात्तद्वदत्रापि चैव हि ॥ ९ ॥**

ભાવાર્થ—શ્રીગંગાજીમાં મળેલા ગલી અને ખાળ વિગેરેના જળસંબંધી બધા દોષોને ગંગાજીપણું બસુસપણે સિદ્ધ થાય છે.

ગંગાત્વ.

ગલીકુંચી અને ખાળ પરનાળનું જળ સદોષ અને અપવિત્ર છે; તોપણ તે જળ ગંગાજીમાં મળ્યાથી ગંગારૂપ થઈ જાયછે, અને દુષ્ટ જળના સર્વદોષ નિવૃત્ત થઈ તે જળ ગંગાજીજ કહેવાયછે. ગંગાજીમાં મળતા પહેલાં તે જળના ગુણદોષ વર્ણન કરવામાં આવતા, પણ ગંગાના સમાગમ પછી તો તે સર્વગુણદોષ બંધ પડી જાયછે, અને ગંગાજીમાં જે પાવિત્ર્યઆદિ ગંગાત્વ છે તે ગંગાત્વ જેમ દુષ્ટ જળને પ્રાપ્ત થઈ જાયછે તેજ પ્રમાણે, અહિં પણ બ્રહ્મસંબંધ (આત્મ નિવેદન) થતા પહેલાં વસ્તુ દુષ્ટ હોય તોપણ પ્રભુને અર્પણ થયાથી તે વસ્તુના દોષ નિવૃત્ત થંઇ જઈ તે વસ્તુ બ્રહ્મરૂપ થઈ જાયછે.

ટીકા—અહિં સિદ્ધાંતરહસ્ય નામનો ગ્રંથ પુરો થાયછે. એમાં મુખ્ય બે વાતો સ્પષ્ટપણે જણાવી છે. (૧) બ્રહ્મ સંબંધથી ભક્તિમાર્ગમાં પ્રવેશ કરવાના અધિકારની પ્રાપ્તિ; અને (૨) બ્રહ્મસંબંધ થયા પછી પુષ્ટિમાર્ગીય મર્યાદાનુસાર વર્તન. ભક્તિમાર્ગમાં દાખલ થવાને માટે આત્મનિવેદનની જરૂર છે. આત્મનિવેદન કરવાથી બ્રહ્મની સાથેના નિત્ય સંબંધની પુનઃસ્મૃતિ થાયછે. એ સ્મૃતિ પ્રાપ્ત કરવી એ અધિકાર છે. જે માણસ પોતાનું સર્વસ્વ પ્રભુને અર્પણ કરે તેણે અવશ્ય પોતાના લૌકિક અને અલૌકિક કાર્યો પ્રભુને અર્પણ કરવાં જોઇએ. તેમ કરવામાં આવે તેને સમર્પણ કહેછે. ખાવું, પીવું, વ્યાપાર, રોજગાર, વિદ્યાભ્યાસ, યાત્રા, કજીયા વિગેરે સર્વ વસ્તુ પ્રભુને અર્પણ કરવી. એમ કરવાથી તે વસ્તુઓમાં રહેલા ગુણદોષો બંધનકારક થતા નથી. વિશેષમાં એમ જણાવવામાં આવ્યું છે કે પ્રભુને અર્પણ કરેલી વસ્તુઓનો ઉપયોગ કરવાનો ભક્તજનને અધિકાર છે, પણ દાન કરેલી વસ્તુ દાન કરનારને વાપરવાનો અધિકાર નથી.

બ્રહ્મસંબંધથી પ્રાપ્ત થતો અધિકાર અને બ્રહ્મસંબંધ થયા પછીનું વર્તન.

આત્મનિવેદન.

સમર્પણ.

આત્મનિવેદન અને બ્રહ્મસંબંધ કરી, સર્વ વસ્તુ પ્રભુને અર્પણ કરતાં પોતાનું જીવન ચલાવવું એના કરતાં બીજું કોઈ વધારે નિર્દોષ અને શ્રેષ્ઠ જીવન હોઈ શકેજ નહિં. આવા સર્વથી ઉત્કૃષ્ટ જીવનથી આ લોક અને પરલોક સંબંધી સર્વ પુરૂષાર્થો સહજ સિદ્ધ થતાં લૌકિકમાં અલૌકિકત્વ પ્રાપ્ત થાયછે, અને સદોષમાં નિર્દોષત્વ સિદ્ધ થાયછે. આવો ઉત્તમ જીવનમાર્ગ સર્વને અંગીકાર કરવા યોગ્ય છે.

નિવેદિતજીવન.

આ ( સિદ્ધાંત રહસ્ય ) ગ્રંથ કયા વર્ષમાં બનાવ્યો તે કોઈ ઠેકાણે લખ્યું નથી; તોપણ આસપાસની હકીકત ઉપરથી અનુમાન કરી શકાય છે કે તે સંવત્ ૧૫૪૯ અને સંવત્ ૧૫૫૫ ની વચમાં બનાવેલો હોવો જો-

સિદ્ધાંત રહસ્યનું વર્ષ.

ઇએ. બેઠકોનાં પુસ્તકોમાં મથુરામાં વિશ્રાન્તિ ઘાટ ઉપરની બેઠકની વાર્તા (વાર્તા ૫ મી)માં યવને મૂકેલો યંત્ર આચાર્યશ્રીએ ઉઠાવડાવ્યાની મિતિ સંવત્ ૧૫૪૯ ના ભાદરવા વદ ૧૩ ની આપી છે, તે ઉપરથી એમ કહી શકાય કે આ ગ્રંથ સંવત્ ૧૫૪૯ ના શ્રાવણ શુદ ૧૨ ના રોજ રચ્યો હતો. પરંતુ કૃષ્ણદેવરાજાની સભામાં આચાર્યશ્રી પધાર્યાનો તથા બીજા મહત્વના બનાવોનો વખત ચોક્કસ થતાં પહેલાં આ ગ્રંથ રચ્યાની મિતિનો ચોક્કસપણે નિર્ણય કરી શકાય નહી. શ્રાવણ સુદ ૧૧ ના રોજ આચાર્યશ્રીને શ્રીભગવાને બ્રહ્મસંબંધનો ગદ્યમંત્ર આપી ભક્તિમાર્ગ ચલાવવાની આજ્ઞા આપી તે પછી તરત આ ગ્રંથ રચવામાં આવ્યો હતો એમ "अक्षरशः" શબ્દ ઉપરથી અનુમાન થઇ શકેછે.

આ ગ્રંથના પ્રારંભમાં "साक्षाद्भगवता प्रोक्तं" એ શબ્દો લખેલા છે, તેથી સિદ્ધ થાયછે કે સાક્ષાત્ ભગવાનેજ આ બ્રહ્મસંબંધના મંત્રનો આચાર્યશ્રીને ઉપદેશ કર્યો હતો. આ પ્રમાણે હોવાથી બિલ્વમંગળે આચાર્યશ્રીને પુષ્ટિમાર્ગની દીક્ષા આપી એવી કલ્પના કરવી એ આ ગ્રંથ વિરૂદ્ધ છે. એટલુંજ નહિ પણ બેઠકોનાં પુસ્તકોમાં સ્પષ્ટ રીતે લખ્યું છે કે વિદ્યાનગરમાં આચાર્યશ્રીનો કનકાભિષેક થયા પછી બિલ્વમંગળે ત્યાં આવી આચાર્યશ્રી પાસેથી દીક્ષા લીધી અને તે પછી તે સ્વધામ પધાર્યા. (જુઓ વિદ્યાનગરની બેઠકની વાર્તા ૪૯ મી.) આ વાતની પુષ્ટિમાં અમે એ વાર્તામાંનાજ શબ્દો નીચે ટાંકીએ છીએ.

"तब बिल्वमंगलने कहीजो महाराज कृपाकरिकें मोकोंनाम सुनैये ओर सरन लीजीयें ॥ तब श्रीआचार्यजी महाप्रभुजीने बिल्वमंगलको नाम सुनायो ॥ तब बिल्वमंगलने साष्टांग दंडवत् करी ॥ ताही समय बिल्वमंगल स्वधामकों प्राप्त भये ॥

સિદ્ધાન્તરહસ્યનો ગ્રંથ ભક્તિમાર્ગીય આચરણને માટે છે. ભક્તિમાર્ગીય સિદ્ધાન્ત તો આચાર્યશ્રીએ તે પહેલાં વિદ્યાભ્યાસના વખતમાં તેમજ વિદ્યાનગર અને અન્ય સ્થળોના સંવાદમાં નક્કી કર્યો હતો. એ ઉપરથી અનુમાન થાયછે કે **बालबोध** અને **सिद्धान्तमुक्तावली** નામના ગ્રંથો આચાર્યશ્રીએ પહેલાં રચ્યા હતા.

સિદ્ધાંત રહસ્ય.

બાલબોધ અને સિદ્ધાન્તમુક્તાવલી.

વાંચનારને જ્યારે આચરણના નિયમો બતાવવામાં આવ્યા ત્યારે આચાર્યશ્રીના ભક્તિમાર્ગીય સિદ્ધાન્તની ઝાંખી કરાવવી જોઇએ. એ સિદ્ધાન્તનું સંપૂર્ણ વર્ણન તો આચાર્યશ્રીના તમામ ગ્રંથોની સહાયતા લીધા સિવાય થઈ શકે એમ નથી, તો પણ તેનો કાંઈક સાર આપવાનો અમે યત્ન કરીએ છીએ.

"બાલબોધ" નામના ગ્રંથથી આચાર્યશ્રીએ બતાવ્યું છે કે ધર્મસંબંધી તમામ શાસ્ત્રોના બે ભાગ થઈ શકે છે. (૧) ઇશ્વિરકૃત અને (૨) જીવકૃત. ઇશ્વિરકૃત શાસ્ત્રજ સર્વ કાળમાં સર્વમાન્ય થઈ શકેછે એમ નિશ્ચય કરી તથા ઇશ્વરપ્રોક્ત ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો આદર કરવો એમ પ્રતિપાદન કરી ઇશ્વરપ્રોક્ત મોક્ષનું સ્વરૂપ પ્રગટ કરવા "સિદ્ધાન્તમુક્તાવલી"નું નિર્માણ કર્યું. "બાળબોધ" નામનો ગ્રંથ રચ્યા પછી તરત આ ગ્રંથ રચ્યો હોય એમ અનુમાન થાયછે. "બાલબોધમાં" સર્વ સિદ્ધાન્તનો વિચાર કરીને જે સિદ્ધાન્ત આચાર્યશ્રીને સત્ય જણાયો તે "સિદ્ધાન્તમુક્તાવલી"માં **स्वसिद्धान्त** તરીકે વર્ણવ્યો.

બાલબોધ.

સિદ્ધાન્તમુક્તાવલી.

"બાલબોધ" અને "સિદ્ધાન્તમુક્તાવલી" એ બંને ગ્રંથોની વાદના ગ્રંથોમાં ગણના થાયછે. "સિદ્ધાન્તમુક્તાવલી" માં ભક્તિમાર્ગીય સિદ્ધાન્ત ( Theory or Doctrine of Devotion ) છે; અને તે સિદ્ધાન્તને **આચરણ-વર્તન** ( Practice ) માં મુકવાનો ભગવાને બતાવેલો **સહેલો માર્ગ "સિદ્ધાન્તરહસ્ય"** માં બતાવવામાં **આવ્યોછે.**

બાલબોધ અને સિદ્ધાન્તમુક્તાવલી.

"સિદ્ધાન્તમુકતાવલી"માં વાદ માત્રના પારિભાષિક શબ્દો આવેછે. "मायिकं" શબ્દમાં શાંકરવાદનું રહસ્ય છે. "सगुणं"માં સાંખ્યનું રહસ્ય છે. "कार्यं"માં નૈયાયિક આદિનું રહસ્ય છે. "स्वतन्त्रं"માં મીમાંસક, જૈન, બૌદ્ધ આદિનું રહસ્ય છે. "नैकधा"વડે બીજા મતનું સૂચન કરેલુંછે. "तदेवैतत्" શુદ્ધ બ્રહ્મવાદ સૂચવે છે. "प्रकारेण"માં प्रकार શબ્દ રામાનુજીય પરિભાષા છે. રામાનુજનો પ્રકાર માન્ય રાખ્યો છે. "द्विरूपं"માં "द्वि" શબ્દ માધ્વનું રહસ્ય બતાવેછે; પણ તે આચાર્ય વાસ્તવિક દ્વૈત માનેછે તેથી તેની ચૂક બતાવી "रूप" શબ્દ ઉમેરી આપ્યો. વસ્તુનું દ્વૈત ન માનવું પણ રૂપનું દ્વૈત માનવું એમ આચાર્યશ્રીનો નિશ્ચય છે. વસ્તુ ભિન્ન નથી, પણ રૂપ ભિન્ન છે એમ આચાર્યશ્રીનું માનવું છે. ૧૩ મા શ્લોકમાં "उपाधि" શબ્દ આવે છે તે ભાસ્કરમતની પરિભાષા છે.

પારિભાષિક શબ્દો.

ષોડશગ્રંથમાં "સિદ્ધાન્તમુકતાવલી" વાદ દૃષ્ટિથી ઉત્તમ પદવી પ્રાપ્ત કરેછે. કાશીસ્થ પુરૂષોત્તમદાસજીને કાશીમાં માયાવાદી સાથે વાદ કરવાનો પ્રસંગ આવતો ત્યારે પુરૂષોત્તમદાસ એ ગ્રંથનો અત્યંત ઉપયોગ કરતા. સર્વ વેદ, સર્વ સ્મૃતિ, સર્વ પુરાણ અને સર્વ દર્શનમાં જે સત્યાસત્ય છે તે સર્વનો નિર્ણય બાલબોધ અને સિદ્ધાન્તમુકતાવલીમાં છે, અને તેમાં પણ સિદ્ધાન્તમુકતાવલી, બાલબોધના ઉત્તરભાગ તરીકે હોવાથી, તથા સ્વસિદ્ધાન્ત પ્રતિપાદક હોવાથી, વિશેષ માન્ય છે. વિચારનિર્ણય કરીને આચારનિર્ણયમાં સિદ્ધાન્ત રહસ્યાદિ ઉપયુકત છે.

ષોડશગ્રંથમાં સિદ્ધાન્ત મુક્તાવલીની પદવી.

"પુષ્ટિ પ્રવાહ મર્યાદા ભેદ" નામનો ગ્રંથ પણ "સિદ્ધાન્ત મુકતાવલી"માં વપરાયલા પુષ્ટિ અને મર્યાદા શબ્દના સ્પષ્ટ અર્થ સમજાવેછે. ગંગાજીનાં ત્રણ સ્વરૂપવડે બ્રહ્મનાં ત્રણ સ્વરૂપ બતાવી તે પ્રમાણે ત્રણ માર્ગ સ્પષ્ટ કરવા "પુષ્ટિ પ્રવાહ મર્યાદા" ગ્રંથનો ઉપયોગ છે. અર્થાત્

પુષ્ટિ પ્રવાહ મર્યાદા ભેદ.

"બાલબોધ," "મુક્તાવલી," અને "પુષ્ટિપ્રવાહમર્યાદા" એ ત્રણે ગ્રંથો એક કોટિના છે, અને તે સમાનકાલીન છે, એમ અનુમાન થાયછે. સિદ્ધાન્તરહસ્ય, નવરત્ન, ભક્તિવર્દ્ધિની આદિ ગ્રંથો આચારકોટિના છે.

ઈશ્વર અને જીવકૃત શાસ્ત્રો.

ઈશ્વરકૃત શાસ્ત્રોમાં આચાર્યશ્રી વેદ અને ગીતાને મુકેછે, અને જીવકૃતમાં તમામ સ્મૃતિઓ અને સાંખ્યાદિ શાસ્ત્રોને મુકેછે. દરેકનું બળાબળ કેવું અને કેટલું છે તે "નિબંધ"ના "શાસ્ત્રાર્થ" અને "સર્વ નિર્ણય" પ્રકરણોમાં આચાર્યશ્રીએ વિસ્તારપૂર્વક બતાવ્યુંછે.

મનુષ્યકૃત ગ્રંથો કરતાં ઇશ્વરકૃત ગ્રંથો વધારે વજનદાર ગણી તે ગ્રંથોને અનુસરી વિદ્વાનોની સાથે વારંવાર વાદ કરી આચાર્યશ્રીએ સ્વસિદ્ધાન્ત નક્કી કર્યોછે માટેજ સિદ્ધાન્તમુક્તાવલી નામના ગ્રંથના પહેલા શ્લોકની પહેલી લીટીમાં **विनिश्चयम** શબ્દ વાપરેલો છે.

સિદ્ધાંતમુક્તાવલી નામનો ગ્રંથ આચાર્યશ્રીના સિદ્ધાન્તને જણાવવાવાળો અને તેથી ઘણો ઉપયોગી હોવાથી એ ગ્રંથનો સાર આ સ્થળે આપવો ઉચિત લાગેછે. તે આપવામાં જ્યાં સ્પષ્ટીકરણની જરૂર જણાશે ત્યાં આચાર્યશ્રીના બીજા ગ્રંથોનો આધાર લેવામાં આવશે (નીચેના સારમાં જ્યાં શ્લોકાંક લખ્યાછે તે સિદ્ધાંતમુક્તાવલીના શ્લોક છે.)

## સિદ્ધાન્તમુક્તાવલી.

શ્રીહરિને નમન કરીને, તથા પોતાનો સિદ્ધાન્ત વિશેષ નિશ્ચયપૂર્વક બતાવવાનો પ્રતિજ્ઞા કરીને, આચાર્યશ્રી કહેછે કે શ્રીકૃષ્ણની સેવા સદા કરવી જોઇએ. સેવામાં માનસી સેવા એ ઉત્તમ છે. સેવા એટલે શ્રીકૃષ્ણમાં ચિત્ત પરોવાયેલું રહેવું તે.

સેવા—માનસી સેવા.

શ્રીકૃષ્ણમાં નિરંતર મન રહે તે માટે તનુજા ( શરીરવડે કરવામાં આવે તે ) અને વિત્તજા ( ધનથી કરવામાં આવે તે ) સેવા કરવી જોઇએ. સેવા કરવાથી સંસારનાં દુઃખોની નિવૃત્તિ થાયછે અને વચમાં બ્રહ્મનું પણ જ્ઞાન થાયછે. ૧-૨.

તનુજા અને વિત્તજા સેવા.

એ પ્રમાણે સેવા કરવાની આજ્ઞા કરી આચાર્યશ્રી બ્રહ્મ, અક્ષરબ્રહ્મ, શ્રીકૃષ્ણ, જગત્ વિગેરેનાં સ્વરૂપ બતાવે છે.

**બ્રહ્મ** એ સચ્ચિદાનંદરૂપ, નિર્વિકારી, સર્વશકિતમાન્, સર્વવ્યાપી, સર્વાધાર, જગત્નુ સમવાયી અને નિમિત્ત કારણ, સર્વવિરૂદ્ધધર્માશ્રયરૂપ અને અનંત મૂર્તિ છે. તે વિભકત તેમજ અવિભકત છે. તે જડ શરીરના પ્રાકૃત ગુણોથી રહિત છે.

બ્રહ્મ.

સત્ય, શૌચ, દયા, શાન્તિ, ઈત્યાદિ હજારો સ્વાભાવિક ગુણોથી તે યુકત છે. તે આવિર્ભાવ અને તિરોભાવથી બહુરૂપે ભાસે છે. તે કોઈ વખત પોતાના સ્વરૂપમાં અને કોઇ વખત પ્રપંચમાં રમેછે. તે યુકિતનો વિષય નથી. જેમાં, જેવડે, જેથકી, જે સંબંધી, જેને અર્થે, જેજે કાંઇ, જે પ્રકારે, જે જે કાળમાં જે કાંઈ થાયછે તે સર્વ બ્રહ્મ છે.

બ્રહ્મની સૃષ્ટિ કરવાની ઇચ્છા થાયછે ત્યારે તેના એક દેશમાં આનંદ તિરોહિત થાયછે; તેમ થવાથી તેનાં બે રૂપ થાયછે. એક રૂપ સંપૂર્ણ આનંદવાળું રહેછે. એ રૂપને પરબ્રહ્મ, પુરૂષોત્તમ, પરમાત્મા, કે કૃષ્ણ કહેછે.

પરબ્રહ્મ.

બીજું રૂપ બૃહત્ અથવા **અક્ષરબ્રહ્મ** કહેવાયછે. તેમાં સત્, ચિત્, અને આનંદ પરબ્રહ્મના કરતાં ઓછાં હોયછે, તેથી તે "ગણિતાનંદ" કહેવાયછે.

અક્ષર.

અક્ષરબ્રહ્મનાં બે રૂપ થાયછે; એક જ્ઞાનીઓને પૂજવા લા-

યક રૂપ અને બીજું તેથી વિલક્ષણ. આ બીજું રૂપ એ જગત્ અથવા પ્રપંચ છે. ૩

જગત્. જગત્ અથવા પ્રપંચના વિષયમાં અનેક વાદ છે. માયાવાદી લોકો તેને માયાનું કાર્ય (मायिकं) કહેછે. સાંખ્ય મતવાળા તે સત્ત્વાદિ ગુણોનું કાર્ય (सगुणं) છે એમ કહેછે. નૈયાયિક લોકો દ્વ્યણુક, ત્ર્યણુક એમ પરમાણુઓનું ક્રમે કરીને ઈશ્વરનું બનાવેલું (कार्यं) કહેછે. મીમાંસક લોકો તેને સ્વતંત્ર (स्वतंत्रं) એટલે સદા આવું ને આવું છે એમ કહે છે. બૌધ, માધ્યમિક, વૈભાષિક, સૌત્રાંતિક, અર્હત્, ચાર્વાક અથવા લોકાયતિક, વામ અને શાકત વિગેરે પોતાની મરજી માફક કહેછે. ૪

ગંગાજીનાં બે રૂપ. ગંગાજીનાં બે રૂપ છે; એક જળરૂપ અને બીજું માહાત્મ્યયુકત તીર્થરૂપ. જળરૂપથી ગંગાજી નહાવા ધોવા વિગેરે વ્યવહારના ઉપયોગમાં આવેછે. મર્યાદામાર્ગની વિધિથી ગંગાજીના માહાત્મ્યયુકત તીર્થરૂપની જે પૂજા કરેછે તેને તે રૂપે ગંગાજી ભોગ અને મોક્ષ આપેછે. અક્ષરનાં બે રૂપ. તેજ પ્રમાણે અક્ષરબ્રહ્મનાં બે રૂપ છે એમ જાણવું. એક રૂપ જગત્ છે. તેવડે વ્યવહારની સિદ્ધિ થાયછે. બીજું રૂપ પૂજવા લાયક છે. એ પ્રમાણે વેદનો મત છે. ૫-૬.

ગંગાજીનું ત્રિજું રૂપ. ગંગાજીની દેવતારૂપી મૂર્તિનાં દર્શન અભેદબુદ્ધિવડે એમની ભકિત કરનારને કોઈક વખત થાયછે, બધાંને તે દર્શન થતાં નથી. તોપણ ગંગાજીમાં સ્નાન કરવું વિહિત છે, અને તેનું ફળ પણ થાયછે, એ વાત મોટાઓના અંતઃકરણની પ્રતીતિથી જણાયછે.

પ્રથમ ગંગાજીનાં બે રૂપ, એક જળરૂપ, અને તીર્થરૂપ બતાવ્યાં. ત્રીજું રૂપ દેવતારૂપ છે. એનો પણ ઇસારો ૭ મા શ્લોકમાં કર્યોછે. એ ત્રણે રૂપને શાસ્ત્રીય ભાષામાં આધિભૌતિક (જ-

ળરૂપ ), આધ્યાત્મિક ( તીર્થરૂપ ) અને આધિદૈવિક ( દેવીરૂપ ) કહેલાં છે. નવમા શ્લોકમાં ગંગાજીનાં એ ત્રણે રૂપની સાથે જગત્ અક્ષર અને કૃષ્ણનો મુકાબલો કરવામાં આવેછે.

यथा जलं तथा सर्वं यथा शक्ता तथा बृहत् ॥
यथा देवी तथा कृष्णस्तत्राप्येतदिहोच्यते ॥ ९ ॥

અર્થ—જેમ ( ગંગાજીનું ) જળ છે તેમ આ સર્વ ( જગત્ ) છે; જેમ શક્તિવાળાં ( તીર્થરૂપ ગંગાજી ) છે તેમ બૃહત્ ( અક્ષરબ્રહ્મ ) છે; જેમ દેવી ( દેવતારૂપ ગંગાજી ) છે તેમ ( શ્રી ) કૃષ્ણ છે. આ ( સિદ્ધાંતને ) વિષે પણ જે કહેવાનું છે તે કહિયે છીએ. ૯

બ્રહ્મનાં રૂપની ગંગાજીનાં રૂપ સાથે સરખામણી.

જેવી રીતે જગત્ બ્રહ્મરૂપ હોવા છતાં ત્રિગુણાત્મક કહેલું છે તેવી રીતે બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એ ત્રણને ત્રિગુણાત્મક જગત્‌ને નિયમમાં રાખનારા, ઉપાસના કરવા યોગ્ય અને ત્રણ ગુણની ઉપાધિવાળા દેવ કહેલાછે. એજ પ્રમાણે અક્ષરબ્રહ્મને વિષે શ્રીહરિને આધિદૈવિક રૂપ માનેલા છે. ૧૦

બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ.

આ ત્રણ પ્રકારના લોકમાં ઉપાસકોને વિષયનો કે તે તે દેવતાના લોકની પ્રાપ્તિ બ્રહ્માદિક દેવતાઓથી થાય છે, બીજી રીતે થતી નથી. પોતાના આત્માને સારૂ પરમાનંદની પ્રાપ્તિ તો માત્ર પરમાનંદરૂપ શ્રીકૃષ્ણથીજ થઈ શકેછે. બીજી રીતે થઇ શકતી નથી એ નિશ્ચય છે. ૧૧

વિષયની પ્રાપ્તિ.

પરમાનંદની પ્રાપ્તિ.

ટીકા—આ શ્લોક ઉપરથી જણાયછે કે જેઓને દુનિયાદારી વિષયોની વાંચ્છના છે તેઓએ બ્રહ્મા, વિષ્ણુ કે શિવની ઉપાસના કરવી; પણ જેઓ માત્ર વિમળ પ્રેમાનંદની પ્રાપ્તિની ઈચ્છાવાળા હોય તેઓએ પ્રેમાનંદરૂપ શ્રીકૃષ્ણને ભજવા.

આકાશમાં છિદ્રો નથી, છતાં ચારણી કે એવીજ રીતની બીજી ઉપાધિદ્વારા આકાશ તરફ જોવામાં આવે તો તેમાં છિદ્રો

જીવ અને સંસાર.

જણાયછે; તેમ આત્મા ( જીવ ) બ્રહ્મરૂપ છતાં આત્મામાં અનેક પ્રકારની બુદ્ધિ પ્રતીત થાયછે. એકજ આત્મા છતાં તેમાં અનેક બુદ્ધિ થવી એ અવિદ્યારૂપ ઉપાધિનું કાર્ય છે. ૧૨.

બધું જગત્ બ્રહ્મરૂપ છે એમ જાણવારૂપ વિજ્ઞાનવડે અવિદ્યારૂપ ઉપાધિનો નાશ કરવામાં આવે ત્યારે જેમ ગંગાજીના

કૃષ્ણદર્શન.

તીર ઉપર રહેનાર ગંગાભક્ત ગંગાજીના દેવીરૂપનાં દર્શન, ગંગાજીના પ્રવાહમાંજ કરી શકેછે તેમ જ્ઞાની અક્ષરબ્રહ્મરૂપ પોતાના આત્માને વિષે શ્રીકૃષ્ણનાં દર્શન કરી શકે.

જેમ ગંગાજીના કિનારાથી દુર રહેનાર તેમના ભક્તને ગંગાજીનું ઈચ્છિત જળ મળતું નથી, અને ગંગાજીનાં દર્શન પણ થતાં નથી, તેમ ભગવાનના જે ભક્તને સંસાર વિદ્યમાન છે, એટલે જે અહંતા મમતામાં ગરક થઇ રહેલોછે, તેને પણ ભગવાનની પ્રાપ્તિ અને ભગવાનનાં દર્શન થતાં નથી; તેથી તે દુઃખી

અહંતા મમતા.

થાયછે. તેટલા માટે શ્રીકૃષ્ણના માર્ગમાં રહેલા ભકતે તો અહંતામમતાત્મક સંસારથી વિમુકત થઇને આત્માના આનંદરૂપી સમુદ્રમાં બિરાજનાર શ્રીકૃષ્ણનુંજ વિશેષે કરીને ચિંતન કરવું.

કૃષ્ણભક્તિ.

લોકસંબંધી પદાર્થોના પ્રયોજનવાળો થઇને શ્રીકૃષ્ણને ભજે તો તે સર્વથા દુઃખી થાયછે. ૧૩—૧૪—૧૫—૧૬.

જો દુઃખી છતાં શ્રીકૃષ્ણને ભજે તો તેનો અહંતામમતાત્મક સંસાર નષ્ટ થાયછે. પુષ્ટિમાર્ગીય ભકતને પોતાના સ્વરૂપનું

ક્યાંથી જ્ઞાન મેળવવું ?

અને ભગવત્‌સ્વરૂપનું જ્ઞાન નહિં હોય તો શ્રીભાગવત શ્રવણમાં સાવધાન થઇ જ્યાં પૂજાનો પ્રવાહ અને પર્વાદિકમાં થતા ઉત્સવ વગેરે ચાલતા હોય ત્યાં રહેવું જોઇએ. ૧૭.

જો મર્યાદામાર્ગીય ભકતને પોતાના અને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન ન હોય તો તેણે ભાગવતના શ્રવણમાં તત્પર થઈ શ્રીગંગાજીને કિનારે રહેવું. આ પુષ્ટિમાર્ગમાં શ્રીપ્રભુનો અનુગ્રહજ નિયામક છે, તેથી મર્યાદામાર્ગની પેઠે ગંગાતીરપરજ રહેવું જોઇએ એવો નિયમ પુષ્ટિમાર્ગમાં નથી. ૧૮.

જ્ઞાનીને અક્ષરની તથા ભક્તને પુરૂષોત્તમની પ્રાપ્તિ.

જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ ઉત્તમ છે.

જ્ઞાનીને અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ થાયછે અને પુષ્ટિમાર્ગીય ભકતને શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ થાયછે, માટે જ્ઞાનીને શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિની ઇચ્છા હોય તો તેણે પુષ્ટિમાર્ગમાં આવીને તનુજા, વિત્તજા અને માનસી સેવા કરવી. એમ કરવાથી એને શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ થશે. એ પ્રમાણે હોવાથી જ્ઞાનમાર્ગ કરતાં ભક્તિમાર્ગ અધિક ઉત્તમ છે. ૧૯

ગંગાજીના કિનારા ઉપર રહેતા પુરૂષમાં જો ભકિતભાવ ન હોય તો તે દુષ્ટ કર્મ કરવાવાળો અને પાખંડી થાયછે. તેમજ

ભક્તિરહિતની દશા.

પ્રભુના સ્થાનકમાં રહેતા પુરૂષમાં જો ભકિતભાવ ન હોય તો તેપણ પોતાનાં દુષ્ટ કર્મોએ કરીને તે સ્થાનમાંથી છુટી કોઇ હીનયોનિમાં જન્મેછે. ૨૦.

એ પ્રમાણે સ્વશાસ્ત્રના ગુપ્ત સિદ્ધાન્તનું મેં નિરૂપણ કર્યું. તે જાણવાથી પુરૂષો સર્વ સંશયથી મુકત થાયછે. ૨૧.

## ફલિતાર્થ.

સિદ્ધાન્તરહસ્ય અને સિદ્ધાન્તમુક્તાવલિ એ બે ગ્રંથો સાથે વાંચતાં નીચે પ્રમાણે ફલિતાર્થ નિકળેછેઃ—

બ્રહ્મનાં રૂપ.

બ્રહ્મ એ સચ્ચિદાનંદ, સર્વવ્યાપી, સર્વશક્તિમાન્, અનંતમૂર્તિ, અનંત ગુણોવાળુ અને વિરૂદ્ધ ધર્માશ્રયી છે.

અક્ષર.

બ્રહ્મને અનેક રૂપે થવાની ઇચ્છા થાયછે ત્યારે તેના એક દેશમાં આનંદનો કાંઇક તિરોભાવ થઈ તેનાં બે રૂપ થાયછે. એક પરબ્રહ્મ અને બીજું અક્ષર.

પુરૂષોત્તમ.

પરબ્રહ્મ એ પૂર્ણ આનંદરૂપ છે. તે પરમાત્મા, પુરૂષોત્તમ, કે શ્રીકૃષ્ણ કહેવાયછે.

ગણિતાનંદ.

અક્ષરમાં કાંઈક ઓછો આનંદ હોવાથી તે ગણિતાનંદ કહેવાયછે. તેને કૂટસ્થ કે અવ્યકત પણ કહેછે.

અક્ષરનાં બે રૂપ છે. એક જ્ઞાનીઓને પૂજવા લાયક, જેને ગીતાજીમાં અવ્યકત કહેછે તે, અને બીજું જગત્

જગત્ ને તેની સત્યતા.

જગત્ બ્રહ્મરૂપ છતાં ત્રિગુણાત્મક છે. જગત્માં તેના નિયંતારૂપ બ્રહ્મા, વિષ્ણુ, શિવ વિગેરે દેવતાઓનો તથા જીવો, જડ વિગેરે તમામ પદાર્થોનો, સમાસ થાયછે. તે કારણથી જગત્ એ સત્ય છે; મિથ્યા નથી. તે, સત્ય બ્રહ્મમાંથી થયેલું, બ્રહ્મનું સત્ય કાર્ય છે.

જીવ.

જીવ એ બ્રહ્મનો અંશ છે. જીવ અને પરમાત્મા ( કૃષ્ણ )ની વચ્ચે અંશાંશીસંબંધ છે.

ભક્તિની આવશ્યક્તા.

જેમ પુત્ર, પુત્રી જે માતાપિતાના અંશરૂપ છે તેમણે માતાપિતાની ભકિત કરવી જોઇએ, તેમ જીવ એ પરમાત્મા ( શ્રીકૃષ્ણ )ના અંશરૂપ હોવાથી તેમણે પરમાત્માની ભકિત કરવી જોઇએ.

એ ભકિતભાવ ઉત્પન્ન થતા પહેલાં જીવ અને પરમાત્મા વચ્ચેના સંબંધની સ્મૃતિ થવી જોઇએ.

બ્રહ્મસંબંધ.

બ્રહ્મસંબંધ કરવાથી જીવ અને પરમાત્મા વચ્ચેના સંબંધની ( પુનઃ ) સ્મૃતિ થાયછે.

પાંચ પ્રકારના દોષ.

બ્રહ્મસંબંધ કરવાનાં પાંચ પ્રકારના દોષો નડતા નથી; તેથી તેનો હરકોઈ પંકિતના માણસને અધિકાર છે.

આત્મનિવેદન.

બ્રહ્મસંબંધ થતી વખતે પોતાનું સર્વસ્વ ભગવાનને અર્પણ કરવાની જરૂર છે.

બ્રહ્મસંબંધ થયા પછી તદનુસાર વર્તન રાખવાને માટે

સમર્પણ.

સર્વ વસ્તુઓ ભગવાનને અર્પણ કરી ઉપયોગમાં લેવાની જરૂર છે.

દેવોની ઉપાસના.

જેઓ લૌકિક વિષયોની પ્રાપ્તિની ઇચ્છાવાળા હોય તેઓએ બ્રહ્મા, વિષ્ણુ, કે શિવની ઉપાસના કરવી.

કૃષ્ણની સેવા.

જેઓ વિષયોની ઇચ્છાવાળા નથી પણ કેવળ પરમાનંદની ઇચ્છાવાળા છે તેમણે શ્રીકૃષ્ણની સેવા કરવી.

સેવા.

સેવા એટલે ભગવાનમાં મન પરોવવું. સેવા ત્રણ પ્રકારે થાયછે.

જે સેવા માત્ર મનથકી કરવામાં આવે તેને માનસી સેવા કહેછે, તે પરમ ફળરૂપ છે. તે ફળરૂપ સેવા સિદ્ધ થવાને જે તન અથવા શરીરથી થાય તે તનુજા સેવા; અને જે ધન કે વિત્તથી થાય તે વિત્તજા સેવા;

એ તનુજા અને વિત્તજા સેવા સાધન રૂપ છે.

એ ત્રણે સેવામાં માનસી સેવા ઉત્તમ છે. તનુજા અને વિત્તજા સેવા કરવાથી માનસી સેવા સિદ્ધ થાયછે.

અહંતામમતારૂપી અવિદ્યાને લીધે જીવને સંસારનાં દુઃખો વેઠવાં પડેછે. પણ તનુજા વિત્તજા અને માનસી સેવા સિદ્ધ થતાં પહેલાં મધ્ય અવસ્થામાં આ જગત્ બ્રહ્મરૂપ છે એ સિદ્ધાન્તનો અનુભવ થતાં તે સર્વ દુઃખોની નિવૃત્તિ થાયછે, માટે પુષ્ટિમાર્ગમાં સંસારનિવૃત્તિ અવાંતર ફળ છે, અને સમાપ્તિમાં માનસી સેવા સિદ્ધ થઈ ભગવાનની પ્રાપ્તિ થાયછે તે અંતિમ ફળ છે.

ભક્તિ.

શ્રીહરિમાં એમના માહાત્મ્યજ્ઞાનપૂર્વક સર્વથી અધિક સુદૃઢ સ્નેહ ( Love ) રાખવામાં આવે એને ભક્તિ કહેછે.

**એવી ભક્તિ સિવાય બીજી રીતે મુક્તિ થઈ શકતી નથી.**

મર્યાદામાર્ગીય ભક્તને પોતાના અને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન ન હોય તો તેણે શ્રીગંગાજીને કિનારે રહી શ્રીભાગવતનું શ્રવણ કરવું.

મર્યાદામાર્ગીય ભક્ત.

જો પુષ્ટિમાર્ગીય ભક્તને તેવું જ્ઞાન ન હોય તો ભાગવતના શ્રવણમાં સાવધાન થઇ જ્યાં પૂજાનો પ્રવાહ અને પર્વાદિકમાં થતા ઉત્સવો ચાલતા હોય ત્યાં રહી જ્ઞાન સંપાદન કરવું.

પુષ્ટિમાર્ગીય ભક્ત.

એ પ્રમાણે આ બંને ગ્રંથોનો ફલિતાર્થ છે.

---

## પ્રકરણ ૧૨ મું.

### ભક્તિમાર્ગની સ્થાપના, પુષ્ટિ અને મર્યાદા વિગેરે.

પુષ્ટિ એટલે ભગવાનની કૃપા, ભગવાનનો અનુગ્રહ. શ્રીમદ્ ભાગવતમાં અનુગ્રહને પોષણ કહેલું છે; અને પોષણ તેજ પુષ્ટિ. અહંતામમતાથી ઉત્પન્ન થતાં દુઃખોને લીધે મનુષ્યનો આત્મા (જીવ) દુર્બળ થઈ ગયોછે તેને પોષણરૂપ ભગવાનની કૃપાની જરૂર છે. એ કૃપા સંપાદન કરવામાં આવે તો જીવ સંસારનાં દુઃખોમાંથી મુકત થઇ ભગવાનની પ્રાપ્તિ કરી શકે.

પુષ્ટિ.

આચાર્યશ્રીએ સ્થાપન કરેલા ભક્તિમાર્ગમાં પુષ્ટિ એ શબ્દ, જેમ કેટલાએક ધારેછે તેમ, શરીરને પુષ્ટિ મળે એવું ખાનપાન કરવું એ અર્થમાં વપરાતો નથી. શરીરને પોષણ આપવું એ વૈદ્યકશાસ્ત્રનો વિષય છે, ધર્મશાસ્ત્રનો વિષય નથી. આચાર્યશ્રીએ પુષ્ટિ એ શબ્દ ધર્મના વિષયમાં શરીરને પોષણ આપવાના અર્થમાં વાપર્યો છે એમ કહેવું કે ધારવું અયોગ્ય છે. માત્ર ઇશ્વરકૃપાનું અવલંબન કરી દેહ, પ્રાણ, ઇંદ્રિય, અંતઃકરણ વગેરેને ભગવન્મય કરી દેવાં એનું નામ પુષ્ટિપ્રાપ્તિ.

"પુષ્ટિ" વિષે ગેરસમજ.

ભગવાન્ કૃપાળુ છે. એમની કૃપાને અનુગ્રહ કે પોષણ કહે છે. લૌકિક વિષયની કે વૈદિક મોક્ષની વાંચ્છના રાખ્યા સિવાય, સર્વ સાધન ત્યાગપૂર્વક, પ્રભુ પ્રત્યેના ધર્મ (કર્તવ્ય) તરીકેજ, ભગવાનની ભકિત કરનારના ઉપર ભગવાન જે અનુગ્રહ કે કૃપા કરે તે પુષ્ટિ. જે માર્ગમાં આવી નિઃસાધન ભકિત કરવામાં આવે તે માર્ગને પુષ્ટિમાર્ગ કહેછે.

નિઃસાધન ભક્તિ.

પુષ્ટિ.

અણુભાષ્યમાં મર્યાદા અને પુષ્ટિ વચ્ચે નીચે પ્રમાણે ભેદ બતાવ્યોછે.

સશાસ્ત્ર પુષ્ટિ-વિચાર.

**कृतिसाध्यं साधनं ज्ञानभक्तिरूपं शास्त्रेण बोध्यते । ताभ्यां विहिताभ्यां मुक्तिर्मर्यादा । तद्रहितानामपि स्वस्वरूपबलेन स्वप्रापणं पुष्टिरित्युच्यते ।**

ભાવાર્થ—(મુકિત મેળવવા માટે) શાસ્ત્રોએ જીવપ્રયત્ન સાધ્ય, જ્ઞાનભકિતરૂપ, સાધન બતાવ્યું છે. તે શાસ્ત્રવિહિત જ્ઞાન ભકિતથી જ મુકિત થાય તેને મર્યાદા કહેછે.

શાસ્ત્રવિહિતસાધનરહિત જીવોને પણ ભગવાન્ **પોતાના સ્વરૂપબળવડે** પોતાની પ્રાપ્તિ કરી આપે એને પુષ્ટિ કહેછે.

ટીકા—જ્ઞાનસહિત ભકિતથી મોક્ષ થાયછે એવી વૈદિક મર્યાદા છે. તેમજ વેદાધ્યયન, યજ્ઞ, તપ, દાન વગેરેથી મોક્ષ થાયછે. એ મોક્ષમાં જ્ઞાન, વેદાધ્યયન, યજ્ઞ, તપ, દાન વગેરે સાધન તરીકે વાપરવામાં આવેછે. માટે શાસ્ત્રોમાં કહ્યા પ્રમાણે એ સાધનો વાપરી જે મુકિત પ્રાપ્ત કરવી તેને મર્યાદા કહેછે.

મર્યાદા-વિચાર.

ઉપર કહેલાં, વેદાધ્યયન, યજ્ઞ, તપ, દાન, જ્ઞાનભકિત વગેરે સાધન તરીકે ન વાપરતાં છતાં પ્રભુની પ્રાપ્તિ પ્રભુના સ્વરૂપના બળવડેજ થાય તેને પુષ્ટિ કહેછે.

પુષ્ટિની વ્યાખ્યા.

આ ઉપરથી જણાશે કે વેદાનુકૂળ શાસ્ત્રોએ બતાવેલાં યજ્ઞ, તપ, વેદાધ્યયન વગેરે સાધનોવડે જે મુક્તિ પ્રાપ્ત થાયછે તેને મર્યાદા કહેછે; અને આ વૈદિક મર્યાદા પ્રમાણે ચાલવાના માર્ગને **મર્યાદામાર્ગ** કહેછે.

એ શાસ્ત્રીય સાધનોનો ઉપયોગ કરયા સિવાય માત્ર ભગવદ્બલથીજ જે ભગવત્પ્રાપ્તિ થાય તે પુષ્ટિ. એ પ્રમાણે થવાનું કારણ ભગવાનના સ્વરૂપનું બળ છે.

આવિર્ભાવક્રમમાં વૈદિક કર્મમાર્ગથી પ્રારંભ કરી, તામસ, રાજસજ્ઞાન નિરાસપૂર્વક, શુદ્ધ સાત્વિક અખંડ શુદ્ધાદ્વૈત જ્ઞાન પ્રાપ્ત કરી, ભગવાનના માહાત્મ્યનો વિનિશ્ચય કરી, જીવ સ્વકૃતિ સાધ્ય શ્રવણાદિ અને પ્રેમાંત ભક્તિ કરે તે ભક્તિ, પણ જીવ સાધનકૃત હોવાથી વિહિતમાર્યાદિક કહેવાયછે, તેથી એવી પ્રેમભક્તિ પ્રાપ્ત કરનારને પણ મુક્તિ ઉપરાંત ફળ પ્રાપ્ત થતું નથી (જુઓ અણુભાષ્ય, સાધનાધ્યાયના ત્રીજા ચરણના ૨૮ પછીનાં સૂત્રો). અર્થાત્ જયાં જે માર્ગમાં જીવસ્વકૃતિથી, સ્વપ્રયત્નથી, આરોહણ કરતાંકરતાં પ્રેમાવસ્થા પર્યંત આરોહણ કરી વિકાસક્રમની પરાકાષ્ઠા પ્રાપ્ત કરેછે તે માર્ગને મર્યાદામાર્ગ કહેછે. મર્યાદામાર્ગમાં જ્ઞાન અને ભક્તિ બંને સાધન જીવસાધ્ય છે. આથી ઉલટું, જયાં જીવકૃત સાધનથી સ્વરૂપાનંદની પ્રાપ્તિ ન થતાં, સાક્ષાત્ પ્રભુ, જીવની નિઃસાધનતા જોઈ, જીવમાં પ્રારંભાવસ્થામાંજ સ્વપ્રવેશ (ભગવત્પ્રવેશ) કરાવી સ્વપ્રવેશના બલે કરીને સર્વ દોષ નિરાસ કરી ( કાઢી નાખી ) સ્વપ્રાપ્તિ કરીઆપે તે પુષ્ટિમાર્ગ કહેવાયછે. પુષ્ટિમાર્ગમાં જીવ નિઃસાધન હોયછે, એટલે તે નિઃસાધન જીવપર કૃપા કરી સાક્ષાત્ ભગવાન્ તેના સાધનરૂપ થઈ જાયછે. ફળરૂપ ભગવાન્ જીવ વાસ્તે સાધન અવસ્થાનો સ્વતઃઅંગીકાર કરે એ પુષ્ટિ, એ અનુગ્રહ, એ કૃપા.

મર્યાદા.

નિબંધ ભાગવતાર્થ પ્રકરણ ષષ્ઠસ્કંધના શ્લોક બીજામાં આચાર્યશ્રી લખેછે કેઃ—

**कृष्णानुग्रहरुपा हि पुष्टिः कालादिबाधिका ॥**

અર્થ—કૃષ્ણના અનુગ્રહરૂપ પુષ્ટિ કાલાદિની બાધક છે.

કૃષ્ણનો અનુગ્રહ.

ટીકા—ભગવાનની જ્યારે કૃપા થાય ત્યારે કાળ, કર્મ અને સ્વભાવ બાધ કરતાં નથી. શાસ્ત્રીય સાધનોને તો કાલાદિની અપેક્ષા રહેછે. પણ પુષ્ટિ તો કાલનો કાલ હોવાથી કાલસાધ્ય સર્વ સાધનમાંથી ચિત્તને નિવૃત્ત કરેછે.

વળી નિબંધ શાસ્ત્રાર્થ પ્રકરણ શ્લોક ૧ ની ટીકામાં આચાચાર્યશ્રી કહેછે.

**असाधनं साधनं करोति ॥**

અર્થ—જે અસાધન છે તેને સાધન કરેછે ( એજ ભગવાનનું અદ્‌ભુતકર્મત્વ છે. )

ભગવાને ગીતાજીમાં કહ્યું છે કે.—

**अपिचेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥**

ગી. ૯—૩૦.

દુરાચારી ધર્માત્મા થાય.

અર્થ—અત્યંત દુરાચરણવાળો ( માણસ ) પણ જો અનન્ય ચિત્તવાળો થઈ મને ભજે તો તે શ્રેષ્ઠજ માનવો. કેમકે તે ઉત્તમ નિશ્ચયવાળો છે. ( તે તત્કાળ ધર્માત્મા થાયછે, અને નિરંતર શાન્તિ પામેછે. )

ભગવાનની ભક્તિના યોગે દુરાચરણીઓનાં દુરાચરણ મટી તેઓ સદાચરણી થાયછે; અને દોષરહિત થયા પછી તેમને ભગવાનની સાથે એકતા થાયછે.

પુષ્ટિમાર્ગમાં નિઃસાધનતા જ મુખ્ય છે. ત્યારે તો જીવને

કાંઇ કર્તવ્યતાજ ન રહી એમ નહિ માનવું. નિઃસાધનતાસૂચક શરણમંત્ર ગ્રહણ કરી, આત્મનિવેદનથી ભગવત્ સેવાધિકાર પ્રાપ્ત કરી પ્રભુની સેવા કરવી એ કર્તવ્ય છે; અને એજ પુષ્ટિમાર્ગીય મર્યાદા છે.

પુષ્ટિમાર્ગમાં કર્તવ્ય.

જીવકૃતસાધનસાધ્યમાર્ગ મર્યાદામાર્ગ છે અને ભગવત્કૃપા સાધ્યમાર્ગ પુષ્ટિમાર્ગ છે.

મર્યાદા એટલે હદ, નિયમ, વિધિ, રીત. અમુક કાર્ય કેવી રીતે કરવું એને માટે જે નિયમો કે વિધિ ઠરાવવામાં આવ્યાં હોય તે નિયમો કે વિધિ; તે કાર્ય કરવાના સંબંધમાં મર્યાદા તરીકે બોલાયછે.

મર્યાદા.

ધર્મના વિષયમાં મર્યાદા એ શબ્દ વેદે બતાવેલા અમુક નિયમો કે અમુક વિધિયોનો અર્થ સૂચવે છે.

જે માર્ગમાં વેદ, સ્મૃતિ અને ધર્મશાસ્ત્રમાં કહેલા નિયમો પ્રમાણે પૂજા, ઉપાસના, અથવા ભક્તિ પણ કરવામાં આવેછે, તે માર્ગને મર્યાદામાર્ગ કહેછે. એ માર્ગમાં નિયમો અથવા વિધિયોને પ્રાધાન્ય આપવામાં આવેછે. મર્યાદા માર્ગમાં શ્રીઠાકોરજીને સ્નાન કરાવતી વખતે અમુક અમુક મંત્ર બોલવા એવું કેટલેક સ્થળે લખેલુંછે. શિયાળાની ૠતુમાં પણ એ વિધિ પ્રમાણે કેટલેક સ્થળે સ્નાન કરાવવામાં આવેછે. તેમ કરવામાં શ્રીઠાકુરજીને થંડીમાં ઘણા વખત સુધી ખુલ્લા રાખવાની જરૂર પડેછે. સ્નેહ વિવશ પુષ્ટિમાર્ગીય ભક્ત એ વિધિને બાજુપર મુકેછે, કેમકે પુષ્ટિમાર્ગ ભાવનાત્મક હોવાથી ભગવાનને શી રીતે સુખ થાય એનોજ પુષ્ટિભકત વિચાર કરેછે; પણ વિધિ નિષેધ ઉપર ઘણું ધ્યાન આપતો નથી. મર્યાદામાં સાધનબુદ્ધિ રહેછે. પુષ્ટિમાં નિઃ-સાધનતા સ્પુરેછે. મર્યાદાભકિતમાં જીવ પોતાનું કલ્યાણ, અને પોતાનું સુખ શોધેછે. પુષ્ટિભકિતમાં જીવ પ્રભુને પ્રસન્ન કરવામાં

મર્યાદામાર્ગ.

મર્યાદા અને પુષ્ટિ ભક્તિમાર્ગનો મુકાબલો.

તત્પર રહેછે. હરિની પ્રસન્નતા અને હરિ પ્રત્યેનો પ્રેમ એ પુષ્ટિમાર્ગમાં પ્રધાનપદે છે. મર્યાદામાર્ગમાં પ્રેમ અને હરિની પ્રસન્નતા એ ગૌણ છે, અને વિધિ નિષેધ પ્રધાન અથવા મુખ્ય છે.

મર્યાદામાર્ગમાં વૈદિક અને લૌકિક ક્રિયાઓ વિધિપુરઃસર કરવાની જરૂર છે. પુષ્ટિમાર્ગમાં તો પ્રમાણ, પ્રમેય, સાધન અને ફળ સર્વ સાક્ષાત્‌ભગવાન્ છે, તેથી પુષ્ટિમાર્ગીય ભકતને મર્યાદામાર્ગીય વૈદિક કર્મ, જ્ઞાન, ભકિત, લૌકિક વિધિ નિષેધો સાથે સંબંધજ ન હોવાથી લૌકિક વૈદિક મર્યાદા અનિવાર્યપણે બંધન કારક નથી. લૌકિક વૈદિક સાથે લેશમાત્ર સંબંધ ન હોવા છતાં પુષ્ટિમાર્ગીયભકત લોકવેદમર્યાદાનું ઉલ્લંઘન કરતા નથી એજ એમનું પરમઉદાર ચારિત્ર્ય છે.

મર્યાદા મુક્તિ.

મર્યાદામાર્ગમાં ઘણું કરીને સાલોકય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય એ ચાર પ્રકારની ક્રમમુકિત માની છે. એ મુકિત જ્ઞાન અને ભકિત સાધનથી થાય છે, પણ જો સાધનમાં ન્યૂનતા હોય તો ધર્મ અર્થ અને કામ સધાય પણ મુક્તિ મળતી નથી. અર્થાત્ મર્યાદામાર્ગમાં સાધન પ્રધાન હોવાથી જેવું સાધન તેવુંજ ફળ પ્રાપ્ત થાય.

પુષ્ટિમાર્ગમાં સર્વ અવસ્થામાં ભગવાન્‌જ છે તેથી સાધન અને ફળ પ્રભુ સેવાજ છે.

મર્યાદામાર્ગના જીવો ઘણુંકરીને અક્ષરને ભજેછે અને મુકિત સમયે અક્ષરમાં લીન થાયછે. કેટલાએક પુરૂષોત્તમનું ભજન કરેછે તોપણ તે ભજન ઉપાધિસહિત હોવાથી તેમાં મુકિત–ફળની ઇચ્છા હોયછે.

પુષ્ટિમાર્ગીય જીવો પ્રારંભથીજ પુરૂષોત્તમને ભજેછે અને તેમને શ્રીકૃષ્ણ (પરબ્રહ્મ)ની પ્રાપ્તિ થાયછે. માર્યાદિક ભકતને જ્ઞાન દશાનું ફલ પ્રાપ્ત કરાવી કદાચ કૃપા થાય તો પ્રભુ ભકિતનું દાન

કરે ત્યારે તે ભક્ત મર્યાદામાર્ગમાં પુષ્ટ **કહેવાય પણ** ભક્તિનું પ્રધાન તો પુષ્ટિમાંજ છે.

મર્યાદામાર્ગમાં વેદાદિપ્રમાણને બળવાન્ ગણવામાં આવે છે. પુષ્ટિમાર્ગમાં પ્રમેય ( પરબ્રહ્મના સ્વરૂપબળ )ને બળવાન્ ગણવામાં આવેછે.

મર્યાદામાર્ગમાં દેવનું આવાહન અને વિસર્જન મંત્રોવડે કરવામાં આવેછે. પુષ્ટિમાર્ગમાં તેમ કરવામાં આવતું નથી, પણ ભગવાન્ નિત્ય વિરાજતા હોવાથી આવાહનઆદિ કરવામાં આવતાંજ નથી.

શ્રીમદ્હરિરાયજી ( આચાર્યશ્રીના પ્રપૌત્ર ) કૃત **"पुष्टिमार्ग लक्षणानि"** એ નામના ગ્રંથમાં પુષ્ટિમાર્ગનાં જે લક્ષણો બતાવ્યાંછે તેમાંનાં કેટલાંએક અમે અહિં ઉતારીએ છીએ—

પુષ્ટિમાર્ગનાં લક્ષણ.

જે માર્ગમાં સર્વ સાધનનો પરિત્યાગ ( નિઃસાધનતા )જ સાધન છે, અને ફળરૂપ શ્રીકૃષ્ણ સ્વતઃ સાધનરૂપ થાયછે તેને પુષ્ટિમાર્ગ કહેછે.

ફળરૂપ શ્રીકૃષ્ણ સાધનસ્વરૂપ અંગીકાર કરે અને ભગવદ્દીયના સાધનરૂપ થઇ જાય એ ઉપરાંત બીજાં સાધનની જેમાં લેશમાત્ર આવશ્યકતા નથી તે પુષ્ટિમાર્ગ.

જે માર્ગમાં લૌકિક અને વૈદિક ક્રિયાઓની સિદ્ધિ ભગવાનની કૃપાથીજ થાયછે, બીજા કોઇ પ્રયત્નથી થતી નથી એમ મનાય છે તે માર્ગને પુષ્ટિમાર્ગ કહેછે.

જે માર્ગમાં તાત્પર્યજ્ઞાનપૂર્વક ભગવાનના સ્વરૂપની (ધર્મીની) અપેક્ષા રાખવામાં આવેછે, અને જેમાં વર્ણાશ્રમધર્મની અપેક્ષા નથી, તે માર્ગને પુષ્ટિમાર્ગ કહેછે.

જે માર્ગમાં અંગીકાર કરતી (પ્રભુની કૃપાના પાત્ર થતી) વખતે જેનો અંગીકાર કરવાનો છે તેની યોગ્યાયોગ્યતાનો વિચાર કરવામાં આવતો નથી, અને જેમાં તત્કાળ પ્રભુનો અનુગ્રહ ( કૃપા ) પ્રાપ્ત થાયછે તેને પુષ્ટિમાર્ગ કહેછે.

જે માર્ગમાં લૌકિક કે વૈદિક ક્રિયાઓની અપેક્ષા નથી પણ ભગવાન્ પ્રસન્ન શી રીતે થાય એજ માત્ર અપેક્ષા છે, તે માર્ગને પુષ્ટિમાર્ગ કહેછે.

જે માર્ગમાં પ્રભુ જીવનો અંગીકાર પોતાની ઇચ્છાથકીજ કરેછે, અને જેમાં જીવના સાધનનું કાંઈ કામ નથી તે માર્ગને પુષ્ટિમાર્ગ કહેછે.

જે માર્ગમાં ભકિત સ્વતંત્ર છે (એટલે કોઈ ફળ કે સાધનની અપેક્ષા રાખતી નથી) અને જેમાં ભગવાનના આવિર્ભાવની પણ અપેક્ષા નથી, પણ જેમાં ભાવની વૃદ્ધિ એજ ભકિતનું સ્વરૂપ છે તેને પુષ્ટિમાર્ગ કહેછે.

જે માર્ગમાં પ્રભુ પ્રત્યેના અતિશય પ્રેમને લીધે લૌકિક અને વૈદિક મર્યાદાનો ભય રહી શકતો નથી અને જે માર્ગમાં ભાવને વિષે કોઈ પણ પ્રકારની બાધકતાની સ્ફુર્તિ રહેતી નથી તે માર્ગને પુષ્ટિમાર્ગ કહેછે.

જેમાં પ્રભુની સાથેનોજ સંબંધ એજ સાધન છે, અને એજ ફળ છે, અને એ સાધન અને ફલરૂપી સંબંધ ભગવાનની ઇચ્છાથીજ જેમાં થયોછે તેને પુષ્ટિમાર્ગ કહેછે.

જે માર્ગમાં સેવ્ય ભગવાનના ઉપર ઉપકાર કરવામાં આવેછે એમ ધારવામાં આવતું નથી, અથવા જેમાં ભગવાન્ ઉપકારનો બદલો આપશે એવી બુદ્ધિ રાખવામાં આવતી નથી, પણ જેમાં ભાવમાત્રનુંજ પોષણ છે તે પુષ્ટિમાર્ગ છે.

જેમાં પ્રભુ તરફથી ફળનું દાન થયેથી ભજન છૂટી ન જાય, પણ ભગવાન્ પ્રત્યેના ભાવસહિત ભજન ચાલુ રહે તે પુષ્ટિમાર્ગ છે.

જે માર્ગમાં ફળ અને સાધનમાં બીજા માર્ગ કરતાં જુદાપણું છે અને જે માર્ગમાં સાધન એજ ફળ છે તે માર્ગને પુષ્ટિમાર્ગ કહેછે.

જે માર્ગમાં ( સર્વભાવવડે હું ભગવાનનોછું તેથી ) પોતાને વિષે વિષયીતાની અસ્ફુર્તિને લીધે સર્વ વિષયનો ત્યાગ છે તેનું નામ પુષ્ટિમાર્ગ.

પુષ્ટિપ્રવાહ મર્યાદાભેદ.

"પુષ્ટિપ્રવાહ મર્યાદાભેદ" એ નામના આચાર્યશ્રીએ રચેલા ગ્રંથમાં, મર્યાદા માર્ગથી તેમજ પ્રવાહથી પુષ્ટિમાર્ગ કેટલે દરજ્જે જુદો પડેછે તે બતાવ્યુંછે.

આ ગ્રંથના ચોથા શ્લોકમાં જણાવ્યું છે કે ભક્તમાં પણ કોઇ વિરલ ભક્તજ પૌષ્ટિક હોયછે. શ્રીપુરૂષોત્તમના તમામ ભક્ત પૌષ્ટિક નથી, જેના ઉપર પ્રભુ મમતા રાખે તે પુષ્ટિમાર્ગીય ભક્ત.

આ ગ્રંથના પાંચમા શ્લોકમાં "यदायस्य" અને "नाहंवेदैः" એ પ્રતીકો આપ્યાં છે એમાંથી પહેલા પ્રતીકવાળો શ્લોક નીચે પ્રમાણે છે.

यदा यस्यानुगृह्णाति भगवानात्मभावितः ॥
स जहाति मतिं लोके वेदे च परिनिष्ठिताम् ॥

ભાગવત.

લોક અને વેદમાં નિષ્ઠા.

અર્થ—જ્યારે જે જીવનો ભગવાન્ અનુગ્રહ કરે છે ત્યારે તે જીવ, લોક, અને વેદમાં નિષ્ઠાવાળી પોતાની બુદ્ધિને છોડીદેછે.

બીજા પ્રતીકવાળો શ્લોક નીચે મુજબ છે.

नाहं वेदैर्न तपसा न दानेन चेज्यया ॥
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥

ગીતા ૧૧—૫૩.

વેદ, તપ, દાન, વિગેરે.

અર્થ—તેં મને જેવો જોયો તેવો જોવાને વેદથી, તપથી, દાનથી, યજ્ઞ વિગેરે ક્રિયા કરવાથી પણ બની શકતું નથી.

ઉપરના બન્ને શ્લોકો ઉપરથી જણાયછે કે વેદ ભણવાથી

અથવા વૈદિક કર્મકાંડ પ્રમાણે ક્રિયાઓ કરવાથી ભગવત્પ્રાપ્તિ થતી નથી, પણ માત્ર કૃપાથીજ ભગવત્પ્રાપ્તિ થાયછે. અર્થાત્ જે માર્ગમાં સર્વ આધાર ભગવત્કૃપાપરજ રહેછે તે પુષ્ટિમાર્ગ.

એટલાજ માટે આચાર્યશ્રી કહેછે કે—**वैदिकत्वं लौकिकत्वं कापट्यात्तेषु नान्यथा ॥**

પુષ્ટિમાર્ગીય ભક્તો અને વૈદિક ક્રિયાઓ.

પુષ્ટિમાર્ગમાં રહેનાર ભકતોને વૈદિક અને લૌકિક ક્રિયાઓની જરૂર પડે ત્યારે તેઓએ ઉદાસીન વૃત્તિથી સાક્ષીવત્, લોક સંગ્રહને માટે, તે કરવી, પણ તેમાં આસક્તિ ( રાગ ) રાખવી નહિં.

નવરત્ન નામના ગ્રંથનો છઠ્ઠો શ્લોક નીચે પ્રમાણે છે.

**लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति**
**पुष्टिमार्गस्थितो यस्मात्साक्षिणो भवताऽखिलाः**

અર્થ—પુષ્ટિમાર્ગીય ભકતોએ લૌકિક અને વૈદિક કાર્યોમાં માત્ર સાક્ષીરૂપ થવું. પુષ્ટિસ્થ ભગવાન્ ભકતનું લૌકિક વૈદિકમાં સ્વાસ્થ્ય કરતાજ નથી.

ચતુઃશ્લોકી નામના ગ્રંથના ત્રીજા શ્લોકમાં નીચે પ્રમાણે છે.

**यदि श्रीगोकुलाधीशो धृतः सर्वात्मना हृदि ॥**
**ततः किमपरं ब्रूहि लौकिकैर्वैदिकैरपि ॥**

અર્થ—જો સર્વાત્મભાવથી શ્રીભગવાનને હૃદયમાં ધારણ કરવામાં આવે તો પછી લૌકિક ( સાર્વભોમ વિગેરે રાજ્યપ્રાપ્તિ કે લોકમાં મ્હોટાઇ ) અને વૈદિક ( બ્રહ્મલોક, યોગ, સિદ્ધિ વગેરે ) થી શું ફળ છે ? કાંઇ પણ નહિં.

**પ્રભુભક્તિ આગળ સર્વ તુચ્છ છે.**

લોક અને વેદ.

આચાર્યશ્રી વેદને ઈશ્વરકૃત અથવા અલૌકિક માનતા, અને સ્મૃતિઓ અને ધર્મ શાસ્ત્રોને લોકકૃત એટલે ઋષિઓ અને વિદ્વાનોએ બનાવેલાં માનતા જણાયછે(જુઓ બાલબોધ ૨-૩-૪ નવરત્ન ૬ ચતુઃશ્લોકી ૩.)

માટે જીવકૃત શાસ્ત્રને વાસ્તે આચાર્યશ્રીએ 'લોક'' શબ્દ વાપર્યો છે. લોકનો અર્થ લૌકિક વ્યવહાર પણ થાયછે.

વૈદિક સંસ્કાર અને ભક્તિ.

વૈદિક સંસ્કારોની સિદ્ધિને માટે દેશ, કાળ, દ્રવ્ય, મંત્ર, કર્તા, અને કર્મ એ છ પદાર્થોની શુદ્ધિની જરૂર છે. તે આ કલિકાળમાં મળવી મુશ્કેલ હોવાથી આચાર્યશ્રી "કૃષ્ણાશ્રય" ગ્રંથના પાંચમા શ્લોકમાં કહેછે કેઃ—

આ કલિયુગમાં લોકોને મંત્રોનાં તાત્પર્ય, ફલ અને અધિષ્ઠાતા એટલે ફલ આપવાવાળા દેવતાઓના સ્વરૂપનુ યથાસ્થિત જ્ઞાન હોતું નથી, તેમજ ગુરૂને ઘેર રહેવું, બ્રહ્મચર્ય પાળવું, શૂદ્રની સામે અને અનાધ્યાયના દિવસોમાં નહિં વાંચવું, ઈત્યાદિ નિયમો પાળવામાં આવતા નથી, તેથી વૈદિક અને પંચરાત્ર વિગેરેમાં કહેલા **તાંત્રિક મંત્રો** ફલ વગરના થઈ ગયાછે. આવા વખતમાં શ્રીકૃષ્ણનો આશ્રય લેવો એજ શ્રેયસ્કર છે.

થોડાએક વખતથી કેટલાએક વૈષ્ણવો જનોઈ ધારણ કરી સંસ્કારી બનવાનો વિચાર કરે છે. કોઈ પણ પ્રકારના શુભ સંસ્કાર પ્રાપ્ત કરવામાં કાંઈ દોષ નથી. તો પણ પુષ્ટિમાર્ગની રીતે ભક્તિ કરવામાં આવા સંસ્કાર અવશ્ય હોય એમ જણાતું નથી. અમુક વેદમંત્રથી ઉત્પન્ન થતા સંસ્કારના કરતાં બ્રહ્મસંબંધ, આત્મનિવેદન અને નિઃસાધન ભક્તિથી ઉત્પન્ન થતા સંસ્કાર હજાર દરજ્જે બલિષ્ટ અને શ્રેષ્ટ છે. જનોઈ ધારણ કરવાનો સંસ્કાર થોડે અથવા ઘણે અંશે દૈહિક છે. આત્મનિવેદન અને નિઃસાધન ભક્તિથી ઉત્પન્ન થતો અપ્રતિમ અધિકાર સર્વાંશે આત્મા સંબંધી છે, અને તેજ કારણથી તે સર્વથી શ્રેષ્ઠ છે. ઉપવીતથી સાધનમાર્ગમાં પ્રવેશ થાયછે, અને ક્રમેક્રમે સાયુજ્ય પ્રાપ્ત થાયછે. અને બ્રહ્મસંબંધથી નિઃસાધનમાર્ગમાં પ્રવેશ થાયછે અને ભગવદ્ભક્તિરૂપ સદ્યોમુક્તિ સિદ્ધ થાયછે. જેમ ઉપવીતથી બીજો જન્મ થયો ગણવામાં આવે છે, તેમજ બ્રહ્મસંબંધથી તેમ ગણવામાં આવેછે.

આચાર્યશ્રીના બીજા ગ્રંથો.

આચાર્યશ્રીના ગ્રંથો પૈકી કૃષ્ણાશ્રય, ચતુઃશ્લોકી, ભક્તિવર્દ્ધિની, નિરોધલક્ષણ વગેરે ગ્રંથો સર્વસાધનનિરપેક્ષ ભક્તિના દૃષ્ટિબિંદુ ઉપરથી રચેલા માલમ પડેછે. મર્યાદામાર્ગ ઉપર અનેક ગ્રંથો વિદ્યમાન્

હોવા છતાં તેની અવ્યવસ્થા થઇ જવાથી તેની વ્યવસ્થા નિબંધ ભાષ્યઆદિ ગ્રંથમાં કરી બતાવી છે. વેદથી અવિરૂદ્ધ ભક્તિમાર્ગ વિના આ સમયમાં જીવનું કલ્યાણ અશકય છે એમ નિશ્ચય કરી, સાક્ષાત્ ભગવત્પ્રોકત સિદ્ધાંતનુંજ સમર્થન કરવા શ્રીમદાચાર્યજી એ સર્વ પરિશ્રમ કરેલોછે.

## ઉપાસના, પૂજા, સેવા, ભક્તિ, મર્યાભક્તિ અને પુષ્ટિભક્તિ.

પૂજા, ઉપાસના.

બ્રહ્મા, વિષ્ણુ, શિવ, દેવ, દેવી, કે બીજા પ્રાકૃતઆનંદ રૂપ, કે ગણિત કે અલ્પાનંદરૂપ વિભૂતિનું યજન કરવામાં આવે તેને પૂજા કે ઉપાસના કહી શકાય.

પૂજા.

જે યજન શાસ્ત્રોકત વિધિપૂર્વક કરવામાં આવે તેને પૂજા કહેછે.

ભક્તિ.

ભકિત એ શબ્દ भज धातु ઉપરથી થયેલો હોવાથી એનો અર્થ ભજવું, સેવા કરવી વિગેરે થાયછે. ભકિતમાં શ્રવણ, સ્મરણ, કીર્તન વિગેરે દશ પ્રકારની ભકિતનો સમાસ થાયછે. સાધારણ રીતે ભકિત એજ પ્રેમ સહિત સેવા મનાય છે, ભકિત એ શબ્દ સામાન્ય હોવાથી એમાં માર્યાદિકી અને પૌષ્ટિક બંને ભકિત અથવા સેવાનો સમાસ થાયછે.

આચાર્યશ્રીએ નિબંધમાં ભકિતની જે વ્યાખ્યા આપીછે તે ઉપરથી જણાયછે કે ભકિત એટલે ભગવાનના માહાત્મ્યજ્ઞાન સહિત સર્વથી અધિક સ્નેહપૂર્વક એમનામાં ચિત્ત રાખવું તે.

સેવા.

સેવાનો અર્થ શ્રીહરિમાં ચિત્ત પરોવાયેલું રહે તેમ કરવું તે, પુષ્ટિમાર્ગમાં સેવા અને ભકિતમાં સાધારણ રીતે ભેદ ગણવામાં આવતો હોય એમ જણાતું નથી.

મર્યાદાભક્તિ
પુષ્ટિભક્તિ.

સેવા અથવા ભકિતના બે ભેદ છેઃ ૧ મર્યાદા ભકિત અને પુષ્ટિ ભકિત.

આવિર્ભાવક્રમમાં માહાત્મ્યજ્ઞાનપર્યંત પરાકાષ્ઠા પ્રાપ્ત કરી જે વેદપ્રતિપાદિત પુરૂષોત્તમની વૈદિક રીતિથી ભકિત કરવામાં આવે તેને મર્યાદાભકિત કહેછે. અને સાધનરહિત જીવો પ્રેમવડે ભગવાનને ભજે તે પુષ્ટિ ભકિત કહેવાયછે.

મર્યાદાભક્તિ.

પુષ્ટિભકિત સર્વથી શ્રેષ્ટ છે; કેમકે તેમાં સેવા અને ભકિતનાં સર્વ ઉપયોગી તત્ત્વોનો સમાસ થાયછે, અને તે ઉપરાંત નિઃસાધનતા એ અધિકમાં છે. લૌકિક, વૈદિક નિરપેક્ષ સ્નેહમય પરિચર્યા એ પુષ્ટિભકિત છે.

પુષ્ટિભક્તિ.

પૂર્ણાનંદ સાક્ષાત્ પુરૂષોત્તમનો માહાત્મ્યજ્ઞાનપૂર્વક સુદૃઢ સર્વતોધિક સ્નેહ તે ભકિત અને તેજ સેવા. તે ભકિત અથવા સેવામાં પરિચર્યા કરતાં મંત્રો ઉપર વધારે ધ્યાન આપવામા આવે અને સ્નેહ કરતાં વિધિ ઉપર વધારે ધ્યાન આપવામાં આવે તો તે મર્યાદાભક્તિ છે.

એ પ્રમાણે યજનથી શરૂ કરી પૌષ્ટિક ભકિતનો સંબંધ નીચે પ્રમાણે જણાયછે.




**બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈતનું સ્વરૂપ.**

આ વાદનું સ્વરૂપ નિબંધના સર્વ નિર્ણય પ્રકરણના નીચે લખેલા શ્લોકોથી જણાઇ આવેછે.

બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈત.

आत्मैव तदिदं सर्वं सृज्यते सृजति प्रभुः ॥
त्रायते त्राति विश्वात्मा ह्रियते हरतीश्वरः ॥१८३॥
आत्मैव तदिदं सर्वं ब्रह्मैव तदिदं तथा ॥
इति श्रुत्यर्थमादाय साध्यं सर्वैर्यथामति ॥
अयमेव ब्रह्मवादः शिष्टं मोहाय कल्पितम् ॥१८४॥

અર્થ—આ સર્વ (નામ રૂપાત્મક જગત્) આત્માજ છે. તે પ્રભુજ જગત્‌ને ઉત્પન્ન કરેછે અને તેજ પોતે ઉત્પન્ન કરાયછે. તે વિશ્વાત્મા (ભગવાન્) રક્ષણ કરેછે, અને રક્ષણ કરાયછે. તે સંહાર કરેછે અને સંહાર કરાયછે. ૧૮૩.

**आत्मैव तदिदं सर्वं** (આ સર્વ આત્મા છે), **तदिदं ब्रह्मैव** (તે આ બ્રહ્મજ છે), એ બંને શ્રુતિના અર્થનું ગ્રહણ કરીને આ સર્વ જગત્ બ્રહ્મ છે, એ (વાતનો) સર્વ મનુષ્યોએ પોતાની બુદ્ધિ પ્રમાણે નિશ્ચય કરવો. આ જગત્‌ને બ્રહ્મરૂપ માનવું એજ બ્રહ્મવાદ છે. બાકી મત સર્વ કલ્પિત છે અને તે કલ્પિત મતનું ફલ મોહછે. ૧૮૪.

ટીકા—જેમ કરોળિયો પોતાના મુખમાંથી જાળ કાઢી તે જાળ ઉપર રમણ કરેછે તેમ બ્રહ્મે પોતામાંથીજ આ જગત સૃજ્યું છે. તેથી સૃજાનાર પણ તેજ છે અને સૃજનાર પણ તેજછે. રક્ષણ કરનાર પણ તેજ છે અને રક્ષણીય પણ તેજ છે. આ જગત્ બ્રહ્મરૂપ છે, અસત્ય અથવા મિથ્યા નથી એમ ધારવું એ આ વાદનું રહસ્ય છે.

## આત્મનિવેદન અને સેવાની જરૂર.

મનુષ્યો જે જે પાપો કે દુષ્કૃતો કરેછે તેનો મ્હોટો ભાગ અહંકાર અને સ્વાર્થને લીધે કરેછે. કેટલાંએક પાપ, કામ, ક્રોધ, લોભ, મોહ વિગેરે વિકારોને લીધે થાયછે, પરંતુ તે વિકારોનું મૂલ પણ ઘણેભાગે અહંકાર અને સ્વાર્થબુદ્ધિમાં રહેલું છે. એ અહંકાર કે સ્વાર્થબુદ્ધિ નષ્ટ કરવામાં કે ઓછાં કરવામાં આવે તો થતાં દુષ્કૃત અને પાપોનો મ્હોટો ભાગ આપોઆપ જતો

રહે કે ઓછો થાય. અહંકારને લીધે કે પોતાના સ્વાર્થને માટે પાપ કરનાર મનુષ્યોની સંખ્યા ઘણી મ્હોટી છે. બીજાના ભલાને માટે પાપ કરનારની સંખ્યા ઘણી ન્હાની છે. એટલા માટે અહંકાર અને સ્વાર્થને દૂર કરવાના હેતુથી ભગવાને આત્મનિવેદન કરાવી આ ભકિતમાર્ગમાં દરેક મનુષ્યને દાખલ કરવાની આચાર્ય શ્રીને આજ્ઞા કરીછે.

પોતાનું શરીર, આત્મા, ઇન્દ્રિયો વગેરે સર્વસ્વ ઇશ્વરને અર્પણ કરવામાં આવ્યાંછે, એ વાત જ્યારે સમજવામાં આવે ત્યારે તે અર્પણ કરનારની સ્થિતિ માલીક કે શેઠ તરીકેની મટી નિક્ષેપધારી ( ટ્રસ્ટી Trustee ), ગુમાસ્તા કે સેવકના જેવી થાયછે, એટલે આત્મનિવેદન કરનાર મનુષ્ય આત્મનિવેદન કર્યા પછી પોતાને ભગવાનનો નિક્ષેપધારી કે સેવક માનેછે. પોતાને શેઠ માને તે માણસ શેઠ તરીકેના અહંકાર અને સ્વાર્થબુદ્ધિથી જે પાપ કરે, તે તેને સેવક તરીકે કરવાની જરૂર રહે નહિં.

ગુમાસ્તા કે ચાકરની નીતિનો નિયામક ઘણેભાગે શેઠ હોયછે. જે શેઠ પોતે દુરાચારી, સ્વાર્થી કે ખોટાંકર્મ કરનાર હોયછે તે શેઠના ગુમાસ્તા પણ સ્વાર્થને લીધે તેવા થાયછે. પરંતુ શેઠ સર્વરીતે સદ્દગુણી હોય ત્યારે તેના ગુમાસ્તા પણ તે શેઠનું અનુકરણ કરી સદ્દગુણી થાયછે.

આત્મનિવેદન કરનાર પ્રભુને પોતાના શેઠ કે સ્વામી ગણે છે. પ્રભુ એ સર્વ સદ્દગુણોના ભંડાર છે. એવા શેઠ કે સ્વામીના ગુમાસ્તા કે સેવક જાતે દુર્ગુણી હોય તોપણ કાળાંતરે સદ્દગુણી થાયછે. એ ઉપરથી જણાયછે કે આત્મનિવેદન કરવામાં ઘણો ગુણ કે ફાયદો છે.

આત્મનિવેદનથી અહંકાર અને સ્વાર્થ ઓછાં થાયછે. તે દૂર થયેથી પાપ કરવાની પ્રેરણા કરનાર વૃત્તિયો મનુષ્ય અંતઃકરણમાં રહેલી નથી, માટે અવશ્ય આત્મનિવેદન કરવાની જરૂર છે.

આત્મનિવેદન કરી મનુષ્ય શેઠાઈ મુકી પ્રભુનું દાસપણું સ્વીકારે ત્યારે તેણે પ્રભુની સાથે એકતામાં રહેવું જોઇએ. જે નોકર પોતાના શેઠની ઇચ્છાપ્રમાણે વર્તતો નથી તે નોકરથી શેઠ ખુશી થતા નથી, પણ જે નોકર તેની ઇચ્છા પ્રમાણે વર્તેછે તેની ઉપર તેની ( શેઠની ) પ્રીતિ થાયછે. એજ પ્રમાણે ભગવાનને વિષે વિચાર કરવાનો છે. ભગવાનની સાથે એકતા કરવાને માટે ભગવાનની પ્રસન્નતાનો, ભગવાનની ઇચ્છાનો, અને ભગવાનની આજ્ઞાઓનો નિરંતર વિચાર કરવાની જરૂર છે. એ જરૂર પુરી પાડવા આચાર્યશ્રીએ તનુજા, વિત્તજા અને માનસી સેવા કરવાનું ફરમાવ્યું છે. સેવા એટલે ભગવાનમાં મન પરોવાયેલું રહેવું તે. ભગવાનમાં મન પરોવાયેલું રહે ત્યારેજ ભગવાનની આજ્ઞા, ભગવાનની પ્રસન્નતા, અને ભગવાનની ઇચ્છાઓની માહિતા મળે, તે સિવાય જોઇએ એટલી માહિતી મળવાનો સંભવ નથી. સેવા કરવાથી આ જીવનયાત્રા સુખરૂપ અને સફળ શી રીતે થાય એની ભગવાન્ તરફથી સૂચનાઓ મળેછે, કેમકે બુદ્ધિપ્રેરક ભગવાન્ છે. ગાયત્રી મંત્રમાં પણ ભગવાન્ બુદ્ધિના પ્રેરક તરીકે વર્તે એમ પ્રાર્થના કરવામાં આવેછે. અપરિમીત સત્તા, અપરિમીત બળ, અપરિમીત સ્નેહ અને અપરિમીત સર્વ સદ્ગુણોના સ્વામીની સાથે એમની સેવાવડે એકતા કરનારને અપરિમીત સુખની પ્રાપ્તિ થાય એમાં નવાઈ નથી.

પ્રભુ આનંદ, પ્રેમ, સ્નેહના, ભંડાર છે. તેને આનંદ, પ્રેમ કે સ્નેહથી ભજવામાં આવે તો ભજનારને તે કેમ ન મળે ?

Verily, then, the more one loves, the nearer he approaches God, for God is the spirit of infinite love, and when we come into the realization of our oneness with this Infinite spirit, then divine love so fills us, that enriching and enrapturing our own lives, from them it flows out to enrich the life of

all the world. (In Tune with the Infinite by R. W. Trine p. 102.)

જેમ જેમ મનુષ્ય વધારે પ્રેમ રાખેછે તેમ તેમ ખરેખર તે ભગવાનની સમીપ જતો જાયછે, કેમકે ભગવાન્ એ અપરિમીત પ્રેમનો આત્મા છે. આ અપરિમીત પ્રેમાત્માની સાથે એકતા થયાનો આપણને જ્યારે અનુભવ થાયછે ત્યારે તે દિવ્ય પ્રેમનું સ્પુરણ આપણામાં એટલું બધું થાયછે કે તેથી આપણી જીંદગી તેવડે સઘન થઈ પરમાનંદનો અનુભવ કરેછે; એટલુંજ નહિ પણ આપણામાંથી તે પ્રેમનો પ્રવાહ વહી આખી દુનિયાની જીંદગીને સુખી કરેછે.

શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યુંછે કે **मद्भक्तियुक्तो भुवनं पुनाति**—મારી ભકિત કરનાર (મારામાં પ્રેમ રાખનાર મનુષ્ય) ત્રણે લોકને પાવન કરેછે.

Oneness with God.

If you would find the highest, the fullest, and the richest life, that not only this world but that any world can know, then do away with the sense of the separateness of your life from the life of God. Hold to the thought of your oneness. In the degree that you do this you will find yourself realizing it more and more, and as this life of realization is lived, you will find that no good thing will be withheld, for all things are included in this. (Ibid p. 120.)

અદ્વૈતજીવન.

આ દુનિયાં તો શું પણ ગમે તે દુનિયાંને ચકિત કરે એવું ઉચ્ચતમ, સંપૂર્ણ, અને પ્રતાપી જીવન તમને જોવાની ઇચ્છા થાય તો, તમારૂં જીવન, પ્રભુ જીવનથી ભિન્ન છે એવો ભાવ દૂર કરો, અને ભગવાનની સાથે તમારી એ-

કતા છે એવો ભાવ હુમ્મેશ રાખો. જેટલે દરજ્જે તપે આવો ભાવ રાખશો તેટલે દરજ્જે તે અદ્વૈતનો વધારે અને વધારે અનુભવ થતો જશે; અને એવા અદ્વૈતજીવનમાં કોઈ પણ ઇષ્ટ વસ્તુનો અભાવ રહેશે નહીં; કારણ કે એ સર્વ વસ્તુઓ ઈશ્વર સાથે અદ્વૈત રાખવાથીજ પ્રાપ્ત થાયછે.

એકતા અને સેવા.

જે એકતાનું ઉપર સૂચન કર્યું તે એકતાજ પ્રાપ્ત કરવા માટે સેવા છે. જ્ઞાનવાળો લાંબે માર્ગે અને ઘણે કષ્ટે જે સાધી શકેછે તે ભક્તિવાળો પ્રેમ અને એકતાને માર્ગે થોડે કષ્ટે સાધી શકેછે. શુદ્ધાદ્વૈતીય બ્રહ્મવાદના જ્ઞાનનું અહંતામમતાનિવૃત્તિરૂપ ફળ પ્રાપ્ત કરવાને પણ જ્ઞાન કરતાં ભક્તિપથ, આ પ્રકારે, ટુંકો, સહેલો, અને સુસાધ્ય છે.

ભક્તિની પરાકાષ્ટા થતાં શું પરિણામ આવેછે તે સેવા ફલ અને સેવાફલ વિવરણમાં બતાવ્યું છે. જેમ જેમ માણસ ઊંચે ચડેછે, તેમ તેમ તેની દૃષ્ટિમર્યાદા વધે છે. તે કારણથી જે માણસ ધર્મપક્ષમાં આગળ વધતો જશે તેને આગળ આગળના માર્ગનો અનુભવ થશેજ.

પ્રભુની સાથે અભેદનો અનુભવ થવાથી લૌકિક અલૌકિક તમામ ફળોની આકાંક્ષા નિવૃત્ત થઈ જાયછે, છતાં, આકાંક્ષાજ હોય તો તે પણ મળે એમાં કાંઈ નવાઇ નથી લાગતી. ભગવાન્ પણ કહેછે કેઃ—

ભક્તને સર્વ વસ્તુની પ્રાપ્તિ.

सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा ॥
स्वर्गापवर्गं मद्धाम कथंचिद्यदि वांच्छति ॥

જો ભકત કોઈ રીતે ઇચ્છા કરે તો સ્વર્ગ, મોક્ષ, તથા મારા ધામને પણ મારી ભક્તિના યોગે સત્વર પામેછે.

કોઇ વસ્તુની સ્વતઃપ્રાપ્તિ કરવી તેના કરતાં તે વસ્તુ પ્રાપ્ત કરવાની સત્તા પ્રાપ્ત કરવી એ વધારે લાભકારક છે. ભકતજન, પોતાના આત્માની એકતા ભગવાનની સાથે કરેછે,

તેથી ગમે તે વખતે ગમે તે વસ્તુ મેળવવાની તેની ઈચ્છા થાય, તે મેળવવાની તે સત્તા પ્રાપ્ત કરેછે. કોઈ વસ્તુ મેળવ્યા પછી તેને સાચવી રાખવાની કે તેનો ઉપયોગ કરવાની જંજાળ ઉત્પન્ન થાયછે, અને તેથી મનમાં વિક્ષેપ થવાનો સંભવ રહેછે, માટે ભક્તજન કોઈ વસ્તુની પ્રાપ્તિની ઇચ્છાજ કરતો નથી. તે ભક્તિ સિવાય બીજું કાંઈ માગતો નથી, તેથી કરીને આ પુષ્ટિમાર્ગમાં સેવાનું ફળ સેવા અને ભક્તિનું ફળ ભક્તિ કહ્યુંછે. અર્થાત્ આ માર્ગમાં સાધન અને ફળ એકજ છે.

વસ્તુની પ્રાપ્તિ અને વસ્તુ મેળવવાની સત્તાની પ્રાપ્તિ.

પુષ્ટિમાર્ગ એ આંતર, ભાવાત્મક એટલે હૃદયનો અથવા પ્રેમનો માર્ગ ( Religion of the heart or love ) હોવાથી તેમાં શાસ્ત્રોએ બતાવેલી બાહ્યક્રિયાઓની જરૂર નથી. માત્ર પ્રેમવડે ભગવાનને ભજવાથી અને ભગવાનની સેવા કરવાથીજ ભગવાનની પ્રાપ્તિ થાયછે.

પ્રેમનો માર્ગ.

વર્ણાશ્રમ આદિ લૌકિકવૈદિકધર્મ બાહ્ય છે, ભક્તિ આંતર ધર્મ છે. આંતરધર્મ અનુસરવામાં લેશમાત્ર અગવડ ના પડે એમ આંતરધર્મની મુખ્યતાની અવધારણા રાખી યથાશકિત બાહ્ય વર્ણાશ્રમઆદિ લૌકિક વૈદિક ધર્મનું આચરણ કરવું. લૌકિક વૈદિક બાહ્યધર્મની ઉપેક્ષા સાધન અવસ્થામાંજ કરવામાં આવે તો પ્રતારણા થાય, તેમજ આંતરધર્મની વિસ્મૃતિ કરી બાહ્યવર્ણાશ્રમધર્મનો અત્યાદર થાય તો તે પણ અત્યાચાર હોવાથી દુઃખરૂપ છે, માટે વર્ણાશ્રમધર્મ તો સેવામાં વિરોધી ન થાય તે પ્રમાણે યથાશકિત પાળવાનું નિબંધમાં આચાર્યશ્રીએ ફરમાવ્યું છે, તેમજ આચાર્યશ્રીના બીજા ગ્રંથોમાં તે બાબતનું સૂચન કરેલું છે. વિવેકધૈર્યાશ્રયમાં કહેલુંછે કે દરેક વિષયમાં ધર્મ કે અધર્મ થવાનો સંભવ છે કે નહિં તેનો વિ-

વર્ણાશ્રમ ધર્મ.

ચાર કરવો, અને તમામ ઇંદ્રિયો વશ રાખવી. કૃષ્ણાશ્રયમાં પાખંડ વિગેરે તજવાનું કહ્યુંછે.

આશ્રમધર્મ.

આચાર્યશ્રીએ એમ ઠરાવેલું જણાયછે કે જે આશ્રમમાં જે માણસ હોય તે માણસે તેનો સ્વધર્મ (તેના આશ્રમનો ધર્મ) યથાશકિત પાળવો, વિરૂદ્ધ ધર્મથી દૂર રહેવું, અને ઇંદ્રિયોને વશ રાખવી. તે ઉપરાંત ઉપર કહ્યા પ્રમાણે સેવા કરવી. એમ કરવાથી તમામ દોષો ભગવાનના સ્વરૂપ બળવડે નિવૃત્ત થઇ જશે.

ભાવ.

કેવા ભાવથી પ્રભુની સેવા કરવી તેની બાબતમાં ચતુઃશ્લોકીમાં આચાર્યશ્રી કહેછે કે સર્વદા **સર્વભાવથી** તે કરવી.

દરેક સંસારી ગૃહસ્થને અનુભવ હશે કે જે મા કે બાપ પ્રેમપૂર્વક વર્તેછે, તેના ઉપર તમામ કુટુંબી જનોની પ્રીતિ થાયછે.

વર્તણુકમાં પ્રેમ.

પ્રીતિ રાખનાર પુત્ર કે પુત્રી કે સ્ત્રી વગર બોલે પીતા, માતા, સ્વામીની સેવા કરેછે. તે કરવામાં માત્ર પૂજ્યભાવનો ઉપયોગ કરેછે. કોઈ વખત મંત્ર કે શબ્દ પ્રયોગનો ઉપયોગ કરતાં નથી. નાટકવાળા વખતે લોકોને આવો ઉપયોગ કરી બતાવેછે, પણ તે માત્ર શ્રોતાઓને સમજણ પાડવા માટેજ છે. પ્રેમ એ જેટલે દરજ્જે ભાવનો વિષય છે તેટલે દરજ્જે ભાષાનો વિષય નથી. પ્રેમની ભાષા અંતઃકરણ સમજી શકેછે. એટલાજ માટે પ્રેમ સહિત ( મંત્ર કે શબ્દથી નહી ) પ્રભુની સેવા કરવાની જરૂર છે. પ્રભુ સર્વના અંતઃકરણમાં બિરાજેછે તેથી તે પ્રેમને સમજવાને, જોવાને અને અનુભવવાને સર્વ રીતે યોગ્ય છે.

બ્રહ્મવાદ–આત્મનિવેદન અને સેવા.

આચાર્યશ્રીએ જે સિદ્ધાંત સ્થાપ્યો તેનાં મુખ્ય ત્રણ અંગ છેઃ– બ્રહ્મવાદ, આત્મનિવેદન અને સેવા.

એ ત્રણે અંગો બરોબર રીતે સમજવાથી શો પરિણામ આવે તે અવશ્ય જાણવાની જરૂર છે.

**બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈત સિદ્ધાંત સમજવાથી બ્રહ્મની સાથે**

આપણો અંશાંશીસંબંધ છે તે સમજવામાં આવેછે. બ્રહ્મ એ પિતારૂપ છે, અને આપણે બધાં પુત્રપુત્રીરૂપ છીએ. દુનિયામાં બીજા પ્રાણીઓ પણ બ્રહ્મના અંશરૂપ છે, અને તેથી આપણાં ભાઇબેહેનરૂપ છે, એમ ભાવના રાખી તેમના ઉપર પ્રિતી રાખવાનીછે. પ્રાણીમાત્ર તો શું પણ પદાર્થ માત્રપર બ્રહ્મભાવ રાખવો. બ્રહ્મદૃષ્ટિ રાખવી એ શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું પરમમર્મ છે. જ્યાં સુધી દુનિયાના તમામ વ્યવહારોનું બંધારણ આ શુદ્ધાદ્વૈત સિદ્ધાંતપર રાખવામાં નહી આવે, ત્યાં સુધી અર્થમાંથી અનર્થ ઉદ્‌ભવવાનો સંભવ છે. મનુષ્યનેજ આત્મા છે, અને ગાયને આત્મા નથી ( The cow has not a soul) એવું જે શિક્ષણ આપવામાં આવે તે જેમ એક તરફથી ખોટું છે, તેમજ બીજી તરફથી જગત્ મિથ્યા છે, ભ્રમરૂપ છે, એમ માનવું પણ ભ્રાન્તિ છે. નિખિલ જગત્ સત્ય છે, બ્રહ્મનું કાર્ય છે, બ્રહ્મરૂપ છેઃ એ વૈદિક શ્રૌત સિદ્ધાંત છે. એ પ્રમાણે માનતાં મનુષ્ય અને ઈતર પ્રાણીઓના ઉપર આપણે મમતા રાખતાં શિખીએ છીએ. એમ કરવાથી એમના તરફનો ભય નિવૃત્ત થઈ જાયછે. પ્રાણીઓ પણ પ્રભુના અંશ છે એમ અનુભવીને તેમના તરફ આપણે સમતા રાખીએ અને તેમને મારવાની કે હેરાન કરવાની બુદ્ધિ ના રાખીએ, તેમજ તેમના તરફનો ભય ન રાખીએ, તો તે પ્રાણીઓ તરફથી આપણને કદી ઈજા થવાનો સંભવ નથી. બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈતનું વારંવાર મનન કરવાથી એ પ્રમાણેનું પરિણામ થવાનો સંભવ છે. શુદ્ધાદ્વૈત અથવા બ્રહ્મવાદથી, બ્રહ્મના માહાત્મ્યનો બોધ થતાં, સર્વતોનિર્દોષપૂર્ણગુણ પ્રભુ છે એમ નિશ્ચય થતાં, બ્રહ્મનું ભજન અંશે કરવું એ સિદ્ધાંત દ્દઢ થતાં, આત્મનિવેદનની અવશ્યકતા સ્ફુરે છે.

બ્રહ્મવાદ.

ભ્રાન્તિ.

આત્મનિવેદન હમેશાં યાદ કરવું એમ આચાર્યશ્રીએ આજ્ઞા કરીછે. આત્મનિવેદનને યાદ કરવાથી આપણા મનમાંથી અહંકાર

અને સ્વાર્થ જતો રહેછે. હું પ્રભુનોજ દાસ, પુત્ર કે પુત્રી છું, અને પ્રભુજ મારૂં સર્વસ્વ છે, હું પ્રભુને આધીન છું તેથી એમની આજ્ઞા પ્રમાણે મારે વર્તવું જોઈએ, એમ ભાવના રાખવાથી હું સ્વતંત્ર છું, હું શેઠ છું, હું હાકેમ છું વિગેરે વિચાર જતા રહેછે, અને દાસત્વ સ્વીકારવાથી મનમાં દીનતા આવેછે.

આત્મનિવેદન.

કેટલાએકનું ધારવું એમ છે કે દાસત્વબુદ્ધિ એ તામસી ભાવ છે. લૌકિકદાસ્ય તામસી કહેવાય, પણ પ્રભુની સાથે અંશાંશીભાવના પરિણામ તરીકે પ્રભુ જે સર્વ બ્રહ્માંડોના ધણી છે તેમના અમે દાસ છીએ, એ અમારા પીતા, પાળક, રક્ષણ કર્તા અને સર્વસ્વ છે, એમ જે વિચાર રાખવો એ કોઈ અંશે તામસી વિચાર નથી. એ શુદ્ધ સાત્ત્વિક ભાવના છે. તે યોગ્ય અને સુખકારક છે. આ ભાવનામાં વૈરાગ્ય અને જ્ઞાન ઓતપ્રોત છે. આ ભાવના કરનારને પૃથક્ જ્ઞાન વૈરાગ્યની અપેક્ષા નથી.

દૈન્ય.

વેદ વેદાંગ વિગેરે ભણવાં એને કેટલાએક જ્ઞાન કહેછે, પણ તત્ત્વવેત્તાઓ અને ખરા જ્ઞાનીઓ તો એને જ્ઞાન કહેતા નથી, પણ ભગવાનને જાણવા, ભગવાન્ અને ઇતર પ્રાણી પદાર્થની સાથેના સંબંધને જાણી તે પ્રમાણે વર્તન રાખવું, એને જ્ઞાન કહેછે. **एकविज्ञानेन सर्वविज्ञानं भवति** જે એક પદાર્થ જાણવાથીજ પદાર્થ માત્રનું જ્ઞાન થઈ જાય તે જ્ઞાન, બાકી ધુમાડાના બાચકા છે.

જ્ઞાન.

ગીતાજીના તેરમા અધ્યાયમાં સાતમા શ્લોકથી અગીઆરમા શ્લોક સુધીમાં જ્ઞાનની જે વ્યાખ્યા શ્રીકૃષ્ણ ભગવાને આપી છે, તેજ વ્યાખ્યા સર્વોત્તમ છે. જ્ઞાનની બીજી કોઈ વ્યાખ્યા કબુલ રાખી શકાતી નથી. જે જ્ઞાનઘન છે, જ્ઞાનસ્વરૂપ છે, તેજ જ્ઞાનની યથાસ્થિત વ્યાખ્યા આપી શકે, અને ઓછા જ્ઞાનવાળા જીવ જ્ઞાનની વ્યાખ્યા આપે તે કબુલ શી રીતે થઇ શકે?

એ ઉપરથી જણાશે કે, જેમ શુદ્ધાદ્વૈત પ્રભુ વિષેની માહિતી અને મનુષ્ય અને ઈતર પ્રાણીઓ વચ્ચેના ધર્મ શીખવે છે, તેમજ આત્મનિવેદન એ પ્રભુ પ્રત્યે કેવા ભાવ રાખવા અને આ દુનિયામાં આપણે કેવી રીતે વર્તવું એ શીખવેછે. આ વર્તનમાં વૈરાગ્યનું અંગ સધાય છે, કેમકે જગતમાં સાક્ષીરૂપે રહેવાનો ઉપદેશ છે. બ્રહ્મવાદ જ્ઞાનરૂપ છે. નિવેદન વૈરાગ્યરૂપ છે.

સેવા.

સેવા એ પ્રભુની પ્રાપ્તિનું સાધન છે. પ્રેમસહિત નિરંતર પ્રભુને ભજવાથીજ પ્રભુની પ્રાપ્તિ થાયછે, બીજી કોઈ રીતે થઈ શકતી નથી.

જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ.

આ સઘળી હકીકત ઉપરથી જણાશે કે આચર્યશ્રીએ જે સિદ્ધાંત સ્થાપ્યો છે, અને જેનાં મુખ્ય અંગ બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈતમત, આત્મનિવેદન, અને સેવા છે; અને જેની અંદર બ્રહ્મવાદ અને આત્મનિવેદનનું નિત્ય સ્મરણ, અને પ્રભુ પ્રત્યેનો પ્રેમ છે, એ માર્ગમાં જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ ઓતપ્રોતજ છે.

દુનિયાના ગમે તે ધર્મમાર્ગો તપાસો પણ આ માર્ગની ખુબી કોઈ ઠેકાણે જોવામાં આવશે નહી. જેને વિદ્વાનો જ્ઞાન કહે છે તે જ્ઞાનનું પણ તત્વ ગ્રહણ કરી આ માર્ગમાં દાખલ કર્યુંછે; અને એ જ્ઞાનનુ તત્ત્વ દાખલ કરવાથી નકામી પરિભાષાઓ ભણવાની કડાકૂટ મટાડી દીધીછે. આ માર્ગમાં વૈરાગ્યે પોતાનું ઉગ્રસ્વરૂપ તજી દીધુંછે, અને તે, તેના વાસ્તવિક સ્વરૂપ, પ્રભુ પ્રત્યેના પ્રેમના રૂપમાં દર્શન આપેછે.

ફલહીન ક્રિયાઓ.

દેશ, કાળ, સ્વભાવ, અને જનસ્થિતિને લીધે જે ક્રિયાઓ ફળહીન થઈ ગઈછે, તે ક્રિયાઓ પ્રભુની પ્રાપ્તિના સાધન તરીકે વાપરવાની આ માર્ગમાં જરૂર સ્વીકારી નથી. દેશકાળ ફરી ગયોછે, તોપણ મનુષ્ય અંતઃકરણમાં રહેલો પ્રેમ સમુળગો નષ્ટ થઈ ગયો નથી. તે પ્રેમને

સતેજ કરી પ્રભુ પ્રત્યે વાળવાનો આ માર્ગમાં ખાસ બોધ કરેલોછે. આ માર્ગ બીજા સર્વ માર્ગો કરતાં સહેલો અને સુસાધ્ય છે, એજ આ માર્ગનો વિજય છે.

ઉપર વર્ણન કરવામાં આવેલા આ માર્ગના સ્વરૂપ, સિદ્ધાંત, કે રહસ્યમાં કોઇ ઠેકાણે દુરાચાર, કે વિષય વાસનાનો ગંધ નથી. દુનિયાના જુદા જુદા ધર્મો મટી જઈ કોઇ વખત એક ધર્મ થવાનો સંભવ હોય તો તે ધર્મનું બંધારણ શ્રીમદ્વલ્લભાચાર્યના સિદ્ધાંતપરજ રાખવાની જરૂર પડશે. આ ધર્મ તમામ દુનિયાને માટે ખુલ્લો છે. તમામ વર્ણ કે આશ્રમવાળા એમાં દાખલ થઈ શકેછે. તે તમામ ધર્મો કરતાં સહેલો, સુસાધ્ય, અને ઉત્તમ છે. સર્વ ધર્મનાં જે જે ખરાં તત્વો છે તે ઉપરના નમુના પ્રમાણે આ ધર્મમાંજ દાખલ થએલાં છે. કેટલાએક તાંત્રિક પ્રયોગો સંપૂર્ણ રીતે કરવામાં ન આવે તો નુકશાન થાયછે. અમુક દેવીની સાધના કરવાથી અમુક પ્રકારે અધોગતિ થાયછે. અમુક દેવને પૂજવાથી અમુક ગુણ ઉત્પન્ન થાય છે. અમુક મંત્ર બોલતાં ચુકવાથી રક્ષણને બદલે ભક્ષણ એવો અર્થ નીકળેછે; એમ આ માર્ગમાં થવાનો ભય નથી.

માર્ગની શ્રેષ્ઠતા.

આ માર્ગમાત્ર પ્રેમરૂપ, ભાવનાત્મક હોવાથી ગોપાળજીને બદલે ગુછાળજી બોલનારને પણ તેના ભાવનો યોગ્ય બદલો મળેલો જોવામાં આવેછે.

આ શરણ-આત્મનિવેદનયુક્ત પુષ્ટિભક્તિમાર્ગના ખરા સ્વરૂપની વિશેષ માહિતી આચાર્યશ્રીના રચેલા પંચશ્લોકી નામના લઘુગ્રંથથી મળે છે. એ ગ્રંથ નિબંધના ભક્તિ પ્રકરણના સંદોહરૂપ છે. એમાં આચાર્યશ્રી આજ્ઞા કરેછે કે:—

પંચશ્લોકી.

गृहं सर्वात्मना त्याज्यं तच्चेत्त्यक्तुं न शक्यते ॥
कृष्णार्थं तत्प्रयुंजीत कृष्णोऽनर्थस्य मोचकः ॥ १ ॥

અર્થ—ઘરને સર્વ પ્રકારે ( सर्वात्मना ) ત્યજવું. જો તેમ કરવું ન બની શકે તો તેને શ્રીકૃષ્ણ ભગવાનના અર્થમાં જોડવું ( કેમકે ) શ્રીકૃષ્ણ અનર્થના મોચક ( છોડાવનાર, દૂર કરનાર ) છે.

સાંખ્ય અને યોગનું રહસ્ય.

**संगः सर्वात्मना त्याज्यः स चेत्त्यक्तुं न शक्यते ॥**
**स सद्भिः सह कर्तव्यः संतः संगस्य भेषजम् ॥ २ ॥**

અર્થ—સર્વ પ્રકારે સંગ ( લૌકિક વૈદિક આસક્તિ )નો ત્યાગ કરવો. જો તેમ ન બને તો સંત લોકોનો સંગ કરવો. કારણ કે સંત લોકોજ એવી આસક્તિના ઔષધરૂપ છે એટલે એવી આસક્તિ છોડાવી શકેછે.

વૈરાગ્ય અને સંન્યાસનું રહસ્ય.

**भार्यादिरनुकूलश्चेत् कारयेद्भगवत्क्रियाः**
**उदासीने स्वयं कुर्यात् प्रतिकूले गृहं त्यजेत् ॥ ३ ॥**

અર્થ—જો સ્ત્રી, પુત્ર વિગેરે અનુકૂલ હોય તો તેમની પાસે ભગવત્ક્રિયાઓ કરાવવી. જો તેઓ ઉદાસીન હોય તો ભગવત્ક્રિયા પોતે કરવી. અને તેઓ પ્રતિકૂલ હોય તો ઘર તજવું.

તપનું રહસ્ય.

**तत्त्यागे दूषणं नास्ति यतः विष्णुपराङ्मुखाः ॥**

અર્થ—જેઓ ભગવાનથી વિમુખ હોય તેમને તે કારણથી તજવાથી કાંઈ દૂષણ નથી.

**अनुकूलस्य संकल्पः प्रतिकूलविसर्जनम् ॥ ४ ॥**
**रक्षिष्यतीतिविश्वासो भर्तृत्वे वरणं यथा ॥**
**आत्म नैवेद्यकार्पण्ये षड्विधा शरणागतिः ॥ ५ ॥**

અર્થ—ભગવત્પ્રાપ્તિમાં અનુકૂલ વિષયની સારી કલ્પના કરવી અર્થાત્ ભગવત્સેવામાં સર્વ વસ્તુનો વિનિયોગ કરવો અને પ્રતિકૂલ વસ્તુનો ત્યાગ કરવો. ૪.

ભક્તિનું રહસ્ય.

ભગવાન્ મારૂં રક્ષણ કરશે એવો વિશ્વાસ રાખવો. જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિનેજ રક્ષણ અને પાલન કરનાર માને છે, તેમ ભક્તજને શ્રીકૃષ્ણનેજ પોતાના રક્ષક અને પાલક માનવા. (અર્થાત્ બીજા દેવ દેવીઓ કે લૌકિક ક્રિયાઓનો આશ્રય કરવો નહિ.)

આત્મનિવેદન કરયા પછી મારૂં પોતાનું કાંઈ નથી એમ ધારી દીનતા રાખવી. એ પ્રમાણે છ પ્રકારે શરણાગતિ ધારણ કરવી.

ઉપરના શ્લોકોથી જણાયછે કે આ પુષ્ટિમાર્ગ અને સેવારૂપ પુષ્ટિમર્યાદા એ એક તરફથી સાંખ્ય, યોગ અને તપના પરમ રહસ્યરૂપ છે, તેમજ બીજી તરફથી વૈરાગ્ય અથવા સંન્યાસમાર્ગનું બીજું રૂપ છે. પુષ્ટિમાર્ગ અને સેવા એ મનોસંન્યાસ અથવા આંતર સંન્યાસમાર્ગ છે, પરંતુ વેષ અથવા બાહ્યસંન્યાસ માર્ગ નથી.

વેષસંન્યાસ અથવા બાહ્યસંન્યાસ માર્ગની બાબતમાં ભગવાન્ કહેછે કે.—

> नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ॥
> यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥

ગીતા. ૧૮—૧૧.

અર્થ—નિશ્ચય દેહ ધારણ કરનારથી અવશેષ ન રહે એવી રીતે કર્મત્યાગ કરવાં એ શકય નથી. માટે જે કર્મનાં ફળનો ત્યાગ કરનારો છે તેજ ત્યાગી છે એમ કહેવાયછે.

ટીકા—ગીતાના શ્લોકોમાં બધા વિકલ્પ આપ્યા પછી આ નિર્ણય બતાવ્યો છે માટેજ તે સર્વમાન્ય છે. તાત્પર્ય એ છે કે માત્ર નિષ્કામ કર્મ કરવાં એટલુંજ નહિ, પણ સકામ કર્મો પણ કામબુદ્ધિથી ફળની આશા રાખી નજ કરવાં.

કર્મનાં ફળોનો ત્યાગ કેવી રીતે કરવો એ શ્રીકૃષ્ણના નિ·

ર્ણયપૂર્વક આચાર્યશ્રીએ આ પુષ્ટિમાર્ગમાં બતાવ્યુંછે; અર્થાત્ શ્રીકૃષ્ણ ભગવાનની આજ્ઞાનો અર્થ આચાર્યશ્રીએ ખુલ્લો કરી બતાવ્યોછે. એ અર્થ નિચે પ્રમાણે છ પ્રકારની શરણાગતિથી સિદ્ધ થાયછે.

૧ ગૃહત્યાગ અથવા ગૃહાદિનું ભગવાનને સમર્પણ કરીને ગૃહાદિનો ભગવાન્માંજ વિનિયોગ ( ઉપયોગ ).

૨ સંગ રાહિત્ય અથવા સત્સંગ.

૩ સપરિકર ( બીજાઓની સાથે ) ભગવતસેવા કરવી, અથવા એકલા રહી ભગવતસેવા કરવી તે.

૪ ભગવતસેવામાં અનુકૂલ પદાર્થ માત્રનું ગ્રહણ અને અન્યનો ત્યાગ.

૫ પ્રભુમાં દૃઢ વિશ્વાસ.

૬ આત્મનિવેદનપૂર્વક ગુણરૂપ અથવા ફળરૂપ દૈન્ય (હીનતા.)

## સેવાફલ.

આચાર્યશ્રીએ સેવાફલ નામનો એક લઘુ ગ્રંથ રચ્યોછે, અને બીજો ગ્રંથ સેવાફલવિવરણ નામનો રચ્યોછે. સેવાફલ નામના ગ્રંથનો અર્થ વધારે સ્પષ્ટ કરવા તે ઉપર વિવરણ રચેલું જણાયછે. એ સેવાફલવિવરણ નામના ગ્રંથમાં સેવાનું ફલ નીચે પ્રમાણે બતાવ્યુંછે.

**सेवायां फलत्रयम्—अलौकिकसामर्थ्यं, सायुज्यं, सेवौपयिकदेहो वा वैकुंठादिषु.**

અર્થ—સેવાને વિષે ત્રણ ફલ છે ( અર્થાત્ સેવા કરવાથી ત્રણ ફળ પ્રાપ્ત થાયછે ): ૧ અલૌકિક સામર્થ્ય. ૨ સાયુજ્ય. ૩ વૈકુંઠ વગેરેમાં સેવામાં ઉપયોગી થાય એવા દેહની પ્રાપ્તિ.

ટીકા—અલૌકિક સામર્થ્ય એટલે આ જગતમાં પ્રાણી પદાર્થ વિગેરેમાં જે સામર્થ્ય નથી એવું અસાધારણ સામર્થ્ય.

સાયુજ્ય એટલે ભગવાનની સાથે જોડાઈ જવું તે.

વૈકુંઠ વિગેરે જે ભગવાનનાં ધામ કહેવાયછે, તેમાં ભગવા-

નની સેવા કરવાના ઉપયોગમાં આવે એવા આનંદરૂપ દેહની પ્રાપ્તિ.

અલૌકિક સામર્થ્યમાં જે કાર્યો લૌકિક સાધનોથી બની શકતાં નથી તે કાર્યો કરવાની શક્તિનો સમાસ થાયછે.

સાયુજયના બે અર્થ થઈ શકેછે. ૧ ભગવાનમાં લીન થવું. ૨ ભગવાનની સાથે જોડાવું. ભગવાન્ સૃષ્ટિના ઉપર અનંત ઉપકારો કરેછે તે કામમાં ભગવાનની સાથે જોડાવું એને પણ સાયુજય કહી શકાય.

જગતમાં જયારે જયારે સત્યધર્મ બતાવવાની થોડી અથવા ઘણી અગત્ય પ્રાપ્ત થાયછે ત્યારે ભગવાન્ પોતાના ભકતોમાંથી કોઇને તે કામ કરવાને માટે મોકલેછે. આ ભકતો પોતાના કાર્યને અનુકૂલ પડે તેવા ઐચ્છિક દેહ ધારણ કરી ધર્મની રક્ષાને માટે જગતમાં પ્રગટ થાયછે. આ પ્રમાણે એમનું પ્રાકટય તે સેવા ઉપયોગી દેહને અવલંબીને થાયછે,

એ ત્રણે ફલ ભગવાનની ઇચ્છાનુસાર થાયછે. અને એ ત્રણે ભક્તિ અથવા સેવાના અંગરૂપ છે માટે સેવાનું ફલ સેવા કહેલુંછે.

ઉપર કહેલાં ત્રણે ફલ અથવા એમાંના એક અથવા વધારે ફલ જયારે મનુષ્યનું અંતઃકરણ દોષભાવ વગરનું અને નિર્મળ પ્રેમથી ભરપુર થાયછે ત્યારે પ્રાપ્ત થાયછે.

---

## પ્રકરણ ૧૩ મું.

### વ્રજયાત્રા અને અંબિકાવન.

એ રીતે ગોકુળમાં ભક્તિમાર્ગની સ્થાપના કરીને તથા પોતાના શિષ્યોને અને બીજા જે વૈષ્ણવો ત્યાં શરણે આવ્યા તેમને બ્રહ્મસંબંધ કરાવીને આચાર્યશ્રીએ પ્રસન્ન થઈ ત્યાં ( ગોકુળમાં ) પારાયણનો પ્રારંભ કર્યો. તે સમાપ્ત કરી જન્માષ્ટમીનો ઉત્સવ કરવાને એક સ્થાન બનાવ્યું. ત્યાં પહેલે દિવસે ષષ્ઠીપૂજનનો ઉત્સવ કરી બીજે દિવસે જન્માષ્ટમીનો ઉ-

વ્રજયાત્રા.

ત્સવ કર્યો. પછી એકાદશીનું વ્રત કરી દ્વાદશીને દિવસે સાંજે આચાર્યશ્રી ગોકુળથી વ્રજયાત્રા કરવા પધારયા.

વ્રજયાત્રામાં ઉજાગર પુરોહિતને આગળ કરી આચાર્યશ્રી વિશ્રામઘાટ ઉપર આવ્યા. ત્યાંથી સ્નાન કરી બળભદ્રઘાટ ઉપર પધારયા. ત્યાંથી અનેક ઘાટો અને તીર્થોની મુલાકાત કરી, રંગનાથ મહાદેવ તથા કૃષ્ણકુબ્જનાં દર્શન કરી સરસ્વતી કુંડ ઉપર પધારયા. અને ત્યાંનાં તીર્થોની યાત્રા કરી મધુવનમાં પધારયા. ત્યાં આચાર્યશ્રીએ પારાયણ કર્યું. ત્યાંથી તાલવન થઇ કુમુદવન પધારયા. અને ત્યાં ત્રણ દિવસ પારાયણ કર્યું.

ત્યાંથી આચાર્યશ્રી બહુલાવન પધારયા. અને ત્યાં એક વડના વૃક્ષ નીચે મુકામ કર્યો.

બહુલાવન—ગાયની પૂજા.

પૂર્વે આ સ્થળમાં એક વખત એક સિંહ આવ્યો હતો. તેની ગર્જના સાંભળી ગામનાં તમામ ઢોર અને માણસો નાસી ગયાં, પણ એક ગાય સિંહથી ન ડરતાં જ્યાં ઉભી હતી ત્યાંને ત્યાંજ ઉભી રહી. સિંહે તેની પાસે આવી તેને સુંઘી જોઈ, પછી તે તેને ઇજા કર્યા વગર ત્યાંથી જતો રહ્યો. એ વાત ગામના લોકોના જાણવામાં આવી ત્યારથી એ ગાયનું માહાત્મ્ય વધ્યું. ગામના સર્વ લોકો એને દૈવી ગાય જાણી પૂજવા લાગ્યા. કાળાંતરે એ ગાય મરી ગઈ, ત્યારે એની યાદગીરીમાં ગામ લોકોએ એક નહાનું મંદિર બંધાવી એક પાષાણની ગાય કરાવી પ્રતિષ્ઠા સહિત તે મંદિરમાં પધરાવી, અને એની પૂજા એક બ્રાહ્મણને સોંપી. ત્યારથી ગામના લોકો અને યાત્રાળુઓ એની પૂજા કરતા. લોક એને માટે ઘાસદાણો લાવતા તે પૂજારી લેઇ જતો. ગામના લોક દરવર્ષે શ્રાવણ સુદ ૧૨ ના રોજ મોટા ઉત્સવ સાથે એની પૂજા કરતા. આચાર્યશ્રી આ સ્થળમાં પધારયા તે પહેલાં થોડાં વર્ષથી ત્યાંના યવન હાકેમે એ ગાયની પૂજા કરતાં લોકોને અટકાવી કહ્યું કે જો એ

ગાય હોય તો ઘાસદાણો ખાય, અને જે ઘાસદાણો એને ખવડાવી શકે નહી તેને એની પૂજા કરવાની જરૂર નથી. આચાર્યશ્રી આ સ્થળમાં પધારચા ત્યારે ત્યાંના બ્રાહ્મણો એમની પાસે આવ્યા, અને એમને ગાયનું માહાત્મ્ય કહી સંભળાવી પૂજાનો અટકાવ દૂર કરાવવાની વિનંતિ કરી. આચાર્યશ્રીએ કહ્યું કે સઘળાં કાર્યો ઈશ્વરની ઈચ્છાનુસાર બનેછે. પ્રભુની ઈચ્છા હશે તો હાકેમ ગાયનું પૂજન કરવા દેશે. અમે કાલે આન્હિકથી પરવારી એ ગાયનું પૂજન કરવા આવીશું. એમ કહ્યાથી એ બ્રાહ્મણો ત્યાંથી ગયા. બીજે દિવસે આચાર્યશ્રી આન્હિકથી પરવારી તે ગાયની પૂજા કરવા ગયા. તે વખતે ત્યાં લોકોની મેદની ભરાયેલી જોઇ એ ગામનો મુસલમાન હાકેમ પણ ત્યાં આવ્યો અને આચાર્યશ્રીને કહ્યું કે જો એ ગાય હોય તો એને ઘાસ ખવડાવો. આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે એ ગાય હશે તો, ઘાસ કેમ નહિ ખાય? એમ કહી પોતાની સાથેના એક વૈષ્ણવને ઘાસ લેવા મોકલ્યો. તે ઘાસ લાવ્યો એટલે આચાર્યશ્રીએ ગાયને નિર્યું. એટલે ગાય સજીવન હોય તેની માફક તે ખાવા લાગી. તે જોઇ હાકેમ વિસ્મય પામ્યો, અને આચાર્યશ્રીને પગે લાગ્યો. ત્યારે આચાર્યશ્રીએ એને કહ્યું કે હવેથી એ ગાયને પૂજતાં કોઇને અટકાવ કરતા નહિં. તે તેણે માન્યું અને ત્યાર પછી કોઇને એ ગાય પૂજતાં અટકાવ કરવામાં આવ્યો નહી.

આચાર્યશ્રીનો પ્રભાવ જોઈ ત્યાંના હજારો માણસો આચાર્યશ્રીને શરણે થયાં.

હાલ સુધી એ ગાય હયાત છે. આ વાર્તા વ્રજની યાત્રાના પુસ્તકમાંથી મળી આવેછે. આ સ્થળમાં કૃષ્ણકુંડની ઉત્તર તરફ વડ નીચે આચાર્યશ્રીની બેઠક છે.

ત્યાંથી તોસગામ થઇ આચાર્યશ્રી બળદેવ અને રેવતીજીનાં દર્શન કરી આગળ ચાલ્યા અને ત્યાંથી મુખરાઈ ગયા. ત્યાં કૃષ્ણકુંડ અને રાધાકુંડમાં સ્નાન કર્યું.

એમ કહેવાયછે કે આ કુંડ ઉપર કાર્તિક વદ ૭ ના રોજ ૧૦૮ તીર્થ પધારેછે. તે

વખતે એ કુંડોમાં જે સ્નાન કરે તેને સર્વ તીર્થમાં સ્નાન કરવાનું ફળ મળેછે. આ સ્થળમાં આચાર્યશ્રીની બેઠક છે.

પછી ત્યાંથી બીજાં તીર્થોની યાત્રા કરી આચાર્યશ્રી માનસીગંગા થઈ ચક્રતીર્થ ગયા.

આ સ્થળમાં આચાર્યશ્રીની બેઠક છે.

ત્યાંથી આચાર્યશ્રી વસઇગામ ગયા, અને ત્યાંથી આગળ ચાલતાં ગોવર્ધનગામ થઈ, રણમોચન, પાપમોચન, ગોરોચન અને ધર્મરોચન નામના કુંડોમાં સ્નાન કરી અડીગગામ ગયા, ત્યાંથી પારાસોલી થઈ પેઢોગામ ગયા. ત્યાંનાં અને રસ્તામાંનાં બીજાં તીર્થોની યાત્રા કરી આચાર્યશ્રી પુંછરી પધારયા. ત્યાં કદમખંડી, ગિરિરાજની કંદરા છે. આ સ્થળમાં શમીવૃક્ષ નીચે આચાર્યશ્રીએ બિરાજી પારાયણ કર્યું. પછી ત્યાંથી ગોપાળપુર ગયા. ત્યાંથી શ્રીદામાસખાને ગામ ગયા, અને ત્યાંથી ઇંદ્રોલી થઇ કામવનમાં ગયા.

કામવનમાં સુરભિકુંડ ઉપર આચાર્યશ્રીએ મુકામ કર્યો ત્યારે ત્યાંના તીર્થસ્થ બ્રાહ્મણે કહ્યું કે આપ દિવસે અહિં બિરાજો પણ રાત્રે અહિં બિરાજતા નહિં, કેમકે અહિં એક પિશાચ છે, તે

કામવન અને પિશાચ.

રાત્રે અહિં રહેનારને ખાઈ જાયછે. એ સાંભળી આચાર્યશ્રી હસ્યા, પણ ત્યાંથી રાત્રિએ મુકામ ઉઠાવ્યો નહિં. અર્ધરાત્રિની વખતે એક સેવક આચાર્યશ્રીનાં વસ્ત્ર ધોતો હતો તેણે બૂમ પાડી કે કુંડની પાળ ઉપર પિશાચ ડોલતો દેખાયછે. એ બૂમ સાંભળી આચાર્યશ્રીએ કહ્યું કે પૂર્વે એ એક બ્રાહ્મણ હતો, તે દાન કરેલી પૃથ્વિ પાછી લીધાથી પિશાચ થયોછે, તેથી એના ઉપર વસ્ત્રવડે કુંડનું જળ છાંટ કે તેથી તેનો ઉદ્ધાર થાય. ચાકરે તેમ કર્યું એટલે તે પિશાચનો દેહ છોડી આકાશમાર્ગે ચાલ્યો ગયો. તે દિવસથી ત્યાં પિશાચનો ઉપદ્રવ મટયો.

પછી ત્યાંથી આચાર્યશ્રી કનવારાગામ થઈ ઉંચાગામ ગયા. ત્યાંનાં તીર્થોની યાત્રા કરી શ્રીરાધિકાના પિતાના ગામ બરસા-

નાગાં ગયા અને ત્યાંથી આગળ ચાલતા ગહ્‌વર વનમાં કૃષ્ણકુંડ ઉપર મુકામ કર્યો અને ત્યાં પારાયણ કર્યું.

ગહ્‌વર વનની બેઠક.

આચાર્યશ્રીએ એ સ્થાનમાં સપ્તાહ કરી. પછી એક વખત ત્યાંનું વન જોવાને ગયા, તો વનમાં એક મોટા અજગરને લાખો કીડીઓ ફોલી ખાતી જોઇ. આચાર્યશ્રીના મનમાં ઘણી દયા આવી તેથી કૃષ્ણદાસ પાસે કમંડળમાં ભગવાનના ચર્ણોદકનું જળ હતું તે મંગાવી આચાર્યશ્રીએ તે અજગર અને કીડીઓ ઉપર છાંટયું, તેથી તે અજગર અને કીડીઓની ઉર્ધ્વગતિ થઇ.

અજગર અને કીડીઓ.

પણ આચાર્યશ્રી તેથી ઉંડા વિચારમાં પડયા અને પોતાની સાથેના વૈષ્ણવોની જોડે ઘણા લાંબા વખત સુધી બોલ્યા નહિ. વન જોઇને મુકામ ઉપર આવ્યા તોપણ કોઈની સાથે ભાષણ કર્યું નહિં. ત્યારે દામોદરદાસે આચાર્યશ્રીને પુછયું કે આજ આપ કેમ ઉદાસ જણાઓછો? આચાર્યશ્રીએ કહ્યું કે વનમાં અજગરને જોઇને મારૂં મન ઘણું ઉદાસ થયુંછે. એ અજગર પૂર્વ જન્મમાં વૃન્દાવનમાં એક મોટો મહંત હતો. એણે ઘણા સેવકોનું પુષ્કળ દ્રવ્ય લીધું હતું, પણ તે દ્રવ્ય ભગવત્ કાર્યમાં કે પરોપકારમાં ન ખરચતાં જાતિવૈભવ અને મોજશોખમાં ખરચ્યું; એનો વૈભવ અને મોજશોખ જોઇ સેવકો પણ મોજશોખમાં પડી ગયા. પછી કાળાંતરે એ અને એના સેવકો મરણ પામ્યા, ત્યારે એ અજગર થયો, અને સેવકો એ કીડીઓ થઇ એને ફોલી ખાધો, અને એને કહ્યું કે જયારે તારામાં ઉદ્ધાર કરવાની શક્તિ નહોતી ત્યારે તેં અમને સેવક કરી શા માટે ખરાબ કર્યા? અને અમારૂં ધન શા માટે હરી લીધું? એ પ્રમાણે મહંત અને સેવકોની ગતિ થઈ તેથી દરેક આચાર્ય અને ગુરૂ એ જાણવું જોઇએ કે જો પોતામાં પોતાના શિષ્યોનું કલ્યાણ કરવાની શકિત ન હોય, અને જો અંતઃકરણપૂર્વક

મહંતની ગતિ.

પોતે ભગવાનમાં લીન થયો ન હોય, તો તેણે પોતાનો અને પોતાના સેવકોનો જન્મારો બગાડયો નહિં. ગુરૂ સત્પુરૂષ ( સાધુ ) હોવો જોઇએ અને સત્પુરૂષનાં નીચે પ્રમાણે લક્ષણો છે.

ગુરૂ અથવા સાધુનાં લક્ષણ.

कृपालुरकृतद्रोहस्तितिक्षुः सर्वदेहिनाम् ॥
सत्यसारोऽनवद्यात्मा समः सर्वोपकारकः ॥२९॥
कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिंचनः ॥
अनीहो मितभुक् शांतः स्थिरो मच्छरणो मुनिः ॥३०॥
अप्रमत्तो गभीरात्मा धृतिमान् जितषड्गुणः ॥
अमानी मानदः कल्पो मैत्रः कारुणिकः कविः ॥३१

અર્થ—કૃપાળુ, કોઇ પણ પ્રાણીનો દ્રોહ નહિં કરનાર; ક્ષમાવાળો; સત્યરૂપ બલવાળો; ઇર્ષ્યાદિકથી રહિત; સુખ દુઃખમાં સમાન; યથાશક્તિ સર્વનો ઉપકાર કરનાર; વિષયોથી નહિં ક્ષોભ પામતા મનવાળો; ઇન્દ્રિયોને જીતનાર; કોમલ ચિત્તવાળો; સારો આચાર પાળનાર; દ્રવ્યમાં આસકિત નહિં રાખનાર; આ લોકના સુખને માટે કશી ક્રિયા નહિં કરનાર; થોડું જમનાર; શાંત; સ્વધર્મમાં સ્થિર; ભગવાનનાજ આશ્રયથી રહેનાર; મનન કરનાર; સાવધાન; નિર્વિકાર; કષ્ટના સમયમાં પણ ધૈર્ય રાખનાર; ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા, તથા મૃત્યુને પોતામાં નહિં માનનાર ( પ્રાણુદેહ અને મનના ધર્મો પોતામાં નહિં માનનાર ); માનની ઇચ્છા નહિં ધરાવનાર; બીજાઓને માન આપનાર; બીજાને જ્ઞાન દેવામાં ચતુર; કોઇને નહિં ઠગનાર; કરૂણાથીજ સઘળી પ્રવૃત્તિ કરનાર અને સારી રીતના જ્ઞાનવાળો જે હોય, તે સત્પુરૂષ કહેવાયછે.

तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ॥
शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥ २१ ॥

તેથી કરીને ઉત્તમ કલ્યાણ જાણવાની ઇચ્છાવાળા પુરૂષે, વેદમાં પહોચેલો હોવાથી સંશય મટાડનાર અને પરબ્રહ્મમાં અપરોક્ષ અનુભવથી પહોચેલો હોવાથી શિષ્યોના મનમાં પોતાનો બોધ પેસાડનાર ઘણી શાંતીવાળા ગુરૂને શરણે જવું.

ગુરૂ.

આ પ્રમાણે આચાર્યશ્રીનું કહેવું સાંભળીને સર્વ વૈષ્ણવો ખુશી થયા.

આ સ્થળમાં આચાર્યશ્રીની બેઠક છે.

પછી આચાર્યશ્રી ત્યાંથી અનેક તીર્થોનાં દર્શન કરી નંદગ્રામ પધાર્યા અને ત્યાં ભાગવતની કથા કરી. ત્યાંના રહેવાશીઓએ આચાર્યશ્રીની કથા સાંભળી તેથી ઘણો આનંદ પામ્યા.

બહુલાવનમાં ગોપૂજનની તથા અજગરના મોક્ષની વાત યાત્રાળુઓ પાસેથી સાંભળી હતી તેથી આચાર્યશ્રીનું પ્રતાપબળ જોઈ એ ગામના લોકો એમના જમીનદાર સાથે આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ તેમને બ્રહ્મસંબંધ કરાવી ભક્તિમાર્ગનું રહસ્ય સમજાવ્યું અને આત્મનિવેદન અને બ્રહ્મવાદનો મર્મ સમજાવી તે હમ્મેશ ધ્યાનમાં રાખવાનું કહ્યું અને સેવા કરવાની આજ્ઞા કરી.

પછી આચાર્યશ્રી આગળ ચાલ્યા. રસ્તામાંના તીર્થોનો સત્કાર કરતા રાસસ્થળ અને પાંડવગંગા ઉપર થઇ આચાર્યશ્રી વસઈ ( હરિસેવી ) ગામ પધાર્યા. ત્યાં ટેકરી ઉપર મુકામ કર્યો, અને કથા કરી સેવા વગેરેથી પરવારી તીર્થયાત્રા કરતા કરતા વૃન્દાવન આવી બંસીબટ પાસે આચાર્યશ્રીએ એક ઝાડ નીચે મુકામ કર્યો. આચાર્યશ્રી આન્હિક અને સેવાથી પરવાર્યા પછી પાસેનાં તીર્થોની યાત્રા કરી આવ્યા. પછી કથા કરવાનો આરંભ કરતા હતા તેવામાં પાસેના બિલ્વમંગળના આશ્રમમાંથી નરહરિયતિ અને વેણુભંડારી એમની પાસે

નરહરિ યતિ.

આવ્યા, અને આચાર્યશ્રીને પ્રણામ કર્યા. નરહરિ યતિને ઉદાસ દેખી આચાર્યશ્રીએ એને ઉદાસ થવાનું કારણ પૂછયું. ત્યારે તેણે કહ્યું કેઃ—

હું સુરસેન દેશ ( જેમાં મથુરા શહેર છે તે દેશ )માં રહેવાવાળો બ્રાહ્મણ હતો. હું એક વખત ગુર્જર દેશમાં ગયો હતો. ત્યાં સંન્યાસીના સંગમાં સંન્યાસી થઇ ગયો અને ત્યાં યોગાભ્યાસ કરતો વનમાં રહેતો હતો. ત્યાં મને અન્ન આપવાને માટે ગૃહસ્થ લોકો આવતા. દૈવયોગથી ત્રણ દિવસ સુધી કોઈ અન્ન લાવ્યું નહિં. ચોથે દિવસે કોઇ તેલના વેપારી વૈશ્યની સ્ત્રી ઘણું મધુર ભોજન સંધ્યાની વખતે લાવી. ભોજન કરતી વખતે મેં તેને કહ્યું કે અંધારૂં થયુંછે ને રાત પડેછે માટે તું જા. ત્યારે તેણે નમ્રતાથી કહ્યું હુ કે વંધ્યાછું, મને પુત્ર આપો. મેં કહ્યું કે તું આજ જા. અહિં રાત્રે સ્ત્રીઓ રહી શકતી નથી; ફરી આવજે. પુત્ર તો દેવતા દે છે, મનુષ્યો દેતા નથી. મેં તે પ્રમાણે કહ્યું ત્યારે તે ગઇ, પણ પછીથી કોઇ સમયે બની ઠની પકવાન લેઇને સંધ્યાની વખતે એકાંતમાં મારી પાસે આવી. તેણે આણેલાં પકવાનનું ભોજન કરતાં કામનાં બાણોથી પીડીત હોઇને મેં તેને કહ્યું કે તારા મુખનો ઘુંઘટ ખોલ. હું એનામાં લુબ્ધ થતો હતો તે વખતે કોઈ કારભારી મારા આશ્રમમાં આવી પહોંચ્યો, તેથી તે સ્ત્રીની આશા ભગ્ન થઈ ગઈ એટલે તે કમાડ બંધ કરી કોઠારમાં છુપાઈ રહી, મારૂં ચિત્ત વ્યાકુળ થયું, અને એ અમાત્ય કયારે જશે એની ચિંતા કરવા લાગ્યો; એટલામાં સવાર થઇ ગઈ, અને તે સ્ત્રીનો પતિ વૈશ્ય ત્યાં આવ્યો, અને બોલ્યો કે મારી સ્ત્રી અહીં આવી છે તેને કયાં છુપાવી છે ? ચિત્ત ભયથી વિહ્‌વળ થવાથી અને શરીર લજ્જાથી ખિન્ન થવાથી મેં કહ્યું કે તે અહિં આવી નથી. એટલે તેણે કમાડ ખોલી ભીતર જઈ પોતાની સ્ત્રીને બહાર આણી. પછી તેણે તથા મંત્રીએ મારો ઘણો તિરસ્કાર કર્યો. આ મારૂં નિંદિત ચરિત્ર સર્વ શિષ્યોએ તથા

બીજા લોકોએ જાણ્યું, તેથી તે આશ્રમ છોડીને હું અહીં ચાલ્યો આવ્યોછું, અને આ એક મિત્ર પણ મારી કષ્ટ દશામાં મારી સાથે આવ્યોછે. આજ સર્વ પાપોના નાશ કરનાર ગુરૂને શરણે આવ્યોછું માટે મને યોગ્ય પ્રાયશ્ચિત બતાવશો. એ પ્રમાણે શુદ્ધ ચિત્તથી આચાર્યશ્રીના આગળ તેણે પોતાનું વૃત્તાન્ત કહ્યું.

ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે યતિયે એક જગામાં રહેવું નહીં જોઇએ. એવા સ્થાનમાં રહેવું કે જયાં સ્ત્રીઓનો પ્રસંગ થાય નહીં. કામ અને લોભથી જેવી નિંદા થાયછે તેવી ક્રોધાદિ દોષોથી થતી નથી. દોષોમાં પ્રથમ મોહ છે. જે પોતાનું સ્વરૂપ જાણીને કામ ક્રોધને છોડે નહિ, તેનાથી લોભ અને હિંસા થાય છે. દુષ્ટ સ્ત્રીઓનાં અથવા સ્ત્રીઓમાં આસક્ત મનુષ્યોનાં મુખ પણ જોવાં નહિં જોઇએ. જે શિષ્યા (સ્ત્રી) શરણાગત થઈ, વિશ્વાસથી કાંઈ આપવા આવે, તેના તરફ કામથી જોવાવાળો પુરૂષ નરકગામી થાયછે. શિષ્યા (સ્ત્રી) અથવા શિષ્ય જનોની સ્ત્રી તથા કન્યા તરફ જે ગુરૂ પોતાની કન્યાની માફક દેખે નહિં તે કુટિલ ગુરૂ છે. સારા માણસો દોષોની નિવૃત્તિને માટે ગુરૂ કરેછે, ત્યારે ગુરૂજ તેવા દોષોને ગ્રહણ કરે તો પ્રજા કયાં જાય? જે ગુરૂ પરધન અને પરસ્ત્રીની ઈચ્છા કરે તે દૈત્ય છે, મનુષ્ય નથી. તો પછી તે ગુરૂ તો કયાંથીજ હોય? જે પુરૂષ સર્વ દોષથી રહિત હોય અને સર્વ ગુણોથી પરિપૂર્ણ હોય તેજ ગુરૂ તરીકે સેવા કરવા યોગ્ય છે.

આપે ઠીક કર્યું નથી, પણ પશ્ચાતાપ કર્યો એ ઠીક છે. વૃન્દાવનમાં આવ્યાથી તમે શુદ્ધ થઇ ગયા તોપણ સદાચાર પ્રમાણે પ્રાયશ્ચિત કરો. શાસ્ત્રમાં રૂષિયોએ પતિતને માટે પણ પ્રાયશ્ચિત કહેલુંછે. છ માસ સુધી કૃચ્છાદિવ્રત અને વૈદિક બ્રાહ્મણોદ્વારા પુનઃ સંસ્કાર કરી યોગ્યતા સંપાદન કરવાનું કહેતાં તેણે તે વાત કબુલ કરી, તેથી તેને વિષ્ણુસ્વામી સંપ્રદાયના ય-

તિઓ પાસે દિક્ષિત કરાવ્યો, અને શિખા, યજ્ઞોપવિત, ત્રિદંડ, કાષાયવસ્ત્ર, માલા, મુદ્રા, ઊર્ધ્વપુંડ્ર ધારણ કરાવી એને હરિસેવાનો ઉપદેશ કર્યો.

આચાર્યશ્રી ત્યાંથી કથા કરી બીજે દિવસે બાકીનાં તીર્થોની યાત્રા કરતા પીપરોલી, લોહવન, આનંદીગામ, હથોરા, મહાવન, કોઇલિગામ અને ગોકુલ થઇ મથુરા પધાર્યા.

પુષ્કર.

પછી આચાર્યશ્રી મથુરાથી વૃન્દાવન ઉપર થઈ પુષ્કરજી આવ્યા.

પુષ્કર એ અજમેરથી ત્રણ ગાઉ દૂર છે. હાલમાં પાકી સડક બાંધેલી છે તેથી અજમેરથી એક કલાકમાં પુષ્કરજી જવાયછે. આ ક્ષેત્રમાં એક ન્હાનું ગામ છે અને પુષ્કરજી નામનું તળાવ છે. એ તળાવ એજ તીર્થ ગણાયછે. આ યાત્રામાં બ્રહ્માજીની મૂર્તિનાં દર્શન કરવાનાં છે; એમ કહેવાયછે કે જ્યાં સુધી આ ક્ષેત્રની યાત્રા કરી ન હોય ત્યાં સુધી બીજી યાત્રા વળતી નથી. આ ક્ષેત્રથી એક ગાઉ ઉપર એક તળાવ છે તેને બુઢ્ઢા પુષ્કરજી કહેછે.

આચાર્યશ્રીએ આ ધામમાં આવી પુષ્કર સરોવર (તળાવ) ની પશ્ચિમ બાજુએ મુકામ કર્યો; અને કૃષ્ણદાસ મેઘનને કહ્યું કે આ તીર્થ સર્વ તીર્થોના પિતારૂપ છે. બ્રહ્માની ઉત્પત્તિ ભગવાનના નાભિકમળમાંથી થયા પછી બ્રહ્મા અને સાવિત્રી આ સ્થળમાં કેટલાએક વખત સુધી બિરાજ્યાં હતાં તેથી તેમનું અહિ મંદિર છે. એમ કહી આચાર્યશ્રીએ તે ક્ષેત્રની યાત્રા કરી અને કમળવડે બ્રહ્માનું અને સાવિત્રીનું પૂજન કર્યું. પછી ત્યાં મુકામ ઉપર રહી વેદ અને ભાગવતનું પારાયણ કર્યું. એક દિવસે બ્રહ્મ-

બ્રહ્માની ઉપાસના.

દત્તાદિ વૈદિક ઉપાસના કરનાર બ્રાહ્મણો કમળની માળા અને વડનાં પાંદડાં જેવું તિલક ધારણ કરી આચાર્યશ્રી પાસે આવ્યા અને પુછયું કે બ્રહ્મા નિર્ગુણ છે માટે એમનું પૂજન કરવું કે નહિં ?

આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે, સત્ત્વ પ્રકૃતિરૂપ વિષ્ણુના અંશભૂત બ્રહ્મા છે; અને તે સૃષ્ટિ રચવાનું કાર્ય કરેછે, તેથી રા-

જસ ગુણવાળાછે પણ સત્ત્વગુણવાળા નથી. વળી સરસ્વતિના શાપથી એમનું પૂજ્યપણું રહ્યું નથી. એ વેદના જાણવાવાળા છે, તેમજ પરબ્રહ્મને જાણવાવાળા છે, અને બ્રાહ્મણની જાતિના અભિમાનવાળા દેવતાપણાને પામ્યા છે; તેથી એમની બ્રાહ્મણરૂપેજ પૂજા થાયછે. મોક્ષને માટે એમની પૂજા થતી નથી કેમકે એમનો અધિકાર સૃષ્ટિ રચવાનો છે પણ મોક્ષ આપવાનો નથી.

બ્રહ્મા બ્રાહ્મણ રૂપે પૂજાય છે.

**ब्रह्मा ब्राह्मणतां यातस्तद्रूपेण सुसेव्यते**

બાલબોધ ૧૦.

અર્થ—બ્રહ્માજી તો બ્રાહ્મણપણાને પામેલા છે માટે તે બ્રાહ્મણરૂપે ( બ્રહ્મજ્ઞાન સારૂ, અથવા વેદાધ્યયન સારૂ, કે બ્રહ્મતેજને સારૂ ) સારી રીતે પૂજાયછે. એ પ્રમાણે આચાર્યશ્રીનો ઉત્તર સાંભળી બ્રહ્મદત્તાદિ બ્રાહ્મણો અને બીજા જે આવ્યા હતા તે બધા પ્રસન્ન થયા અને તેમણે આચાર્યશ્રીને શરણે થવાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે પુષ્કર સરોવરમાં સ્નાન કરી તે બધા આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ તેમને બ્રહ્મસંબંધ કરાવી બ્રહ્મવાદનું સ્વરૂપ સમજાવ્યું અને આત્મનિવેદનના રહસ્ય અને સેવાની જરૂર વિષે ઉપદેશ આપ્યો.

અંબિકાવન.

પછી આચાર્યશ્રી ત્યાંથી અંબિકાવન ( આરાસુરની પાસે ) પધાર્યા. ત્યાં મુકામ કર્યા પછી આચાર્યશ્રીની પાસે એક શિવયોગી આવ્યો અને બોલ્યો કે સચ્ચિદાનંદરૂપ શક્તિ ભોગ અને મોક્ષ આપવાને સમર્થ છે. તેને શાસ્ત્રમાર્ગવડે પૂજવાથી તે તરત પ્રસન્ન થાયછે, માટે તેનું પૂજન અને આરાધન કરવું જોઇએ. તે સાંભળી આચાર્યશ્રીએ પોતાના શિષ્યો તરફ દૃષ્ટિ કરતાં શંભુ નામના શિષ્યે કહ્યું કે—

દેવીપૂજન એ રાજસક્રિયા છે, કેમકે તેનું વર્ણન રાજસ-

પુરાણોમાં છે, પણ સાત્વિક પુરાણોમાં નથી. ગીતામાં પણ કહ્યું છે કે રાજસ પ્રકૃતિના માણસો યક્ષ, રાક્ષસ વિગેરેને પૂજેછે. આવી કોટિના દેવ દેવીઓને મોક્ષ આપવાનો અધિકાર નથી. શ્રીભાગવતમાં લખ્યું છે કે જેને દ્રવ્યની કામના હોય તેજ દેવીનું પૂજન કરેછે. જેને મોક્ષની ઇચ્છા હોય તેણે તો શ્રીહરિનું પૂજન કરવું જોઇએ.

દેવીને મદ્યમાંસ વિગેરે અર્પણ કરવામાં આવેછે તે સાત્વિકશાસ્ત્રોથી વિરૂદ્ધ છે, અને એ વાત દેવીને પણ પસંદ નથી.

પદ્મપુરાણમાં દેવી પોતેજ કહેછે કેઃ—

**मदर्थे शिव कुर्वन्ति तामसा जीवघातनम् ।**
**आकल्पकोटि निरये तेषां वासो न संशयः ॥**

અર્થ—હે શિવ! મારે માટે તામસી જીવો જીવહિંસા કરેછે. તેઓ કરોડ વર્ષ સુધી નર્કમાં વાસ કરશે એમાં સંશય નથી.

ત્યારે શિવયોગી બોલ્યો કે તંત્ર વગેરેમાં દેવીને ભોગ આપવાનું કેમ લખ્યુંછે અને દેવીને સર્વોપરિ શક્તિ કેમ કહીછે?

શંભુએ જવાબ દીધો કે શક્તિ એ શબ્દજ બીજા કોઈ ધારણ કરનારની અપેક્ષા રાખેછે. જેની એ અપેક્ષા રાખેછે તે હરિ પૂજવા લાયક છે, કેમકે તે એવી અનંત શક્તિઓના સ્વામી છે. માટે હરિનુંજ પૂજન ઇષ્ટ છે. શક્તિ તો વખતે ભોગ આપી શકેછે.

**मोहार्थान्यन्यशास्त्राणिबुद्धे कृष्णे तदिच्छया ॥**
**देवांशैः कल्पितान्येव तदुक्तं सर्वथा मृषा ॥**

નિબંધ સર્વ નિર્ણય ૮૩.

અર્થ—કૃષ્ણે બુદ્ધાવતાર ગ્રહણ કરવાથી તેની ઇચ્છાનુસાર દેવાંશયુક્ત બ્રાહ્મણોએ મોહ ઉપજાવવાને બીજાં શાસ્ત્રો કરેલાં છે તેથી તે શાસ્ત્રોમાં તેમણે જે કહેલું છે તે સર્વ પ્રકારે જુઠું છે.

**मोहार्थशास्त्रकलिलं यदा बुद्धेर्विभिद्यते ॥**
**तदा भागवते शास्त्रे विश्वासस्तेन सत्फलम् ॥**

નિબંધ શાસ્ત્રાર્થપ્રકરણ. પર.

અર્થ—મોહ ઉત્પન્ન કરનારાં શાસ્ત્રોરૂપી કચરો જ્યારે બુદ્ધિથી જુદો પડી જાયછે ત્યારે મનુષ્યને ભગવાનનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો ( ગીતા ભાગવત વિગેરે ) ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાયછે. અને તે વિશ્વાસથી સત્યફળ પ્રાપ્ત થાયછે.

એ પ્રમાણે શિવયોગી અને એના શિષ્યો અને આચાર્યશ્રીના શિષ્યો વચ્ચે થોડીવાર સુધી વાદ ચાલ્યો તેમાં શિવયોગીનો પરાજય થયાથી તેણે બ્રહ્મવાદ અને ભક્તિનું સ્વરૂપ જાણવાની ઇચ્છા જણાવી; તેથી શંભુએ તે બરાબર સમજાવ્યું. પછી શિવયોગી પોતાના શિષ્યો સહિત આચાર્યશ્રીને શરણે થયો. તે અને તેના શિષ્યો પાસેના જળાશયમાં સ્નાન કરી આવ્યા પછી આચાર્યશ્રીએ તેમને બ્રહ્મસંબંધ કરાવ્યો. ભક્તિમાર્ગનું રહસ્ય બરોબર રીતે સમજવા સારૂ તે યોગી શિષ્યો સહિત કેટલાએક મુકામ સુધી આચાર્યશ્રીની સાથે રહ્યો.

---

## પ્રકરણ ૧૪ મુ.

### ગુજરાતની યાત્રા.

સિદ્ધપુર.

પછી આચાર્યશ્રી અંબિકાવનથી સિદ્ધપુર પધાર્યા, અને ત્યાં બિંદુ સરોવર ઉપર મુકામ કર્યો.

આચાર્યશ્રીએ દામોદરદાસને કહ્યું કે આ ઠેકાણે કર્દમઋષિનો આશ્રમ હતો. અહિંજ એ ઋષિએ એમનાં માતુશ્રી દેવહૂતિને સાંખ્યશાસ્ત્રનું જ્ઞાન આપ્યું હતું. એ જ્ઞાન થયા પછી દેવહૂતિ આ સરોવરના જળરૂપ થઈ ગયાં.

આચાર્યશ્રીએ અહિ ભાગવતનું પારાયણ કરવા માંડયું. તે દરમિયાન કેટલાક માયાવાદી બ્રાહ્મણો એમની સાથે માયાવાદ વિષે વાદ કરવા આવ્યા. આચાર્યશ્રીએ માયાવાદનું ખંડન કરી બ્રહ્મવાદની સ્થાપના કરી.

માયાવાદનું ખંડન.

એક દિવસે બીજા વિદ્વાન્ બ્રાહ્મણોએ આચાર્યશ્રી પાસે આવી કહ્યું કે બ્રાહ્મણો ભગવાનના મુખમાંથી નિકળ્યાછે તેથી સર્વ વર્ણો કરતાં શ્રેષ્ટ છે. વળી **वर्णानाम् ब्राह्मणो गुरुः** એ વાક્ય પ્રમાણે તેઓ સર્વ વર્ણના ગુરૂ છે. તેથી શાલગ્રામ વગેરેની લોકો પૂજા કરેછે તેને બદલે બ્રાહ્મણોની પૂજા કરી તેમને નૈવેદ્ય ધરાવે તો કેમ? આ વિષય ઉપર આપનો શો અભિપ્રાય છે?

બ્રાહ્મણોની પૂજા.

ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે પૂર્વે સત્યુગમાં જ્યારે બ્રાહ્મણો વેદવિદ્યા અને સદ્ગુણસંપન્ન હતા ત્યારે તેમને પૂજવામાં આવતા. દિવસે દિવસે બ્રાહ્મણમાંથી વિદ્યા અને સદ્ગુણ ઓછાં થયાં ત્યારે તેમનું પૂજન પણ ઓછું થતું ગયું.

જે સમયમાં બ્રાહ્મણોનું પૂજન થતું તે સમયમાં કોનું પૂજન પહેલું અને કોનું પછી એ બાબતમાં ઇર્ષ્યાને લીધે ઘણા કજીઆ થવા લાગ્યા ત્યારે શિષ્ટજનોએ ત્રેતાયુગમાં મૂર્તિપૂજાનો સર્વપ્રકારે સ્વીકાર કરી બ્રાહ્મણોનું પૂજન બંધ કર્યું.

જે સમયમાં બ્રાહ્મણોનું પૂજન થતું તે સમયે માત્ર તેમના દેહનું પૂજન થતું એમ ધારવાનું નથી, પણ તેમના દેહમાં રહેલી વેદવિદ્યા, સત્ય, દયા, પરોપકાર નિઃસ્વાર્થપણું વગેરે સદ્ગુણોનું પૂજન થતું.

પૂર્વના સંસ્કારોને લીધે બ્રાહ્મણો અન્ય વર્ણોથી ઉત્તમ છે એ વાત ખરી છે. પરંતુ,

હાલની સ્થિતિ.

**अधुना तु कलौ सर्वे विरुद्धाचारतत्पराः ॥**
**स्वाध्यायादिक्रियाहीनास्तथाऽऽचारपराङ्मुखाः ॥**
**क्रियमाणं तथा ऽचारं विधिहीनं प्रकुर्वते ॥**
**विक्षिप्तमनसाभ्रान्ता जिह्वोपस्थपरायणाः ॥**
**व्रात्यप्रायाः स्त्रैणो दुष्टास्तत्र धर्मः कथं भवेत् ॥**
**षड्भिः संपद्यते धर्मस्ते दुर्लभतराः कलौ ॥**

નિર્ણય. સર્વ. ૨૧૨—૨૧૩—૨૧૪

અર્થ—હાલ કલિયુગમાં તમામ વર્ણો વિરુદ્ધાચારમાં તત્પર, વેદાધ્યયનાદિ ક્રિયાથી રહિત, અને સદાચારથી વિમુખ છે. તેઓ વિક્ષિપ્ત મનવાળા, ભ્રાન્તિવાળા, અને જીભ અને ઉપસ્થના સ્વાદથી લોભાયલા છે. તેઓ વિધિહીન કર્મો અને આચાર કરેછે તેઓ સંસ્કાર રહિત છે, અને જાતે દુષિત છે ( એટલે આંતરશુદ્ધિ અને સંસ્કારશુદ્ધિ વિનાના છે ). એમ હોવાથી તેઓથી ધર્મ શી રીતે થાય? કેમકે છ વસ્તુ ( દેશ, કાળ, દ્રવ્ય, મંત્ર, કર્તા અને કર્મ ) શુદ્ધ હોય તો ધર્મ સિદ્ધ થાયછે. તેવી શુદ્ધિ આ કલિયુગમાં મળવી દુર્લભ છે.

એ પ્રમાણે હાલની સ્થિતિ હોવાથી જેટલી પૂજાને માટે બ્રાહ્મણો લાયક છે તે કરતાં અન્ય વર્ણો દાન, દક્ષિણા, બ્રહ્મભોજનાદિથી તેમની અધિક પૂજા કરેછે તેથી તેમણે સંતોષ માનવો જોઇએ.

દેહ પૂજ્ય નથી પણ તેમાં રહેલા શુભ સંસ્કારો, ધર્મ, વિદ્યા, અને સદ્‌ગુણો, પૂજ્ય છે.

પૂજા કરી થતી નથી. જે પૂજાને યોગ્ય છે તેની યોગ્યતા સમજાયાથી એની મેળે પૂજા થાયછે.

મૂર્તિપૂજા.

બ્રાહ્મણો મનુષ્ય તરીકે સત્કારને પાત્ર છે પણ પૂજવા લાયક તો શ્રીહરિજ છે.

जीवेषु भगवन्नात्मा संछन्नस्तेन तत्र न ॥
भजनं सर्वथा कार्यं ततोऽन्यत्रैव पूजयेत् ॥
सुखसेवापरो यस्तु सदानंदं हरिं भजेत् ॥
अन्यथा सुखं संप्रेप्सुः सर्वथा दुःखमाप्नुयात् ॥

શ્રુતિગીતા ૨૭-૨૮.

અર્થ—જીવોને વિષે આત્મારૂપ ભગવાન ગુપ્ત છે માટે તેમને વિષે સર્વ પ્રકારે ભજન કરવું નહિં (માત્ર તેમના ઉપર દયા રાખવી); પણ જીવ સિવાય અન્ય વસ્તુ (મૂર્તિ)માં ભગવાનની પૂજા કરવી. ૨૭.

જેને સુખની ઇચ્છા હોય તેણે સદાનંદ ભગવાનને ભજવા. આ સિવાય બીજે કોઇ પ્રકારે કોઇ સુખ મેળવવાની ઇચ્છા કરે તો તે સર્વ પ્રકારે દુઃખ પામેછે. ૨૮

તમે ધર્મસંબંધી કોઇ પ્રશ્ન ન પૂછતાં માત્ર સ્વાર્થસંબંધી પ્રશ્ન પુછોછો એ ઠીક નથી. એ પ્રશ્નમાંજ તમારો ઉત્તર સમાયેલો તમે જોઈ શકશો.

એ પ્રમાણેનું આચાર્યશ્રીનું ભાષણ સાંભળી તે બ્રાહ્મણો ખુશી થયા અને બીજે દિવસે આચાર્યશ્રીને શરણે થયા.

બિંદુસરોવર ઉપર આચાર્યશ્રીની બેઠક છે.

વટેશ્વર.

સિદ્ધપુરથી આચાર્યશ્રી વટેશ્વર પધારચા. ત્યાં રાત્રિયે શિષ્યોએ એમનું પૂજન કરચું. તે પછી ભગવદ્‌વાર્તા ચાલી. તેવખતે આચાર્યશ્રીએ કહ્યું કે આપણે સવારે પાટણ ( **अर्हतपत्तन** ) જવુંછે, ત્યાં જૈન લોકોનું જોર વધારેછે માટે તમે બધા સાવધાન રહેજો. તે વખતે લકુટાલૌકિ, કેતુકમંડલુ, કૃષ્ણદાસ, દામોદરદાસ, શંકરાનંદ, શ્યામાનંદ, ગોવિંદ, ત્રિવેણુ, નરહરિ, વેણુ, શંભુ વગેરેશિષ્યોએ અને દક્ષિણમાંથી આવેલા સૈન્યના સરદારોએ આચાર્યશ્રીને કહ્યું કે અમે આપના ચરણને શરણે છીએ તેથી અમને કોઈ પ્રકારને ભય નથી.

આ વખતે કૃષ્ણદેવરાજાએ આચાર્યશ્રીના રક્ષણને માટે થોડું સૈન્ય વિદ્યાનગરથી મોકલ્યું હોય એમ જણાય છે.

પછી બીજે દિવસે પ્રાતઃકાળમાં આચાર્યશ્રી અને શિષ્યો વગેરે આન્હિકથી પરવારી વટેશ્વરથી પાટણ જવાને નિકળ્યા. તે વખતે શિષ્યોએ હાથમાં સુવર્ણદંડ, ગોમુખ, છત્ર, પુસ્તક, ચામર, પાદુકા, પૂજાનો કંડિયો, માયૂર ચામર ( મુઠો ) વગેરે ધારણ કર્યા. સૈન્યનાં માણસો પણ તૈયાર થયાં. પછી ત્યાંથી ગદ્યનો પાઠ કરતા, શંખનાદ કરતા, આચાર્યશ્રી સહિત સર્વે પાટણ પહોંચ્યા. આચાર્યશ્રીની સવારી ગામ વચ્ચે થઇને ચાલી તે પાટણની પ્રજા અને જૈનોની સ્ત્રીઓએ આશ્ચર્યથી જોઈ, અને જૈનો તેમને ઈર્ષ્યાથી જોવા લાગ્યા. પછી આચાર્યશ્રીએ શહેર બહાર તળાવ કાંઠે એક સુંદર જગ્યામાં મુકામ કરચો. ત્યાં સેવા અને ભોજનથી પરવાર્યા પછી સાંજની વખતે કેટલાએક જૈન વિદ્વાનો એમની પાસે આવ્યા. તેમને શિષ્યોએ આદર સહિત તૃણાસન ઉપર બેસાડયા. જૈન વિદ્વાનોમાં મુખ્ય ધર્મધર્મોપાધ્યાય જીનાચાર્ય, તથા શ્રીધનાચાર્ય, સુંદરગુણી, પ્રતાપસુરી, સૌભાગ્યસુરી વગેરે હતા. તેઓમાંથી જીનાચાર્યે પુછયું કે તમારા મતમાં દયા એ ધર્મ છે કે નહિ? ધર્મ એટલે શું? તમે શાને પ્રમાણરૂપ માનોછો? અને ધર્મનો અધિકારી કોને ગણોછો?

પાટણ.

જીનાચાર્યના પ્રશ્ન.

એ રીતે ચાર પ્રશ્ન પુછયા ત્યારે આચાર્યશ્રીએ પોતાના શિષ્યો તરફ આંખ ફેરવી એટલે શંભુએ ઉત્તર આપ્યો કે.

અમારા મતમાં દયા એ ધર્મ છે, પણ ભગવાન્ પ્રત્યેના મનુષ્યના ધર્મથકી એને ગૌણ ગણવામાં આવેછે. અમારા મત પ્રમાણે પ્રાણીમાત્ર ભગવાનના અંગરૂપ ગણવામાં આવેછે તેથી કોઇ પણ પ્રાણીની હિંસા કરવાની મના છે. પરંતુ સાધારણ વિવેકની મર્યાદાને ઓળંગીને તમે એ ધર્મને જેટલું પ્રધાનપણું આપોછો તેટલું પ્રધા-

શંભુનો ઉત્તર.

દયા.

નપણું અમે આપતા નથી. દયા, સત્ય, શૌચ, પરોપકાર, શમ, દમ આદિ તમામ સદ્‌ગુણોને સરખા ગણી તે સર્વે એક સાથે સચવાય એવું વર્તન રાખવું એવો અમારો મત છે. દયાની ખાતર અસત્ય બોલવું, અપવિત્ર રહેવું, ન્હાનાં જીવોના રક્ષણને માટે મ્હોટા જીવોને હાનિ થાય તેની દરકાર ન રાખવી એ અમને માન્ય નથી.

**स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोक्षजे ॥**

ભા. ૧૧-૨-૬.

અર્થ—ઇશ્વરની ભક્તિ એજ પુરૂષનો પરમધર્મ છે. સત્ત્વગુણ, રજોગુણ, અને તમોગુણથી ઉત્પન્ન થયેલી વાસનાઓ અનેક પ્રકારની છે અને તે કારણથી મનુષ્યોના જુદા જુદા સ્વભાવ અને પ્રકૃતિયો થઈ છે. ભગવાનની માયાથી મોહ પામેલી બુદ્ધિવાળા માણસો પોતપોતાનાં કર્મ અને રૂચિ પ્રમાણે જુદા જુદા પ્રકારના ધર્મ બતાવેછે. સાહિત્ય શાસ્ત્રીઓ યશને, વાત્સાયનાદિક કામ શાસ્ત્રીઓ કામને, યોગ્યશાસ્ત્ર કરનારાઓ સત્ય, દમ તથા શમને, રાજનીતિ કરનારાઓ ઐશ્વર્યને, ચાર્વાક લોકો દાન અને ભોગને, જૈન અને ઇતર લોકો કર્મ અને વ્રતને પુરૂષાર્થ માનેછે; એ સર્વ લોકોને પોતપોતાનાં કર્મથી જે લોક ફળરૂપ મળેછે તે આદિ અંતવાળા, પરિણામે દુઃખ ભરેલા, તુચ્છ આનંદવાળા, અને શોકથી વ્યાપ્ત હોયછે. એ કારણથી ભક્તિ એ સર્વ કરતાં પરમધર્મ છે; કેમકે તેથી સત્યજ્ઞાન અને વિષયો પરત્વે વૈરાગ્ય અવાંતર ફળ તરીકે સિદ્ધ થઇ ભગવાનની પ્રાપ્તિ થાયછે.

પરમધર્મ.

પછી હરિ નામના શિષ્યે કહ્યું કે વર્ણાશ્રમ પાળનારી તમામ વર્ણોવેદને મુખ્ય પ્રમાણ માનેછે. કારણ કે તે અપૌરૂષેય છે. પુરૂષકૃત પ્રમાણમાં ભ્રમ, પ્રમાદ આદિ લૌકિક દોષનો સંભવ છે. વેદમાં તે નહિં હોવાથી તે સર્વમાન્ય છે.

હરિનો ઉત્તર.

ભક્તિમાર્ગમાં—

**वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ॥**
**समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥**

પ્રમાણ.

અર્થ—વેદ, શ્રીકૃષ્ણનાં વાકયો ( ગીતા), વ્યાસસૂત્ર, વ્યાસજીની સમાધિભાષા ( ભાગવત ) એ ચાર મુખ્ય પ્રમાણરૂપ છે. એ ચારેની એક વાકયતારૂપ સિદ્ધાંતોને અનુસરતા બીજા ગ્રંથો પણ પ્રમાણરૂપ મનાયછે.

યોગ્યતા

ભક્તિમાર્ગમાં પ્રવેશ કરવાને જે પોતાનું સર્વસ્વ પ્રભુને અર્પણ કરવારૂપ આત્મનિવેદન કરવાને તૈયાર છે તે બધા યોગ્યતાવાળા ગણવામાં આવેછે. પ્રભુને આત્મ સમર્પણ કરનારના તમામ પૂર્વના દોષો આત્મસમર્પણ કરવાથી નાશ પામેલા અથવા પ્રભુને અર્પેલા ગણવામાં આવેછે, તેથી ભક્તિ કરવાના સંબંધમાં તે અંતરાય કે પ્રતિબંધરૂપ માનવામાં આવતા નથી.

**बुद्धिश्चायुश्च दोषाणामभावः कारणं यतः ।**
**यस्य नैते भविष्यंति तस्य नास्त्यधिकारिता ॥**

અધિકાર.

અર્થ—જેને બુદ્ધિ અને આયુષ્ય છે, અને જેને દોષનો અભાવ છે, તે ( મુખ્ય ધર્મ ) ભક્તિમાર્ગનો અધિકારી છે. જેઓ આ ત્રણે વસ્તુઓ પ્રાપ્ત કરી શકતા નથી તે અધિકારી ( વૈષ્ણવ ) નથી.

સપ્તભંગી.

એ સાંભળી સુંદરગુણીએ કહ્યું કે, જીવ, અજીવ, આસ્રવ, સંવર, નિર્જર, બંધ અને મોક્ષ એ સાત પદાર્થોને સપ્તભંગીની રીતિથી તમે કેમ સ્વિકારતા નથી ?

એ ઉપરથી આચાર્યશ્રીના શિષ્યો અને જૈન વિદ્વાનો વચ્ચે ઘણો વાદ ચાલ્યો. તેમાં આચાર્યશ્રીના શિષ્યોનો જય થયો.

પછી આચાર્યશ્રીએ કહ્યું કે ધર્મનો વિષય દરેક મનુષ્યે પોતાના કલ્યાણને માટે વિચારવાનો છે. તે જય પરાજયના અભિમાનનો વિષય નથી. મનુષ્ય ગમે તે ધર્મ પાળતો હોય તોપણ મનુષ્ય તરીકે તે સત્કાર અને સદ્‌ભાવને પાત્ર છે.

આચાર્યશ્રીનું ભાષણ.

તમારા મતમાં મુખ્ય ત્રણ વાત ભૂલ ભરેલી છે. ૧ પરમેશ્વર છેજ નહિં અથવા હોય તો તેનામાં કામ કરવાની અથવા જગત્ ચલાવવાની શક્તિ નથી એમ તમે માનોછો તે. બીજું તમે ઋષિઓ અથવા તિર્થંકરોને ઈશ્વર તુલ્ય માનોછો અને ૩ જું સૃષ્ટિ અનાદિ છે એમ તમે માનોછો. આ સિવાય બીજા કેટલાએક નાહાના મોટા તફાવત છે. આ તમામ તફાવતનો મૂલ પાયો ભગવાનની શક્તિ ઉપર છે. ઇશ્વરની અનંત અને અપાર શક્તિઓ છે. એમનાં બનાવેલાં અનેક બ્રહ્માંડો નિત્ય જોવા છતાં, તથા શાસ્રો અને માહાત્માઓનાં અંતઃકરણ એ અપાર શક્તિઓની સાક્ષી પુરેછે તે જાણ્યા છતાં, જેઓ ઈશ્વરને શક્તિહીન અથવા જગત્ ચલાવવાને નાલાયક ગણે તેમને સમજાવવાને બીજો ઈલાજ નથી. રાગ, દ્વેષ અને અભિમાન છોડી દેઈ આવા વિષયોનો જે વિચાર કરે તેનેજ એ સમજાય છે.

એ પ્રમાણે આચાર્યશ્રીએ ભાષણ કરયા પછી જૈન વિદ્વાનો આચાર્યશ્રીને પ્રણામ કરી ત્યાંથી ગયા.

જૈન વિદ્વાનો ગયા પછી ત્યાં રહેલા બ્રાહ્મણ વાણિયા વગેરેને આચાર્યશ્રીએ ધર્મનો બોધ આપ્યો. તે પછી તેમાંના કેટલાએકે આચાર્યશ્રીને શરણે થવાની પ્રાર્થના કરતાં આચાર્યશ્રીએ તેમને પુછયું કે તમે શો ધર્મ પાળોછો? ત્યારે કેટલાએકે કહ્યું કે અમે મૂલ વિષ્ણુ સ્વામીના સંપ્રદાયના છીએ, અને એ માર્ગના મંદિરમાં જઇએ આવીએ છીએ. વખતે માતા મહા-

દેવનાં દર્શન કરીએ છીએ, પણ ન્હાયા વગર જમતા નથી; એટલો નિયમ બરોબર પાળીએ છીએ. બીજા નિયમો તો વખતે પાળીએ છીએ અને વખતે પાળતા નથી. બીજાઓએ કહ્યું કે અમે જૈન છીએ. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે જેમ ખાવું એ શરીરનો ધર્મ છે તેમજ પ્રભુને ભજવા એ આત્માનો ધર્મ છે. જેમ રોજ ખાવાની જરૂર છે તેમજ રોજ પ્રભુને ભજવાની પણ જરૂર છે, માટે હમેશ નિયમ પ્રમાણે પ્રભુને ભજવા જોઇએ.

આચાર્યશ્રીનો બોધ.

પછી આચાર્યશ્રીની આજ્ઞાથી શંભુએ તેઓને લઘુપ્રાયશ્ચિત રૂપ એક ઉપવાસ કરી શરણે થવા આવવાનું કહ્યું તેથી તેઓ બધા ત્યાંથી ગયા. બીજે દિવસે ઉપવાસ કરી ત્રિજા દિવસની સવારે તેઓ સ્નાન કરી પવિત્ર વસ્ત્ર ધારણ કરી આવ્યા. તેમને આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધ કરાવ્યો અને માળાઓ આપી ધર્મનું રહસ્ય સમજાવ્યું. વિશેષ જ્ઞાનને માટે તેઓમાં એક વિદ્વાન બ્રાહ્મણ હતો તેને બાલબોધ, સિદ્ધાંતરહસ્ય, અને સિદ્ધાંતમુકતાવલીના ગ્રંથો સમજાવ્યા અને તેની પાસે તેની નકલ લેવડાવી. તેને બીજા વૈષ્ણવોને એ ગ્રંથો ભણાવવાનું કહ્યું. ને પછી ઘણા જૈનો અને બીજાઓ આચાર્યશ્રીને શરણે થયા. એક દિવસ આચાર્યશ્રી શહેરમાં થઈ સૃષ્ટિ સૌંદર્ય જોવાને ગયા. રસ્તે જતાં જે જગાએ શ્રીશંકરાચાર્યની માયાથી એક લાખ જૈન મરી ગયા હતા તે જગા આચાર્યશ્રીએ નરહરિને બતાવી.

બ્રાહ્મણો વિગેરેનું શરણે થવું.

લાખિયો ખાડ.

કરણઘેલામાં (પૃષ્ટ ૧૪૮) દેવબોધીએ રચેલી માયાને લીધે મેહેલને સાતમે માળથી ભુસ્કો માર્યાથી હેમાચાર્ય જુજની ગયાતી અને તેમના શિષ્યોને પછી કતલ કર્યાની જે વાત લખી છે તેજ આ કે બીજી તેનો વાંચનારે વિચાર કરવો. એ જગા હાલ સુધી હયાત છે, અને તે લાખિયા ખાડાને નામે ઓળખાય છે.

પછી આચાર્યશ્રી ત્યાંથી વૃદ્ધનગર (વડનગર) પધાર્યા.

ત્યાં કેટલાએક નાગરો એમની પાસે આવ્યા. તેઓમાંથી શંકર અને ભીમશંકરે તુળસીની માલાનો નિષેધ બતાવી રૂદ્રાક્ષની માલાની પ્રશંસા કરી. ત્યારે આચાર્યશ્રીએ તેમની સાથે એ વિષય ઉપર વાદ કરી એમનો પરાજય કર્યો. અને કહ્યું કે તુલસીકાષ્ટની માલા યજ્ઞોપવીતની પેઠે સદા ધારણ કરવી જોઈએ. માલા બ્રહ્મરૂપિણી છે તેથી તેને અશૌચ વળગતું નથી.

વડનગર.

આ વિષય ઉપર જુઓ. પૃષ્ટ ૭૪-૮૪.

એ પ્રમાણે વાદ થયા પછી શંકર, ભીમશંકર અને બીજા વિદ્વાનો આચાર્યશ્રીને શરણે થયા. આ વખતે કેટલાએક વૈશ્યો પણ શરણે થયા. કોણ પહેલો શરણે થાય એ સંબંધી તેઓમાં તકરાર થતાં આચાર્યશ્રીએ સર્વેને એક સાથે બ્રહ્મસંબંધ કરાવ્યો. પછી તેમને પુષ્ટિમાર્ગનું રહસ્ય સમજાવી સેવાની વિધિ બતાવી, અને આચાર્યશ્રીના ગ્રંથોનો પાઠ કરવાની અને તેમાં લખ્યા પ્રમાણે વર્તવાની આજ્ઞા કરી.

ત્યાંથી આચાર્યશ્રી વિશ્વનગર (વીસનગર) પધારચા, અહિંની સર્વ પ્રજા આચાર્યશ્રીને શરણે આવી. તેમને શરણે લેઈ આચાર્યશ્રીએ તેમને ધર્મ સંબંધી સારો બોધ આપ્યો, અને આચાર્યશ્રીના રચેલા ગ્રંથોનો પાઠ કરવાની તથા તેમાં લખ્યા પ્રમાણે પૂર્ણ શ્રદ્ધાથી ભગવાનને ભજવાની આજ્ઞા કરી.

વીસનગર.

પછી ત્યાંથી આચાર્યશ્રી ખેરાળુ પધારચા. અને ગામની બહાર નજીક એક સુંદર જગામાં મુકામ કર્યો. ગામના લોકોએ એમના પ્રતાપ બળની અનેક વાતો સાંભળી હતી, તેથી એમનું આગમન સાંભળી ત્યાંના સંભાવિત બ્રાહ્મણ વગેરે ગૃહસ્થો અને સ્ત્રીઓ એમનાં દર્શન કરવા આવ્યાં. આ બધાં માણસો પૈકી એક વિધવા બ્રાહ્મણીએ આચાર્યશ્રીને પગે લાગી કહ્યું કે મહારાજ હું ગરીબ વિધવા બ્રાહ્મણીછું, કાંઈ ભણી નથી. મને કોઈ દાન કરવાનું કહેછે, કોઈ વ્રત કરવાનું કહેછે,

ખેરાળુ.

કોઇ કથા સાંભળવાનું કહેછે, કોઈ મહાદેવજીને પાણી ચડાવવાનું કહેછે અને કોઇ માતાને પૂજવાનું કહેછે. એમ જુદા જુદા માણસો જુદું જુદું કહેછે. મને સમજણ પડતી નથી કે આ બધા કહેછે તેમાંથી મારે શું કરવું જોઇએ ? મારા ધણીના છતાં હું સંસારમાં ડુબેલી અને સુખી હતી તેથી ધર્મની વાતમાં મેં કાંઈ ધ્યાન આપ્યું નહિં. તેમજ મારો ધણી ન્હાઇને શું કરતા તે પણ મેં જાણવાની દરકાર રાખી નહિ. પાંચ સાત વર્ષથી એ સ્વર્ગમાં ગયાછે ત્યારથી મુઝાઉંછું. ગુજરાન તો અલીણામાં મહીધર દેસાઈ વગેરે યજમાન છે તેથી નબળુ પાતળુ ચાલેછે, અને પરમેશ્વરના આપ્યા બે છોકરા છે તેમને ભણાવુંછું, તેથી હવે મારે શું કરવું તે મને બતાવો, કે જે કરવેથી મારો ઘર સંસાર ચાલે અને મારા આત્માનું કલ્યાણ થાય.

એક બ્રાહ્મણીની વિનંતિ.

ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તમે ભગવાનની સેવા કરો તેથી તમારૂં કલ્યાણ થશે. અમારા શિષ્યો પાસેથી એક બંટાજી કે એક ભગવાનની છબી લેઇ નિત્ય તેની સેવા કરો.

સેવાનો બોધ.

સવારમાં ઉઠતાવેંત ભગવાનનું સ્મરણ થોડીવાર સુધી કરવું. પછી દાતણપાણી કરી ઘર સાફ કરી સ્નાન કરી, એ છબી કે બંટાજીને એક સ્વચ્છ વસ્ત્ર કે નાના સિંહાસન ઉપર પધરાવો. તે પછી એક નાની માંજેલી લોટીમાં ગળીને જળ ભરી તે છબીના આગળ મુકો અને તમારી સંપત હોય તો એક નાની વાડકીમાં જરા મિસરી મુકી ઠાકોરજીના આગળ ધરો. બને તો તુળસીદળ કે ફુલ જે મળે તે પણ ધરો. ન મળે તો મનમાં કોઈ વાતની ચિંતા કરશો નહિં. પછી ભગવાનનું સ્મરણ કરતાં ભગવાનને મિસરી, જળ વગેરે જે ધરાવ્યું હોય તે આરોગવાનું કહો. મનમાં વિશ્વાસ રાખો કે તમે જે પ્રેમ સહિત ઠાકોરજીને ધરાવશો તે ઠાકોરજી અંગીકાર કરશે. એ છબી કે બંટાજીના સામું જોઈ

ભગવાનનોજ વિચાર કરો અને ભગવાનનેજ યાદ કરો. એમ નિત્ય કરો, અને ભગવાનની કથા સાંભળો તેથી તમારૂં અવશ્ય કલ્યાણ થશે.

ભગવાનના આગળ ગરીબ અને શ્રીમંત, રાજા અને રંક સરખાં છે. રાજા હોય તે ભગવાનને હજારોની સેવા કરે અને ગરીબ હોય તે એક દમડી અર્પણ કરે એ બંને ભગવાનના મનને તો સરખું છે. ભગવાન સ્નેહના, ભાવના, પ્રેમના ભુખ્યા છે. તમે સાંભળ્યું હશે કે દુર્યોધનનો રાજવૈભવ ન સ્વીકારતાં ભગવાન વિદુરજીને ત્યાં ભાજી આરોગ્યા હતા. અને શ્રીરામચંદ્રજી જન્મારા સુધી શાસ્ત્રની મર્યાદા પ્રમાણે ચાલ્યા હતા, તોપણ ભીલડીનો પ્રેમ જોઈ એ ચાખી ચાખીને બોર આપતી તે એમણે ખાધાં હતાં, તો તમારે ભગવાન કૃપા કરશે કે કેમ એ વાતનો સંશય શા માટે રાખવો પડે? ભગવાન ભક્તને આધીન છે. ભક્તમાં જેવો પ્રેમ તેવો ભગવાનનો અનુગ્રહ. જેવો પ્રેમ તમે તમારા બે છોકરા ઉપર, તમારી યજમાનવૃત્તિ ઉપર, અને ઘર ઉપર રાખોછો, તે કરતાં અધિક પ્રેમ ભગવાન ઉપર રાખશો તો ભગવાન તમારે વશ થશે. ઘર, ખેતર, વસ્ત્ર વગેરે જેના ઉપર આપણો પ્રેમ હોયછે તે બધાં આપણી સાથે બોલેછે. જડ વસ્તુઓ માણસની માફક બોલતી નથી, તોપણ આપણો તેમના ઉપર પ્રેમ હોય તો તેમને શું જોઇએ છે તે આપણે સમજી શકીયે છીએ. છોકરાં માબાપ, આડોસીપાડોસી જેના ઉપર આપણે પ્રેમ રાખીએ છીએ તે આપણી સાથે પ્રેમથી વર્તે છે, તો ભગવાનના ઉપર પ્રેમ રાખીએ તો ભગવાન કેમ આપણું કલ્યાણ ન કરે? માટે જો તમે તમારૂં કલ્યાણ ઇચ્છતાં હો તો બીજી બધી કડાકૂટ મુકી દેઈ માત્ર શ્રીહરિની ભક્તિ કરો. બીજા કોઇ દેવ કે દેવીનો આશ્રય કરતાં નહિં. જે જે વસ્તુ ખાઓ, વાપરો તે સઘળું ઠાકોરજીને સમર્પણ કરીને કરો. આડોસીપાડોસી, સગાં સંબંધી કોઈની સાથે કજીયો કરો નહિં. દુઃખમાં સુખ માનીને રહો.

ઢોરઢાંક સર્વેના ઉપર દયા રાખો, અને નિત્ય પ્રભુમાં મન રાખો. તમે જળ ભરવા જાઓછો ત્યારે જળનું બેડું માથે છતાં રસ્તે ચાલવું, બીજાની સાથે વાતો કરવી વગેરે કામ કરોછો, તેમ છતાં બેઢામાં તમારૂં ખરેખરૂં ચિત્ત હોવાથી તે પડી જતું નથી, તેમજ સંસાર વ્યવહારનાં તમામ કામકાજ કરતાં તમે ભગવાનમાં ચિત્ત રાખો. એજ કલ્યાણનો માર્ગ છે.

આ દેહ, ઘર, બાર, છોકરાં, છૈયાં બધાં ભગવાનનાં છે અને તમે માત્ર તેના સેવકછો એમ ધારી બધો વ્યવહાર ચલાવો.

સ્ત્રીઓને ભકિત સિવાય બીજો કોઈ માર્ગ અનુકૂળ છેજ નહિં. જ્ઞાન અને કર્મ માર્ગમાં કુશળતા મેળવેલી સ્ત્રીઓના દાખલા છે ખરા, પણ તે જુજ છે. સ્ત્રીઓનું જીવનજ પ્રથમથી તે છેવટ સુધી પ્રેમમય છે. અને પ્રેમ એ સેવા કે ભકિતનો આત્મા છે. તે કારણથી, દાન, તપ, વ્રત વગેરે કરતાં વધારે સુગમ, રૂચિકર, અનુકૂળ અને કલ્યાણકારી માર્ગ એ ભકિતમાર્ગ છે.

ખેરાળુમાં આચાર્યશ્રીની બેઠક આ બાઇના ઘરમાં છે. આ બાઇને બે છોકરા હતા. એકનું નામ જગન્નાથ જોશી અને બીજાનું નામ નરહર જોશી. આ છોકરાઓ મ્હોટા થયેથી વિદ્વાન અને ભગવાનના કૃપાપાત્ર ભક્ત થયા હતા. એમની વાર્તાઓ ૮૪ વૈષ્ણવોની વાર્તાઓમાં છે.હવે પછીની પરિક્રમામાં આચાર્યશ્રીએ જગન્નાથ જોશીને ત્યાં મુકામ કરેલો તેથી એમના ઘરમાં આચાર્યશ્રીની બેઠક છે, અને હાલ સુધી એ બેઠકમાં આચાર્યશ્રીની પાદુકાઓ છે.

પછી આચાર્યશ્રી જુદા જુદા સ્થળોની મુલાકાત લેતા શ્રીડંકર્ષિ ( ડાકોર ) પધારયા. ત્યાં દ્વારકેશ ( રણછોડજી )નાં દર્શન કરયાં અને ગીતા ભાગવતનાં પારાયણ કરયાં. ત્યાંથી ચાલી ગુજરાતને પાવન કરતા નર્મદાતીર્થે વ્યાસાશ્રમમાં પધારયા. ત્યાંથી વ્યાસજીની આજ્ઞા લેઇને આચાર્યશ્રી ભૃગુકચ્છ ( ભરૂચ ) પધારયા.

ડાકોર.

ત્યાંના ભાર્ગવ બ્રાહ્મણોએ આવી આચાર્યશ્રીને પૂછયું કે હરિ અને હર એક છે કે જુદા છે?

ભૃગુકચ્છ, ભરૂચ.

ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે જે વખતે જગત્ રચાયું ન-હોતું તે વખતે માત્ર બ્રહ્મજ હતું. તે બ્રહ્મને લીલા કરવાની ઇચ્છા થતાં તેના એક દેશમાંથી આનંદનો કાંઇક તિરો-ભાવ થયો. તેથી બ્રહ્મનાં બે રૂપ થયાં, તેમાં એક રૂપ પરબ્રહ્મ અથવા કૃષ્ણ થયું, અને બીજું બૃહત અથવા અક્ષર થયું, અને અક્ષરનાં પછી બે રૂપ થયાં તેમાં એક જ્ઞાનીઓને પૂજવા લાયક રૂપ ( અક્ષર ) અને બીજું જગત્ થયું. એ જગ-તની સાથે જગતને સૃજનાર પાલન કરનાર અને સંહાર કરનાર ગુણાભિમાની દેવતા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ અથવા હર થયા.

હરિ અને હર.

એ પ્રમાણે હર અને હરિ વસ્તુતાએ એક છે તો પણ તેમના સ્વરૂપમાં અને ગુણમાં ભિન્નતા છે. હરિ, કૃષ્ણ એ પૂર્ણાનંદરૂપ છે અને હર એ ગણિતાનંદરૂપ છે. આ વિષય ઉપર વધારે ખુલાસાની અપેક્ષા હોય તેણે અમારા બાળબોધ અને સિદ્ધાંતમુકતાવલીના ગ્રંથ જોવા.

વસ્તુતાએ એક પણ સ્વરૂપમાં ભિન્નતા.

આ પ્રમાણેનું ભાષણ સાંભળી તે બ્રાહ્મણો આચાર્યશ્રીને શરણે થયા.

ભરૂચમાં આચાર્યશ્રીની બેઠક છે.

પછી આચાર્યશ્રી ત્યાંથી તાપી નદીને કાંઠે અશ્વિનીકુમાર ક્ષેત્રમાં પધારયા. ત્યાં આચાર્યશ્રીએ પારાયણ કર્યું. ત્યાં કેટલા એક ગુજરાતીઓ આચાર્યશ્રી કેવી કથા કરેછે તે જોવાને તાપી નદીમાં સ્નાન કરી પવિત્ર વસ્ત્ર ધા-રણ કરી આચાર્યશ્રીની જમણી બાજુએ બેઠા. તે-ઓએ દેવ, ઋષિઓ અને વૈષ્ણવોને ત્યાં શ્રવણ કરવા આવેલા જોયા. આચાર્યશ્રીનું વાક્ચાતુર્ય અને તેજ જોઇને સર્વ ગુર્જરજનો આનંદ પામ્યા અને એમને શરણે થયા.

સુરત—અશ્વિનિ-કુમાર.

આ વખતેજ જીયદાસ ક્ષત્રી જેની વાર્તા ૮૪ વૈષ્ણવોમાં ૨૨ મી છે તે આ-ચાર્યશ્રીને શરણે થયા એમ અનુમાન થાયછે.

સુરતમાં અશ્વિનીકુમારના ઓવારા ઉપર આચાર્યશ્રીની બેઠક છે.

સુરતથી આચાર્યશ્રી આગળ ચાલ્યા અને જ્યાં તાપીનદી સમુદ્રને મળેછે ત્યાં દુર્વાસાક્ષેત્રમાં આવી પહોંચ્યા. આ સ્થળમાં આચાર્યશ્રીએ એક યોગીને જોયો. તે યોગીનો એક હાથ અને એક પગ સુકાઇ ગયો હતો. તે જોઇને આચાર્યશ્રીએ કૃષ્ણદાસને કહ્યું કે તે કોણ છે તેની તજવીજ કર. ત્યારે કૃષ્ણદાસે તેની પાસે જઈ તેને પુછ્યું કે આવા નિર્જનવનમાં તમે કેમ રહ્યાછો, અને શા માટે તપ કરો છો? ત્યારે તેણે જવાબ દીધો કે ભગવાનનાં દર્શન કરવાને તપ કરતાં મને બે યુગ વીતી ગયા. શાસ્ત્રમાં ભગવાનને દયાસિંધુ કહ્યો છે, પણ હું ધારૂંછું કે તે નિર્દય છે, કેમકે આટલા લાંબા વખત સુધી દર્શનને માટે પ્રાર્થના કરતાં તે મને દર્શન આપતા નથી. આ વાત કૃષ્ણદાસે આચાર્યશ્રીને કહી. ત્યારે આચાર્યશ્રીએ તેની પાસે જઈ તેને કહ્યું કે જો ભગવાનનાં દર્શનની તમને અપેક્ષા હોય, તો તમે એને માટે ભગવાને જે ઉપાય બતાવ્યોછે તે કરો. જે વસ્તુ મેળવવાને માટે જે કરવું જોઇએ તે ન કરતાં તેથી જુદી રીતનુંજ કામ કરીએ તો જોઇતી વસ્તુ શી રીતે પ્રાપ્ત થાય? ત્યારે તે યોગીએ પુછ્યું કે ભગવાને દર્શનને માટે શું કરવાનું બતાવ્યુંછે? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે ભગવાને સ્પષ્ટ રીતે કહ્યુંછે કે વેદ ભણવાથી, તપથી, જ્ઞાનથી કે યજ્ઞથી મારાં દર્શન થઈ શકતાં નથી. માત્ર અનન્યભકિત કરવાથીજ મારા દિવ્ય સ્વરૂપનાં દર્શન થઇ શકેછે; માટે આ પ્રમાણે કાયાને અને તેમાં રહેલા ઈશ્વરને કષ્ટ નહિં આપતાં તમે ભાવ સહિત ભગવાનની ભક્તિ કરશો તો ભગવાન્ ખચીત તમને થોડા કાળમાં પોતાનાં દર્શન કરાવશે. કોઈ કાયાને નકામું કષ્ટ આપે, કે મરવાને તૈયાર થાય, કે એવોજ બીજો કોઇ તામસી પ્રયોગ કરે, તેથી ભગવાન કાંઈ ડરી જતા નથી. તમે બે યુગથી અહીં રહ્યાનું કહોછો, પણ બેને બદલે બાવન યુગ સુધી આવું તપ કરો તો

દુર્વાસાક્ષેત્ર (ડુમસ?).

યોગીનું વૃતાન્ત.

આચાર્યશ્રીનો બોધ.

પણ ભકિત સિવાય ભગવાનનાં દર્શનની તમારે આશા રાખવી નહિં. જો તમારે ભગવાનનાં દર્શનની ખરેખર ઇચ્છા હોય તો તમે ભાવસહિત એમની ભકિત કરો. એ સાંભળી યોગી પ્રસન્ન થઇ આચાર્યશ્રીને પગે લાગ્યો. તે વખતે એને આચાર્યશ્રી સાક્ષાત્ પંચદેવ હોય એવાં દર્શન થયાં, તેથી તે સિદ્ધાર્થ થઇ આચાર્યશ્રીને શરણે થયો, અને તે પછી દિવ્ય શરીર ધારણ કરી પૃથ્વીને વિષે ફરવા લાગ્યો.

ભાનુક્ષેત્ર (ભાણુખેતર.)

પછી આચાર્યશ્રી ત્યાંથી ભાનુક્ષેત્ર (ભાણુખેતર) ગયા. ત્યાં એક સુંદર જગામાં મુકામ કરી આન્હિક તથા પારાયણ કર્યું. ત્યાં જાંબુવત બ્રાહ્મણો આચાર્યશ્રીની પાસે ધર્મ સંબંધી ચર્ચા કરવા આવ્યા. તેઓની સાથે આચાર્યશ્રીએ ઘણા વખત સુધી જુદા જુદા વિષયો ઉપર ચર્ચા કરી. આચાર્યશ્રીએ તેમને ભક્તિનો ઉપદેશ કર્યો અને પોતાનો સિદ્ધાંત સમજાવ્યો. ત્યારે તેઓમાંના એકે પુછયું કે ગુરૂ કેવો કરવો જોઇએ? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે જે શ્રીકૃષ્ણુની સેવામાં તત્પર હોય, જેને ભગવાનના તત્ત્વની માહિતી હોય, જે સ્વાર્થ અને દંભ રહિત હોય અને જે વેદ પુરાણ શાસ્ત્રો વગેરે જાણી તેઓના તત્ત્વને નિરંતર ધ્યાનમાં રાખી ભગવાન્ ઉપર દૃષ્ટિ રાખતો હોય, અને જે પોતે તરવાને અને જે તેને શરણે આવે તેને તારવાને સમર્થ હોય તેનેજ ગુરૂ કરવો.

ગુરૂ.

ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે હે ભગવાન્! એવો ગુરૂ તો આ કલિયુગમાં મળવો મુશ્કેલ છે તેથી તેવો ન મળે તો શું કરવું?

ગુરૂના અભાવે હરિ સેવા.

ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે.—

**तदभावे स्वयं वाऽपिमूर्तिं कृत्वा हरेः क्वचित् ॥**
**परिचर्यां सदा कुर्यात्तद्रूपं तत्र च स्थितम् ॥**

નિ. સર્વ નિર્ણય. ૨૨૭.

અર્થ—એવો (ગુરૂ) ન મળે તો કોઈ સ્થળમાં રહી પોતાની મેળે ભગવાનની મૂર્તિ કરી સદા ભગવાનની સેવા કરવી કેમકે મૂર્તિમાં ભગવદ્રૂપ રહેલું છે.

આવું આચાર્યશ્રીનું નિરપેક્ષ અને સ્વાર્થરહિત ભાષણ સાંભળી સર્વ બ્રાહ્મણો અને બીજા ત્યાં આવેલા હતા તે ઘણો આનંદ પામ્યા, અને કહેવા લાગ્યા કે આપની જે કીર્તિ અમે બીજાઓને મ્હોડે સાંભળી હતી તે ખરી પડી. આપ સાક્ષાત્ ભગવાન્ છો તેથી અમે આપને શરણે થવાની ઇચ્છા રાખીએ છીએ. ત્યારે આચાર્યશ્રીએ તેમને બીજે દિવસે સ્નાન કરી આવવાનું કહેતાં ત્યાંના બ્રાહ્મણો અને બીજાઓ બીજે દિવસે આવ્યા. તેમને આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધ કરાવ્યો અને ભક્તિ–પુષ્ટિ–માર્ગનું રહસ્ય સમજાવ્યું. કેટલાએકે આચાર્યશ્રીના ગ્રંથો ઉતારી લીધા. પછી ત્યાં થોડા વખત સુધી કથા વાર્તા કરચા પછી આચાર્યશ્રીએ ત્યાંથી મુકામ ઉઠાવ્યો.

આ ભાનુક્ષેત્ર તે હાલનું ભાણખેતર નામનું જંબુસર પાસે ગામ છે તેજ હોવું જોઈએ. જંબુસરમાં હાલમાં પણ જંબુ બ્રાહ્મણની ઘણી વસ્તી છે. આ ભાણખેતરમાં આચાર્યશ્રીની બેઠક છે, તેને લોકો શ્રીહરિરાયજી મહાપ્રભુજીની બેઠક કહેછે. એ ઉપરથી જણાયછે કે મૂળ મહાપ્રભુજીની ત્યાં બેઠક હશે, તેને શ્રીહરિરાયજીના વખતમાં સમરાવી હશે, તેથી શ્રીહરિરાયજીનું નામ એ બેઠક સાથે જોડાયું હશે. જંબુસરનું મૂળ નામ જંબુક શેહેર હોવું જોઈએ અને એનો અપભ્રંશ થઈ જંબુસર થયાનું જણાય છે. જંબુસરના રહેવાશી બ્રાહ્મણો જંબુ બ્રાહ્મણો કહેવાય છે.

**પછી આચાર્યશ્રી ત્યાંથી કપીલક્ષેત્રમાં પધારચા. ત્યાં એક સુંદર જગામાં મુકામ કરી વેદનું પારાયણ કર્યું, અને ભારતની પૂર્તી કરી. તે વખતે આચાર્યશ્રીની પાસે કપીલ મતના ત્યાંના બ્રાહ્મણો આવ્યા, અને તેમણે આ-**

કપીલક્ષેત્ર. (કાવી.)

ચાર્યશ્રીની સાથે નિરીશ્વર સાંખ્ય વિશે વાદ ચલાવ્યો. આચાર્યશ્રીએ યુક્તિવડે તે વાદનું ખંડન કર્યું, અને કહ્યું કે.—

**योगसांख्ये धर्महीने विमार्गपरिपोषिते ॥**
**नरकायैव भवतः पश्चात्किंचित्सुखं भवेत् ॥**

નિ. સર્વાર્થ ૨૦૭.

નિરીશ્વર સાંખ્ય.

અર્થ—જે સાંખ્ય અને યોગ ધર્મમાર્ગથકી રહિત અને દુષ્ટ માર્ગથકી પોષણ થયેલા છે તે નર્કના ફળને જ આપનારા છે. તેઓ નર્ક ભોગવ્યા પછી જન્માંતરમાં વખતે કિંચિત્ સુખને આપે.

**ज्ञानांगे चित्तरोधेच तौ प्रमाणं न सर्वथा ॥**
**पदार्थतत्त्वनिर्धारे न प्रमाणं कथंचन ॥ २०८ ॥**

અર્થ—જ્ઞાનના અંગભૂત ચિત્તનિરોધમાં સાંખ્ય અને યોગ પ્રમાણ છે, પણ સર્વ પ્રકારે પ્રમાણ નથી. પદાર્થતત્ત્વના નિર્ધારમાં તો સાંખ્ય અને યોગ કોઇ પણ પ્રકારે પ્રમાણ નથી (કારણ કે સાંખ્યમાં દ્વૈતજ્ઞાન છે પણ વસ્તુવિચારે સર્વ અદ્વૈત છે.)

આચાર્યશ્રીનુ ભાષણ સાંભળી ત્યાં આવેલા બ્રાહ્મણ વગેરે એમને શરણે થયા.

ત્યાંથી આચાર્યશ્રી અનેક સ્થળોની મુલાકાત લેતા લેતા શ્રીબહુચરાજી ગયા. ત્યાં વામમાર્ગીઓએ મદિરા અને માંસની પ્રશંસા કરવા માંડી તેમને શંભુએ કહ્યું કે.—

બહુચરાજી; માંસ ભક્ષણનો નિષેધ.

**नाकृत्वा प्राणिनां हिंसांमांसमुत्पद्यते क्वचित् ।**
**न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसंविवर्जयेत् ॥**

મનુસ્મૃતિ ૫-૪૮.

અર્થ—પ્રાણીઓની હિંસા કર્યા વિના કદી પણ માંસ ઉત્પન્ન થતું નથી, તેમ પ્રાણીનો વધ કરવાથી સ્વર્ગ પણ મળતું નથી, માટે માંસ ભક્ષણ કરવું નહિ.

**ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ।**
**महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥**

મનુસ્મૃતિ ૧૧—૫૪.

મદિરાનો નિષેધ.

અર્થ—બ્રહ્મહત્યા, મદિરાપાન, ચોરી, ગુરૂપત્નીની સાથે ગમન, અને ઉપર કહેલાં મહા પાપ કરનારાઓની સાથે સંસર્ગ, આ પાંચને મહાપાપ કહ્યાં છે.

તમે માતાજીને જગતની માતા તરીકે ગણોછો, ત્યારે પ્રાણીમાત્ર તેનાં બાળક છે એમ ધારવું જોઇએ. માતા પોતાનાં બાળકરૂપ પ્રાણીઓના માંસથી પ્રસન્ન થાય અથવા શિષ્ટ જનોએ નિંદેલી મદિરાથી પ્રસન્ન થાય એમ ધારી શકાતું નથી. માંસભક્ષણ કરવાની અને મદિરા પીવાની ટેવની લોકો નિંદા ન કરે તે કારણથી તમે માંસ અને મદિરા માતાને ધરાવોછો; એ તમારો ઢોંગ છે.

અભિચાર અને તેની શાન્તિ.

એ પ્રમાણેનું શંભુનું ભાષણ સાંભળી એ વામમાર્ગીઓ શંભુને મારવાને તૈયાર થયા, એટલામાં લકુટાલૌકી અને બીજા શિષ્યોએ તેમને માર્યા, તેથી તેઓ ત્યાંથી પિતૃવન ગયા, અને આચાર્યશ્રી અને તેમના શિષ્યો ઉપર તેમણે અભિચાર ( મારણ ) પ્રયોગ કર્યો, તેથી રાત્રિયે ચારે તરફ દાવાનળ સળગ્યો, અને ભૂતપ્રેતે ચારે તરફથી પથરા ફેંકવા માંડયા. ત્યારે આચાર્યશ્રીની આજ્ઞાથી શિષ્યોએ શંખનાદ કરયા, તેથી તમામ ઉપદ્રવ બંધ થયો.

---

## પ્રકરણ ૧૫ મું.

### કાઠિયાવાડ અને સિંધમાં પ્રયાણ.

ત્રગડી.

પછી ત્યાંથી દ્વારકા તરફ જવાને માટે આચાર્યશ્રીએ મુકામ ઉઠાવ્યો અને અનેક સ્થળોની મુલાકાત લેતા ત્રગડી ગામ પધારયા. ત્યાં એક બ્રાહ્મણના ઘર આગળ સુંદર અને વિશાળ ચોતરો હતો તેના ઉપર મુકામ કર્યો.

તે બ્રાહ્મણને દશ બાર ગાયો અને દશ બાર ભેંશો હતી, તેનું રોજ પાંચશેર માખણ થતું હતું. એ બ્રાહ્મણને બે છોકરા હતા; એક દશ વર્ષનો અને એક ત્રણ વર્ષનો. એની સ્ત્રી સમજુ અને વિનયવાળી હતી. આચાર્યશ્રીએ અહિં મુકામ કર્યો પછી તે ધણી ધણિયાણીએ એમનો ઘણો સત્કાર કર્યો. આચાર્યશ્રીએ રાત્રે ભાગવતના દશમ સ્કંધમાંથી શ્રીકૃષ્ણના બાળચરિત્રની કથા કરી. તે વખતે આ ધણી ધણિયાણી સાંભળવા આવ્યાં. બીજે દિવસે સવારમાં તે બ્રાહ્મણની સ્ત્રીએ વહેલી ઉઠી વલોણું કર્યું, અને માખણ થયું તે એક વાસણમાં ઘાલી રસોડા પાસે મુકયું. પછી ઢોરોને દોહી પાણી ભરવા ગઈ. ત્યાંથી પાણીનો કુવો ઘણો દૂર હતો. એના ગયા પછી એના બે પુત્રો ઉઠયા. તે વ્હેલા વ્હેલા દાતણ કરી, જ્યાં તાજુ માખણ મુકયું હતું ત્યાં ગયા, અને માખણ ખાવા લાગ્યા. એટલામાં એમનો પિતા આવ્યો. આગલી રાતે શ્રીકૃષ્ણ વગેરે માખણ ખાતા હતા એ કથા સાંભળેલી, તે ઉપરથી આ બે છોકરાને જોઇ એના મનનાં તેમના ઉપર શ્રીકૃષ્ણ બળદેવનો ભાવ આવ્યો, તેથી તેણે દોડતા દોડતા આવી આચાર્યશ્રીને કહ્યું કે મારા ઘરમાં આજ શ્રીકૃષ્ણ અને બળદેવજી પધારયા છે; આપને જોવું હોય તો પધારો. તેથી આચાર્યશ્રી એને ઘેર ગયા તો આ બે છોકરાને માખણ ખાતા દીઠા. એ જોઇને આચાર્યશ્રીએ વિચાર કર્યો કે એને શ્રીકૃષ્ણની લીલાનું સ્પુરણ થયું છે, તો એ ભાવનું એ પોષણ કરે તો સારૂ. એમ ધારી આચાર્યશ્રીએ એને કહ્યું કે સ્ત્રીઓનો સ્વભાવ લોભી હોય છે, તેથી આ બેને તારી સ્ત્રી માખણ ખાતા જોશે તો એ લડશે, માટે તારી સ્ત્રી પાણી ભરવા ગઇ છે તેના સામો જા, અને કહે કે આપણે ત્યાં આજ કૃષ્ણ બળદેવ પધારયા છે, અને માખણ ખાયછે, માટે તું એમને લડતી નહિં. તે ઉપરથી તે બ્રાહ્મણ તેની સ્ત્રીની સામો ગયો અને એને કહ્યું કે આપણા ચોતરા ઉપર

એક બ્રાહ્મણની વાર્તા.

ત્રગરી.

ઉતરચા છે તે કોઇ મહાપુરૂષ જણાયછે. એમની કૃપાથી આપણે ઘેર આજ કૃષ્ણ બળદેવ પધારચા છે, અને માખણ ખાયછે, માટે એમને લડતી નહિ, પણ ઘણા પ્યારથી બોલાવજે.

ત્રગડી.

પછી તે સ્ત્રી અને પુરૂષ બંને ઘેર આવ્યાં ત્યારે તે સ્ત્રીએ, બેઢું પાણિયારાપર મુકી, તે છોકરાઓને ઘણા પ્યારથી બોલાવ્યા અને એમના હાથ અને મ્હો ધોવડાવી પ્રભુની પેઠે એમનો સત્કાર કર્યો. તે વખતથી એ ધણીધણિયાણી એ છોકરા ઉપર ઘણો પ્યાર રાખવા લાગ્યાં. ત્રીજે પહોરે તેઓ આચાર્યશ્રી પાસે ગયાં ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે પ્રભુ પ્રાણીમાત્રમાં બિરાજે છે તેથી સર્વ પ્રાણીઓમાં પ્રભુ છે એમ ધારી વર્તવું. સગાંવહાલાં, આડોશીપાડોશી, ઢોરઢાંક, તમામના ઉપર પ્રેમ રાખવો. તે કાંઇ નુકશાન કે ખોટું કરે તો પણ તે ખોટું છે એમ ધારવું નહિં. તમામ બનાવો હરિની ઇચ્છાથી બનેછે, અને જે પ્રમાણે બન્યાછે તે પ્રમાણેજ બનવા જોઇતા હતા એમ ધારી નિત્ય સંતોષમાં રહેવું. જેવો પ્રેમ તમે ધણી ધણિયાણી એક બીજાના ઉપર અને છોકરાં ઉપર રાખોછો, તેથી અધિક પ્રેમ ભગવાનના ઉપર રાખશો તો ભગવાન્ તમારૂં કલ્યાણ કરશે. આચાર્યશ્રીનું આવું ભાષણ સાંભળી તેઓ ખુશી થયાં અને શરણે લેવાની પ્રાર્થના કરતાં આચાર્યશ્રીએ એમને બીજે દિવસે શરણે લીધાં, અને એમને ભક્તિનું રહસ્ય સારી પેઠે સમજાવ્યું. તે દિવસથી તેઓ પ્રભુ પ્રાપ્તિરૂપ સુખ ભોગવવા લાગ્યાં.

ત્યાંથી આચાર્યશ્રી સિદ્ધાચળ ( સેત્રુંજા—પાલીતાણા ) પધારચા. ત્યાં એમના શિષ્યોએ દેવ અને રાજાના જેવી વિભૂતિ બતાવી. પાલીતાણાની યાત્રાએ ઘણા લોકો આવેલા જોઇ આચાર્યશ્રીએ ગામથી દૂર એક જળાશય આગળ મુકામ કર્યો. આચાર્યશ્રીને સમર્થ પંડિત જાણીને જીન પંડિતો એમની મુલાકાત લેવા આવ્યા. શિષ્યોએ તેમને આદર-

સિદ્ધાચલ.

સત્કાર સહિત બેસાડ્યા. પછી આચાર્યશ્રીની આજ્ઞાથી શંભુએ ધર્મ સંબંધી એમનો શો મત છે તે પુછયું.

ત્યારે રત્નવિજયે કહ્યું.

**सामि अणाइ अणन्ते च नुगइ संसार घोर कान्तारे ।**
**मोहाइ कम्मगुरु ठिइ विवागवसनु भमइजीवरो ॥**

સંસાર અનાદિ અનંત.

ભાવાર્થ–હે સ્વામી આ અનાદિ અનંત સંસારરૂપી ઘોર વનને વિષે ભારે મોહ વગેરેથી કર્મ વિપાકને વશ થઈ જીવ ભમ્યા કરેછે.

ત્યારે શંભુએ પુછયું કે જૈનોએ શાં શાં કર્મો કરવાં નહિ એ બાબતમાં તમારા શાસ્ત્રમાં શું લખ્યુંછે.

કયાં કર્મો કરવાં નહિ.

જીનાચાર્યે જવાબ આપ્યો કે, એક તો પરમતની એટલે બીજાના ધર્મની કદી સ્તુતિ કરવી નહિ.

બીજું એ કે બીજા મતવાળાને નમસ્કાર પણ કરવા નહિ.

ત્રીજું અન્ય મતવાળા સાથે થોડું બોલવું. એને **આલાપન** કહેછે.

ચોથું **સંલપન** કરવું એટલે અન્ય મતવાળા સાથે વારંવાર ન બોલવું.

પાંચમું અન્ય ધર્મવાળાને અન્નવસ્ત્રાદિનું દાન ન આપવું, અને છઠું અન્ય મતની પ્રતિમા પૂજનને માટે ગંધ પુષ્પાદિ પણ ન આપવાં.

એ છ **યતના** છે, અર્થાત્ એ છ પ્રકારનાં કર્મો જૈનોએ કદી ન કરવાં.

અમારા એક જૈન મિત્રને પૂછતાં એમ જણાયછે કે આ યતના સાધારણ અધિકારીને માટે છે.

શંભુએ પુછયું, તમારા મતમાં શેનો ત્યાગ કરવાનો કહ્યોછે.

જીનાચાર્યે જવાબ દીધો કે જેમ વિષધર સર્પ મણિવાળો હોય તો પણ ત્યાગવા યોગ્ય છે, તેમ જે જૈન મતમાં નથી, તે ગમે એવો ધાર્મિક કે પંડિત હોય તોપણ તેનો જૈનોએ ત્યાગ કરવો જોઇએ.

ત્યાગ કરવાની વસ્તુ.

શંભુએ પુછયું, કયા ધર્મો મનુષ્યને પાપી કરે છે અને અને સુદેવ કોણ છે અને કુદેવ કોણ છે?

જીનાચાર્યે જવાબ આપ્યો કે જૈનધર્મથી જે ધર્મો વિરૂદ્ધ છે તે બધા મનુષ્યોને પાપી કરનારા છે; માટે જૈનધર્મ સિવાય બીજો કોઇ ધર્મ માનવા લાયક નથી. બ્રહ્મા, વિષ્ણુ શિવ આદિ દેવો કુદેવો છે અને તિર્થંકરો એ માત્ર સુદેવો છે.

પાપી બનાવનાર ધર્મો—સુદેવ અને કુદેવ.

એ પ્રમાણે કેટલાએક વખત સુધી શંભુ અને જીનાચાર્ય વચ્ચે વાત ચાલ્યા પછી આચાર્યશ્રીએ કહ્યું કે, જ્યારે તમે તમારા ધર્મનેજ શ્રેષ્ટ માનવાની પ્રતિજ્ઞા લેઇ બેઠાછો, અને બીજા ધર્મ તમારા ધર્મથી શ્રેષ્ટ હોય તો પણ તેને માન આપવાને ના પાડોછો, ત્યારે તમારી સાથે ધર્મસંબંધી ચર્ચા કરવામાં શો ફાયદો? જે માણસને ઇશ્વિરે આપેલી આંખો હયાત છતાં જોવાનેજ ના પાડતો હોય તે માણસને અંધારૂં કે અજવાળું સરખું છે. જે માણસ પોતાની પાસેની વસ્તુ બીજાની વસ્તુ સાથે સરખાવી તે સારી છે કે નઠારી છે તેનો નિર્ણય કરવાની ના પાડી પોતાની પાસે છે તેજ સારી છે એમ ગણે, એને સત્યજ્ઞાન થવાનો સંભવ નથી.

આચાર્યશ્રીનું ભાષણ.

જીવકૃત શાસ્ત્રોની આજ્ઞા માનવામાં ઘણું જોખમ છે. ગમે એવો જીવ ઊંચી પાયરીએ ચડે તો પણ તે સર્વ રીતે સંપૂર્ણતાને પામતો નથી. તમારા જેવા આચાર્યોએ લોકોનાં આંતરચક્ષુ ઉઘડે એવો બોધ કરવો જોઇએ. મૂલે તો જીવ માયારૂપી પડદાથી આંધળા જેવો છે, તેમ છતાં તમે આવા જીવકૃત પડદાઓ એની આગળ ઉભા કરો એટલે તે બેવડો આંધળો થાય.

પછી જીન પંડિતો ત્યાંથી આચાર્યશ્રીને પ્રણામ કરી ગયા.

પછી આચાર્યશ્રી પ્રભાસક્ષેત્રમાં પધારચા. ત્યાં દેહોત્સર્ગ ઉપર મુકામ કરી આચાર્યશ્રીએ કૃષ્ણદાસ મેઘનને કહ્યું કે આ સ્થળમાં યાદવાસ્થળી થઈ હતી, અને અહિંથી બળભદ્રજી શેષનું રૂપ ધારણ કરી પોતાના ધામમાં ગયા હતા, માટે આપણે અહિં અવશ્ય ઉત્સાહ કરવી જોઇએ. તે પછી ત્રિવેણીમાં સ્નાન કરી તથા નિત્ય નિયમ કરી, શ્રીભાગવતના પારાયણનો આરંભ કર્યો. પછી શિવજીની પ્રેરણાથી એક બ્રાહ્મણ આચાર્યશ્રીને શરણે થવા આવ્યો, તેને આચાર્યશ્રીએ દીક્ષા આપી ભક્તિમાર્ગનું રહસ્ય સમજાવ્યું.

પ્રભાસક્ષેત્ર.

પછી ભાગવતનું પારાયણ કરી આચાર્યશ્રી સોમનાથનાં દર્શન કરવા ગયા. ત્યાં સોમનાથનાં દર્શન કરી નમન કરી એમના દેરામાંજ વેદનું પારાયણ કર્યું. આ સ્થળમાં એક શંભુ નામના બ્રાહ્મણે આચાર્યશ્રીની પાસે આવી કહ્યું કે તમે બ્રાહ્મણ થઇને વિષ્ણુમાર્ગનાં ચિન્હ કેમ ધારણ કરોછો? બ્રાહ્મણોએ તો હમ્મેશ શિવનું આરાધન કરવું જોઇએ.

સોમનાથ; શંભુ સાથે વાદ.

ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે શિવજી શ્રીહરિની વિભૂતિરૂપ છે કેમકે ભગવાન્ શ્રીકૃષ્ણ ગીતાજીમાં કહેછે કે **रुद्राणां शंकरश्चास्मि** અર્થાત્ અગિયાર રૂદ્રોમાં શંકર એ શ્રીહરિની વિભૂતિ છે.

શિવજીનું સ્વરૂપ.

**शिवः शक्तियुतः शश्वत् त्रिलिङ्गो गुणसंवृतः ॥**
**वैकारिकस्तैजसश्च तामसश्चेत्यहंत्रिधा ॥**

ભાગવત ૧૦-૮૮-૩.

અર્થ—શિવજી નિરંતર શક્તિયુક્ત છે અને સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારના અહંકારથી વિંટાયેલાછે.

એટલા માટે સત્ત્વપ્રધાન બ્રાહ્મણોએ તમસપ્રધાન દેવની આરાધના કરવી એ યોગ્ય નથી.

શિવજી મોક્ષ આપતા નથી પણ ભોગ આપવાને શક્તિવાન્ છે. તેનાં ઉદાહરણો રાવણ, કુંભકરણાદિ છે. આ ભોગ આદિ અને અંતવાળા છે. તે કારણથી, જેને મોક્ષની ઈચ્છા હોય, તેણે શ્રીહરિનેજ ભજવા જોઇએ. શ્રીહરિની ભક્તિ કરે તેને ગુણાવતાર દેવતાઓની ભક્તિ કરવાનું પ્રયોજન રહેતું નથી.

શ્રીહરિની ભક્તિની શ્રેષ્ઠતા.

એ પ્રમાણેનું આચાર્યશ્રીનું ભાષણ સાંભળી તે બ્રાહ્મણ ત્યાંથી ચાલ્યો ગયો.

આ સ્થળમાં પ્રભાસથી થોડે દૂર હિરણ્યાનદીને કાંઠે દેહોત્સર્ગ તીર્થ આગળ ગુફામાં આચાર્યશ્રીની બેઠક છે. અહિંથી થોડે દૂર સરસ્વતી અને હિરણ્યા મળેછે તેથી તે જગા ત્રિવેણીના નામથી ઓળખાય છે.

પછી આચાર્યશ્રી ત્યાંથી માધવસરસ્વતી પધાર્યા; અને સરસ્વતીમાં સ્નાન કરી જુનાગઢ પધાર્યા.

માધવસરસ્વતી.

પછી ત્યાંથી આચાર્યશ્રી રૈવતાદ્રિ ( ગિરનાર ) પધાર્યા. ત્યાં દામોદર કુંડ ઉપર સ્નાન કર્યું. સ્નાન કરતાં દામોદર કુંડમાંથી આચાર્યશ્રીને દામોદરનું સ્વરૂપ પ્રાપ્ત થયું. પછી ત્યાં મુકામ કરી ભારતના મોક્ષધર્મની કથા કરવા માંડી. એ કથા સાંભળવા અશ્વત્થામા આવતા તેમની સાથે કૃષ્ણદાસને મુલાકાત થઇ. કથા પુરી કરી આચાર્યશ્રી ત્યાંથી ગિરનાર પર્વત ઉપર ચડયા. ત્યાં ગોરખનાથના શિખર નીચે ગોરખના શિષ્યોએ પુછયું કે તમે સિદ્ધ હો તો ગોરખ હાલ કયાં છે તે કહો? ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે સર્વ ઠેકાણે છે; એમ કહી તેણે કોટિ ગોરખનાં સ્વરૂપ બતાવ્યાં.

ગિરનાર–રૈવતાદ્રિ.

ગિરનાર–ગોરખનાથ.

પછી આચાર્યશ્રી દ્વારકા પાસે મૂલગોમતી છે ત્યાં પધાર્યા, અને એક ઝાડ નીચે મુકામ કર્યો. ત્યાં એક સંન્યાસી આવ્યો. ત્યારે આચાર્યશ્રીએ તેને પુછયું કે તમે કોણછો? ત્યારે તેણે કહ્યું કે હું મૂલ દક્ષિણનો રહેવાસી,

દ્વારકા, મૂલગોમતી.

વિષ્ણુસ્વામીના સંપ્રદાયનો, બિલ્વમંગળનો શિષ્ય, અને ગૃહસ્થ હતો. મારાં છોકરાં અને બૈરી મરી જવાથી હું સંન્યાસી થયો. તે પછી દ્વારકામાં આવી એક એકાંત સ્થળમાં સાતસેં વર્ષથી રહ્યોછું અને ભાગવતનો પાઠ કરૂંછું.

એક સંન્યાસી.

ચાર વખત કાળ આવ્યો ત્યારે મેં મારો પ્રાણ બ્રહ્માંડમાં ચડાવી દીધો. તે પછી કાળ આવવા પામતો નથી. પછી મને એક વખત ભગવાને વર માગવાનું કહ્યું, ત્યારે મેં બાળલીલાનાં દર્શન થાય એવું વરદાન માગ્યું. ત્યારે મને ભગવાને કહ્યું કે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી અહિં પધારશે ત્યારે તે તારો મનોરથ સિદ્ધ કરશે. આપ આજ અહિં પધારયાછો તો આપ બાળલીલા બતાવવાની કૃપા કરો. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તમે સાધનમાં પડી ગયાછો. શ્રીભાગવતના પાઠને હરિલીલા જોવાના સાધન તરીકે વાપરોછો તેમ કર્યું ન હોત અને આટલા લાંબા વખત સુધી માત્ર હરિનું સ્મરણ કરયું હોત તો તમારી મનઃકામના કયારની પૂર્ણ થઈ હોત. પણ સાધન કરવાથી આટલી ઢીલ થઈ ગઈ. તમે એક વખત સપ્તાહ સાંભળો, એમ કહી, આચાર્યશ્રીએ ત્યાં સપ્તાહ કરી તે આ સંન્યાસીએ સાંભળી. ત્યારે એને ગુરૂને શરણે થઈ શ્રીહરિને ભજવાની બુદ્ધિ થઈ, તેથી તેણે શરણે લેવાને આચાર્યશ્રીને પ્રાર્થના કરી ત્યારે આચાર્યશ્રીએ એને સ્નાન કરાવી નામમંત્ર આપ્યો. પછી ફરીથી એને સપ્તાહ સંભળાવી; તે પુરી થઈ ત્યારે આચાર્યશ્રીએ એને કહ્યું કે આજથી ત્રીજે દિવસે તારો કાલ થશે; અને બીજા જન્મમાં તું કોઈ વ્રજવાસીને ત્યાં જન્મ લેશે; અને ત્યાં જે કથા તેં સાંભળીછે તેનું નિરંતર મનન કરવાથી શ્રીહરિની લીલા તારા જોવામાં આવશે.

દ્વારકા.

દ્વારકા

પછી ત્યાંથી આચાર્યશ્રી દ્વારકા પધારયા. ત્યાં ગોમતીના તીરથી થોડે છેટે એક સ્થાન બનાવી રહ્યા. સ્નાનાદિ કરયા પછી ગોવિંદ બ્રહ્મચારીઆદિ પુરૂષો આચાર્યશ્રીને દ્વારકાધીશના સ્થાનમાં લેઈ ગયા. ત્યાં દેવને નમસ્કાર

દ્વારકા.

કરીને સ્તુતિ કરી, હારાદિક અર્પણ કરી, પૂજન કર્યું. તે વખતે આચાર્યશ્રીને દ્વારકેશે કહ્યું કે જે શિષ્યોને તમે સ્વીકારેલા છે તે અમારે સ્વીકારવા યોગ્ય છે. આચાર્યશ્રીએ કહ્યું કે જેમ આપની ઇચ્છા. પછી દ્વારકેશને માલા અને ભેટ અર્પણ કરી આચાર્યશ્રી પોતાને મુકામે પધારયા. પછી શારદા મઠમાંથી દંડી સંન્યાસીઓ આચાર્યશ્રીની પાસે આવ્યા, અને તેમણે શ્રીભાગવતના પ્રામાણ્ય વિષે વિવાદ કરવા માંડયો.

દંડી સન્યાસી સાથે ભાગવતના પ્રામાણ્ય વિષે વાદ.

ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કેઃ—પદ્મપુરાણમાં ભાગવતની ઘણી પ્રશંસા કરીછે, અને કહ્યુંછે કેઃ—

**वेदोपनिपदां साराज्जाता भागवती कथा ॥**
**अत्युत्तमा ततो भाति पृथग्भूता फलाकृतिः**

અર્થ—વેદ અને ઉપનિષદોનો સાર ગ્રહણ કરી ભાગવતની કથા રચવામાં આવીછે, માટેજ તે વેદ કરતાં અતિ ઉત્તમ પ્રમાણરૂપ છે. જેમ ઝાડ કરતાં ઝાડનું ફળ વધારે ઉપયોગી છે તેમ વેદ અને ઉપનિષદો કરતાં ભાગવત એ વધારે ઉપયોગી છે.

વળી ગરૂડપુરાણમાં પણ કહ્યુંછે કે **अर्थोऽयम् व्यासस्त्राणाम्;** એટલે આ ભાગવતમાં વ્યાસ સૂત્રોનો અર્થ બતાવ્યોછે.

વ્યાસજીએ અનેક પુરાણ રચ્યાં તોપણ આ પુરાણ રચ્યું નહોતું અને શ્રીહરિના ગુણ ગાયા નહોતા, ત્યાં સુધી એમના મનને તુષ્ટિ મળી નહોતી. આ પુરાણથીજ વ્યાસજીને તુષ્ટિ મળી છે, કારણ કે એ સર્વથી ઉત્તમ અને પ્રમાણરૂપ છે.

બેઠકના પુસ્તક ઉપરથી જણાયછે કે આચાર્યશ્રીએ આ સ્થાનમાં ચોમાસું ગાળ્યું હતું અને અન્નકૂટ કર્યાં પછી ત્યાંથી વિદાય થયા હતા. એક વખત કથા કરતી વખતે ચારે તરફ વરસાદ પડયો પણ જ્યાં કથા થતી હતી તેટલી જગા ઉપર પડયો નહિં એ જોઈ સર્વ વૈષ્ણવો આશ્ચર્ય પામ્યા.

ગોપીતલાવ.

દ્વારકામાં મુકામ હતો તે દરમિયાન આચાર્યશ્રી ગોપીતલાવ પધારયા. અને ત્યાં પણ થોડા દિવસ બિરાજી કથા કરી.

આચાર્યશ્રી પાછા દ્વારકા પધાર્યા. ત્યારે રામનામનો સા-ચોરા બ્રાહ્મણનો છોકરો આચાર્યશ્રી પાસે આવ્યો, તેને આચાર્ય-

રામ સાચોરા.

શ્રીએ પુછયું કે તું કોણ છે. ત્યારે તેણે કહ્યું કે સચ્ચિદાનંદરૂપ હું દેહથકી રહિતછું, તથા ઈશ્વરે લાલિતપાલિતછું. એ સાંભળી આચાર્યશ્રીએ પ્રસન્ન થઈ એને પુ-છયું કે આ જ્ઞાન તને કયાંથી થયું? ત્યારે તેણે કહ્યું કે તે મને ઈશ્વરની ઈચ્છાવડે થયુંછે. પછી આચાર્યશ્રીએ એને વ્યવહાર દૃષ્ટિથી એની હકીકત બતાવવા કહ્યું. ત્યારે તેણે તે કહી અને આચાર્યશ્રીને શરણે આવ્યો. આચાર્યશ્રીએ એને પોતાની સાથે રાખી લીધો, અને ત્યાંથી શંખોદ્ધાર પધાર્યા.

શંખોદ્ધાર.

શંખોદ્ધારમાં પણ આચાર્યશ્રીએ થોડા દિવસ મુ-કામ રાખી પારાયણ કર્યું.

અહિં પણ આચાર્યશ્રીની બેઠક છે.

પછી અન્નકૂટનો ઓચ્છવ કરી દ્વારકાથી આચાર્યશ્રી ખંભા-ળિયે પધાર્યા. ત્યાં ગામથી થોડે દૂર એક કુંડ પાસે એક શમી-

ખંભાળિયા.

વૃક્ષ નીચે મુકામ કર્યો. તે જગા રમણિય હોવાથી આચાર્યશ્રીએ દામોદરદાસને કહ્યું કે અહિં સપ્તાહ કરીશું. એમ કહી આચાર્યશ્રી ત્યાં વિરાજ્યા. સાંજની વખતે ત્યાં એક બ્રાહ્મણે આવી દંડવત્ કરી વિનંતિ કરી કે મહારાજ રાત્રે અહિં મુકામ રાખશો નહિં, અહિથી ગામ અડધો કોશ દૂર છે ત્યાં મુકામ કરો. આચાયેશ્રીએ કહ્યું કે તેનું કારણ શું? ત્યારે

પ્રેતનો ભય.

તે બ્રાહ્મણે કહ્યું કે અહિં આમલીના ઝાડ ઉપર એક પ્રેત રહેછે તે રાત્રે જે માણુસ અહિ રહેછે તેને ખાઈ જાયછે. આચાર્યશ્રીએ કહ્યું કે અમે તો જયાં દિવસે રહિયે છીએ ત્યાંજ રાત્રિ ગાળીએ છીએ. ત્યારે તે બ્રાહ્મણ દંડ-વત્ કરી પોતાને ઘેર ગયો. પછી રાત્રિયે આચાર્યશ્રી કથા કહે-વાને બેઠા, તે વખતે કૃષ્ણદાસ મેઘન અપરસ ધોવાને ગયા. તે વખતે પ્રેતે આવી કૃષ્ણદાસની પાસે ડોલવા માંડયું, ત્યારે કૃષ્ણદાસે

કહ્યું કે કેમ રોલેછે ? તારે આવવું હોય તો આવ, હું અહિં ઉભો છું. ત્યારે તે પ્રેતે કહ્યું કે તમે તો મહાપુરૂષ છો. મારા ઉપર કૃપા કરો તો મારો ઉદ્ધાર થાય, હું ઘણું દુઃખ પામુંછું. પછી કૃષ્ણદાસે અપરસ ધોઈ રહ્યા પછી આચાર્યશ્રીને કહ્યું કે તે પ્રેત આવ્યોછે અને કહેછે કે મારા ઉપર કૃપા કરો. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે પ્રભુના ચરણોદકનું જળ લેઈ એના ઉપર છાંટ, તેથી

પ્રેતનો ઉદ્ધાર.

એનો પ્રેતદેહ છુટી જશે. ત્યારે કૃષ્ણદાસે ચરણોદક તે પ્રેત ઉપર છાંટયું. તે વખતે તે પ્રેતનો દેહ છોડી દિવ્ય સ્વરૂપ ધારણ કરી વિમાનમાં બેસી વૈકુંઠમાં ગયો. તેથી ભગવદીય ગાયછે કેઃ—ચરણોદક લેત પ્રેતકું તત્ક્ષણ મુક્તિ ભયી.

તે પછી આચાર્યશ્રી ત્યાં સપ્તાહ કરી આગળ ચાલ્યા.

ખંભાલિયેથી આચાર્યશ્રી નારાયણસર પધારયા. ત્યાં માર્કંડેય ઋષિના આશ્રમની પાસે એક વૃક્ષ નીચે મુકામ કર્યો અને કથાનો આરંભ કર્યો.

નારાયણસર.

આ સ્થળમાં વાદો અને વાલો નામના બે પુષ્કરણા બ્રાહ્મણ ભાઈઓ આચાર્યશ્રીને શરણે થયા, તેમને આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધ કરાવી સેવાની રીત શીખવી. આચાર્યશ્રીએ વાલાનું નામ બાળકૃષ્ણદાસ અને વાદાનું નામ બાદરાયણદાસ પાડયું.

વાદો, વાલો અને નારાયણ.

પછી આ સ્થળમાં સિંધ દેશના રાજાનો અમાત્ય ( કારભારી ) પોતાના એક લંગડા પુત્ર નારાયણને લેઇ આચાર્યશ્રીની પાસે આવ્યો. તે અમાત્ય તથા તેના પુત્ર નારાયણે આચાર્યશ્રીને સિંધમાં પોતાને ઘેર પધારવાની વિનંતિ કરતાં આચાર્યશ્રીએ પધારવાની હા કહી. પછી તે પિતા પુત્ર બન્ને આચાર્યશ્રીને શરણે થયા.

બેઠક વગેરે વાર્તાઓના પુસ્તકમાં લખ્યુંછે કે આચાર્યશ્રી સિંધ દેશમાં આ

વખતે પધાર્યા નહોતા. પણ યદુનાથવિજય ઉપરથી માલમ પડેછે કે આચાર્યશ્રી આ વખતે પધાર્યા હતા.

ચોરાશી વૈષ્ણવોની વાર્તા ઉપરથી જણાયછે કે તે વખતે સિંધ દેશની રાજધાની ઠઠ્ઠા હતી. એ ઠઠ્ઠા જે નગરઠઠ્ઠા કહેવાયછે તેજ. યદુનાથવિજય અને વાર્તાની એકવાક્યતા કરતાં માલમ પડેછે કે કાળાંતરે આ નારાયણ નામનો પુત્ર એના બાપની જગાએ અમાત્ય થયો હતો. નારાયણદાસે સિંધના રાજાના કારભારીનુ ઘણા દિવસ સુધી કામ કરયું. એક વખત રાજાની એમના ઉપર ઈતરાજી થવાથી એમને પ્રધાનપદ ઉપરથી ખસેડી પચાસલાખ રૂપિયા દંડ કરી એમને કેદમાં નાંખ્યા, અને હુકમ કર્યો કે જ્યાં સુધી દંડ પુરો થાય નહિં ત્યાં સુધી નારાયણદાસે રોજ પાંચ હજાર રૂપિયા તિજોરીમાં ભરવા, અને જે દિવસે પાંચ હજાર રૂપિયા ભરાય નહિં તે દિવસે એમને પાંચસે કોરડા મરાવવા. પછી નારાયણદાસે થોડા દિવસ સુધી દરરોજ પાંચહજાર રૂપિયા ભરાવ્યા. એક દિવસે બે બ્રાહ્મણ વૈષ્ણવો, પોતાની દીકરીઓનાં લગ્ન કરવાં હતાં તેથી, એમની પાસે પૈસાની મદદ માગવા આવ્યા. પણ નારાયણદાસ કેદમાં હોવાથી પાછા જતા હતા, એવામાં એમને કોઇએ કહ્યું કે કેદમાં એમનો મેળાપ થશે તેથી તે વૈષ્ણવો બીજે દિવસે સવારે કેદખાનામાં ગયા. ત્યાં નારાયણદાસને જયશ્રીકૃષ્ણ કરી બેઠા અને થોડીવાર એમની દશા બાબત દીલગીરી બતાવી ભગવત્સ્મરણ કરયું. પછી પોતે આવ્યાના કારણની હકીકત કહી બતાવી તે વખતે પાંચહજાર રૂપીઆ તે દિવસે દરબારમાં ભરવાના હતા તેની થેલીઓ આવી. નારાયણદાસે આ બ્રાહ્મણોને પૈસાની જરૂર છે એમ જાણી તે થેલીઓ એમને આપી અને પોતે કોરડાનો માર ખાવાનો નિશ્ચય કર્યો. વૈષ્ણવોએ તે થેલીઓ લેવાની ના પાડી પણ નારાયણદાસે તે તેમને ઘણા આગ્રહ સાથે આપી ને કહ્યું કે બંધીખાનામાં મારા ગુરૂભાઈ અને વૈષ્ણવોનાં મને દર્શન થયાં એજ સદ્ભાગ્યની નિશાની છે પછી તે વૈષ્ણવો તે થેલીઓ લેઇને ત્યાંથી ગયા. બપોરે રાજાએ રૂપિયા પાંચહજાર ભરાયા છે કે નહિં એની તજવીજ કરતાં ભરાયા નથી એમ માલમ પડયું; તેથી રાજાએ પાંચસે કોરડા મારવાનો કોટવાલને હુકમ કર્યો. તેથી કોટવાલે નારાયણદાસને બંધીખાનામાંથી બોલાવી રાજાના આગળ ખડા કર્યો. રાજાએ પુછયું કે નારાયણદાસ આજે કેમ રૂપિયા ભર્યા નથી? નારાયણદાસે જવાબ દીધો કે રૂપિયા તો સરાફને ત્યાંથી આવ્યા હતા પણ મારા બે ગુરૂભાઈ વૈષ્ણવો પૈસાની તંગીમાં હતા તેમને મેં તે રૂપિયા આપી દીધા અને આજે ફટકા ખાવાનું નક્કી કરયું. તે વખતે રાજા ઘણું વિચારવા લાગ્યો કે જે માણસ પોતાના ગુરૂભાઈની વ્યવહારી તંગી પુરી પાડવાને પાંચસે કોરડાનો માર ખાવાને કબુલ થયો છે તે અવશ્ય પ્રમાણિક હોવો જોઈએ. પછી રાજાએ તે શો ધર્મ પાળેછે, અને તે કેવા સિદ્ધાન્ત પ્રમાણે ચાલેછે તે બાબત નારાયણદાસને પુછયું. ત્યારે નારાયણદાસે કહ્યું કે શ્રીવલ્લ-

આચાર્યજીને ગુરૂ કર્યા છે અને ગુરૂ કર્યા ત્યારથી હું મારો દેહ, પૈસા, ઘરબાર વગેરે ભગવાન્ ( ખુદા )નું છે એમ માનુંછું, અને ગુરૂ કર્યા પછી એક પાઈ પણ ખાધી નથી, અને આપને કે બીજા કોઈ પ્રાણીને કાંઈ નુકશાન કરયું નથી. તે પહેલાં જે મેં પાપ કર્યા હશે તે મેં ભગવાનને સોંપી દીધાં છે તેથી હવે મારા મનમાં કોઈ રીતનો અંદેશો નથી. જ્યારે આ દેહ મેં ભગવાનને સ્વાધીન કરી દીધી છે ત્યારે તેને ભગવાનની આજ્ઞાથી આપ ફટકા મરાવશો તો તે ખમશે, એમાં મને લેવા દેવા નથી. આપ જે કરશો તે ભગવાનના હુકમથીજ કરશો, અને ભગવાન્ ( ખુદા ) જે મારા અને તમારા બન્નેના નિયંતા ( સાહેબ ) છે તે આ દેહને ફટકા મારવાનું દુરસ્ત ધારશે તો તેમાં મારે જરા પણ દીલગીર થવાનું કારણ નથી; કારણ કે મારા ગુરૂએ કહ્યું છે કે જે જે બનાવ બનેછે તે જીવના કલ્યાણને માટેજ બનેછે, તેથી આપ ખુશીથી પાંચસે અથવા આપની ધ્યાનમાં આવે એટલા કોરડા મારો. તમારો બધો દંડ તો મારાથી ભરી શકાય એવું નથી તોપણ જ્યાં સુધી મારાથી પહોંચી શકાશે ત્યાં સુધી મેં રૂપિયા ભરવાનો ઠરાવ કર્યોછે.

આ પ્રમાણેનું નારાયણદાસનું બોલવું સાંભળી રાજા એ ઘણો ખુશી થઈ એમને તરત છુટા કર્યા, અને સરપાવ આપી પૂર્વની માફક કારભાર સોંપ્યો.

નારાયણસરથી નારાયણદાસને વિદાય કરી આચાર્યશ્રી પોતાના શિષ્યોની સાથે સિંધ દેશમાં પધારયા. કેટલેક કાળે એ ઠઠ્ઠે પહોંચ્યા. માર્ગમાં મળેલા વિરક્ત સૈન્યની સાથે તે શહેરમાં પ્રવેશ કરતાં આચાર્યશ્રીએ ત્યાંના મુસલમાનોને વિસ્મય પમાડયા. આચાર્યશ્રીએ નારાયણદાસને ઘેર જઈ મુકામ કર્યો. ત્યાં નારાયણદાસના કુટુંબનાં બીજા માણસો તથા એ શહેરના બીજા લોકો આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ તેઓએ અર્પણ કરેલું દ્રવ્ય ગ્રહણ કરી બ્રાહ્મણોને વહેંચી આપ્યું.

સિંધ.

પછી આચાર્યશ્રી ત્યાંથી હિંગળાજ માતા જવા પધારયા. નારાયણદાસે એમના રક્ષણને માટે થોડું સૈન્ય આપ્યું. આ માતાએ જવાનો રસ્તો ઉજ્જડ ને વેરાન હોવાથી તે જડયો નહિ. રસ્તામાં લુંટારાઓ મલ્યા. તે સાથેના સૈન્યને દેખી ભાગી ગયા. પછી રસ્તાનો કોઇ ભોમિયો ન

હિંગળાજ માતા.

મળવાથી આચાર્યશ્રી ત્યાંથી પાછા ફરયા, અને સિંધુ નદીને કાંઠે કાંઠે ચાલ્યા.

સિંધ-મ્હોટું નગર.

રસ્તે ચાલતાં આચાર્યશ્રી યવનોના એક મ્હોટા નગર પાસે આવ્યા. ત્યાં શિષ્યોએ કરેલો શંખનાદ સાંભળીને શક જાતના લોકો હથિયાર ધારણ કરી આચાર્યશ્રીને રોકવાને માટે આવ્યા. તે વખતે આચાર્યશ્રીના શિષ્યો અને સાથેનાં માણસો તેમને સિંહ અને વરાહ જેવાં ભયંકર દેખાયાં, અને આચાર્યશ્રીને તેઓએ તેજના પુંજરૂપ દીઠા; તેથી તેઓ ભય પામીને પાછા વળ્યા અને બનેલી હકીકત તેઓએ તેમના ઉપરીને કહી. ત્યારે તે ઉપરીએ કહ્યું કે જો દિગ્વિજય કરનાર વલ્લભાચાર્યજી આવ્યા હોય તો મારે માગધબૌદ્ધને સાથે લેઇને એમની પાસે ધર્મનિર્ણયને માટે જવુંછે, તેથી તમે ખબર કાઢી આવો. પછી તેઓમાંના એક બે માણસ હથિયાર છોડી દેઈ ખબર કાઢવા ગયા અને થોડીવારે આવી તેમના ઉપરીને કહ્યું કે એ શ્રીવલ્લભાચાર્યજ છે.

યવન સરદાર અને માગધબૌદ્ધ.

પછી તે યવનનો ઉપરી માગધબૌદ્ધને સાથે લેઈ આચાર્યશ્રીને મુકામે ગયો, અને તંબુની બહાર ઉભો રહી એક શિષ્ય સાથે ખબર કહાવી કે યવન સરદાર અને માગધબૌદ્ધ, ધર્મના નિર્ણયને માટે આવ્યા છે. શિષ્યે તેમને આસન આપી બેસાડયા અને પછી આચાર્યશ્રીને એમના આવ્યાની ખબર કહી.

હિંસા અને અહિંસા.

થોડીવારે આચાર્યશ્રીએ બહાર આવી એમની ખબર અંતર પુછી અને આવવાનું કારણ જણાવવાનું કહ્યું. ત્યારે તે શક સરદારે તથા માગધબૌદ્ધે હિંસા અને અહિંસા ધર્મ વિષે આચાર્યશ્રીને પ્રશ્ન પુછયો. ત્યારે આચાર્યશ્રીએ એક બ્રાહ્મણને મધ્યસ્થ રાખી કહ્યું કે ધર્મશાસ્ત્રને અનુસરી ચાલે તો બંનેમાં ધર્મ છે અને ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ ચાલે તો બંનેમાં અધર્મ છે.

શ્રીમદ્દભાગવતમાં કહ્યું છે કેઃ—

**क्वचिद्गुणोऽपि दोषः स्याद्दोषोऽपि विधिना गुणः ।**
**गुणदोषार्थनियमस्तद्भिदामेव बाधते ॥**

ભા. ૧૧-૨૧-૧૬.

અર્થ—કોઈ વખત ગુણ હોયછે તે દોષરૂપ થઈ જાયછે, અને દોષ પણ વિધિવડે ગુણ થાયછે. આ પ્રકારે ગુણદોષના નિયમ ગુણદોષના ભેદને બાધ કરેછે.

કાગડો અને હોલો.

એ વાતના નિર્ણયને માટે આ પાસેના વૃક્ષમાં એક કાગડો ને હોલો છે તેને પુછો, તે યથાર્થ ઉત્તર આપશે. ત્યારે તે મધ્યસ્થ બ્રાહ્મણ યવન સરદાર, માગધબૌદ્ધ અને આચાર્યશ્રીના કેટલાએક શિષ્યોને લેઈ આચાર્યશ્રીએ બતાવેલા વૃક્ષ પાસે ગયો અને કાગડાને જોઈ તેણે કહ્યું કે, હે કાકપક્ષી, ગુરૂની આજ્ઞાથી મનુષ્યવાણીવડે હિંસા અને અહિંસા ધર્મ વિષે તારો શો જવાબ છે તે કહે.

કાગડાનો જવાબ.

ત્યારે કાગડાએ કહ્યું કે પૂર્વે પારસિક દેશમાં હું શક જાતનો સામંત હતો. કોઈ પક્ષીએ મારા શરીરને ઈજા કરી ત્યારે મેં મારા ગુરૂ (મોલવી)ને તેનું કારણ પુછયું. ત્યારે તેણે કહ્યું કે રિવાજ પ્રમાણે પશુ પક્ષીનો વધ કરવામાં પાપ નથી, અને તું તે પ્રમાણે ચાલતો નથી તેથી પક્ષીએ તને ઘાત કરેલોછે. પછી મેં તેના કહેવા પ્રમાણે ઘણાં પશુપક્ષીઓની હિંસા કરી. પછી મારૂં મરણ થયું અને હું નરકમાં ગયો. ઘણો કાળ નરકમાં ગાળ્યા પછી હું સર્પાદિ યોનિઓને પામ્યો, અને છેવટે હું આ કાગડાનો દેહ પામ્યોછું મને હવે જ્ઞાન થયુંછે કે યજ્ઞ વગર જે હિંસા કરવામાં આવેછે તે દુઃખ આપનારીજ છે, અને તે કારણથી હું હવે કોઇ પણ પ્રાણીની હિંસા વગર મારો નિર્વાહ ચલાવુંછું.

ત્યાર પછી પાસેના ડાળ ઉપર એક હોલો બેઠો હતો તેને પણ તે બ્રાહ્મણે એજ પ્રમાણે પુછયું.

હોલાનો જવાબ.

ત્યારે તેણે કહ્યું કે ગુર્જર દેશમાં પૂર્વે હું એક ક્ષત્રી હતો. મેં ઘણા યજ્ઞ કરયા, પણ તેમાં નિર્દય પશુઘાતને જોઇ મને બહુ ગ્લાનિ ઉત્પન્ન થઇ. પછી તે ધર્મ છોડીને મેં જીનધર્મનો સ્વીકાર કર્યો. યજ્ઞમાં દયાનો અભાવ છે એમ જાણી જીનધર્મમાં રહેતાં મેં યજ્ઞ કરવા છોડી દીધા, અને સ્નાનદાનાદિનો ત્યાગ કર્યો, અને હું સાધુને વિષે ફરવા લાગ્યો. એક દિવસે મને પગે કાંટો વાગવાથી ધારેલે મુકામે જઈ શકયો નહિ તેથી એક ગાયોના વાડા પાસે રાત્રે સૂઇ રહ્યો. એ વાડામાં પુષ્કળ ઢોર હતાં અને એમનું રક્ષણ કરવાને તેમાં થોડાં માણસો પણ સૂઇ રહ્યાં હતાં. એ વાડાની વાડ મજબુત અને ઉંચી હતી. થોડી રાત ગઈ એટલે એ વાડાના માલિકે આવી એ વાડાનો ઝાંપો બંધ કરી બહારથી સાંકળ અડકાવી. રાત્રિયે એ વાડાની વાડ સળગી તેથી અંદરનાં માણસો તથા પશુઓ બળવા લાગ્યાં. તેઓએ મને બૂમ પાડી વાડાના ઝાંપાની સાંકળ ઉઘાડવાનું કહ્યું. રાત્રિયે ચાલવાથી જીવજંતુ મરશે એમ ધારી મેં ઉઠીને સાંકળ ઉઘાડવાની ના પાડી. તેથી એ વાડામાંનાં કેટલાંએક માણસો અને પશુઓ બળી મુવાં.

વાડામાં આગ.

પ્રાતઃકાળમાં રાજાએ એ વાત જાણી ત્યારે મને પકડાવી મંગાવી મારા પગમાં બેડી ઘાલીને મને કેદ કર્યો. પછી હું કેદમાંજ મરણ પામ્યો, અને આ અવતાર હું હોલો થયોછું. ત્યારથી મારા સમજવામાં આવ્યું કે શાસ્ત્રમાં નહિં કહેલી અહિંસાથી પણ ધર્મ થતો નથી.

આ પક્ષીઓના અનુભવરૂપ વાર્તાઓ સાંભળી યવનને ખાત્રી થઇ કે હું પશુપક્ષીઓની હિંસા કરૂંછું તે ખોટું છે. તેમજ બૌદ્ધને પણ ખાત્રી થઇ કે અહિંસાની બાબતમાં પણ વિવેકબુદ્ધિ અને ધર્માધર્માગ્રદર્શનની જરૂર છે.

પછી તે યવન અને બૌદ્ધ પોતપોતાનો ધર્મ શાસ્ત્રવિરૂદ્ધ છે એમ જાણી આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ તેમને કહ્યું કે આ મધ્યસ્થ બ્રાહ્મણની સાથે રહી તમારે ઈશ્વરભજન કરવું, અને અયોગ્ય આચરણ કરવું નહિં. પછી આચાર્યશ્રીને દંડવત્ કરીને, યવન પોતાના માણસો છોડી દેઇને, તથા બૌદ્ધ ગૌર પાર્શ્વનાથની યાત્રાએ જતા યાત્રાળુઓને છોડી દેઇને, તે બ્રાહ્મણ સાથે ચાલ્યા. યવન દ્વારકામાં આવ્યો, અને ત્યાં ગાય, બ્રાહ્મણ તથા અતિથિની સેવા કરવા લાગ્યો અને હિંસારહિત વિષ્ણુભક્ત આર્યખાન એવું નામ ધરાવી પ્રખ્યાત થયો.

આચાર્યશ્રીને શરણે થવું.

બૌદ્ધ નારાયણ સરોવર ગયો અને શુદ્ધ ભગવદ્ભક્ત થયો.

ત્યાંથી આચાર્યશ્રી ચાલ્યા અને રહુગણ રાજાના પુરમાં આવ્યા.

રહુગણપુર (રોહરી ?)

રોહરીએ સિંધમાં ખૈરપુરની ઉત્તરે છે. રહુગણ રાજાની કથા શ્રીમદ્ભાગવતમાં છે.

પછી જ્યાં નૃસિંહજીનું પ્રાકટ્ય થયું હતું ત્યાં, એટલે પ્રલ્હાદ પર્વત, આગળ આચાર્યશ્રી આવી પહોંચ્યા. ત્યાં પાંચ નદીઓ (પંચનદી)માં સ્નાન કરી, ત્યાંનાં માણસોને વૈષ્ણવી દીક્ષા આપી આગળ ચાલ્યા.

પ્રલ્હાદ પર્વત.

સિંધુ, રાવી, વિગેરે પાંચ નદીઓ પંજાબમાં મિથનકોટ આગળ મળેછે.

ત્યાંથી આચાર્યશ્રી રેવાલસર પધારયા. ત્યાં વિરક્ત સૈન્યનાં માણસોને મોકલી આચાર્યશ્રીએ કેટલાએક બ્રાહ્મણોને બોલાવ્યા અને તેમને ભોજન કરાવ્યું.

રેવાલસર.

આ સ્થળમાં પશ્ચિમ દિશાની યાત્રા પુરી થઇ.

# પ્રકરણ ૧૯ મું.

## ઉત્તર યાત્રા.

યમુનાનાં મૂળ.

પછી આચાર્યશ્રી ત્યાંથી યમુના નદી જે કલિન્દ પર્વતમાંથી નિકળેછે ત્યાં ગયા. ત્યાં યમુનામાં સ્નાન કરી યાત્રા કરતા કરતા કુરૂક્ષેત્રમાં પધારયા.

કુરૂક્ષેત્ર.

આ ક્ષેત્રની યાત્રા કરી ભાગવતની કથા થોડાએક દિવસ સુધી કરી. તે સાંભળવાને જગદાનંદ અને વાસુદેવ નામના પંડિતો, તથા ભાગવતમાં પ્રવિણ રામાનંદ, અને શંકરાનંદ સાંભળવા આવતા. આચાર્યશ્રીની કથામાં કહેવામાં આવતાં સત્યો સમજાવવાની રીતથી તથા પ્રભુ પ્રત્યે બતાવવામાં આવતા ભાવથી તેઓ ઘણો આનંદ પામ્યા અને આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ પોતાનો સિદ્ધાન્ત તેમને સમજાવ્યો અને હરિની સેવાનો બોધ કર્યો.

જગદાનંદ અને રામાનંદ બંને કુરૂક્ષેત્ર ( પાણીપત )ની ઉત્તરે સ્થાનેશ્વર છે ત્યાંના રહીશ હતા. ૮૪ વૈષ્ણવોની વાર્તામાં જગદાનંદની વાર્તા ૪૭ મી અને રામાનંદની વાર્તા ૫૬ મી છે.

જગદાનંદ અને રામાનંદ.

રામાનંદની વાર્તામાં ઘણો મર્મ સમાયલો જણાયછે.

એક વખત આચાર્યશ્રી સ્થાનેશ્વર પધાર્યા ત્યારે રામાનંદને ઘેર મુકામ કર્યો. તે વખતે આચાર્યશ્રીની સાથે એમના શિષ્યો અને કેટલાએક વૈષ્ણવ હતા. પાછલી રાતે રામાનંદે પોતાની સ્ત્રીને કહ્યું કે તું છાણ વ્હેલું ભેગું કરી લે નહિ તો આ આવેલા વૈષ્ણવો તે લેઈ લેશે. આચાર્યશ્રીએ એ વાત સાંભળી, પછી ઉઠીને રામાનંદને બોલાવ્યો અને એને કહ્યું કે અમારી સાથેના વૈષ્ણવોને શું તું ચોર ધારેછે કે તને પુછયા સિવાય તારૂં છાણ લેઇ લેશે. જ્યારે તને વૈષ્ણવોને માટે માન નથી ત્યારે હું તારે ઘેર રહેવા માગતો નથી ને હું આજથી તારો ત્યાગ કરૂંછું. એમ કહી આચાર્યશ્રીએ ત્યાંથી મુકામ ઉઠાવી ત્રણ કોશપર અવંતિકાક્ષેત્રમાં મુકામ કર્યો. પછી કેટલેક દિવસે રામાનંદ ગાંડો થયો, અને ગમે તેનું અન્ન ખાવા લાગ્યો. તોપણ જે ખાતો તે

"શ્રીગોવર્ધનનાથજી આરોગિયો" એમ કહી ખાતો. એક વખત કોઇ હલવાઇયે સુંદર જલેબી બનાવી હતી. રામાનંદે તે દેખીને તેમાંથી થોડી જલેબી ઉપાડી લીધી અને બજારમાંજ બેસીને હે શ્રીગોવર્ધનનાથજી આરોગિયો એમ કહી ખાધી. તે દિવસે રાત્રે આચાર્યશ્રીને શ્રીગોવર્ધનનાથજીએ કહ્યું કે આજે તો મેં ઘણી સ્વાદિષ્ટ જલેબી આરોગી. આચાર્યશ્રીએ પુછ્યું આપને કોણે આરોગાવી. ત્યારે ગોવર્ધનનાથજીએ કહ્યું કે તમારા સેવક રામાનંદ પંડિતે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તેનો તો મેં ત્યાગ કર્યોછે ને આપ એની જલેબી આરોગ્યા. ત્યારે શ્રીગોવર્ધનનાથજીએ કહ્યું કે તમે જેને શરણે લ્યોછો તેનો હું અંગીકાર કરૂંછું. પછી તમે તેનો ત્યાગ કરો તોપણ હું તેનો ત્યાગ કરતો નથી, કેમકે જીવ દોષવાન્ છે તેથી તેના ન્હાના મ્હોટા દોષ હું જોતો નથી. ત્યારે આચાર્યશ્રી તે સાંભળી રહ્યા.

રામાનંદ.

આ વાર્તા ઉપરથી બે વાત સમજવાની છે. એક એ કે વિધિરહિત અર્પણ કરેલી વસ્તુ પણ પ્રભુ અંગીકાર કરેછે, અને બીજી એ કે ગુરૂદ્વારા જેનો પ્રભુએ એક વખત અંગીકાર કર્યો હોય તેનો ગુરૂત્યાગ કરે પણ પ્રભુ ત્યાગ કરતા નથી.

એટલાજ માટે આચાર્યશ્રીએ તે પછીથી રામાનંદનો અંગીકાર કર્યો.

કુરૂક્ષેત્રથી આચાર્યશ્રી હરદ્વાર પધારચા. ત્યાંથી તપોવન અને ઋષિકેશ જઇને ગંગાજી ઉતરી ત્રિહરિ ગયા. ત્રિહરિના રાજાએ આચાર્યશ્રીનો સારો સત્કાર કર્યો. પછી આચાર્યશ્રી ગંગાવતરણ ગયા. ત્યાં ભગીરથ શિલા જોઈ ત્યાં પોતાની સાથે આવનારને રાખી આચાર્યશ્રી કૃષ્ણદાસને લેઈ ગંગાજીનો ઉદ્ભવ જોવા પધારચા. તે સ્થળ જોઈ આચાર્યશ્રી લક્ષ્મણઆંદોલ પધારચા. ત્યાંથી વ્યાસગંગાદિ માર્ગથી ચાલતાં રૂદ્રપ્રયાગ પધારચા. ત્યાં બિલ્વમંગળનાં દર્શન થયાં. પછી બિલ્વમંગળની રજા લેઈ આચાર્યશ્રી ગુપ્તકાશીમાં પધારચા, અને ત્યાંના પુસ્તકાલયના ગ્રંથો જોયા.

હરદ્વાર, ઋષિકેશ, ત્રિહરિ, ગંગાવતરણ, વ્યાસગંગા, રૂદ્રપ્રયાગ.

લક્ષ્મણઝોલો.

હરદ્વાર જવાને માટે પ્રથમ સાહારાનપોર જવું જોઇએ. ત્યાંથી ૩૦ માઈલપર રૂરકી છે ત્યાં જવું. રૂરકીથી ૧૦ માઈલપર જ્વાળાપુરી નામે ગામ છે ત્યાંથી હરદ્વાર ત્રણ માઈલને અંતરે છે.

ઋષિકેશ હરદ્વારથી બાર ગાઉ દૂર છે. ઋષિકેશમા ૪૦૦૦ કરતાં વધારે સા-

ધુઓ આશ્રમ કરી રહેછે. અહિંથી આગળ જતાં લક્ષ્મણજીનું તપોવન આવેછે. ત્યાંથી આગળ ચાલતાં ગંગાજી ઉતરવાને ઝોલો બાંધેલોછે તેને લક્ષ્મણઝોલો કહેછે. ત્યાંથી વ્યાસગંગા જવાયછે. ત્યાંથી દેવપ્રયાગ જવાયછે. અહિં ગંગા અને ભાગીરથીનો સંગમ થાયછે. ત્યાંથી ત્રણ ચાર ગાઉ ઉપર શ્રીનગર નામનું શહેર છે.

હરદ્વાર.

શ્રીનગરથી રૂદ્રપ્રયાગ ૧૨ ગાઉ દુર છે. આ ગામ અલકનંદા અને મંદાગ્નિના સંગમ ઉપર છે. ત્યાં મહાદેવજીનું નહાનું દેરૂં છે. અહિંથી એક રસ્તે બદરીનારાયણ જવાયછે અને બીજે રસ્તે કેદારનાથ જવાયછે. રૂદ્રપ્રયાગમાં બિલ્વમંગળનો મેળાપ થયાનું લખ્યું છે.

કેદાર.

**ત્યાંથી આચાર્યશ્રી કેદાર પધારચા. ત્યાંના દેવોનાં દર્શન કરી આચાર્યશ્રી બેઠા હતા તે વખતે જ્યોતિર્મઠ અને ઉખીમઠના યાયાવરો આચાર્યશ્રીની સાથે વિદ્યાના વિષયમાં વાદ કરવા આવ્યા. આચાર્યશ્રીએ એમનો થોડા વખતમાં પરાભવ કર્યો.**

યાયાવર એટલે ફરતા સાધુઓ. જે સાધુઓ એક સ્થાનમાં ઘણો વખત રહેતા નથી તે; રમતારામ.

રૂદ્રપ્રયાગથી બાર ગાઉ ઉપર અગસ્ત્ય મુનિનો આશ્રમ આવેછે. ત્યાંથી ૧૨ ગાઉ ઉપર ગુપ્તકાશી છે. ત્યાંથી ૧૨ ગાઉ ઉપર ત્રિયુગીનારાયણ (ત્રિહરિ?)નું સ્થાન છે, ત્યાં ત્રિયુગીનારાયણનાં દર્શન કરવાનાં છે અને ત્યાંથી ૧૨ ગાઉ ઉપર કેદારનાથ છે.

બદરીનારાયણ જવું હોય તો કેદારનાથથી ગુપ્તકાશી ( પ્રયાગ ) સુધી પાછા આવી ત્યાંથી ૧૨ ગાઉ ઉપર ઉખીમઠથી પોથીબાશા, તુંગનાથ, શંકરમંડળ, ગોપેશ્વર, લાલસાંગા, પીંપલચટ્ટી, ગરૂડગંગા, પાતાળગંગા, કુંભારચટ્ટી, થઈ જ્યોતિર્મઠ જવાયછે. આ સ્થળમાં પહાડ ઉપર નૃસિંહજી અને બદરીનારાયણની મૂર્તિઓ છે અને તેમના સામે પીતળનો મ્હોટો ગરૂડ છે. આ જગાએથી બે ગાઉ સુધી પગથિયાં ઉતરી વિષ્ણુગંગા આવેછે. આ સ્થળ વિષ્ણુપ્રયાગ કહેવાયછે. અહિંથી છ ગાઉ ઉપર પિંડકેશ્વરનો મુકામ છે. અહિંથી બદરીનારાયણ છ ગાઉ દુર છે. બદરીનારાયણમાં બરફ ઘણો હોયછે ત્યાં તપ્તકુંડ છે. આ કુંડની પાસે એક નહાના મંદીરમાં નારાયણનાં દર્શન થાયછે, ભગવાનની ડાબી બાજુએ ઓદ્ધવજીની મૂર્તિ છે. એક બાજુએ લક્ષ્મણજીનું નહાનું મંદિર છે. અહિં ઠાકોરજીને ચોખા દાળનું નૈવેદ્ય ધરાવાય છે.

કેદારનાથથી આચાર્યશ્રી નારાયણપદ ગયા. ત્યાં બદરીનાથ તથા વ્યાસની સ્તુતિ કરીને નારદજી અને ઉદ્ધવજીને મલ્યા.

કેદાર. બદરીનાથ.

વ્યાસજીનો આશ્રમ નજીક આવ્યો ત્યારે કૃષ્ણદાસને આચાર્યશ્રીએ એક સ્થાનમાં ઉભા રાખ્યા અને પછી પોતે વ્યાસજીના આશ્રમમાં ગયા. ત્યાં ભાગવત દશમસ્કંધના **वामबाहु** એ શ્લોકનું વ્યાખ્યાન ત્રણ દિવસ સુધી આચાર્યશ્રીએ કર્યું. પછી વ્યાસજીની સાથે બ્રહ્મવાદ સંબંધી વાતચીત કરી આચાર્યશ્રી જ્યાં કૃષ્ણદાસ મેઘન હતા ત્યાં આવ્યા. કૃષ્ણદાસ આ જગામાંજ આચાર્યશ્રી આવ્યા ત્યાં સુધી રહ્યા હતા. સ્વામીની આજ્ઞા પાળવા વિશેનો પ્રેમ જોઇ આચાર્યશ્રી એમના ઉપર ઘણા ખુશી થયા.

શોણશૃંગ, નંદપ્રયાગ, કર્ણપ્રયાગ,ચાકચિક્ય, સંભલગ્રામ.

વ્યાસાશ્રમથી આચાર્યશ્રી શોણશૃંગ, નંદપ્રયાગ, અને કર્ણપ્રયાગ માર્ગથી, ચાકચિકય ગટ્ટ ઉતરીને સંભલગ્રામમાં આવ્યા. ત્યાં કલ્કીસ્થાનની મુલાકાત કરી.

કનોજ.

ત્યાંથી આચાર્યશ્રી કાન્યકુબ્જ ( કનોજ ) પધાર્યા. આ સ્થળમાં ગંગાજીના તટ ઉપર આચાર્યશ્રીએ મુકામ કર્યો.

કનોજ દામોદરદાસ સંભલવાળા.

આ મુકામ ઉપર દામોદરદાસ સંભલવાળા આચાર્યશ્રીની પાસે આવ્યા. દામોદરદાસને એક તામ્રપત્ર પ્રાપ્ત થયું હતું, તેમાં કેટલીએક આકૃતિઓ હતી, અને તેની નીચે લખ્યું હતું કે આ તામ્રપત્રમાંની તમામ આકૃતિઓનું એકીકરણ કરી, જે યથાર્થ અર્થ સમજાવી શકે, તેને શરણે જવું. એ તામ્રપત્ર દામોદરદાસે ઘણા વિદ્વાન્ પંડિતો, આચાર્યો, સ્વામી અને સંન્યાસીઓને બતાવ્યું પણ કોઇ એનો યથાર્થ અર્થ બતાવી શકયું નહિં. ત્યારે દામોદરદાસ તે લેઇને આચાર્યશ્રીની પાસે આવ્યા.

આચાર્યશ્રીએ તે તપાસીને કહ્યું કે આ ગીધ અને સ્ત્રીના જેવી આકૃતિઓ છે તે પૂતના છે. તે અવિદ્યાનું રૂપ છે. આ જોડેની આકૃતિ છે તે ધેનુક રાક્ષસની છે. તે દેહાધ્યાસનું રૂપ છે. આ કેશી દૈત્ય છે તે ઈન્દ્રિયાધ્યાસ છે. આ પ્રલંબાસુર એ અંતઃકરણાધ્યાસ છે. આ દાવાનળનું ચિત્ર છે તે પ્રાણાધ્યાસ છે. આ સામી મૂર્તિ છે તે શ્રીકૃષ્ણની છે તે અવિદ્યા ( પૂતના ), દેહાધ્યાસ ( ધેનુક ), ઇન્દ્રિયાધ્યાસ ( કેશી ), અને અંતઃકરણાધ્યાસ ( પ્રલંબ ) એ બધાંનો વધ કરેછે અને પ્રાણાધ્યાસ (દાવાનળ)નું પાન કરેછે.

તામ્રપત્રનો અર્થ.

આ પાસે સર્પ છે તે કામ અને ક્રોધનું રૂપ છે. તેના ઉપર શ્રીકૃષ્ણ નાચેછે. અર્થાત્ જ્યારે ભગવાનનો પ્રાદુર્ભાવ થાયછે ત્યારે કામ અને ક્રોધનું બળ ચાલતું નથી. આ ગોળાકાર છે તે બ્રહ્મનું ચિન્હ છે, અને તે બ્રહ્મવાદની નિશાની છે. આ શ્રીકૃષ્ણની સામે જે આકૃતિ છે તે ભક્તિની છે. તેના તરફ શ્રીહરિ પ્રસન્ન વદનથી જુએછે. ભક્તિની પાસે બે છોકરા છે તે તેના પુત્ર જ્ઞાન અને વૈરાગ્ય છે; તે એમ સૂચવે છે કે ભક્તિ થવાથી જ્ઞાન અને વૈરાગ્ય ઉત્પન્ન થાયછે. આ હાથના પંજામાં આ રેખા દીર્ઘ આયુષ્યની, આ સાધુપણાની અને આ ઐશ્વર્યની છે. પાસે ભક્તિનું ચિત્ર છે તે ઉપરથી જણાયછે કે માણસ ભક્તિયુક્ત હોય તે દીર્ઘ આયુષ્ય ભોગવનારો, સાધુ અને તમામ પ્રકારના ઐશ્વર્યવાળો થાયછે.

કનોજ.

એ પ્રમાણેનો આચાર્યશ્રીએ અર્થ બતાવ્યાથી દામોદરદાસ કુટુંબ સહિત આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધ કરાવી એમને શ્રીદ્વારકેશજીની સેવા કરવાનું ફરમાવ્યું.

પછી આચાર્યશ્રી ત્યાંથી બ્રહ્માવર્તમાં થઈ નૈમિષારણ્યમાં પધાર્યા. ત્યાં જે ઋષિઓ હતા તેમને **નૈષ્કર્મ્યમપ્યચ્યુતભાववर्जितं** એ પદનું આચાર્યશ્રીએ ત્રણ પ્રહર સુધી વ્યાખ્યાન સંભળાવ્યું.

નૈમિષારણ્ય.

ગોમતીનદીની પાસેના વનને નૈમિષારણ્ય કહેછે.

અયોધ્યા.

પછી ત્યાંથી આચાર્યશ્રી અયોધ્યા પધારચા. ત્યાં રામાયણ સમાપ્ત કરી હનુમાનજીને વિસ્મય પમાડી આગળ ચાલ્યા.

પ્રયાગ.

પછી આચાર્યશ્રી પ્રયાગ આવ્યા. ત્યાં વેદનું પારાયણ કર્યું. આ સ્થાનમાં આચાર્યશ્રીના કાકાના પ્રતિપક્ષીઓ વિવાદ કરવા આવ્યા તેમને આચાર્યશ્રીએ વિવાદમાં હરાવ્યા. પછી આચાર્યશ્રીએ તેમને ધર્મોપદેશ કર્યો તેથી એઓમાં ગદ નામનો માણસ આચાર્યશ્રીનો શિષ્ય થયો.

વિંધ્યાદ્રિ.

પછી આચાર્યશ્રી ત્યાંથી આગળ ચાલ્યા અને વિંધ્યાદ્રિ આવ્યા. આ સ્થળમાં ઉત્તરયાત્રા પુરી થઇ.

પછી આચાર્યશ્રી ત્યાંથી કાશી પધારચા. ત્યાં ચાર દિવસ રહી કથા કરી, અને ત્યાંથી શિવગયા પધારચા.

શિવગયા.

શિવગયામાં રાત્રિયે કથા પુરી થયા પછી, એક રાજાએ આચાર્યશ્રીની પાસે આવી કહ્યું કે, મારો ભાઈ પ્રેત થયોછે અને મારી રાણીને વળગ્યોછે. તેને પ્રેત યોનિમાંથી છોડાવવા મેં આઠવાર શિવગયાની યાત્રા કરી, પણ તે પ્રેત મારી સ્ત્રીને છોડતો નથી. ત્યારે કૃષ્ણદાસે પુછચું કે પ્રેત

પ્રેતનો ઉદ્ધાર.

કયારે આવેછે. રાજાએ ઉત્તર આપ્યો કે એક પહોર પછી આવશે. કૃષ્ણદાસે કહ્યું કે જે સ્ત્રીને પ્રેત આવતો હોય તેને અહિં બોલાવો. ત્યારે રાજા પોતાની સ્ત્રીને ત્યાં બોલાવી લાવ્યો. થોડીવારે તે સ્ત્રીને પ્રેત આવ્યો, ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે મારૂં રક્ષણ કરો! રક્ષણ કરો! ત્યારે કૃષ્ણદાસે તે પ્રેતને કહ્યું કે તું શેની ઇચ્છા કરેછે? ત્યારે તે પ્રેતે ઉત્તર આપ્યો કે હું આ રાજાનો મ્હોટો ભાઇછું. મેં એક વેશ્યા રાખી હતી તેને વિષે એક પુત્ર ઉત્પન્ન કરેલોછે, તેને મારૂં રાજ્ય આપ્યું હતું; પણ આ મારા ભાઇએ બળથી રાજ્ય છીનાવી લીધું તેથી મરણ

પામ્યા પછી હું પ્રેતયોનિને પામ્યોછું. મેં દ્રોહને લીધે આ રાજાના સાત પુત્રોને હણ્યાછે; હવે તેની સ્ત્રીનો નાશ કરવા માગું છું. મારા પુત્રને રાજ્ય તો શું પણ કાંઇ ગુજરાનનું સાધન પણ કરી આપ્યું નથી. જો તેના ગુજરાનનો યોગ્ય બંદોબસ્ત કરી આપે તો હું જાઉં. ત્યારે રાજાએ તે છોકરાના ગુજરાનનો યોગ્ય બંદોબસ્ત કરી આપવાનું વચન આપ્યું. પછી કૃષ્ણદાસે તે પ્રેતના ઉપર ચરણોદક છાંટયું એટલે તે પ્રેતે પ્રેતદેહ છોડી દીધો, અને તે દિવ્યરૂપ ધારણ કરી પોતાના ભાઇને અભયવચન આપી, આચાર્યશ્રીને નમસ્કાર કરી, ઊર્ધ્વગતિને પામ્યો. પછી એ રાજા રાણી આચાર્યશ્રીને શરણે થયાં. આચાર્યશ્રીએ તેમને કહ્યું કે જ્યાં ભગવાનનું નામ લેવાતું હોય ત્યાં ભૂત પ્રેતનો પ્રવેશ થતો નથી. તમે આઠવાર શિવગયાની યાત્રા કરી તેને બદલે ઘેર બેઠાં ભગવાનનું નામ લીધું હોત તો પ્રેતનો સ્પર્શ પણ થાત નહિં. જે ભગવાનનું નામ લેતો નથી તેનો દેહ પ્રેતના સરખો છે; અને તે કારણથી એવા મલીન દેહમાં પ્રેત પ્રવેશ કરી શકેછે. હમેંશ ભગવાનનું નામ દેઈ દેહમાં રહેલી મલીનતા કાઢી નાખવામાં આવે તો કદી પ્રેતનો પ્રવેશ થઈ શકે નહિ. તમે તમારા ભાઇના છોકરા પાસેથી રાજ્ય છીનાવી લીધું તો ભલે, પણ હવે તે છોકરાના ગુજરાનનો, તમે વચન આપ્યુંછે તે પ્રમાણે, બંદોબસ્ત કરજો.

મણિકર્ણિકા.

એ પ્રમાણે બોધ આપી બીજે દિવસે આચાર્યશ્રી મણિકર્ણિકા પધારચા, અને ત્યાં એક દિવસ રહ્યા. આ સ્થળમાં કૃષ્ણશ્રેષ્ઠિનો પુત્ર (જે લક્ષ્મણભટ્ટજીના આશિર્વાદથી પ્રાપ્ત થયો હતો તે) પુરૂષોત્તમદાસ ત્યાં આવ્યો. તેણે આચાર્યશ્રીને પ્રણામ કરી કહ્યું કે, ઘણા દિવસ થયાં હું આપનાં દર્શનની રાહ જોઉંછું. આ વખત મારે ઘેર પધારવાની કૃપા કરો, અને મને શરણે લ્યો. તે ઉપરથી આચાર્યશ્રીએ તેને સ્નાન કરાવી બે મંત્ર અને માલા આપી, અને એને માર્ગની રીત બતાવી. ઘેર જઇ સેવા કરવાને માટે એને માથે શ્રીમદનમોહ-

નજીની સેવા પધરાવી અને એની સ્ત્રી નોકર, સઘળા સંબંધીઓ વગેરેને આચાર્યશ્રીએ ભક્તિ વિશે ઉપદેશ આપ્યો.

પછી આચાર્યશ્રી ત્યાંથી ગોમતીસંગમ ઉપર આવ્યા. ત્યાં મુકામ કરચા પછી, પ્રીતિવડે બંધાએલાં, અને નૃત્ય અને ગાનમાં તત્પર એવાં, કોઇ સ્ત્રીપુરૂષ આચાર્યશ્રીની પાસે આવ્યાં. તેમાં પુરૂષ શુકલ વર્ણનો હતો અને સ્ત્રી શ્યામવર્ણની હતી. તેઓએ આચાર્યશ્રીને કહ્યું કે અમો નિરપરાધી છતાં રાજાના સેવકો અમારી કેડે પડ્યાછે અને અમને પકડવા આવેછે; અમો શરણાર્થી છીએ; તેથી આપ અમારૂં રક્ષણ કરો. ત્યારે આચાર્યશ્રીની કૃપાથી તેઓનો વર્ણ બદલાઇ ગયો અને અને સ્ત્રી શુકલવર્ણની અને પુરૂષ શ્યામવર્ણનો દેખાવા લાગ્યો. એટલામાં તેમને પકડવા આવનાર રાજાનાં માણસો આવ્યાં. તેઓ આ સ્ત્રીપુરૂષના રૂપનું અવળાપણું જોઇ તેમને પકડયા સિવાય ત્યાંથી ગયા. પછી બંને ધણીધણિયાણી આચાર્યશ્રીને શરણે થયાં. આચાર્યશ્રીએ તેમને શ્રીકૃષ્ણનોજ આશ્રય લેવાનો બોધ આપ્યો અને કહ્યુ કે એમના કરતાં લૌકિક રાજાઓ વધારે બળવાન્ નથી; માટે તમારે કોઇ રીતનો ભય રાખ્યા વગર ભક્તિજ કરવી. તમારા દેશનો રાજા તમારા ઉપર બુરી નજરથી જોતો હોય તો, બ્હેતર છે કે તમારે તે દેશ છોડી કોઈ નિર્ભય સ્થળમાં રહેવું. આ ઉપદેશ સાંભળી તેઓએ વૃંદાવન જઈ હરિની ભક્તિ કરવાનો ઠરાવ કર્યો. આચાર્યશ્રીની પાસે આવેલા કેટલાએક વૈષ્ણવો વૃંદાવન જવાના હતા તેમની સાથે તે સ્ત્રી પુરૂષ આચાર્યશ્રીની આજ્ઞા લેઈ વૃંદાવન ગયાં.

ગોમતીસંગમ.

પછી આચાર્યશ્રી ત્યાંથી શોણનદીને કિનારે આવ્યા. ત્યાં હરિહરક્ષેત્ર ( હાજીપુર )ને વિષે સારસ્વત બ્રાહ્મણ ભગવાનદાસનો અનુગ્રહ કર્યો. ભગવાનદાસે આચાર્યશ્રીની પાદુકા માગવાથી આચાર્યશ્રીએ એને પાદુકા આપી.

શોણનદી, હરિહરક્ષેત્ર ( હાજીપુર?).

ભગવાનદાસ સારસ્વત.

શોણનદી બનારસ અને ગયાની વચ્ચે છે. ભગવાનદાસ ૮૪ વૈષ્ણવોમાં ગણાય છે અને એમની વાર્તા ૮૪ વૈષ્ણવોમાં ૪૯ મી છે.

ગયા.

ગંગાસાગર.

પછી આચાર્યશ્રી ત્યાંથી ગયાજી ગયા. ત્યાં વિષ્ણુપાદનું પૂજન કરી એક પ્રેતનો ઉદ્ધાર કર્યો. ત્યાંથી વૈદ્યનાથ મહાદેવને નમસ્કાર કરી ત્યાંથી આચાર્યશ્રી ગંગાસાગર ગયા.

ગંગાસાગર એ કલકત્તેથી ૬૦ ગાઉ દૂર છે. ત્યાં આગળ ગંગા અને સાગરનો સંયોગ થાયછે. અહિં મકરસંક્રાન્તિ ઉપર મોટો મેળો ભરાયછે. અહિં કપીલદેવજીનો આશ્રમ એક બેટમાં છે

ગંગાસાગરમાં આચાર્યશ્રીએ ભાગવતનું પારાયણ કર્યું, અને કપીલદેવનાં દર્શનને સ્તુતિ કરયાં.

---

## પ્રકરણ ૧૭ મું.

### પશ્ચિમ યાત્રા અને પ્રથમ પરિક્રમાની સમાપ્તિ.

વૈતરણી.

કાળીગાયનું દાન.

પછી આચાર્યશ્રી ત્યાંથી આગળ ચાલ્યા અને વૈતરણી નદીને કિનારે આવ્યા. આ સ્થળના પુરોહિતોએ આવી આચાર્યશ્રીને કહ્યું કે આ સ્થળમાં કાળી ગાય આપવાનું ઘણું માહાત્મ્ય છે. ત્યારે શંભુએ પુછયું કે અહિં કાળી ગાય મળેછે? ત્યારે તેઓએ હા કહી ત્યારે શંભુએ તેમને કાળી ગાયો લાવવાનું કહ્યું. ત્યારે તેઓ લેવા ગયા પણ માત્ર એક કાળી ગાય મળી. ત્યારે શંભુએ કહ્યું કે તમારા બધાની વચ્ચે એક ગાય કેમ અપાય માટે તમે જેટલા પુરોહિતોછો તેટલી ગાયો લાવો. ત્યારે તેઓએ કહ્યું કે એટલી કાળી ગાયો મળતી નથી પણ હમે તજવીજ કરીશું. પછી તે પુરોહિતો ગયા પણ કાળી ગાયો મળી નહિ તેથી દરેક અક્કેક ધોળી ગાય લાવ્યા. એ ગાયો આચાર્યશ્રીની પાસે આવી ત્યારે કાળી થઈ ગઈ. આચાર્યશ્રીએ દરેક પુરોહિતને અક્કેક ગાય

આપી. પુરોહિતો આ ગાયો કાળી થઇ ગઈ તે જોઈ આશ્ચર્ય પામ્યા અને આચાર્યશ્રીને શરણે થયા. પછી પુરોહિતોએ લીધેલી ગાયો તેમણે બીજાને આપી દીધી.

વિજયામાતા અને ભુવનેશ મહાદેવ.

પછી ત્યાંથી આચાર્યશ્રીએ મુકામ ઉઠાવ્યો અને રસ્તામાં વિજયામાતા અને ભુવનેશ મહાદેવનો રસ્તો લીધો. થોડાએક રોજમાં આચાર્યશ્રી જગન્નાથપુરીમાં આવી પહોંચ્યા. તે દિવસે એકાદશી હતી.

જગન્નાથ

પ્રસાદસ્તુતિ.

જગન્નાથજીમાં મુકામ કરી સ્નાનાન્હિકથી પરવારી આચાર્યશ્રી જગન્નાથજીનાં દર્શન કરવાને પધારચા. મંદિરમાં આવતાંવેંત એક વૈષ્ણવે એમના હાથમાં જગન્નાથજીનો સખડીપ્રસાદ આપ્યો. આચાર્યશ્રીએ તે દિવસે એકાદશી કરી હતી તેથી એ પ્રસાદ ખવાય એમ નહોતો, તેમજ પ્રસાદનો અનાદર કરવો એ પણ એમને સારૂં ન લાગ્યું, તેથી એ પ્રસાદને જમણા હાથમાં ધરી રાખી જગન્નાથજીની અને એમના પ્રસાદની સ્તુતિ કરી; અને એ સ્તુતિ કરવામાંજ બાકીનો દિવસ અને રાત્રિ ગાળી. એ જોઈ હજારો વૈષ્ણવો એમનાં દર્શન કરવા આવ્યા. બીજે દિવસે સૂર્યોદય થયો ત્યારે આચાર્યશ્રીએ એ સ્તુતિ સમાપ્ત કરી, પ્રસાદ લીધો, અને ત્યાંથી પોતાને મુકામે જઇ પોતાનું નિત્યકર્મ કર્યું.

જગન્નાથમાં વાદ.

આચાર્યશ્રીની ભક્તિ અને પાંડિત્યની કીર્તિ સાંભળી ત્યાંના રાજાએ વિચાર કર્યો કે આ પુરૂષોત્તમક્ષેત્રમાં વિદ્વાન્ બ્રાહ્મણો વચ્ચે ધર્મસંબંધી વારંવાર કજીયા થાયછે. એક પોતાનો માર્ગ સારો કહેછે અને બીજો કહેછે કે મારો માર્ગ સારોછે. શ્રીમદ્વલ્લભાચાર્યજી એક સમર્થ પંડિત અને ભાવિક વૈષ્ણવ છે. એ અત્રે પધારચાછે તો એમની સહાયતાથી બ્રહ્મકલેશ નિકળે તો સારૂ. એવો વિચાર કરી રાજા આચાર્યશ્રીને મુકામે આવ્યો અને એમને આ કજીયાની હકીકત કહી, તેનું નિરાકરણ કરવાની વિનંતિ કરી. આચાર્યશ્રીએ કહ્યું કે આપ

સભા બોલાવો અને સભા ભરાય ત્યારે મને ખબર આપજો એ-ટલે હું આવીશ. ત્યારે રાજાએ દાંડી પિટાવી તમામ વિદ્વાન્ બ્રા-હ્મણોને ખબર આપી કે આવતી કાલે શ્રીજગન્નાથજીના મંદિરમાં બ્રહ્મસભા ધર્મસંબંધી નિર્ણય કરવાને ભરાશે માટે તમામ વિ-દ્વાનો, પંડિતો અને આચાર્યોએ સવારના આઠ વાગે મંદિરમાં પધારવું. એ ખબર સાંભળી વિદ્વાનો પોતપોતાના મતનાં પુસ્તકો અને દલીલોનું મનન કરવા લાગ્યા.

બીજે દિવસે જગન્નાથજીના મંદિરમાં જગન્નાથજીના સન્મુખ સભા ભરાઈ તેમાં દરેક મત અને સંપ્રદાયના વિદ્વાનો હાજર થયા. આચાર્યશ્રીને પધરાવી લાવવા રાજાએ પોતાના મં-ત્રીને મોકલ્યો તેથી એ પણ પધાર્યા. તે વખતે રાજાએ સભાને ચાર પ્રશ્ન પુછ્યા. **किं शास्त्रं** ( મુખ્ય શાસ્ત્ર કયું છે ? ) **को देवः** ( મુખ્ય દેવ કયો ? ) **को मंत्रः** ( મુખ્ય મંત્ર કયો જપ કરવા લાયક છે ? ) **किं कर्म** ( મુખ્ય કર્મ કયું કરવું જોઈએ. )

રાજાના ચાર પ્રશ્ન.

એ રીતે રાજાએ ચાર પ્રશ્ન પુછવાથી મુખ્ય તકરારનો વિ-ષય માયાવાદ ખરો છે કે નહિં એ થઈ પડ્યો અને તમામ વિદ્વાનો બે ભાગમાં વ્હેંચાઇ ગયા. એક તરફ શ્રીમદ્વલ્લભાચા-ર્યજી અને વૈષ્ણવ વિદ્વાનો અને બીજી બાજુએ માયાવાદી વિદ્વાનો. બે કલાક તકરાર ચાલતાં માયાવાદીઓ હારી ગયા અને આચાર્યશ્રી જીત્યા. પછી એમણે ભક્તિમાર્ગનું સમર્થન કર્યું. ત્યારે હારેલા પંડિતોએ કહ્યું કે જે જય કે પરા-જય વિદ્યાને આધીન છે તે જય પરાજયથી કાંઇ નિર્ણય થયો ગણાય નહિં અને અમે આચાર્યશ્રીનો સિદ્ધાંત સ્વીકારી શકતા નથી; માટે શ્રીજગદીશના આગળ કાગળ, ખડિયો, અને કલમ મુકો, અને એ જે ઉત્તર લખી આપે તે ખરો નિર્ણય ગણીશું. આચાર્યશ્રીએ અને એમના પક્ષવાળાએ એ વાતની હા પાડી, તેથી રાજાએ ખડિયો કલમ અને કાગળ મંગાવી મંદિરમાં શ્રીજગન્ના-

માયાવાદનું ખંડન.

થજીના ચરણ આગળ મુકયા; અને હારેલા વિદ્વાનોના કહ્યા પ્રમાણે મંદીર બંધ કરાવી તેમાં કોઇને રહેવા દીધું નહિ. થોડીવાર પછી તે કાગળ લાવવાનું હારેલા વિદ્વાનોને કહેતાં તેઓએ મંદિર ઉઘડાવી તેમાંથી મુકેલો કાગળ આણ્યો તો તેમાં નીચે પ્રમાણે લખેલું માલમ પડયું.

જગન્નાથજીનો જવાબ.

**एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्रएव । मंत्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य मेवा ॥**

અર્થ—સર્વ શાસ્ત્રોમાં ગીતા એ સર્વોત્તમ શાસ્ત્ર છે. સર્વ દેવોમાં દેવકીપુત્ર ( કૃષ્ણ ) એ સર્વોત્તમ દેવ છે. સર્વ મંત્રોમાં ભગવાનનાં નામ એજ સર્વોત્તમ મંત્ર છે, અને સર્વ કર્મોમાં ભગવાનની સેવા એજ સર્વોત્તમ કર્મ છે.

એ ઉત્તર સાંભળી માયાવાદીઓ બધા આશ્ચર્ય પામ્યા. ત્યારે તેઓમાંના એકે કહ્યું કે એ શ્લોક બ્રહ્મવાદીઓએ બનાવી મુકયો હશે, કેમકે જગન્નાથજીને હાથ અને આંગળીઓ કયાં છે કે એ કલમ પકડી શકે; ત્યારે રાજાએ કહ્યું કે તમોને યોગ્ય લાગે એવા બંદોબસ્તથી તમારી ધ્યાનમાં આવે એવો કાગળ મુકાવો. તે ઉપરથી તે માયાવાદીએ એક કાગળ આણી પંડયાજીની પાસે મંદિરમાં મુકાવ્યો અને મંદિરમાંથી તમામ માણસોને બહાર કાઢી તે ત્યાં ચોકી કરવા બેઠો. થોડીવાર પછી રાજાએ એ કાગળને માયાવાદી પાસે મંગાવ્યો ત્યારે તેમાં નીચે પ્રમાણેનો શ્લોક લખેલો માલમ પડયો.

જગન્નાથજીનો બીજો ઉત્તર.

**यः पुमान् पितरं द्वेष्टि तं विद्यादन्यरेतसम् ॥**
**यः पुमान् श्रीहरिं द्वेष्टि तं विद्यादन्त्यरेतसम् ॥**

અર્થ—જે પુરૂષ પોતાના પિતાનો દ્વેષ કરે છે તેને બીજાના વીર્યથી પેદા થયેલો જાણવો. જે પુરૂષ શ્રીહરિનો દ્વેષ કરે છે તે પુરૂષ નીચ વર્ણના વીર્યથી પેદા થયેલો જાણવો.

આ શ્લોક વાંચી બતાવતાં સર્વ માયાવાદીઓને ખાત્રી થઈ કે તેમનો મત ખોટો છે. પછી રાજાએ જે માયાવાદીએ પ્રથમનો શ્લોક જગન્નાથજીનો લખેલો નથી એમ કહ્યું હતું તેની માને એકાંતમાં બોલાવી ભય આપીને પુછ્યું કે આ તારો છોકરો કોના પેટનો છે. ત્યારે તેણે કહ્યું કે તે એક ધોબીના વીર્યથી થયેલો છે. તે ઉપરથી રાજાએ એ પંડિતને પોતાના દેશમાંથી કાઢી મુકયો, અને તમામ વિદ્વાનોને આજ્ઞા કરી કે હવે પછી ધર્મસંબંધી તકરાર કરવી નહિં. આચાર્યશ્રીએ એ સર્વ સભાને ભક્તિનો ઉપદેશ કર્યો. પછી રાજાએ તથા સર્વ વિદ્વાનોએ આચાર્યશ્રીનો વિજય સ્વીકારી એમને તિલક કરી એમની પૂજા કરી. પછી આચાર્યશ્રી બીજે દિવસે નરહરિ નામના બ્રાહ્મણને શરણે લેઈ આગળ ચાલ્યા.

એક માયાવાદીને દેશનિકાલની શિક્ષા.

ઉપર લખેલો નરહરિ તે ૮૪ વૈષ્ણવોની વાર્તાઓમાં વાર્તા ૩૮ મીમાં લખેલો ખેરાલુનો રહેવાસી હોવો જોઈએ. એને અને એના ભાઈ જગન્નાથ ને આચાર્યશ્રી પાસે બ્રહ્મસંબંધ કરાવવાને માટે એમની માએ મોકલ્યા હતા એમ જણાયછે. પૃષ્ઠ ૨૦૬ થી જે બ્રાહ્મણ જ્ઞાતિની સ્ત્રીની વાત લખીછે તેજ આ નરહરિ અને જગન્નાથ જોશીની મા હતી.

નરહરિ.

નરહરિ અને એના ભાઈ જગન્નાથ જોશીના ઉપર અનુગ્રહ કરી તથા એમની માતાની ખબર અંતર પુછી આચાર્યશ્રી ત્યાંથી આગળ ચાલ્યા. રસ્તામાં એક મુકામ ઉપર એક રામદાસ નામનો માણસ આચાર્યશ્રીને શરણે થયો.

નરહરિ અને જગન્નાથ જોશી.

૮૪ વૈષ્ણવોમાં બે રામદાસ છે. એકની વાર્તા ૧૨ મી છે અને બીજાની વાર્તા ૪૦ મી છે. આ બંને વાર્તાઓ ઘણી બોધ લેવા લાયક છે. આ રામદાસમાંથી રાજનગરવાળા રામદાસ આ સ્થળમાં આચાર્યશ્રીને શરણે થયા હતા એમ અનુમાન કરવું વધારે ઠીક લાગે છે. બંને રામદાસ સારસ્વત બ્રાહ્મણ હતા.

રાજનગરવાળા રામદાસ લગ્ન કરીને યાત્રાએ ગયા, અને યાત્રામાં આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ એમને શ્રી નટવર ગોપાળજીની સેવા કરવાનું કહ્યું. એમણે આચાર્યશ્રીની પાદુકાઓ પણ સેવાને

પહેલા રામદાસ.

માટે માગી લીધી. ભક્તિનું રહસ્ય અને સેવાની વિધિ શીખી લેઈ યાત્રા પુરી કરી એ પોતાને ગામ રાજનગર ( અમદાવાદ ) આવ્યા. તે દરમ્યાન પોતાની પરણેલી સ્ત્રી ઉમર લાયક થઈ. તે ઘેર રહેવા આવી પણ રામદાસ એને બોલાવે નહિ. પછી થોડા દિવસ રાજનગરમાં રહી રામદાસ દ્વારકાની યાત્રા કરવા ગયા. ત્યારે રામદાસની સ્ત્રી એમની સાથે ગઈ. એનો રામદાસે ઘણો તિરસ્કાર કર્યો, પણ એ સંઘની સાથે સાથે ચાલવા લાગી, અને ભુખીને ભુખી પોતાના પતિની સાથે ગઈ. એક દિવસ રાત્રે શ્રી રણછોડજીએ એને સ્વપ્નામાં કહ્યું કે તું તારી સ્ત્રીનો અંગીકાર કર. ત્યાગ શા માટે કરે છે ? ત્યારે તેણે કહ્યું કે હું વિરક્ત અને વિરાગી છું, મારે સ્ત્રીનું શું કામ છે ? ત્યારે રણછોડજીએ કહ્યું કે જ્યારે તું વિરક્ત છે ત્યારે તેં એની સાથે વિવાહ શા માટે કર્યો ? આચાર્યશ્રીના સેવકને આવી નિષ્ઠુરતા રાખવી યોગ્ય નથી. એ પ્રમાણે શ્રી રણછોડજીએ કહ્યું ત્યારે એણે બીજા દિવસથી એની સ્ત્રીને પોતાની સાથે રહેવાનું કહ્યું, અને એને ખાવાનું આપવા માંડયું તથા એના હાથથી કેટલુંએક કામ પણ લેવા માંડયું. થોડાએક મજલ ગયા પછી ફરીથી શ્રી રણછોડજીએ એને કહ્યું કે રસોઈ વિગેરે તું શા માટે કરે છે? તારી સ્ત્રી પાસે કેમ કરાવતો નથી ? ત્યારે એણે જવાબ દીધો કે એને આચાર્યશ્રીએ નામ મંત્ર આપ્યો નથી તેથી એને હાથે શી રીતે હું રસોઈ કરાવું? ત્યારે શ્રી રણછોડજીએ કહ્યું કે તું એને નામ મંત્ર આપ અને એ બાબતની હું આજ્ઞા કરૂં છુ. ત્યારે બીજે દિવસે રામદાસે પોતાની સ્ત્રીને નામ મંત્ર આપ્યો અને એની પાસે રસોઈ વગેરેનું કામ લેવા માંડયું.

જગન્નાથ.

આ વાર્તા ઉપરથી એ સાર લેવાનો છે કે જે માણસ દુરાચરણી હોય અથવા જેનું આચરણ અયોગ્ય હોય પણ જે શ્રીહરિની ભક્તિ કરતો હોય તેની બુદ્ધિ શ્રી-હરિ ફેરવી નાંખે છે. ગીતાજીમાં કહ્યું છે કે ગમે તેવો દુરાચરણી માણસ મારી ભક્તિ કરે છે તો તેનાં દુરાચરણ દૂર થઈ તે ધર્માત્મા થાય છે.

એક વખત આચાર્યશ્રી રાજનગર પધાર્યા ત્યારે રામદાસે બધી હકીકત આ-ચાર્યશ્રીને કહી, તે સાંભળી આચાર્યશ્રી ખુશી થયા અને રામદાસની ઈચ્છાથી આચા-ર્યશ્રીએ એની સ્ત્રીને નામ સમર્પણ કર્યું.

બીજા રામદાસની વાત પણ બોધ લેવા જેવી છે. એ પ્રથમ ઘણા પૈસાદાર હતા પણ પાછળથી પૈસા ખુટયા ત્યારે વ્યાજ વટાવનો ધંધો કરવા મંડયા. એ ધંધાથી એમના સેવ્ય ઠાકોરજી નારાજ છે એમ સમ-જ્યામાં આવતાં એમણે તે ધંધો મુકી દીધો. પછી દેવું થયું. એ દેવા બાબત તગાદો થયો; ત્યારે શ્રી ઠાકોરજીએ એ દેવું વાળ્યું અને તે ઉપરાંત સો રૂપૈયા તે લેણદારને ઘેર વધારે આપ્યા. પછી રામદાસ એ લેણદારની દુકાન આગળથી જતા હતા ત્યારે તે લેણદારે કહ્યું કે તમારા વધારાના રૂપિયા લેઈ જાઓ. ત્યારે રામદાસ

બીજા રામદાસ.

અચંબો પામ્યા અને ધાર્યું કે પૈસાને માટે શ્રીહરિને તસ્દી આપવી યોગ્ય નથી. એમ ધારી એમણે શ્રીહરિની ભક્તિ કરવી જારી રાખી પણ અપરસ(અસ્પર્શ્ય)નો ઠાઠ ઘણો અગત્યનો નહોતો તે છોડી દીધો અને લશ્કરમાં નોકરી કરવા માંડી. રામદાસ એક વખત લશ્કરી વેશમાં આચાર્યશ્રીનાં દર્શન કરવા ગયા ત્યારે આચાર્યશ્રીએ સઘળી હકીકત પુછી લેઈ તે બાબત સર્વ વૈષ્ણવોના દેખતાં પોતાની પ્રસન્નતા બતાવી. ત્યારે કોઈ વૈષ્ણવે પુછયું કે મહારાજ પહેલાં તો રામદાસ અપરસનો ઠાઠ બહુ રાખતા અને હાલમાં તો એ કાંઈ ધર્મ પાળતા નથી, અને આપ શા માટે પ્રસન્નતા બતાવો છો ? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે ધર્મ કાંઈ બહારના દેખાવ કે ઠાઠમાં રહ્યો નથી, ખરો ધર્મ અંતઃકરણમાં રહ્યો છે અને તે ધર્મ રામદાસ પાળે છે, તો પછી અમારે નાખુશ થવાનું કારણ નથી. ગુજરાનને માટે ભગવાનને શ્રમ આપવા કરતાં પોતાની મેળે શ્રમ લે અને ભગવાનની સેવા કરે એના કરતાં વધારે ઉત્તમ શું?

રામદાસ.

એક વખત આચાર્યશ્રી ગંગાજીમાં સ્નાન કરવા જતા હતા ત્યારે રસ્તામાં એક ખાડો જોવામાં આવ્યો. પોતાની સાથેના વૈષ્ણવોને તે ખાડો પુરી નાખવાનું કહેતાં, તમામ વૈષ્ણવો તે પુરવા લાગ્યા. રામદાસ પણ એક ટોપલો માગી લઈને એ ખાડો પુરવામાં સામેલ થયા. એ જોઈને આચાર્યશ્રી અને બધા વૈષ્ણવો પ્રસન્ન થયા.

પછી આચાર્યશ્રી ત્યાંથી મંદારમધુસૂદન ગયા. ત્યાં ભગવાનનું પૂજન કરીને ભાગવતનું પારાયણ કર્યું. ત્યાં સિંહના ભયને લીધે માતાએ છોડી દીધેલો એક મૃગનો બાલક આચાર્યશ્રીને શરણે આવ્યો. આચાર્યશ્રીએ પોતાનો અંગુઠો ધવડાવી તેને જીવાડ્યો. પછી તેને અષ્ટાક્ષર મંત્ર અને પૂર્વ સ્મૃતિ આપી. સિંહ થકી અભયને માટે સિંહત્વ પણ આપ્યું.

મંદારમધુસૂદન

પછી પારાયણની સમાપ્તિ કરીને દેશોને પાવન કરતા તથા આશ્ચર્ય જોતા જોતા આચાર્યશ્રી મહેંદ્ર પર્વત ઉપર આવ્યા.

મહેન્દ્ર (સહ્યાદ્રિ)

મહેંદ્ર પર્વત ઉપર આચાર્યશ્રીએ પરશુરામને જોઈ પ્રણામ કર્યા. તે વખતે પરશુરામે કહ્યું કે વિષ્ણુના અવતારરૂપ મેં દુષ્ટ ક્ષત્રિયોનો નાશ કરીને વૈદિક ધર્મ સ્થાપન કર્યો હતો, તેમ ભગવદ્ અવતારરૂપ તમે સદ્ધર્મ સ્થાપન કર્યો. જેમ પૂર્વ તરફનાં

તીર્થોને વિષે તમે ભાગવતનાં ઘણાં પારાયણ કરચાં છે, તેમ મારી પ્રીતિને માટે તમે અહિં ભાગવતનાં પારાયણ કરો. ત્યારે આચાર્યશ્રીએ તેમ કરવાની હા પાડી પારાયણનો આરંભ કરચો.

મહેંદ્રપર્વત.

એક દિવસે ત્યાં રાત્રિને વિશે દૂરથી ગાયન સાંભળવામાં આવ્યું. ત્યારે શિષ્યોએ આચાર્યશ્રીને પુછયું કે આ સ્વર કયાંથી આવે છે. ત્યારે ત્યાંના એક બ્રાહ્મણે કહ્યું કે એ ગાયન નિત્ય સંભળાય છે, પણ તે કયાં થાય છે તેની ખબર નથી. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે અહિં કોઈ ભક્ત જન

ભક્તોનો આશ્રમ.

વસે છે તે નિત્ય ભગવાનનો ઉત્સવ કરે છે. પછી એ બાબતની તજવીજ કરવા કૃષ્ણદાસ અને બીજા બ્રાહ્મણો જે દિશામાંથી ગાયન સંભળાતું હતું તે દિશા તરફ ગયા. માર્ગમાં એમણે એક સિંહને જોયો. તે સિંહ કૃષ્ણદાસ વગેરેની પરિક્રમા કરી જતો રહ્યો. પછી આગળ ચાલતાં રસ્તામાં તેમણે અગ્નિ દીઠો તે પણ તેમને સ્પર્શ કરચા વગર શાંત થયો. આગળ ચાલતાં રસ્તામાં એક નદી આવી તેમાં માત્ર ઘુંટીપુર પાણી દીઠું. તે પછી આગળ ચાલતાં એક ઘોડાને ખુંખારતો અને એક હાથીને ગર્જના કરતો દીઠો. તેથી આગળ ચાલતાં એક ગાય જોઇ. તેના ચારે આંચળમાંથી દૂધ સ્રવતું હતું. આગળ ચાલતાં એક સ્ત્રી જોવામાં આવી તે પછી એક કન્યા કૃષ્ણદાસ વગેરેને તેડવા આવી. તે કન્યાની સાથે આગળ ચાલતાં અનેક પ્રકારનાં દ્રુમ અને લતાઓ જોવામાં આવ્યાં. પછી પોતાના સોબતીઓમાંથી થોડાએકને બહાર રાખી કૃષ્ણદાસાદિક બીજા પેલા બ્રાહ્મણની સાથે એક આશ્રમમાં ગયા. ત્યાં સહસ્રદળ તુળસી અને મંજરી મુદ્રાદિકથી શોભતા વૈષ્ણવોને જોયા, અને વિચિત્રશૃંગારમંડનમંડિતવેણુવેત્રાલંકૃત ગોપાળસ્વરૂપ પુષ્પમંડપને વિશે જોયું. તે સૌના આગળ તેમના ગુરૂ એક વૃદ્ધને ભાગવતનો પાઠ કરતો જોયો. તેણે કૃષ્ણદાસ વગેરેનો સત્કાર કરી પુછયું કે તમે કોણ છો? કૃષ્ણદાસે કહ્યું કે અમે વેદ-

વ્યાસ, વિષ્ણુસ્વામીના મતવર્તી, શ્રીમદ્ વલ્લભાચાર્યના શિષ્ય છીએ.

દેવદર્શનાચાર્યનો શિષ્ય.

તે સાંભળીને તે તપસ્વી હર્ષ પામ્યો અને તેણે કહ્યું કે વિષ્ણુસ્વામીના શિષ્ય દેવદર્શનાચાર્યનો હું શિષ્ય છું. ગુરૂની આજ્ઞાથી યોગબળવડે આ અગમ્ય સ્થાનમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીનાં દર્શનને માટે રહ્યો છું. એમ કહી દેવને મસ્તક ઉપર આરોપણ કરી, કૃષ્ણદાસને આગળ કરી તે વૃદ્ધ પુરૂષ શિષ્યો સહિત આચાર્યશ્રીની પાસે આવ્યો. આચાર્યશ્રીનાં દર્શન કરીને તથા પ્રણામ કરીને તે યોગીએ આચાર્યશ્રીને પોતાનું સઘળું વૃત્તાંત કહ્યું. પછી પોતાના આશ્રમના સર્વ વૈષ્ણવો સહિત તે યોગી વૈકુંઠમાં ગયો.

સિંહ વગેરેનો ખુલાસો.

પછી કૃષ્ણદાસ ઇત્યાદિએ સિંહ, અગ્નિ, ઘોડા વગેરે દીઠાં હતાં તે સંબંધી આચાર્યશ્રીને ખુલાસો પૂછતાં, આચાર્યશ્રીએ કહ્યું કે મૃત્યુ એ સિંહ છે, કાલ એ સર્પ છે, સંસાર એ અગ્નિ છે, નદીઓ વિષયાવલી છે; પૃથ્વીનો વૈભવ એ ઘોડો છે. સ્વર્ગનો વૈભવ એ હાથી છે. સુરભિ એ તપોભોગ છે, પ્રમદા એ વિદ્યા છે, અને કન્યા એ ભક્તિ છે. ગાયનનો જે અવાજ સંભળાતો હતો તે તાપસના આશ્રમમાંથી સંભળાતો હતો. પછી પારાયણ સમાપ્ત કરી આચાર્યશ્રી ત્યાંથી ચાલ્યા.

આ વાર્તા ઉપરથી એમ સમન્વય છે કે, ભક્તિ ક્યારે પ્રાપ્ત થાય છે તે બતાવ્યું છે. જ્યાં સુધી મૃત્યુનો ભય, કાળનું અભિમાન, અહંતા મમતા અને ભોગ અને સિદ્ધિની લાલસા મટે નહિં, અને ઈન્દ્રિયોનો નિગ્રહ થાય નહિ ત્યાં સુધી ખરી ભક્તિ પ્રાપ્ત થતી નથી.

રસ્તે ગોદાવરીમાં સ્નાન કરી નૃસિંહ ક્ષેત્રમાં થઈ આચાર્યશ્રી પોતાના ગામ અગ્રહાર પધાર્યા. આ સ્થળમાં પ્રથમ યાત્રા પુરી થઈ.

પ્રથમ યાત્રાની સમાપ્તિ.

એ પ્રમાણે પિતાએ સંકલ્પ કરેલી પ્રથમ સાત્વિકી યાત્રામાં આચાર્યશ્રીએ નવ વર્ષ ખરચ્યાં.

આ ઉપરથી જણાય છે કે આચાર્યશ્રીના પિતાએ આખા ભરખંડની યાત્રા કરવાનો સંકલ્પ કરયો હતો પણ તે પાર ન પડવાથી તે સંકલ્પ આચાર્યશ્રીએ પાર પાડયો. અહિં ૪ થો અવચ્છેદ પુરો થાય છે.

અગ્રહારમાં આચાર્યશ્રી ગયા ત્યારે એમનાં માતુશ્રી તે વખતે ત્યાંજ હતાં. એમણે યાત્રાની હકીકત પુછી ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે અમોએ વનમાં જે ધાન્ય, ફળ, ફુલ મળતાં તે વડે નિર્વાહ કરીને યાત્રા કરી છે.

જ્યારે અમે હિંગુલાએ ( હિંગલાજ માતાએ ) જતા હતા ત્યારે લુંટારાઓના ભયથી અમારી સાથેના સૈન્યે અમારો બચાવ કર્યો હતો. ભોમિયા ન મળવાથી અમે તે સ્થાનમાં ગયા નહિ. પશુપતિ જતાં અમારૂં રક્ષણ લક્ષ્મણજીએ કરયું, અને બીજાં સ્થળોમાં દ્વારકેશ, વિઠ્ઠલેશ, તથા યમુનાજીએ કરયું હતું. તે પછી યાત્રાનું સર્વ વૃતાન્ત કહી આચાર્યશ્રી ત્યાં થોડા દિવસ રહ્યા.

મહેતા ભાઈશંકર નથુભાઇ તથા દુર્લભરામ હરજીવન પોતાના વૈષ્ણવ ધર્મપ્રકાશ તથા શ્રી આચાર્ય જન્મચરિત્ર પ્રકાશ નામના પુસ્તકમાં લખે છે કે પ્રથમ પરિક્રમા સંવત્ ૧૫૫૪ના વૈશાખ સુદ ૩ને દિવસે પૂર્ણ થઈ, અને બીજી પરિક્રમા સંવત્ ૧૫૫૫ ના ચૈત્ર સુદ ૨ ના રોજ શરૂ થઈ.

---

## પ્રકરણ ૧૮ મું.

### બીજી યાત્રા.

પછી પોતાનાં માતુશ્રીની આજ્ઞા લેઇને રાજસ દૈવી જીવના ઉદ્ધાર માટે આચાર્યશ્રીએ બીજી યાત્રાનો આરંભ કર્યો.

મંગળ પ્રસ્થ—વ્યંકટેશ.

પ્રથમ અગ્રહારથી મંગળપ્રસ્થ પધાર્યા. ત્યાંથી વ્યંકટેશ થઈ વિદ્યાનગર પધાર્યા. ત્યાં રાજા વગેરેને બ્રહ્મસંબંધ કરાવી આચાર્યશ્રીએ ત્યાંના અંતઃપુરમાં રહેનાર એક નારાયણદાસ નામના કાયસ્થના ઉપર અનુગ્રહ કરી તેને યાત્રામાં સાથે લીધો.

નારાયણદાસ કાયસ્થ.

આ નારાયણદાસ કાયસ્થની વાર્ત્તા ૮૪ વૈષ્ણવોની વાર્ત્તામાં માલમ પડતી નથી.

પ્રથમની માફક દક્ષિણયાત્રા કરી તથા શરણે આવેલાને બ્રહ્મસંબંધ કરાવી શ્રીહરિની સેવા કરવાનો બોધ કરતા કરતા આચાર્યશ્રી માહિષપુર થઈ મલબાર કાંઠે ચાલ્યા અને થોડા દિવસમાં લોહગઢ ( ગોવા ) ના ગાઢા વનમાં આવી પહોંચ્યા.

આ વનમાં એક સુંદર જગાએ આચાર્યશ્રીએ મુકામ કર્યો. ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે આ જગામાં પાણી હોય એમ જણાતું નથી. ત્યારે આચાર્યશ્રીએ એક શિલા ઉપર હાથીનાં પગલાં જોઈ કહ્યું કે નજીકમાં એક સરોવર છે; અને પહાડ ઉપર એક ગુફામાં ત્રણ કુંડ, અપ્સરાકુંડ, દેવતાકુંડ, અને ગંધર્વકુંડ છે; અને પહાડમાંથી અનેક ઝરણા ઝરે છે તેથી પાણીની અડચણ પડશે નહિ. આ સ્થળમાં આચાર્યશ્રીએ પારાયણ કર્યું.

લોહગઢ ગોવા.

લોહગઢ

આ સ્થળમાં આચાર્યશ્રીની બેઠક છે એમ બેઠકોના પુસ્તક ઉપરથી જણાય છે. ગાઢાં જંગલોમાં મુકામ કરી આચાર્યશ્રીએ પારાયણ કર્યાના ઘણા દાખલા મળી આવે છે. એ ઉપરથી એમ અનુમાન થાય છે કે હરિની લીલાનું ગાન મનુષ્યના આત્માને હિતકર છે એટલું જ નહિ પણ તે પશુ પક્ષીઓના આત્માને હિતકર છે એમ આચાર્યશ્રી માનતા. આવી રીતનું અનુમાન ગોપાળદાસે વલ્લભમીઠાંમાં કવિની ભાષામાં નીચે પ્રમાણે કરેલું જણાય છે:—

" એ તામસનાં અઘહરયાં, પરતાપ પદરજગંધ "

કેટલેક સ્થળે લખ્યું છે કે આચાર્યશ્રીએ કૃપા કટાક્ષથી તામસી જીવોનાં પાપ હર્યાં. હિંસક પશુ પક્ષીઓ તામસી જીવ ગણાય છે.

પછી આચાર્યશ્રી ત્યાંથી કોલાપુર ઉપર થઇને ભીમરથી નદી ઓળંગી શ્રી વિઠ્ઠલેશ ( પંઢરપુર ) પધાર્યા. ત્યાં શ્રીવિઠ્ઠલનાથજીની સેવા કરતી વખતે શ્રી વિઠ્ઠલેશજીએ આજ્ઞા કરી કે તમે વિવાહ કરો, મેં તમારે માટે કાશીમાં એક કન્યા સંપાદન કરી છે, અને હું તેને વિષે પ્રગટ થઇશ. આ આજ્ઞા આચાર્યશ્રીએ બળાત્કારે સ્વીકારી.

પંઢરપુર, વિઠ્ઠલેશ.

આ સ્થળમાં રાત્રિને વિષે કથા કરતી વખતે નારાયણદાસ કાયસ્થે આચાર્યશ્રીને વિનંતિ કરી કે શ્રી વિઠ્ઠલનાથજી કયારે અને શી રીતે અહિં પધાર્યા તે આપ કૃપા કરીને કહો.

વિઠ્ઠલનાથજીનું પધારવું.

ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કેઃ—

એક પાંડુરંગ નામનો બ્રાહ્મણ હતો. તે ખરાબ ચાલનો હતો અને માતાપિતાને ઘણું દુઃખ દેતો હતો. તે પંઢરપુરમાં રહેતો હતો. એક વખત પંઢરપુરથી કાશીની યાત્રા કરવા સંઘ જતો હતો. ચોરી કરવાની લાલચથી આ પાંડુરંગ બ્રાહ્મણ તે સંઘની સાથે ગયો. બે મજલ ગયા પછી તે રસ્તે ભૂલો પડયો. જંગલમાં રાત પડી જવાથી એક ઝાડ નીચે તે સુતો. પાછલી રાતે જાગ્યો ત્યારે એની પાસે થઇને કોઇ બે સ્ત્રીઓ શૃંગાર સજીને તથા માથે સોનાના કળશો મુકીને જતી એણે જોઈ. તે સ્ત્રીઓને એ બ્રાહ્મણે પુછયું કે તમે કોણ છો અને આ જંગલમાંથી કયાં જાઓ છો; ત્યારે તેમાંની એકે કહ્યું કે, હું ગંગાજી છું, અને આ મારી સાથે છે તે યમુનાજી છે; અને અમે આ કળશમાં ગંગા અને યમુનાનું જળ લઈ જઇએ છીએ. એ બ્રાહ્મણે પુછયું કે તમે કયાં જાઓ છો? ત્યારે યમુનાજીએ કહ્યું કે, નજીકમાં પંઢરપુર છે ત્યાં એક બ્રાહ્મણ વસે છે તે ઘણાં વર્ષથી એનાં માતાપિતાની સેવા કરે છે; એના મનમાં ગંગા યમુનાની યાત્રા કરવાનો ઘણા દિવસથી વિચાર છે; પણ એ માતાપિતાની સેવા મુકી યાત્રાએ જઈ શકતો નથી; તેથી અમે ગંગા અને યમુનાના જળથી એને સ્નાન કરાવવા આ કળશમાં જળ ભરી જઇએ છીએ. ત્યારે તે બ્રાહ્મણે પુછયું કે શું માતાપિતાની સેવા કરવાનું એટલું બધું ફળ છે કે આપને એટલે દૂરથી ચાલીને એને સ્નાન કરાવવા આવવું પડે છે?

પાંડુરંગ બ્રાહ્મણ.

પિતૃ–સેવાનું માહાત્મ્ય.

ત્યારે શ્રી ગંગાજીએ કહ્યું કે,

માતાપિતા તીર્થ રૂપ.

**माता गंगा समं तीर्थं, पिता पुष्करमेवच ॥**
**गुरुः केदारसमं तीर्थं माता तीर्थं पुनः पुनः ॥**

અર્થ—માતા એ ગંગાજી સમાન તીર્થ છે, અને પિતા એ પુષ્કર તીર્થ સમાન છે. ગુરૂ એ કેદારતીર્થની સમાન છે, અને માતા એ ફરી ફરીને તીર્થ રૂપ છે.

એમ કહી એ ગંગાજી અને યમુનાજી ત્યાં અદૃશ્ય થયાં. પછી તે બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો કે હું કેવો મૂર્ખ કે મારાં માતાપિતા જીવતાં છે અને દુઃખી છે, તોપણ હું તેમની સેવા કરતો નથી, પણ તેમનાં દુખમાં વૃદ્ધિ થાય એવું નિરંતર આચરણ કરૂં છું. દેવ કે દેવીઓ પ્રત્યક્ષ દેખાતાં નથી, તેથી મારા જેવો મૂર્ખ એમ માને છે કે દુનિઆમાં કોઈ દેવદેવીઓ નથી; અને મનુષ્યને પોતાની નજરમાં આવે તેવું આચરણ કરવાની છૂટ છે. પરંતુ આ દેવીઓનાં દર્શનથી મારાં માયાનાં પડળ દૂર થયાં છે, અને મને એમ લાગે છે કે, મનુષ્યનાં હરેક કાર્યો અદૃશ્ય દેવદેવીઓ બારીકીથી જુવે છે; એમ ન હોય તો પાંચસેં કરતાં વધારે ગાઉને અંતરે વસતી આ દેવીઓ શું જાણે કે એક ખુણામાં વસેલા પંઢરપુર નગરમાં અમુક માણસ પોતાનાં માતપિતાની સેવા કરે છે. વળી એમ જણાય છે કે દેવદેવીઓ પરોપકારી અને નીતિની વૃદ્ધિ કરાવનારાં છે. જો એમ ન હોય તો એમને સોનાના કળશમાં જળ ભરી આટલે દૂર આવવાની શી જરૂર? જયારે દેવ દેવીઓ આટલાં બધાં પરોપકારી અને દયાળુ છે ત્યારે જે પ્રભુના વશમાં તે છે, તે પ્રભુ તો કેટલા બધા દયાળુ અને પરોપકારી હોવા જોઇએ? માટે હું આજથી એવો નિશ્ચય કરૂં છું કે, મારા માતાપિતા જ્યાં સુધી જીવશે ત્યાં સુધી હું એમની નિરંતર ચાકરી કરીશ, અને વૃત્તિમાંથી જે કાંઈ આવશે તેવડે એમનો અને મારો નિર્વાહ ચલાવીશ. કદાચ ઈશ્વર ઇચ્છાથી વૃત્તિ નહિં ચાલે તોપણ કાંઈ નબળું પાતળું મળશે તેથી નિર્વાહ ચલાવીશ, અને પ્રભુનું સ્મરણ

દેવદેવીઓ.

કરીશ. જ્યારે માતાપિતાની સેવા તીર્થની સેવાતુલ્ય ગણાય છે, ત્યારે જે ભાગ્યશાળી પુત્રને તે સેવા કરવાનો પ્રસંગ મલ્યો હોય તેણે તે પ્રસંગ નકામો જવા દેવો નહિં જોઇએ.

એ પ્રમાણે વિચાર કરતો અને નિશ્ચય કરતો તે પાંડુરંગ બ્રાહ્મણ પોતાને ઘેર ગયો. ઘેર જઈ તરત માતાપિતાને પગે લાગ્યો, જે હકીકત બની હતી તે સર્વ હકીકત કહી બતાવી, અને તે દિવસથી એમની ચાકરી કરવાનો પણ નિશ્ચય કર્યાનું કહી બતાવ્યું. તે સાંભળી માતાપિતા ઘણાં રાજી થયાં.

માતાપિતાની સેવા.

ત્યાર પછી આ બ્રાહ્મણે પ્રભુનું સ્મરણ કરતાં એના માતાપિતાની બાર વર્ષ સુધી સારી રીતે ચાકરી કરી, ત્યારે હરિ પ્રસન્ન થયા અને એને દર્શન આપવાનો વિચાર કર્યો. ભગવાનનો એ વિચાર જોઈ લક્ષ્મીજી વિગેરે પટરાણીઓ પણ એમની સાથે દર્શન આપવા જવાને તૈયાર થયાં. પછી ભગવાન્ પટરાણીઓ સાથે આ પાંડુરંગ બ્રાહ્મણને

શ્રી વિઠ્ઠલનાથજીનું પધારવું.

ત્યાં આવ્યા, અને એનું બારણું ઠોકયું. ત્યારે એ એના પિતાની પગચંપી કરતો હતો તેથી એક હાથે બારણું ઉઘાડી પાસે એક ઈંટ હતી તે ખસેડી ભગવાનને કહ્યું કે, આપ આ ઈંટ ઉપર ઉભા રહો; હું મારા પિતાનો બીજો પગ દબાવી આપનો સત્કાર કરવા આવું છું. તે સાંભળી

પાંડુરંગની અનન્ય-ભક્તિ.

ભગવાન્ ઈંટ ઉપર ઉભા રહ્યા, થોડીવાર પછી બીજો પગ દબાવી તે ભગવાન્ અને લક્ષ્મીજી વિગેરેને પગે લાગ્યો, અને હર્ષથી વ્યાપ્ત થઈ ગદગદ વાણીથી બોલ્યો કે હે પ્રભુ, આપે મને ન ઘટે એટલું બધું માન આપ્યું છે. ઋષિ મુનિઓ હજારો વર્ષ સુધી તપ કરે છે પણ તેમને આપનાં દર્શન થતાં નથી, તો હું પાપીને માતાપિતાની સેવા કરવા રૂપ જુજ તપનો આટલો બધો બદલો આપો છો એ આપની કૃપાજ છે. ત્યારે શ્રી હરિએ કહ્યું કે,

"જે મનુષ્ય પોતાનું કર્ત્તવ્ય કર્મ યથાસ્થિત રીતે કરી, મારી ભક્તિ કરે છે તે મને ઘણો પ્રિય છે. સર્વ પ્રાણીઓ મારા અંશરૂપ હોવાથી મારી કૃપાને પાત્ર છે, તોપણ જેઓ મારી પ્રસન્નતા પ્રમાણે કામ કરે છે તે મારી વિશેષ કૃપાને પાત્ર થાય છે. પુત્ર કે પુત્રી માતાપિતાના અંશરૂપ છે એ વાત દેખીતી છે. જે પુત્ર પુત્રી માતાપિતાની સેવા કરતાં નથી તે મારાથી વિમુખ છે, કેમકે માબાપ સાથેનો સંબંધ ઉઘાડી રીતે દેખાતાં છતાં જે તેમને સેવતાં નથી તે હું ભગવાનની સાથેનો સંબંધ શી રીતે સમજી શકે, અને એવાં મનુષ્યો મારી ભક્તિ કરવાને શી રીતે ભાગ્યશાળી થાય ? તેં તારાં માતાપિતાને ભગવાન રૂપ જાણી તેમની ચાકરી કરી તથા મને પણ નિરંતર યાદ કર્યો તેથી હું તારા ઉપર પ્રસન્ન થયો છું માટે તું કાંઈ વર માગ. ત્યારે તેણે માગ્યું કે આપ મારા ઘરમાં સદા બિરાજો, અને માતા પિતાની સેવા કરવાનું આટલું બધું ફળ છે એ વાત જગત્ પ્રસિદ્ધ થાય એવું આપ નામ ધારણ કરો, અને મને સદા આપની ભક્તિ આપો.

ભગવાનનો બોધ.

वरं ब्रूहि.

ત્યારે શ્રીહરિએ કહ્યું કે તારૂં નામ પહેલું રાખી હું મારૂં નામ પાંડુરંગ વિઠ્ઠલનાથજી રાખી તારા ઘરમાં જ મારી પટરાણીઓ સહિત બિરાજીશ, અને તને સદા મારી ભક્તિ રહેશે. એમ કહી શ્રીવિઠ્ઠલનાથજી આ સ્થળમાં બિરાજયા.

ભગવદનુગ્રહ.

આ કથા સાંભળી નારાયણદાસ તથા બીજા વૈષ્ણવો ઘણા પ્રસન્ન થયા.

પછી આચાર્યશ્રી ત્યાંથી દેશ પાવન કરતા કરતા તાપી નદી ઓળંગી નર્મદાને કાંઠે આવી પહોંચ્યા. નર્મદાના દક્ષિણ કાંઠા ઉપરનાં તીર્થોની મુલાકાત લેઈ ગુજરાતમાં અનેક સ્થળોએ ફરતા આચાર્યશ્રીએ અમદાવાદ પાસે નરોડામાં આવી ગામ બહાર એક સુંદર

તાપી–નર્મદા–ગુજરાત.

નરોડા.

**જગામાં મુકામ કર્યો. આ સ્થળમાં ગોપાળદાસ વગેરે આચાર્યશ્રીને શરણે થયા.**

ગોપાળદાસની હકીકત ત્રીજી યાત્રામાં જુઓ.

**અહિં ઘણા લોકો એમને શરણે થયા. તેમને બ્રહ્મસંબંધ કરાવી ભક્તિનો બોધ આપ્યો.**

સુદામાપુરી (પોરબંદર.)

**પછી આચાર્યશ્રી સુદામાપુરી (પોરબંદર) પધાર્યા. ત્યાં એક ઉપવનમાં એમણે મુકામ કર્યો. આ સ્થળમાં કપુર સુદામનો છોકરો આચાર્યશ્રીને શરણે થયો. તેને ઉપદેશ કરી આચાર્યશ્રીએ પોતાની સાથે રાખ્યો.**

દ્વારકા.

**પછી ત્યાંથી આચાર્યશ્રી દ્વારકા પધાર્યા. ત્યાં ભગવાનદાસ, દ્વિવેદી રાજા, અને માધવદાસ બ્રાહ્મણને શિષ્ય કર્યા.**

આ ભગવાનદાસ સારસ્વત બ્રાહ્મણ હતા. એમણે આચાર્યશ્રીની ઘણી સારી સેવા કરી હતી; તેથી આચાર્યશ્રીએ એમને પોતાની પાદુકાઓ આપી હતી.

રાજા ને માધવ.

ઉપર લખેલા દ્વિવેદી રાજા અને માધવ એ સાચોરા બ્રાહ્મણ હતા, પણ કયા ગામમાં રહેતા હતા તે જણાતું નથી. દ્વારકામાં આચાર્યશ્રીએ એમને બ્રહ્મસંબંધ કરાવ્યા પછી એ સેવા કરવા લાગ્યા, અને મોટા સમર્થ ભક્ત થયા.

એમના સંગથી હરિકૃષ્ણ નામનો એમની જ્ઞાતિનો એક બ્રાહ્મણ, નરસિંહ મહેતાની માફક ભાભીએ મેંણું દીધાથી, એમની પાસે આવ્યો, તેની આસનાવાસના કરી પોતાની પાસે રાખ્યો; અને એને અષ્ટોત્તરશત નામનો બે વખત જપ કરાવ્યો, તથા નામમંત્ર આપ્યો. તેથી એની બુદ્ધિ ખુલી અને એ એના ભાઈની માફક કથા કરવા લાગ્યો. દિવસે દિવસે માધવદવેના કહેવા પ્રમાણે હરિસેવા અને અભ્યાસ કરવાથી એ પ્રખ્યાત થયો અને પોતાના પિતાનો ડુબી ગયેલો ગરાસ પ્રાપ્ત કરી શક્યો. તે પછી એની ભોજાઇને પગે લાગ્યો અને કહ્યું કે આપના મ્હેંણાના પ્રતાપથી હું મૂર્ખ મટી ગયો.

રાજદુબે અને માધોદુબે એ નામની ૮૪ વૈષ્ણવોની વાર્તાઓ પૈકી ૪૨ મી વાર્તા છે તે આ બે જણની વાર્તા હોય એમ જણાય છે.

નાગમતી નદી.

**દ્વારકાથી આચાર્યશ્રી નાગમતી નદીએ (નવાનગર) પધાર્યા. ત્યાં એક સુંદર જગામાં મુકામ કર્યો. આચાર્યશ્રી ભાગવતનો પાઠ કરતા હતા તે વખતે ત્યાં (નવા-**

નગર) નો રાજા જામ તામસી ( તમાચી ) આચાર્યશ્રીનાં દર્શન કરવા આવ્યો. તેણે દર્શન કરી કહ્યું કે આપના દર્શન થતાં વેત

જામ તમાશી.

મારૂં મન ઘણું નિર્મળ થયું છે માટે આપ મને શરણે લ્યો. આચાર્યશ્રીએ એ રાજાની સાથે થોડી વાતચીત કરયા પછી એમને સ્નાન કરી આવવાનું કહ્યું. એ સ્નાન કરી આવ્યા એટલે આચાર્યશ્રીએ એમને અષ્ટાક્ષર મંત્ર અને માળા આપ્યાં. પછી રાજાએ આચાર્યશ્રીને પુછયું કે મારે એક શહેર

નવાનગર.

વસાવવું છે તે કયારે વસાવું. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે આજનો આખો દિવસ સારો છે. આજ વસાવશો તો તમારૂં રાજ્ય નિર્ભય થશે. પછી રાજા ત્યાંથી દંડવત્ કરી પોતાને મુકામે ગયો અને આચાર્યશ્રીએ બીજે દિવસે ત્યાંથી મુકામ ઉઠાવ્યો.

શહેર વસાવવાનું મુહૂર્ત પુછેલું પણ તે વખતે વસાવેલું જણાતું નથી. ( જુઓ ભગવાનલાલકૃત સૌરાષ્ટ્રનો ઇતિહાસ. )

પછી આચાર્યશ્રી ત્યાંથી હાલ મોરબી છે તે સ્થળમાં

મોરબી.

પધારયા, અને એક કુંડ ઉપર ઝાડ નીચે મુકામ કર્યો; અને કૃષ્ણદાસમેઘનને કહ્યું કે આ મુરધ્વજ રાજાનું ગામ છે. એ રાજા ઘણો સત્યવાદી અને ભક્ત હતો. આ સ્થળમાં શ્રીકૃષ્ણચંદ્ર પણ પધારયા હતા, તેથી અહિં સપ્તાહ કરવી જોઇએ. એ પ્રમાણે કહી આચાર્યશ્રીએ બીજે દિવસે ભાગવતના પારાયણનો આરંભ કરયો. આ સ્થળમાં વાલો (બાળકૃષ્ણ) અને વાદો (બાદ-

વાલો અને વાદો.

રાયણ ), જેઓ નારાયણસરમાં આચાર્યશ્રીને શરણે થયા હતા તે, દર્શન કરવા પધારયા. તે વખતે એમણે એતન્માર્ગીય ગ્રંથ ભણવાની ઇચ્છા જણાવ્યાથી આચાર્યશ્રીએ એમને બે ગ્રંથ ( સિદ્ધાંત મુક્તાવલિ અને સિદ્ધાંત રહસ્ય ) ભણાવ્યા. પછી એમણે સેવાને માટે વિનંતિ કરવાથી આચાર્યશ્રીએ એમને સેવાની વિધિ બતાવી. પછી સપ્તાહ પુરી કરી આચાર્યશ્રી ત્યાંથી અમદાવાદ થઈ સિદ્ધપુર પધારયા.

સિદ્ધપુરમાં બિંદુસરોવર ઉપર મુકામ કરચો. પછી ત્યાં ભીમનાથ મહાદેવમાં રહેનાર કોઈ સ્રી પુરૂષ નામે ચિત્શ્રુત અને પ્રભા આચાર્યશ્રીનો પ્રભાવ જાણીને એમની પાસે આવ્યાં, અને કહ્યું કે અમે પુત્ર લાભને માટે ઘણા ઉપાય કર્યા, અને આ વખત મહારૂદ્રનું અનુષ્ટાન અહિં સમાપ્ત કરીને, આપનો પ્રભાવ જાણીને, આપને શરણે આવ્યાં છીએ; તેથી અમારા ઉપર અનુગ્રહ કરો. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તમે પુત્રને માટે આટલી બધી ચિંતા શા માટે રાખો છો. પુત્ર મળવો કે ન મળવો એ મનુષ્યના હાથમાં નથી. અમે તો સર્વને હરિસેવા કરવાનો બોધ કરીએ છીએ. જે વસ્તુ પરાણે મેળવી હોય તે ભાગ્યેજ સુખ આપે છે; માટે એવા સુખની ઈચ્છા રાખવી ઘટતી નથી. તમોએ મહારૂદ્રનું અનુષ્ટાન કરચું એ સારૂં કરચું. રૂદ્ર તમને થોડા કાળમાં પુત્ર આપશે, તેમ છતાં તમારા મનનું સમાધાન થતું ન હોય તો કોઈ વૈષ્ણવ બ્રાહ્મણ પાસે ગોપાળપૂજન કરાવો.

સિદ્ધપુરમાં પુત્રાર્થી દંપતી.

આચાર્યશ્રીએ ત્યાંથી મુકામ ઉઠાવ્યા પછી એ બ્રાહ્મણને પુત્રની પ્રાપ્તિ થઈ. થોડાંએક વર્ષ પછી એ બ્રાહ્મણ અને એની સ્રી આચાર્યશ્રીને અડેલમાં મળ્યાં. એ વાત હવે પછી કહેવામાં આવશે.

એ પ્રમાણે પશ્ચિમ તરફની યાત્રા પુરી કરી, ત્યાંથી પુષ્કરને માર્ગે આચાર્યશ્રી વ્રજમાં પધાર્યા, અને ત્યાં શ્રી ગોવર્ધનનાથજીની સ્થાપના કરી.

"ગોવર્ધનનાથજીના પ્રાકટ્યની વાર્તા" નામનું એક જુદું પુસ્તક છે, તેમાંથી આ સ્થળે ઉપયોગી હકીકત અમે આપીએ છીએ.

શ્રી ગોવર્ધનનાથજીની સ્થાપના.

શ્રી ગોવર્ધનનાથજીનું સ્વરૂપ ( મૂર્તિ ) વ્રજમાં ગિરિરાજ પર્વતની એક કંદરા ( ગુફા ) માંથી પ્રગટ થયું હતું. પ્રથમ એમની ઊર્ધ્વભુજાનાં દર્શન સંવત્ ૧૪૬૬ ના શ્રાવણ વદ ૩ ના રોજ થયાં અને શ્રાવણ વદ ૫ (નાગ-

ઊર્ધ્વભુજાનું પ્રાગટ્ય.

પંચમી) ના રોજ વ્રજવાસીઓ ત્યાં દર્શન કરવા ગયા; ત્યારે એક વૃદ્ધ નામના વ્રજવાસીએ તેમને કહ્યું કે, જે સ્વરૂપે સાત દિવસ સુધી ગિરિરાજને તોળી રાખ્યો હતો તે સ્વરૂપ કંદરાની અંદર બિરાજે છે અને એમની ઇચ્છા હશે ત્યારે પ્રગટ થશે; માટે આપણે એ સ્વરૂપને બહાર લાવવાનો યત્ન કરવાની જરૂર નથી. આપણે તો માત્ર ભુજાની પૂજા કરવી જોઇએ. ત્યારે સઘળાએ દુધ મંગાવી તેવડે ભુજાને સ્નાન કરાવ્યું; અને ત્યારથી અક્ષત, ચંદન, પુષ્પવડે ભુજાની પૂજા ચાલી, અને દુધનોજ ભોગ ધરાવવામાં આવ્યો.

નાગપંચમીનો મેળો.

પ્રથમ પૂજન નાગપંચમીને દિવસે થયું, તે કારણથી ત્યાં નાગપંચમીનો મેળો ભરાવા લાગ્યો. પછી કોઇને કોઈ વાતની મનઃકામના હોય, કોઇનું ઢોર માંદું થયું હોય કે ખોવાઈ ગયું હોય, કોઇને પુત્ર ન હોય, કોઇને દહીં દુધની વૃદ્ધિની ઇચ્છા હોય, તે બધા આ ભુજાને દુધથી સ્નાન કરાવવાની, અને દુધ, દહીં, માખણ વગેરે ધરાવવાની બાધા રાખવા લાગ્યા.

મુખારવિંદનાં દર્શન.

તે પછી સંવત્ ૧૫૩૫ ના વૈશાખ વદ ૧૧ ગુરૂવારના રોજ આ સ્વરૂપના મુખારવિંદનાં દર્શન થયાં ( આ દિવસે જ આચાર્યશ્રીનું પ્રાગટચ થયું હતું. )

સદુપાંડેની ધુમર ગાય.

પાસેના અન્યોર નામના ગામમાં માણેકચંદ અને સદુપાંડે નામના ભાઇઓ રહેતા હતા. તેમને એક હજાર ગાયો હતી. એ ગાયો પૈકી એક ગાય નંદરાયજીની ગાયોના કુળની મનાતી હતી. તે ગાયનું નામ ધુમર હતું. એ ગાય આખો દહાડો બીજી ગાયો ભેગી ચરવા જતી, પણ પાછી વળતા પેહેલાં, જયાં ગુફામાં શ્રી ગોવર્ધનનાથજી બિરાજતા હતા ત્યાં જઈ દુધ સ્રાવતી, તે દુધની ધારા શ્રીનાથજીના મુખારવિંદમાં પડતી.

છ મહીના પછી માણેકચંદ અને સદુપાંડેના જાણવામાં આવ્યું કે, આ ગાય દુધ દેતી નથી, તેથી કોઈ દોહી લે છે કે નહિ, એની ખાત્રી કરવા એ ગાયની પાછળ સદુપાંડે ગયા. ત્યારે સાંજે એને સ્રવતાં જોઈ. પછી સદુપાંડેને શ્રી ગોવર્ધનનાથજીએ કહ્યું કે

શ્રીગોવર્ધનનાથજીની આજ્ઞા.

હું લીલાએ કરીને ઇન્દ્રદમન, દેવદમન, અને નાગદમન એ ત્રણ નામ ધરાવું છું. મેં કૃષ્ણાવતારમાં ઇંદ્ર, દેવ, નાગ વગેરેને દમી, તેમનો અહંકાર ઉતાર્યો હતો. આજ સુધી તારી ગાયનું દુધ પીધું, માટે હવે પછી બે વખત મને એ ગાયનું દુધ દહીં મોકલતો રહેજે. એ પ્રમાણે સદુપાંડેને કહ્યું, ત્યારે એણે પગે લાગી તે પ્રમાણે કરવાનું કહ્યું. પછી તેણે ઘેર આવી પોતાની સ્ત્રી ભવાની અને દીકરી નરોને આ વાત કહી, અને આજ્ઞા કરી કે સવાર સાંજ બે વખત તમે એ દેવદમનને દુધ પાઇ આવજો. તે પછી નરો અને ભવાની, બે વખત ગિરિરાજ ઉપર દુધ લેઈ જઈ, એ દેવદમનને આરોગાવી આવતાં. પછી એ ધુમર ગાય ઉચી ગઈ ત્યારે, ચતુરાનાગાના શિષ્ય, અને કુમનદાસના કાકા, ધર્મદાસ ગોરવાને ઘેર નંદરાયના કુળની એક ગાય હતી તેનું દુધ દેવદમનને માટે મોકલવા માંડયું. તે વખતે કુમનદાસ વર્ષ ૧૦ ના હતા તે આ દેવદમનની પાસે ખેલવા જતા.

તે પછી એક વખત ગોડિયા માધવાનંદ સ્વામી શ્રીગિરિરાજની

ગોડિયા માધવાનંદ.

પરિક્રમા કરવા આવ્યા. તે યાત્રા કરતા કરતા, સદુપાંડેના ઘર આગળ ચોતરો હતો, ત્યાં આવીને બેઠા. પછી વ્રજવાસીઓની સાથે શ્રીનાથજીનાં દર્શન કરવા ગયા. દર્શન કરીને એમના મનને ઘણો આનંદ થયો, ત્યારે એમણે રસોઈ કરી શ્રીનાથજીને ધરાવવાનો વિચાર કરયો. પછી એમણે રસોઈ કરી ધરાવવા માંડી, ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે, જ્યાં સુધી આચાર્યશ્રી મહાપ્રભુજી મારી સેવા કરી, પોતાને હાથે રસોઈ કરી,

ધરાવશે નહિં ત્યાં લગી, હું દુધ આરોગીશ. આ વાત સંવત્ ૧૫૪૯ ના વર્ષમાં બની. પછી વ્રજયાત્રામાં આચાર્યશ્રી ઝારખંડીમાં પધારયા, ત્યારે શ્રી નાથજીએ એમને આજ્ઞા કરી કે, તમે મારી સેવા કરવાને (વ્રજમાં) પધારો. તેથી આચાર્યશ્રી અન્યોરમાં આવી સદુપાંડેને ઘેર ચોતરા ઉપર બિરાજ્યા. ( આ બનાવનું વર્ષ સંવત્ ૧૫૪૮ નું આપ્યું છે પણ તે દેખીતી રીતે જણાય છે કે ખોટું છે. ) તે વખતે શ્રીનાથજીએ કંદરામાંથી બુમ પાડી કે, નરો દુધ લાવ. આચાર્યશ્રીએ જે સાદ ઝારખંડીમાં સાંભળ્યો હતો તેવોજ આ સાદ હોવાથી જાણ્યું કે શ્રીનાથજીએ નરોને દુધને માટે બોલાવી છે. પછી આચાર્યશ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરવા પધારયા. આચાર્યશ્રી દર્શન કરી ઘણા પ્રસન્ન થયા. પછી આચાર્યશ્રીએ ગિરિરાજ ઉપર એક નહાનું મંદિર બનાવી શ્રીનાથજીને તેમાં પધરાવ્યા, અને પોતાને હાથે ભોગ ધરાવ્યો. પછી રામદાસ ચૌહાણને એમની સેવા કરવાનું અને રસોઈ કરી ભોગ ધરાવવાનું કામ સોંપ્યું. તે દિવસથી શ્રીનાથજીને અન્નનો ભોગ ધરાવવાનો રિવાજ શરૂ થયો. ત્યારથી વ્રજવાસીઓ પણ રોટલી, બાટી વગેરે કરી લાવી, શ્રીનાથજીને ધરાવતા, અને તે ઉપરાંત લોક માનતા કરતા તેનું દુધ, દહીં, માખણ પુષ્કળ આવતું. એ પ્રમાણે સંવત્ ૧૫૫૬ ના ચૈત્ર સુદ ૨ સુધી હકીકત હતી.

આચાર્યશ્રીને સેવા કરવાની આજ્ઞા.

ગિરિરાજ ઉપર નહાના મંદિરમાં શ્રી ગોવર્ધનનાથજીની સ્થાપના.

આસપાસની હકીકત ઉપરથી જણાય છે કે આચાર્યશ્રીએ શ્રીનાથજીની સ્થાપના સંવત્ ૧૫૫૬ ના ચૈત્ર સુદ ૨ ના રોજ કરી હતી.

તે પછી પુરણમલ્લ ક્ષત્રીને શ્રીનાથજીએ પ્રેરણા કરી કે તું મારે માટે એક મંદિર બનાવી આપ. તે ઉપરથી તેણે આચાર્યશ્રીની આજ્ઞાથી મંદિર બનાવવા માંડયું, એ મંદિરનો નકશો આગ્રાના એક ઉત્સાહીરામે બનાવ્યો હતો.

પુરણમલ્લને મંદિર બનાવવાની પ્રેરણા.

**મંદિર બાંધવાનું કામ સંવત્ ૧૫૫૬ ના વૈશાખ શુદ ૩ ના રોજ શરૂ કર્યું, અને તે કામ સંવત્ ૧૫૭૬ ના વૈશાખ શુદ ૩ ના રોજ પુરૂ થયું. ત્યારે આચાર્યશ્રીએ તેમાં શ્રી ગોવર્ધનનાથજીને પધરાવ્યા, અને બંગાળી બ્રાહ્મણોને તેમની સેવામાં રાખ્યા, માધવેંદ્રયતિને મુખિયા બનાવ્યા, અને એમના શિષ્યોને સેવામાં રાખ્યા, કૃષ્ણદાસને અધિકારી નીમ્યા, અને કુંમનદાસને કીર્તન સેવા સોંપી.**

ઉપર લખેલા માધવેન્દ્રયતિ એ તેજ કે જેની પાંસેથી આચાર્યશ્રીએ ભાગવત-શાસ્ત્રનું અધ્યયન કર્યું હતું. જુઓ પૃષ્ટ ૧૩ મે.

જે સ્વરૂપ શ્રી ગિરિરાજની કંદરામાંથી પ્રગટ થયું તેનુંજ નામ દેવદમન, નાગદમન અને ઈન્દ્રદમન હતું. આચાર્યશ્રીએ એ સ્વરૂપનું નામ શ્રી ગોવર્ધનનાથજી પાડયું. ટુંકાણુમાં લોકો એમને શ્રીનાથજી કહેતા, તે કારણથી ઉપરના લખાણમાં જ્યાં જુદાં જુદાં નામ વાપરયાં છે ત્યાં એક જ સ્વરૂપનાં તે નામ છે એમ જાણવું.

**વ્રજયાત્રાગાં અનેક વૈષ્ણવો આચાર્યશ્રીને શરણે થયા. શ્રી ગોવર્ધનનાથજીને એક નહાના મંદિરમાં સંવત્ ૧૫૫૬ માં પધરાવી સદુપાંડે વગેરેને આચાર્યશ્રીએ કહ્યુ કે આ સ્વરૂપ અમારૂં સર્વસ્વ છે, માટે પ્રેમસહિત એમની સેવા કરાવજો, અને બરોબર ખબર રાખજો.**

**પછી આચાર્યશ્રી પૃથ્વીપરિક્રમા કરવાને આગળ ચાલ્યા.**

બદરીકાશ્રમ અને વ્યાસાશ્રમ.

**મધુવનમાં વ્રજયાત્રા પુરી કરી આચાર્યશ્રી કુરૂક્ષેત્રના માર્ગથી બદરીકાશ્રમ ગયા. ત્યાં બદરીનાથનાં દર્શન કરી ત્યાંથી વ્યાસાશ્રમ ગયા. રસ્તે જતાં કિરણી નામનો પર્વત આવે છે. તે પર્વત ઉપરથી એક શિલા ગબડી પડી તે કૃષ્ણદાસે પોતાને હાથે અટકાવી. તેમ ન કર્યું હોત તો આચાર્યશ્રીને ઘણી ઇજા થાત. કૃષ્ણદાસનું સાવધાનપણું જોઇ આચાર્યશ્રી ઘણા પ્રસન્ન થયા, અને એમને વર માગવાનું કહેતાં કૃષ્ણદાસે ત્રણ વસ્તુઓ માગી:**

કૃષ્ણદાસે શિલા અટકાવી.

આચાર્યશ્રીએ ત્રણ વર આપ્યા.

**(૧) મુખરતા ( વાણી ) નો દોષ જવાનું, (૨) ભક્તિમાર્ગનું રહસ્ય સમજવાનું, (૩) અને કૃષ્ણદાસના ગુરૂને દર્શન આપવાનું. મુખરતાનો દોષ**

જવાના સંબંધમાં આચાર્યશ્રીએ કહ્યું કે **अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियं हितं च यत्** વાળા ભગવદ્વાકયમાં કહ્યા પ્રમાણે હંમેશ કોઇને ઉદ્વેગ ન કરે એવું વાકય બોલવું. વળી તે સત્ય હોવું જોઇએ અને તેની સાથે તે સાંભળનારના હિતનું અને તેને પ્રિય લાગે એવું હોવું જોઇએ. નિત્ય હરિનું સ્મરણ રાખવાથી, અને આ પ્રમાણે બોલવાનો મ્હાવરો રાખવાથી, હરિકૃપાથી, થોડા દિવસમાં મુખરતાનો દોષ જતો રહેશે. માર્ગના સિદ્ધાંતની બાબતમાં હંમેશ વિચાર કરવો, અને જે જે બાબતની શંકા જણાય તે પુછતા રહેવું; એમ કરતાં કરતાં માર્ગનો સિદ્ધાંત યથાસ્થિત રીતે સમજવામાં આવશે. ત્રીજા વર વિશે આચાર્યશ્રી આ સમયે કાંઈ બોલ્યા નહિં.

વ્યાસજીની આજ્ઞા.

પછી વ્યાસાશ્રમમાં પ્રવેશ કરીને બિલ્વમંગળની આજ્ઞાથી પ્રમાણચતુષ્ટયમાં આચાર્યશ્રીએ વ્યાસજીને કેટલાએક સંશયો પુછયા. તે સંશયોનો ખુલાસો કરીને વ્યાસજીએ આજ્ઞા કરી કે, તમારે ભક્તિ પ્રવર્ત્ત કરવી, સિદ્ધાન્ત ગ્રંથો બાંધવા, પ્રતિપક્ષીનું નિવારણ કરવું, તથા ગૃહસ્થાશ્રમ કરવો. ત્યારે આચાર્યશ્રીએ તેમ કરવાની હા પાડી.

કૃષ્ણદાસના ગુરૂને દર્શન.

પછી વ્યાસજીની આજ્ઞા લેઇ આચાર્યશ્રી હરદ્વાર પધારચા, અને ત્યાંથી સૂકરક્ષેત્રમાં પધારચા. પછી કૃષ્ણદાસના ગુરૂને દર્શન આપવાનું વરદાન પુરૂ કરીને, આચાર્યશ્રી કનોજ પધારચા, અને ત્યાંથી પ્રયાગ ગયા.

પ્રયાગ, મહોદયપર્વ.

આચાર્યશ્રી પ્રયાગ પધારચા તે વખતે મહોદય પર્વ હતું. ત્યાં ચાર વેદ ભણેલા વિરક્ત પુરૂષોએ આચાર્યશ્રીને માન આપ્યું. પછી ત્યાં સ્નાન કરી આચાર્યશ્રી કાશી આવ્યા.

કાશી.

કાશીમાં દામોદર, કૃષ્ણદાસ, શંભુભટ્ટ, કેતુ, કમંડલુ, લકુટાલોકિ, અને વાસુદેવાદિ શિષ્યોની સાથે, બ્રહ્મચારીના વેષયુક્ત, અને દેવવૈભવે યુક્ત, વેદની પારાયણ

કરતા આચાર્યશ્રીને જોઈ શ્રીવિઠ્ઠલનાથજીએ પ્રેરેલો દેવભટ્ટ પોતાની કન્યા આચાર્યશ્રીને આપવાની પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે એ વાત માતાજીને પુછો. પછી શંભુભટ્ટે કહ્યું કે તમારા મનનું ઇચ્છિત થશે. ત્યારબાદ કાશીમાં પ્રવેશ કરીને કેટલાએક શિષ્યોને માતાજીને બોલાવવા મોકલ્યા, અને શંભુને કાશીમાં પુરૂષોત્તમદાસ શેઠને ત્યાં રાખીને આચાર્યશ્રી જગન્નાથપુરી જવાને નિકળ્યા.

આચાર્યશ્રીને પોતાનીપુત્રી આપવાની દેવભટ્ટની માગણી.

આ પુરૂષોત્તમદાસ કાશીમાં એક નામાંકિત વ્યાપારી અને શેઠ હતા. તે આ વખતે આચાર્યશ્રીને શરણે થયા હતા કે તે પહેલાં તે જણાતું નથી; પણ એમનું ચિત્ત પ્રભુની સેવામાં સારૂં હતું. એમણે આચાર્યશ્રીના ગ્રંથોનો સારો અભ્યાસ કરયો હતો, તેથી કાશીમાં વાદ બાબત સભાઓ થતી એમાં એ ભાગ લેતા હતા. જ્યારથી પુરૂષોત્તમદાસે નામ મંત્ર લેઈ બ્રહ્મસંબંધની દીક્ષા લીધી ત્યારથી એમની લૈકિક તેમજ પારલૈકિક સ્થિતિ ઘણી સુધરી ગઈ. ૮૪ વૈષ્ણવોની વાર્તાઓમાં એમની વાર્તા ૯ મી છે. આચાર્યશ્રીએ એમને નામમંત્ર આપવાનો અધિકાર પણ આપ્યો હતો.

પુરૂષોત્તમદાસ.

રસ્તે ચાલતાં આચાર્યશ્રી કેટલાએક દિવસે સાયંકાળની વખતે ગંગાસાગર આવી પહોચ્યા. ત્યાં સ્નાનાદિ કરીને રાત્રિએ મુકામ કરયો. ત્યાં ફળાહાર નહિ મળવાથી, આચાર્યશ્રીને ભગવાને કહ્યું કે મને ભૂખ લાગી છે. ત્યારે આચાર્યશ્રીએ વિચાર કરયો કે, સામેનાં ખેતરોમાં ડાંગેર તૈયાર થઈ છે, તે વઢાવી તાજા પહુંઆ કોઈ કરાવી લાવે તો સારૂં. એ વિચાર કૃષ્ણદાસના જાણવામાં આવતાં એ સમુદ્રની ખાડી ઉતરીને સામે પાર ગયા, અને ડાંગેર વઢાવી, તેના પહુંઆ કરાવી લાવી, આચાયશ્રીને આપ્યા. આચાર્યશ્રીએ તે ભગવાનને નિવેદન કરી, થોડા પોતે ખાધા, અને બાકીના શિષ્યોને આપ્યા. ગંગાસાગરમાં થોડા દિવસ રહી આચાર્યશ્રી ત્યાંથી વનના સુંદર માર્ગથી જગન્નાથ તરફ ગયા.

ગંગાસાગર.

કૃષ્ણદાસ પહુંઆ કરાવી લાવ્યા.

રસ્તામાં આચાર્યશ્રીએ સુંદરદાસ નામના વૈષ્ણવના ઉપર અનુગ્રહ કર્યો.

સુંદરદાસ.

આ સુંદરદાસ જગન્નાથજીથી દસ ગાઉ દૂર એક ગામમાં રહેતો હતો. આ-ચાર્યશ્રીએ એના ગામ પાસે મુકામ કરચો, ત્યારે એ એમને શરણે થયો. પછી આ-ચાર્યશ્રીને પોતાને ઘેર તેડી લાવ્યો. આચાર્યશ્રીએ રસોઈ કરી ઠાકોરજીને ધરાવી, પણ ધરાવેલી સામગ્રીમાંથી બિલકુલ સામગ્રી ઓછી થયેલી જણાઈ નહિ, ત્યારે સુંદર-દાસનો એક મિત્ર માધવદાસ કરીને કૃષ્ણ ચૈતન્યનો સેવક હતો તેણે કહ્યું કે, હું

માધવદાસના ઠાકોર અને પ્રેત.

મારા ઠાકોરજીને જેટલું ધરાવું છું તે બધુંએ આરોગી જાય છે, અને એમાંથી કાંઈ બચતું નથી, અને આ તમારા ઠાકોરજી કેમ આરો-ગતા નથી. ત્યારે એ વાત સુંદરદાસે આચાર્યશ્રીને કહી. પછી આચાર્યશ્રીએ માધવદાસને બોલાવી એ વાત પુછી ત્યારે માધવદાસે કહ્યું કે, મારા ઠાકોરજી બધું આરોગી જાય છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે કાલે તું થાળ ધરાવે ત્યારે મને બોલાવજે. તે ઉપરથી બીજે દિવસે માધવદાસ થાળની વખતે આચાર્યશ્રીને બોલાવવા આવ્યો. ત્યારે થાળ ધરાવ્યા પછી આચાર્યશ્રી બહાર બેઠા. થોડીવાર થઈ એટલે ઠાકોરજીની પાછળથી એક પ્રેત નિકલ્યો તે આચાર્યશ્રી ત્યાં બેઠા છે એમ જાણી ખાઈ શક્યો નહિ. પછી થોડીવારે માધવદાસે જઈને જોયું તો થાળમાંની તમામ સામગ્રી એમ ને એમ હતી. પછી આચાર્યશ્રીએ એને કહ્યું કે, તારા ઠાકોરજીને બદલે આજ સુધી પ્રેત બધું ખાઈ જતો હતો. ચોરાશી વૈષ્ણવની વાર્તાઓમાં આ વાર્તા ૮૫ મી છે.

જગન્નાથ.

## જગદીશમાં આચાર્યશ્રી થોડા દિવસ રહ્યા.

આ સ્થળમાં દરવાજાની પાસે આચાર્યશ્રીની બેઠક છે. બેઠકના પુસ્તકમાં આ સ્થળના રાજાનું નામ વિષ્ણુદેવ લખ્યું છે.

જગન્નાથજીથી આચાર્યશ્રી કાશી તરફ પધારચા. રસ્તામાં ઉપર લખેલા સુંદરદાસને ગામ મુકામ કરચો, અને ઉપર લખેલા માધવદાસને નામ મંત્ર આપી બ્રહ્મસંબંધ કરાવ્યો. ત્યાંથી આગળ ચાલતાં એક ગામના તળાવ ઉપર મુકામ કર્યો. તે તળાવ ઉપર એક ન્હાનું દેરૂં હતું; તેમાં શ્રીઠાકોરજીનું સ્વરૂપ હતું; પણ એ

ઠાકોરજીને દેવીનો પોષાક.

ગામના તમામ લોકો શાક્ત હતા, તેથી તે સ્વરૂપને દેવીનો પોષાક પહેરાવ્યો હતો. આચાર્યશ્રીની દૃષ્ટિ આ ઠાકોરજીના ઉપર પડી, ત્યારે એમને એ સ્વરૂપ પ્રાચીન લાગ્યું. પછી આચાર્યશ્રીએ એ દેરામાં આવી ચુંદડી કાઢી,

ધોતી પહેરાવી, અને પાઘ પહેરાવ્યો. થોડીવાર પછી પૂજારી ત્યાં આવ્યો ત્યારે તેણે કહ્યું કે, આ દેવીનાં વસ્ત્ર કોણે બદલી નાંખ્યાં. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે એ દેવી નથી પણ શ્રીઠાકોરજી છે, અને એટલા માટે મેં વસ્ત્ર બદલી નાખ્યાં છે; માટે તમે હવેથી દેવીનાં વસ્ત્ર પહેરાવતા નહિં. પછી તે પૂજારી અને બીજા ત્યાં આવ્યા હતા તેમને આચાર્યશ્રીએ શ્રીહરિનો બોધ કર્યો; ત્યારે તેઓ આચાર્યશ્રીને શરણે થયા. ત્રણ જણે, બાવા વેણુદાસ, કૃષ્ણદાસ ઘઘરીયા અને જાદોદાસ ખવાસ, એ સ્વરૂપની સેવા કરવાનું માથે રાખ્યું. આચાર્યશ્રીએ પછી એ ત્રણેને આ સ્વરૂપની સેવા કરવાનું સોંપ્યું. પછી ગામના તમામ લોકો આચાર્યશ્રીને શરણે થયા. પછી એ ઠાકોરજીનું નામ કલ્યાણરાયજી રાખ્યું. એ ઠાકોરજી બડા શ્રી યદુનાથજી મહારાજને માથે બિરાજતા હતા.

પછી આચાર્યશ્રી થોડા દિવસમાં કાશી પધારચા.

બીજી યાત્રાની સમાપ્તિ

એ પ્રમાણે પાંચ વર્ષ સુધી આચાર્યશ્રીએ બીજી યાત્રા કરી.

આચાર્યશ્રીના લગ્નની તૈયારી.

ત્યાર પછી પોતાના દેશથી પોતાનું કુટુંબ આવ્યું, અને આન્ધ્ર જાતિનો પરસ્પર વિરોધ મટ્યાથી પુરૂષોત્તમદાસે વિવાહના ઉપયોગમાં આવે એવા પદાર્થો ભેગા કર્યા, અને ગણપતિ સ્થાપન પુરસ્સર વિવાહનો આરંભ થયો. ત્યાં સમાવર્તન વડે બ્રહ્મચર્ય છોડીને, વૃદ્ધિગણેશની સ્થાપના કરી. પછી વરાગમન ઉત્સવ કરીને, આચાર્યશ્રીના કાકા જનાર્દનભટ્ટ તથા રામકૃષ્ણ તથા વિષ્ણુચિત્, સુભદ્રાના વર રામેશ્વર, સરસ્વતીના વર મહેશ, આચાર્યશ્રીના મામા લક્ષ્મીપતિ, અને શંભુભટ્ટાદિના આગળ, દેવંભટ્ટ, કૃષ્ણાર્ય, શંકર, અચ્યુત, વિષ્ણુભટ્ટ, સદાશિવ દીક્ષિત એમણે નિશ્ચયતાંબૂલ અને કન્યાદાનની પ્રતિજ્ઞા કરી. ત્યાર પછી બીજે દિવસે વૃદ્ધિઉત્સવ કર્યો. ત્યાં વસ્ત્ર, અલંકાર, દક્ષિણા, દાન, અને મહાભોજન બંને ગૃહે થયાં; અને બીજે દિવસે

આષાઢ માસની સુદ ૫ ને દિવસે વિવાહ થયો. વરપક્ષમાં આંગિરસ, બારહસ્પત્ય અને ભારદ્વાજ એ પ્રકારે ત્રણ પ્રવર, ભારદ્વાજ ગોત્ર, અને દીક્ષિત ગણપતિના પ્રપૌત્ર, અને દીક્ષિત વલ્લભના પૌત્ર, અને દીક્ષિત લક્ષ્મણાચાર્યના પુત્ર, તૈતિરીય શાખાધ્યાયી, આપસ્તંભ સૂત્ર, વલ્લભાચાર્યશર્માએ વરને માટે, આત્રેય, આર્ચન, સાવાસ્ય એ ત્રિપ્રવર, દીક્ષિત શ્રીકંઠભટ્ટની પ્રપૌત્રી, અને ગોવિંદભટ્ટની પૌત્રી, અને શાકલ્ય શાખાધ્યાયી, આશ્વલાયન સૂત્ર, ત્રિપ્રવર, આત્રેય ગોત્રના દેવભટ્ટની પુત્રી, કહેલા પ્રવર ગોત્રમાં ઉત્પન્ન થયેલી, તેની અમે વર તરફના યાચના કરીએ છીએ, એમ વર પક્ષવાળાએ કહ્યું, તે વખતે કન્યાપક્ષવાળાએ કહ્યું કે તમારી યાચના અમે સ્વીકારીએ છીએ, ત્યાર પછી વરનું પૂજન કરી પાદપ્રક્ષાલન કરી દેવભટ્ટે કન્યાદાન દીધું, અને પછી યથાવિધિ લગ્ન થયું. કાકા જનાર્દનભટ્ટે વહુને પ્રથમ દીક્ષા આપી. વિવાહ સમાપ્ત થયા પછી આચાર્યશ્રીએ ઐાપાસાન ( અગ્નિ આધાન ) ને આરંભ કર્યો અને છ માસ સુધી ત્યાંજ રહ્યા.

ત્રિજી યાત્રાનો આરંભ.

પછી તામસદૈવિ જીવના ઉદ્ધારને માટે આચાર્યશ્રીએ ત્રીજી યાત્રાનો આરંભ કર્યો, અને કેટલાએક શિષ્યોને સાથે લેઈ, તથા કેટલાએકને માતાજીની પાસે કાશીમાં મુકી, આચાર્યશ્રી ત્યાંથી ચાલ્યા.

---

## પ્રકરણ ૧૯ મું.

### ત્રીજી યાત્રા.

વૈદ્યનાથ તરૂખંડ

પ્રથમ વૈદ્યનાથ તરૂખંડ (ઝાડખંડી) માં આચાર્યશ્રી પધાર્યા. ત્યાં ભગવાન્ ગોવર્ધનનાથજીએ રાત્રિએ આજ્ઞા કરી કે, તમારે વ્રજમાં આવવું, અને અમારી સેવાનો પ્રકાર સંપાદન કરવો. ત્યારે આચાર્યશ્રીએ દામોદરદાસ અને કૃષ્ણદાસને એ આજ્ઞા કહી બતાવી. પછી વ્રજમાં પધારતાં

પદ્મનાભ, નારાયણ અને કુંભનદાસનો અંગીકાર કરીને, શ્રીનાથજીની સેવાનો પ્રકાર નક્કી કરચો, અને ત્યાં રામદાસ નામના સેવકને રાખ્યો, તથા કેટલાએક પંડિતો અને સાધુઓને ત્યાં રાખ્યા.

આ હકીકત બીજી યાત્રા વખતે બન્યાનું જણાયાથી અમે તે બીજી યાત્રામાં દાખલ કરી છે ( જુઓ પૃષ્ઠ. ૨૫૭થી). જો શ્રીગોવર્ધનનાથજીના મંદિરનો પાયો સંવત્ ૧૫૫૮ માં નાંખ્યાનું નક્કી થાય તો આ વાર્તા ત્રીજી યાત્રામાં આવી શકે.

ઉપર લખેલા નારાયણદાસ બ્રહ્મચારી કહેવાતા, અને તે સારસ્વત બ્રાહ્મણ હતા. એ મહાવનમાં રહેતા. એમની વાર્તા ૮૪ વૈષ્ણવોમાં ૧૯ મી છે.

નારાયણ બ્રહ્મચારી.

એ નારણદાસને એક વખત એમની ભત્રીજીએ પુછયું કે, જ્યારે ઠાકોરજી થાળમાંનો કાંઈ પ્રસાદ ખાતા નથી, ત્યારે એ આરોગ્યા કે ન આરોગ્યા એ શી રીતે જણાય ? ત્યારે નારાયણદાસે જવાબ દીધો કે, ઠાકોરજી આરોગ્યા પછી કોઈ વૈષ્ણવ આપણે ઘેર આવી અચાનક મહાપ્રસાદ લે, ત્યારે એમ જાણવું કે શ્રી ઠાકોરજી આરોગ્યા છે.

એક વખત આચાર્યશ્રી શ્રીગોવર્ધનનાથજીના મંદિરની સામે બેઠકમાં બિરાજતા હતા, ત્યારે કૃષ્ણમેઘને એમને પુછયું કે શ્રી ઠાકોરજીને શું પ્રિય છે?

પ્રભુને શું પ્રિય છે ?

ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે સ્નેહ. જેમ ખાદ્ય પદાર્થોમાં ગોરસ શ્રેષ્ઠ ગણાય છે, તેમ ભાવમાં ભગવાન્ તરફનો સ્નેહ શ્રેષ્ઠ ગણાય છે.

સ્નેહ શબ્દના બે અર્થ થાય છે, એક પ્રેમ, અને બીજો ચીકટવાળો પદાર્થ જેમકે ગોરસ, ઘૃત વગેરે.

વળી કૃષ્ણદાસે પુછયું કે, શ્રી ઠાકોરજીને અપ્રિય શું છે? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, કલેશ એ ઠાકોરજીને ઘણો અપ્રિય છે. જ્યાં કલેશ હોય છે ત્યાં સ્નેહ હોતો નથી, અને ત્યાં ભગવાન્ બિરાજતા નથી. જેમ ધુમાડાથી ઘરમાં રહી શકાતું નથી, તેમ કલેશરૂપી ધુમાડાથી અંતઃકરણ મલીન થાય છે, અને પ્રભુને જોવાના ઉપયોગમાં

પ્રભુને અપ્રિય શું છે?

આવતાં આંતરચક્ષુઓ ઉઘડી શકતાં નથી; માટે હરેક વૈષ્ણુવે સર્વદા ક્લેશ તજવો જોઇએ. જન્મ મરણુ વગેરે બનાવો સાધારણુ રીતે બને છે, પણુ તેથી હર્ષ કે શોક કરવાનું કારણુ નથી.

વળી આચાર્યશ્રીએ કહ્યું કે, જે માણુસ ભગવદ્દભક્તનો દ્રોહ કરે છે તે માણુસ ભગવાનને અત્યંત અપ્રિય છે. દુર્વાસા અને અંબરીષ રાજાના પ્રસંગમાં ભગવાને કહ્યુ' છે કે " अहं भक्तपराधिनो;" " હું ભક્તને આધિન છું." તેટલા માટે ભગવદીયનો જે દ્રોહ કરે છે તે શ્રીઠાકોરજીને અપ્રિય છે.

તે પછી ત્યાં શ્રી ભાગવતનું પારાયણુ પુરૂં કરી આચાર્યશ્રીએ વ્રજયાત્રા જારી કરી.

આચાર્યશ્રી એક વખત ગોકુળમાં બિરાજતા હતા ત્યારે વૃન્દાવનના સંતમહંત વગેરેના મનમાં એમ આવ્યુ' કે, આપણે શ્રીનાથજીની સેવા કરીએ. ત્યારે રાત્રિને વિષે કૃષ્ણુ ચૈતન્યને સ્વપ્નમાં શ્રીનાથજીએ કહ્યું કે, મારી સેવા તો જે મારૂં સ્વરૂપ યથાસ્થિત રીતે જાણુતો હોય તેણે કરવી જોઇએ. તમો, વૃન્દાવનના લોકો, ને તો ભગવદ્દભજનનો અધિકાર છે. તેમ છતાં આ વિષયમાં શ્રીમદ્દવલ્લભાચાર્ય ગોકુલમાં બિરાજે છે તેમની સલાહ લ્યો. તે ઉપરથી બીજે દિવસે, સઘળાએ મળી એક શ્યામાનંદ નામના વૈષ્ણુવને આચાર્યશ્રીની પાસે ગોકુલ મોકલ્યો. આચાર્યશ્રી તે વખતે એક ઝાડ નીચે (હાલ જયાં બીજી બેઠક છે ત્યાં) બિરાજતા હતા, ત્યાં શ્યામાનંદે આવી, આચાર્યશ્રીને સંતમહંત વિગેરે મંડળીનો વિચાર નિવેદન કર્યો. આચાર્યશ્રીએ તેને થોડીવાર પછી ઉત્તર દેવાનું કહ્યુ'. પછી તે વૈષ્ણુવ નજીકના એક ઝાડે પોતાનો વાટવો ભરવી સ્નાન કરવા ગયો. સ્નાન કરીને આવ્યો ત્યારે તેણે પોતાનો વાટવો દીઠો નહિં, તેથી તેણે આચાર્યશ્રીની પાસે આવી કહ્યુ' કે, મારો વાટવો જેમાં શાલિગ્રામ છે તે તમારા કોઈ સેવકે લીધો હોય તો અપાવો.

ગોકુળ–મહંતોનો શ્રીનાથજીની સેવા કરવાનો વિચાર.

ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તમારો વાટવો લે એવો મારો કોઈ સેવક હોય નહિં. તમે જ્યાં ભરવ્યો હોય ત્યાં જુઓ. ત્યારે શ્યામાનંદ પાછો આવ્યો અને જે ઝાડે વાટવો ભરવ્યો હતો તે ઝાડે તેણે અનેક વાટવા દીઠા, તેથી પોતાનો વાટવો કીયો તે તે ઓળખી શક્યો નહિં. ત્યારે તે ફરીથી આચાર્યશ્રીની પાસે આવ્યો, અને કહ્યું કે, ત્યાં તો ઘણા વાટવા છે, અને મારો કયો તે હું જાણી શકતો નથી. આચાર્યશ્રીએ કહ્યું કે, જેમ તમે ઘણા વાટવા દેખો છો તેમ છતાં, તમારો પોતાનો વાટવો કયો તે તમે કહેવાને સમર્થ નથી, તેમ આ પૃથ્વી ઉપર ઘણાં સ્વરૂપ પૂજ્ય છે તેમાંથી ઈષ્ટ કયું છે તે દરેકે જાણવું જોઇએ, અને જે માણસ તે જાણી શકે નહિં તે શ્રીનાથજીની સેવા કરવાને કેમ લાયક ગણાય ? માટે આ અમારો અભિપ્રાય મહંતો વગેરેને કહો, અને એ વાટવામાંથી જે તમારો હોય તે ખોળી લ્યો. તેથી તે વૈષ્ણવ બહાર આવ્યો ત્યારે તેણે પોતાનો એકજ વાટવો દીઠો. તેથી તે લેઈ વૃન્દાવન ગયો, અને મહંત વિગેરેને આ સઘળી હકીકત કહી. તેથી તેમણે શ્રીનાથજીની સેવા કરવાનો વિચાર છોડી દીધો.

શ્યામાનંદનો વાટવો.

આચાર્યશ્રીનો ઉત્તર.

ગોકુલમાં આચાર્યશ્રીની ત્રીજી બેઠક છે તે, સેવામંદીરની બેઠક કહેવાય છે. બેઠકોના ચરિત્ર ઉપરથી જણાય છે કે હાલનું ગોકુળ પાછળથી વસેલું છે. પ્રથમનું ગોકુળ કોઈ અન્ય સ્થળે હતું એમ અનુમાન થાય છે.

ગોકુળથી આચાર્યશ્રી વૃન્દાવન પધારયા અને ત્યાં થોડો વખત બિરાજ્યા, તે દરમ્યાન એક વખત પ્રભુદાસજલોટા ક્ષત્રીને કોઈએ સખડીપ્રસાદ આપવા માંડયો, ત્યારે પ્રભુદાસે કહ્યું કે મેં સ્નાન કર્યું નથી, તેથી શી રીતે હું પ્રસાદ લઉં ? આ વાત આચાર્યશ્રીએ જાણી ત્યારે પ્રભુદાસને કહ્યું કે, વૃન્દાવન જેવા પવિત્રસ્થાનમાં મહાપ્રસાદને વિષે ભેદબુદ્ધિ રાખવી એ યોગ્ય નથી.

વૃન્દાવન.

પ્રભુદાસજ લોટાને બોધ.

પદ્મપુરાણમાં કહ્યું છે કેઃ—

**वृक्षे वृक्षे वेणुधारी पत्रे पत्रे चतुर्भुजः ।**
**यत्र वृन्दावनं तत्र लक्ष्यालक्ष्यकथा कुतः ॥ १ ॥**
**स्थलादिभ्यः रजः पुण्यं रजसोऽपि जलं वरम् ।**
**यत्र वृन्दावनं तत्र स्नानास्नानकथा कुतः ॥ २ ॥**

અર્થઃ—જ્યાં વૃક્ષે વૃક્ષે વેણુધારી ( શ્રીકૃષ્ણ ) અને પત્રે પત્રે શ્રીચતુર્ભુજ છે એવા આ વૃન્દાવનમાં લક્ષ્ય અને અલક્ષ્યની કથા શા માટે જોઇએ ? જ્યાં સ્થળો કરતાં રજ વધારે પવિત્ર છે, અને જ્યાંની રજ કરતાં જળ વધારે પવિત્ર છે ત્યાં ( આ વૃન્દાવનમાં) નાહ્યા ન નાહ્યાની કથા ( ભેદ ) શા માટે જોઇએ ?

આ શ્લોકોમાં કહ્યા પ્રમાણે નિરંતરભાવના કરવાથી વૃક્ષે વૃક્ષે અને પત્રે પત્રે શ્રીકૃષ્ણનાં દર્શન થશે.

એ ઉપદેશ સાંભળી પ્રભુદાસે પ્રસાદ લીધો, અને પછી તેવી ભાવના જારી રાખવાથી તેને સર્વત્ર ભગવાનનાં દર્શન થવા માંડ્યાં.

વૃંદાવનમાં બંસીબટની પાસે આચાર્યશ્રીની બેઠક છે.

મથુરાં–સ્મશાન ભૂમિ બદલાઈ.

પછી આચાર્યશ્રી એક વખત મથુરા પધાર્યા. ત્યાં વિશ્રાન્તિ ઘાટ ઉપર ભાગવતનો પાઠ કરતી વખતે, પાસેના સ્મશાનમાં લોકો કેટલાંએક મડદાં બાળવાને લાવ્યા. તે જોઇને આચાર્યશ્રીને ગ્લાનિ થઈ; તેથી એ મુડદાં બાળીને લોકો ગયા પછી, આચાર્યશ્રીએ કૃષ્ણદાસમેઘનને કહ્યું કે, આ ઘાટની પાસેની તમામ જમીન ઉપર પવિત્ર જળ છાંટો, અને લોકો અહિં મડદાં બાળે નહી એમ સર્વને કહો. તેથી કૃષ્ણદાસે એ ઘાટની આસપાસની તમામ જમીન ઉપર જળ છાંટ્યું, અને એ ધરતીને પવિત્ર કરી, અને ત્યાં જેઓ હાજર હતા તેમને કહ્યું કે, આ સ્થળમાં કોઇએ મડદાં બાળવાં નહીં. તે દિવસથી ત્યાં લોકોએ મડદાં બાળવાં બંધ કર્યાં, અને સ્મશાનભૂમિ ધ્રુવઘાટ પાસે થઈ, થોડા વખત પછી વિશ્રાન્તિઘાટ પાસે સારી વસ્તી થઈ.

અનેક દૈવી જીવોનો અંગીકાર કરતા કરતા વ્રજયાત્રા કરી, આચાર્યશ્રી મિથિલા અને અયોધ્યા પધારયા. ત્યાંથી ફરતા ફરતા, આચાર્યશ્રી એક વખત સોરમજીના ઘાટ ઉપર પધારયા. આ સ્થળમાં એમનો નહાનો ભાઈ કેશવપુરી પૃથ્વી પરિક્રમા કરી આવી એમને મળ્યો. એક વખત કેશવપુરી વગર નાવે ગંગાજી પાર ગયો, અને પોતે પ્રાપ્ત કરેલી સિદ્ધિ બતાવવા લાગ્યો; પરંતુ પાછા વળતી વખતે, તે ગંગાજીમાં ડુબવા લાગ્યો, ત્યારે આચાર્યશ્રીએ એને બચાવ્યો. પછી આચાર્યશ્રીએ એને બોધ કરયો કે, ક્ષુદ્રસિદ્ધિ પ્રાપ્ત કરવામાં કાંઈ ફળ નથી, પણ પ્રભુ ભજવામાં ફળ છે. ત્યારથી કેશવપુરી હરિભજન કરવા લાગ્યો.

સોરમજીનો ઘાટ.

કેશવપુરીને બોધ.

પછી આચાર્યશ્રી વ્રજમાં શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરી કાશી પધારયા.

એક દિવસ સાયંકાળે, આચાર્યશ્રી પંચગંગાઘાટ ઉપર સ્નાન કરી સંધ્યા કરતા હતા તે વખતે, રાણા વ્યાસ નામનો, ગોધરાનો, એક સાચોરા બ્રાહ્મણ-પંડિત ત્યાં બેઠો હતો. આચાર્યશ્રી સંધ્યા કરી રહ્યા ત્યારે, કૃષ્ણદાસે એમને અનાયાસે પુછ્યું કે, જે લોક ગંગાજીમાં પડી આત્મઘાત કરે છે તેમની શી ગતિ થાય છે? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, શ્રી ગંગાજી આત્મઘાત કરનારનો સ્પર્શ કરતાં નથી, પણ એનું મુડદું માછલાં વગેરે પ્રાણીઓ ખાઈ જાય છે, અને વખતે પ્રવાહમાં ઠેલાઇને, કોઇ કિનારા ઉપર જઈ પડે છે ત્યાં, ગીધ અને બીજાં જનાવરોનું તે ભક્ષણ થાય છે. આત્મઘાત કરનાર, સાત જન્મસુધી આત્મઘાત કર્યા પછી, નરકમાં પડે છે. એમ થવાથી એને આ લોક કે પરલોકનું સુખ મળતું નથી. આ ઉત્તર સાંભળી રાણાવ્યાસે આચાર્યશ્રીને પગે લાગી કહ્યું કે, આપ મારા ઉદ્ધારને માટે પધારયા હો એમ જણાય છે. આપ અહિં ન પધારયા હોત, અને આત્મઘાત ન કરવો જોઇએ

કાશી રાણા વ્યાસ.

આત્મઘાતીની ગતિ.

એમ ન કહ્યું હોત તો, હું આજ સંધ્યાકાળે શ્રીગંગાજીમાં ખચીત ડુબી મરવાનો હતો. આચાર્યશ્રીએ એની હકીકત પુછતાં રાણાવ્યાસે કહ્યું કેઃ—

હું ગોધરાનો સાચોરો બ્રાહ્મણ છું. શાસ્ત્રો વગેરેનો અભ્યાસ કરી, હું એક વખત કાશીમાં આવ્યો હતો, ત્યારે સભા કરી બીજા પંડિતો સાથે વાદ કરી જીત્યો હતો; તેથી હિંમત આવવાથી હું યાત્રાને મિષે દક્ષિણ તરફ ગયો, અને ત્યાં પણ કેટલાંએક સ્થળોમાં સભા ભરી વાદમાં જીત્યો. દિવસે દિવસે મેં મારો અભ્યાસ જારી રાખ્યો, અને મને ગર્વ થયો કે હું પણ એક નામાંકિત પંડિત છું. તેથી ફરીથી હાલમાં કાશી તરફ આવ્યો. આજ બપોરે સભા કરી વાદ કરવા લાગ્યો પણ હું એક મુહૂર્તમાં હારી ગયો, તેથી મારૂં મન ઘણું ઉદાસ થયું. હારીને જીવવું એ કરતાં મરવું એ બહેતર છે, અને વળી તે પણ આવા પવિત્ર ધામમાં; એમ ધારી હું શ્રી ગંગાજીમાં ડુબી મરવાના ઈરાદાથી અહિં આવ્યો હતો, પણ અનાયાસે આપનો ઉપદેશ સાંભળી મારો વિચાર ફરી ગયો છે; માટે હવે તો આપ મને શરણે લ્યો અને ઉપદેશ આપો.

રાણાવ્યાસનું શરણે થવું.

ત્યારે આચાર્યશ્રીએ એને સ્નાન કરી આવવાનું કહ્યું. રાણાવ્યાસ સ્નાન કરી આવ્યા એટલે, એને નામ મંત્ર આપી બ્રહ્મસંબંધ કરાવ્યો. પછી પોતાને મુકામે લેઈ જઈ, આચાર્યશ્રીએ એને ભક્તિમાર્ગનું રહસ્ય સમજાવ્યું, અને એને કહ્યું કે હારજીતથી ગભરાવાનું કારણ નથી. સુખ, દુઃખ, જય, પરાજય સર્વ સરખાં ગણી માત્ર શ્રીહરિને સેવવા એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે. હારેલો માણસ જીવતો હોય તો ફરીથી જીતી શકે છે, પણ દેહત્યાગ કરયા પછી તેમ બની શકતું નથી; માટે કદી પણ જીવતરથી કંટાળી ક્ષણિક આવેશમાં અમૂલ્ય દેહનો દ્રોહ કરવો નહિ.

अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥

અર્થ—અશક્ય અથવા સુશક્ય વસ્તુને વિષે સર્વથા શ્રીહરિનું શરણ સ્વીકારવું.

પછી રાણાવ્યાસ આચાર્યશ્રીની પાસે થોડા દિવસ રહ્યા, અને ભક્તિના રહસ્યનો અભ્યાસ કરી, એણે સેવાવિધિ શીખી લીધી. પછી આચાર્યશ્રીને એને માથે સેવા પધરાવવાની વિનંતિ કરતાં, આચાર્યશ્રીએ એને શ્રીબાળકૃષ્ણજીની સેવા કરવાની આજ્ઞા આપી.

રાણાવ્યાસનો જય.

રાણાવ્યાસ આ સ્થળમાં હતા તે દરમ્યાન, કાશીમાં એક બીજી સભા થઈ ત્યાં આમંત્રણ આવવાથી, રાણાવ્યાસ ગયા, અને થોડાજ વખતમાં તમામ પંડિતોને એમણે જીત્યા. પછી રાણાવ્યાસ ત્યાંથી આચાર્યશ્રીની આજ્ઞા લેઈ ગોધરે ગયા, અને ત્યાં શ્રી બાળકૃષ્ણજીની સેવા કરવા લાગ્યા.

એકકના પુસ્તકમાં લખ્યું છે કે, રાણાવ્યાસને આચાર્યશ્રીએ ચતુઃશ્લોકી શીખવી હતી. ૮૪ વૈષ્ણવોની વાર્તામાં રાણા વ્યાસની વાર્તા ૩૯ મી છે,

કૃષ્ણાનદી ઉપર મુકામ.

કાશીથી આચાર્યશ્રી જગન્નાથજી પધાર્યા, અને ત્યાંથી પંઢરપુર જવાને નીકળ્યા. રસ્તામાં કૃષ્ણા નદી ઉપર મુકામ કર્યો, અને ત્યાં સપ્તાહ કરી. તે વખતે આસપાસના વૈષ્ણવોએ આવી ફરિયાદ કરી કે, અમને માયાવાદીઓ ઘણું દુઃખ દે છે, અને સતાવે છે, ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, એ લોકોને શાસ્ત્રાર્થ કરવો હોય તો અહિં બોલાવો. તે ઉપરથી આસપાસના માયાવાદી પંડિતો આચાર્યશ્રીની સાથે વાદ કરવા આવ્યા. આચાર્યશ્રીએ વાદમાં માયાવાદીઓને હરાવ્યા, અને ભક્તિમાર્ગનો બોધ કર્યો; તેથી ઘણા પંડિતો અને વિદ્વાનો એમને શરણે થયા.

ખેરાળુ.

કૃષ્ણા નદી ઉપર વાદની અને સપ્તાહની સમાપ્તિ કર્યા પછી, આચાર્યશ્રી પંઢરપુર પધાર્યા. ત્યાં શ્રી વિઠ્ઠલનાથજીને પોતે લગ્ન કર્યાની હકીકત નિવેદન કરી, સેવાથી પ્રસન્ન કરી, આચાર્યશ્રી રેવાજીને ઉત્તર કાંઠે પધાર્યા. ત્યાંનાં તીર્થોની મુલાકાત લેઈ, ગુજરાતમાં થઇ, ખેરાળુ પધાર્યા, અને

જગન્નાથ જોશીને ત્યાં મુકામ કરચો. ત્યાં વેદનું પારાયણ કરયું. દરમ્યાન જગન્નાથ જોશી અને એમના ભાઇએ ભક્તિના અંગરૂપ જ્ઞાન, વૈરાગ્ય, તપ વગેરેની આચાર્યશ્રી પાસેથી સારી માહિતી મેળવી, અને પાદુકાઓની પ્રાર્થના કરતાં, આચાર્યશ્રીએ એમને પોતાની પાદુકાઓ આપી. એમ કહેવાય છે કે, હાલ સુધી એ પાદુકાઓ જગન્નાથ જોશીના ઘરમાં આચાર્યશ્રીની બેઠક છે તેમાં છે.

નરોડા.

પછી આચાર્યશ્રી ત્યાંથી નરોડે પધારચા. ત્યાં ગોપાળદાસના ઘરમાં મુકામ કરચો, અને ભાગવતનું પારાયણ કરયું. દરમ્યાન આસપાસથી આવેલા અનેક વૈષ્ણવોને શરણે લીધા.

ગોધરા,

પછી આચાર્યશ્રી ત્યાંથી ગોધરે પધારચા, અને રાણાવ્યાસને ત્યાં મુકામ કર્યો. ત્યાં પણ પારાયણ કરી ભક્તિ વિશે ઉપદેશ આપ્યો.

નરોડામાં પ્રથમ આચાર્યશ્રીની બેઠક હતી, અને ગોધરામાં હાલ સુધી બેઠક છે.

ઉજ્જેન.

ગોધરેથી આચાર્યશ્રી ઉજ્જેન પધારચા. આ સ્થળમાં મુકુન્દદાસ કાયસ્થ આચાર્યશ્રીને શરણે થયા.

મુકુંદદાસને શ્રીમદ્‌ભાગવતનો સારો અભ્યાસ હતો. એમણે આચાર્યશ્રીની બનાવેલી સુબોધિની ટીકાનો પણ અભ્યાસ કર્યો હતો.

દ્વારકાં.

ઉજ્જેનથી આચાર્યશ્રી ફરતા ફરતા દ્વારકાં પધારચા. ત્યાં મુકામ હતો તે દરમ્યાન સિંધમાં ઉત્પન્ન થયેલા એક રામનામના વૈષ્ણવ ઉપર આચાર્યશ્રીએ અનુગ્રહ કરચો.

ભુજ—લાહોર.

પછી આચાર્યશ્રી ભુજ થઇને લોહાર્ગલ ( લાહોર ) પધારચા.

બદરીકાશ્રમ.

લાહોરમાં થોડા દિવસ બિરાજી આચાર્યશ્રી કુરૂક્ષેત્ર પધારચા. પછી ગંગાઅવતરણ અને યમુનાઅવતરણ થઇને કેદાર પધારચા, અને ત્યાંથી બદરીકાશ્રમ પધારચા.

બદરીકાશ્રમમાં ત્યાંના પંડયાએ વામનદ્વાદશીને દિવસે ફરાળને માટે તજવીજ કરી, તેમજ કૃષ્ણદાસે તજવીજ કરી, પણ કાંઈ ફરાળને માટે મળ્યું નહિ; તેથી શ્રીઠાકોરજીની ઈચ્છાનુસાર ત્યાં વામનજીના પ્રાગટય પછી આચાર્યશ્રીએ **उत्सवांते च पारणं** એ વચનને અનુસરી ત્યાં જે મુનિઅન્ન મળ્યું તે શ્રીઠાકોરજીને આરોગાવી પોતે પ્રસાદ લીધો.

શ્રીભાગવતના પાઠમાં ન્યૂનાધિકતા.

ત્યાંથી આચાર્યશ્રી વ્યાસામાશ્રમ ગયા. ત્યાં વ્યાસજીને નમસ્કાર કરી આચાર્યશ્રીએ કહ્યું કે, હું આપની આજ્ઞાપ્રમાણે વર્ત્યો છું, પણ ભાગવતમાં બહુ ઠેકાણે પાઠ ન્યૂનાધિક દેખાય છે તે બાબત શું કરવું. એમ કહીને આચાર્યશ્રીએ બતાવ્યું કે દશમસ્કંધમાં ૪૭ મા અધ્યાયમાં ( આચાર્યશ્રીના કહેવા પ્રમાણે ૩ કલ્પિત અધ્યાય કાઢી નાંખતાં ૪૪ મા અધ્યાયમાં ) શ્લોક ૨૯ માં અર્ધશ્લોક ખુટે છે અને એજ સ્કંધના ૬ ઠ્ઠા અધ્યાયમાં શ્લોક ૩૫ થી ૪૦ સુધીના ક્ષેપક છે. ત્યારે વ્યાસજીએ ભાગવતનું પુસ્તક હાથમાં લેઈ કહ્યું કે, શુદ્ધ પાઠ હોય તે રહો, અને આવો અને અશુદ્ધ હોય તે જતો રહો. તે વખતે જે ભાગ શુદ્ધ હતો તે રહ્યો, અને ખૂટતો હતો તે આવ્યો, અને ક્ષેપક હતો તે નિકળી ગયો, તે જોઈ આચાર્યશ્રી હર્ષ પામ્યા.

હરિદ્વાર, ઘોટકયોગી.

પછી આચાર્યશ્રી ત્યાંથી હરિદ્વાર આવ્યા. ત્યાં ઘોટકયોગીનું ઘોટકવિધાનથી મર્દન કરયું.

આ વિષે શી કથા છે તે જાણાતું નથી.

કુરૂક્ષેત્ર રામદાસ.

પછી આચાર્યશ્રી કુરૂક્ષેત્રમાં આવ્યા. ત્યાં રામદાસનામનો અતિગર્વિષ્ટ પંડિત આચાર્યશ્રીની સાથે વાદ કરવા આવ્યો. તેને આચાર્યશ્રીએ વાદમાં હરાવ્યો. પછી તે પંડિત આચાર્યશ્રીને શરણે થયો.

રામાનંદ પંડિતની વાર્તા પૃષ્ઠ ૨૩૨મે આપીછે. પહેલી યાત્રા વખતે એ શરણે થયાનું જણાય છે, તેથી યદુનાથવિજયમાં આ સ્થળે લખેલો રામદાસ પંડિત કોઈ બીજો હશે એમ અનુમાન થાય છે. જુઓ પૃષ્ઠ ૨૪૪-૪૫.

પુરણમલ્લે શ્રીગિરિરાજ આવી શ્રીનાથજીનું મંદિર કરાવવા માંડયાનું શ્રીયદુનાથવિજયમાં આ સ્થળે લખ્યું છે. એ બનાવ અમે બીજી યાત્રા વખતે લખ્યો છે, તેથી આ સ્થળે ફરીથી લખવાની જરૂર નથી.

પછી આચાર્યશ્રી વ્રજમાં આવ્યા અને શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરી મહાવનમાં પધારયા. ત્યાં નારાયણ બ્રહ્મચારીના ગોકુળચંદ્રમાજીનું લાલનપાલન કરયું.

આચાર્યશ્રીનું આગમન સાંભળી નારાયણ બ્રહ્મચારીએ પોતાના ઠાકોરજીને ભોગમાં તાતી ખીર ધરી, અને પછી આચાર્યશ્રીનાં દર્શન કરવા ગયા. આચાર્યશ્રીએ પુછયું કે તમારે ત્યાં દર્શનનો શો સમો છે, ત્યારે તેણે કહ્યું કે હવડાંજ ભોગ ધરાવ્યો છે. આચાર્યશ્રી તરત એમને ઘેર દર્શન કરવા આવ્યા, ત્યારે જણાયું કે, ખીર ઘણી તાતી હતી, તેથી એમણે નારાયણદાસને ઠપકો આપી કહ્યું કે, ભગવાનની સેવા કરતાં વધારે ઉપયોગી કોઈ કામ ધારવું નહિ, અને તેમાંજ બરોબર સ્નેહ અને ચિત્ત રાખવું. હું આવ્યો છું એ વાત જાણીને તમારે સેવામાં ઉતાવળ કરવાની જરૂર નહોતી.

આગ્રા.

ત્યાંથી આચાર્યશ્રી આગ્રે ( અગ્રપુર ) પધારયા. ત્યાં નવનીતપ્રિયાજીને પ્રસન્ન કરી આચાર્યશ્રી કનોજ પધારયા. ત્યાં દામોદરદાસે સેવન કરેલા દ્વારકાનાથજી અને પદ્મનાભે સેવન કરેલા મથુરાનાથજીની પ્રીતિવડે સેવા કરી આચાર્યશ્રી અલર્કપુર ( અડેલ ) પધાર્યા. ત્યાં સોમેશ્વરે રાત્રિને વિષે આચાર્યશ્રીને પ્રાર્થના કરી કે આપે સંપ્રદાય સ્થાપન કરયો. હવે કુટુંબ સહિત આ સ્થળે નિવાસ કરો. ભૂમિતલમાં ત્રણ વૈકુંઠભૂમિ છે, એક ચરણાદ્રિ, બીજી આ ભૂમિ, અને ત્રીજી ચંપારણ્ય. આ સ્થળમાં ત્રણ પ્રકારનાં તુળસી થાય છેઃ એક વનોદ્ભવ, બીજી કૃષ્ણ, ત્રીજી શ્વેત; તેમજ માલતી અને ધાત્રી ( આંબળાં ) નાં વૃક્ષ પણ અહિં થાય છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે સારૂં. પછી ત્યાંથી આચાર્યશ્રી કાશી ગયા, અને પોતાનાં માતુશ્રીને પગે લાગ્યા.

અડેલ.

આ ત્રીજી યાત્રા ચાર વર્ષમાં સમાપ્ત કરી. અહિં યદુનાથ વિજયનો પાંચમો અવચ્છેદ પુરો થાય છે.

# પ્રકરણ ૨૦ મું.

## ત્રીજી યાત્રા પછીનો વૃત્તાન્ત.

કાશી. બ્રહ્મ-ભોજન.

ત્યાર પછી માતાની આજ્ઞાથી અને પુરૂષોત્તમદાસ શ્રેષ્ઠિની સહાયતાથી આચાર્યશ્રીએ કાશીમાં ત્રીશ હજાર બ્રાહ્મણોને ભોજન કરાવ્યું.

સભા—વાદ.

પછી કેશવ ( આચાર્યશ્રીના ભાઈ) ના કહેવાથી, કાશીમાં આચાર્યશ્રી રહેતા હતા તે મણિકર્ણિકાના ઘાટ ઉપરના મકાન આગળ, શિષ્યોએ એક ધ્વજા ઉભી કરી, ત્યારે કેટલાએક માત્સર્યવાળા બ્રાહ્મણોએ આ કાશી વિજયધ્વજ છે એમ વાત ચલાવી; તે ઉપરથી કાશીના વિદ્વાનોએ આચાર્યશ્રીની સાથે વાદ કરવાની માગણી કરી. પ્રથમ વિદ્યાર્થીઓએ વિવાદ કરવા માંડયો. એ વાદમાં ઘણા લોકો ભેગા થતા, તેથી યજ્ઞકાર્ય, સેવાકાર્ય, અને ગૃહકાર્યમાં ભંગ પડવાનો સંભવ લાગ્યો. ત્યારે આચાર્યશ્રીએ પુરૂષોત્તમદાસને ઘેર જઈ એમને એક સભા બોલાવવાનું કહ્યું. ત્યારે પુરૂષોત્તમદાસે પંચગંગાઘાટ ઉપર એક સભા બોલાવી. આ સભામાં રોજ વાદ ચાલવા લાગ્યો. અંતે સત્તાવીશમે દિવસે આચાર્યશ્રીએ ઉપેન્દ્રયતિ અને બીજા વિદ્વાનોનો પરાજય કર્યો.

પત્રાવલંબન.

પછી પોતે રહેતા હતા તે મકાન નહાનું પડવાથી આચાર્યશ્રી પુરૂષોત્તમદાસના વિશાળ મકાનમાં રહેવા ગયા. આ સ્થળમાં પણ હારેલા વિદ્વાનોમાંથી કોઈ કોઈ આચાર્યશ્રીની સાથે ફરી વાદ કરવાને આવવા લાગ્યા, અને બીજા વિદ્વાનોએ આચાર્યશ્રીએ જે દલીલો બતાવી વિજય મેળવ્યો હતો તેનો રદિયો આપનાર દલીલો એક પત્રિકામાં લખી મોકલી; ત્યારે આચાર્યશ્રીએ તેના ઉત્તરમાં એક પત્રિકા લખી શ્રીકાશીવિશ્વેશ્વરને દ્વારે ચોડાવી, તે વાંચીને વિદ્વાન લોકો મૌન થયા. પણ થોડા દિવસ પછી એ પત્રિકા કેટલાએક ખળ પુરૂષોએ ફાડી નાખી,

ત્યારે પુરૂષોત્તમદાસે રાજાની આજ્ઞાથી એમનો તિરસ્કાર કરચો. ત્યારે ખળ પુરૂષોએ આચાર્યશ્રીના ઉપર અભિચાર પ્રયોગ કરવા માંડયા.

હારેલા વિદ્વાનોમાંનો એક વિદ્વાન્ શ્રીવિશ્વેશ્વરના દેરામાં જઈ ધરણું ઘાલી બેઠો, અને શ્રીમહાદેવજીને પ્રાર્થના કરી કે, આપે શ્રીશંકરાચાર્યજીનું સ્વરૂપ ધારણ કરીને બ્રહ્મના નિરાકાર સ્વરૂપનું વર્ણન કર્યું છે. એ મતનું ખંડન કરી આચાર્યશ્રીએ સાકાર બ્રહ્મ સ્થાપન કર્યું. માટે એ બાબતમાં આપનો જે અભિપ્રાય હોય તે કહો, ત્યારે શ્રીવિશ્વેશ્વરના લિંગમાંથી નીચે પ્રમાણે શબ્દો નિકળ્યા.

सत्यं सत्यं च सत्यं च सत्यं श्रीवल्लभोदितम् ॥
प्रवर्त्ता च प्रवर्त्यं च प्रवर्तेत पुनः पुनः ॥
प्रवर्तय शंकरं प्रति ॥

અર્થ—શ્રીવલ્લભે કહેલું છે તે સત્ય છે, સત્ય છે, સત્ય છે. પ્રવર્તાવનાર સત્ય છે, અને પ્રવર્તાવવાની વસ્તુ પણ સત્ય છે, માટે તે વારંવાર પ્રવર્તો. ( અને તે ) શંકરના મતની સામે ફેલાઓ.

એ શબ્દો સાંભળીને ધરણું ઘાલનાર વિદ્વાન્ બ્રાહ્મણ અને બીજા જેઓ ત્યાં હાજર હતા તેઓ આશ્ચર્ય પામ્યા.

જે પત્ર આચાર્યશ્રીએ શ્રીકાશીવિશ્વેશ્વરના દેવાલયને દ્વારે ચોડાવ્યો હતો તે પત્રને પત્રાવલંબન કહે છે. તે ગદ્ય પદ્યાત્મક છે. મી. ગોવર્ધનદાસ લક્ષ્મીદાસે છપાવેલા બૃહત્સ્તોત્રસરિત્સાગર નામના પુસ્તકના બીજા ભાગમાં તે ગ્રંથ પૃષ્ઠ ૭૬ થી શરૂ થાય છે.

“ પત્રાવલંબન ” ના છેલ્લા પાંચ શ્લોકો નીચે પ્રમાણે છે.

પત્રાવલંબન. तच्च कृष्णप्रसादेन मायावादो निराकृतः ।
अवैदिको महादेवस्तत्र साक्षी न संशयः ॥१॥
ये वैदिका महात्मानस्तेषां चानुमतिस्तथा ।
अवेदाविभ्र मनुते मया चोपेक्षितः पुनः ॥२॥

स्थापितो ब्रह्मवादो हि सर्ववेदांतगोचरः ।
काशीपतिस्त्रिलोकेशो महादेवस्तु तुष्यतु ॥३॥
कस्यचित्त्वथ संदेहः स मां पृच्छतु सर्वथा ।
न भयं तेन कर्त्तव्यं ब्राह्मणानामियंगतिः ॥४॥
डिंडिमस्तु वादितो द्वारि विश्वेशस्य मयात्र हि ।
विद्वाद्भिः सर्वथा श्राव्यं ते हि सन्मार्गरक्षकाः ॥५॥

અર્થઃ—શ્રીકૃષ્ણ ભગવાનની કૃપાથી મેં માયાવાદ કે જે વેદવિરૂદ્ધ છે તેનું ખંડન કર્યું છે. માયાવાદ વેદવિરૂદ્ધ છે; એ વિષયમાં કોઇએ સંશય રાખવો નહીં, કારણ કે માયાવાદના વેદ વિરૂદ્ધપણામાં શ્રીમહાદેવજી સાક્ષી છે. જેઓ વેદ ઉપર આસ્થાવાળા મહાત્મા પુરૂષો છે તેઓની આ કામમાં સંમતિ છે. વેદને નહી જાણનારો કોઈ માણુસ આ વાતને નહિ સ્વીકારે તેની હું ફરીથી ઉપેક્ષા કરૂં છું. સઘળા ઉપનિષદોથી સિદ્ધ થતા બ્રહ્મવાદનું મેં સ્થાપન કર્યું છે, તેથી કાશીના પતિ ત્રિલોકનાથ મહાદેવ સર્વથા પ્રસન્ન હજો. મારા લખેલા વિષયમાં જે કોઇને સંદેહ ઉત્પન્ન થાય તો તેણે સઘળી રીતે મને પૂછવું. પૂછવા આવતાં બ્હીવું નહી. કારણ કે સારાસાર તત્વનો ભય વગર વિચાર કરવો એ બ્રાહ્મણોનું કર્તવ્ય છે. આ શ્રીવિશ્વનાથજીના દરવાજામાં મેં જે પત્ર ચોડેલો છે તે ડંકો બજાવ્યો છે એમ સમજવું. આ ડંકો વિદ્વાનોએ સર્વથા સાંભળવો, કારણ કે વિદ્વાનો વેદમાર્ગનું રક્ષણ કરનારા છે.

ટીકા—ઉપરના પહેલા શ્લોકની બીજી લીટીમાં **महादेवस्तत्र साक्षी न संशयः** એ શબ્દો છે, તે વરાહપુરાણના નીચેના શ્લોકોના સંબંધમાં લખ્યા હોય એમ જણાય છે.

त्वं च रुद्र महाबाहो मोहशास्त्राणि कारय ॥
अतथ्यानि वितथ्यानि दर्शय स्व महाभुज ॥
प्रकाशं कुरु चाऽत्मानमप्रकाशं च मां कुरु ॥

અર્થ—( ભગવાન્ કહેછે કે ), હે રૂદ્ર, હે મહાબાહો, તમે મોહશાસ્ત્ર બનાવો, અને હે મોટી ભુજાવાળા તમે જે સત્ય છે તેને અસત્ય તરીકે બતાવો. તમે તમારા રૂદ્રસ્વરૂપ અથવા અહંકારનો પ્રકાશ કરો, અને મારા શુદ્ધ બ્રહ્મસ્વરૂપને છુપાવો.

અથવા એમ પણ હોય કે પૃષ્ટ ૨૭૮ મે सत्यं सत्यं च ઈત્યાદિ શ્લોક લખ્યો છે તેને ઉદ્દેશીને ઉપરના શબ્દો લખ્યા હોય.

આ પત્રાવલંબન ગ્રંથ બાબત ગોપાલદાસ પોતાના વલ્લભમીડાંમાં લખે છે કે "પત્રાવલંબે પંડિત જીત્યા, માયિક મત માતંગ."

આ કાશીના વાદ વખતે આચાર્યશ્રીએ અણુભાષ્ય રચેલું નહોતું, એમ નિજ વાર્તાના અને બેઠકના પુસ્તક ઉપરથી જણાય છે. એ ભાષ્ય, આ વાદમાં આચાર્યશ્રી જીત્યા પછી, રચ્યાનું અનુમાન થાય છે.

બૃહત્સ્તોત્રસરિત્સાગરના બીજા ભાગમાં પત્રાવલંબન ગ્રંથને છેડે સંવત્ ૧૫૪૯ ની સાલ છાપી છે. શ્રીયદુનાથવિજય ગ્રંથ ઉપર આધાર રાખવામાં આવે તો, એ સાલ ખરી કહી શકાય નહિં.

પછી આચાર્યશ્રીએ હરિવંશનો પાઠ કરનાર વિદ્યાર્થીઓને પોતાના શિષ્ય કર્યા.

ગર્ભાધાન.

તે પછી પોતાની ભાર્યાને આચાર્યશ્રીએ ગર્ભાધાનાદિ સંસ્કાર કર્યા.

દેવભટ્ટે સંન્યાસ ગ્રહણ કર્યું.

આચાર્યશ્રીના સસરા ભાગવત સંપ્રદાયી હતા. એમણે આ વખતે પોતાની સઘળી સમૃદ્ધિ તથા પંચદેવની પૂજા આચાર્યશ્રીને સ્વાધીન કરી દીધી, અને પોતે સંન્યાસ ગ્રહણ કર્યું. પંચપૂજા પૈકી શ્રીગોકુલેશ્વરનું સ્વરૂપ હતું તે આચાર્યશ્રીએ પોતાની પાસે રાખી બીજાં સ્વરૂપોને શ્રી ગંગાજીમાં પધરાવ્યાં.

શંકરશર્મા.

પછી મહેશની આજ્ઞાથી આચાર્યશ્રી ચરણાદ્રિમાં આવ્યા. ત્યાં શંકરશર્મા નામનો પંડિત સાંપ્રદાયિક વિષયમાં વાદ કરવા આવ્યો તેનો આચાર્યશ્રીએ પરાભવ કર્યો.

**દરમિયાન આચાર્યશ્રીના શિષ્યોએ અડેલમાં મકાનો વગેરે તૈયાર કરાવ્યાં હતાં, તેથી આચાર્યશ્રી અડેલ પધાર્યા, અને ત્યાં વાસ કરયો.**

આચાર્યશ્રીનું અડેલમાં આગમન.

અડેલનું શાસ્ત્રીય નામ અલર્કપુર છે. આ ગામ અલ્લાહાબાદ જીલ્લામાં યમુના નદીના દક્ષિણ કિનારા ઉપર એક ઉંચી જગાપર છે. આ સ્થળ આગળ ગંગા અને યમુનાનો સંગમ થાય છે. સન ૧૮૮૧ ના વસ્તી પત્રક મુજબ તેમાં ૭૫૫ માણસની વસ્તી હતી. પૂર્વે આ સ્થળે કોઇ મ્હોટું નગર હતું પણ તેનો નાશ થઈ ગયો હતો. આ ગામના કેટલાએક ભાગને અકબર બાદશાહે ફરીથી બંધાવી તેનું નામ જલાલાબાદ પાડયું હતું, પણ એ નામ હાલમાં બોલાતું નથી. ( Imperial Gazzetteer by W. W. Hunter Vol. I.)

અડેલ.

આચાર્યશ્રી આ ગામમાં વસ્યા તે વખતે પણ એ એક નહાનું ગામડું હતું.

**અડેલમાં બિરાજી આચાર્યશ્રીએ બીજા ગ્રંથો રચવા માંડયા.**

**પછી ત્યાંથી આચાર્યશ્રી એક વખત વ્રજયાત્રા કરવા પધારયા. ત્યાંથી આગ્રા તરફ જતાં વચમાં ગૌઘાટ ઉપર મુકામ કરયો. આ ઘાટ ઉપર સુરદાસ કવિ રહેતા હતા. એ સારાં પદો કરતા, સ્વામી તરીકે કંઠિયો બાંધતા, અને એમણે ઘણા સેવકો કરયા હતા.**

ગૌઘાટ-સુરદાસનું શરણે થવું.

**આચાર્યશ્રી ગૌઘાટ ઉપર બિરાજતા હતા, ત્યારે સુરદાસજી એમનાં દર્શન કરવા આવ્યા.**

**આચાર્યશ્રીએ એમનો સત્કાર કરી એમને ભગવદ્યશ ગાવાનું કહ્યું, ત્યારે સુરદાસજીએ નીચેનું પદ ગાયું.**

**પદ રાગ ધનાશ્રી.**

**હો હરિ સબપતિતનકો નાયક ॥**
**કો કરી સકૈ બરાબરી મેરી ॥**
**ઇતને માનકો લાયક ॥૧॥**
**જો તુમ અજામેલિ સોંકીની, જો પાતી લિખ પાઊં ॥**
**હોય વિશ્વાસ ભલૌ જિય અપનેં, ઔર પતિત બુલાઊં ॥૨॥**
**સિમિટે જહાંતહાં તે સબ કોઊ, આય જુરે એક ઠૌર ॥**

અબકે ઈતને આનિ મિલાઊં ઔર દૂસરી ઔર ॥૩॥
હોડાહોડી મન હુલાસ કરિ, કરે પાપ ભરિ પેટ ॥
સબહિન લે પાય ન પરિ પરિ હોં, યહી હમારી ભેટ ॥૪॥
એસી કિતનીક બનાઊં પ્રાન પતિ, સુમર ન હૈ ભયો આડો ॥
અબકીવેર નિવાર લેઊ પ્રભૂ, સુરપતિતકો ટાંડો ॥૫॥

અર્થ—હે હરિ હું સર્વ પતિતોનો સરદાર છું. પતિતપણામાં મારી બરાબરી કોઈ કરી શકે એમ નથી. એટલા બધા માનને હું લાયક છું. આપે અજામિલનો જેવો ઉદ્ધાર કર્યો તેવો ઉદ્ધાર કરવાનું ખાત્રી પત્રક લખી આપો તો, હું જીવને આપનો સારી પેઠે વિશ્વાસ ઉત્પન્ન થાય, અને તેમ થયેથી હું મારા જેવા બીજા પતિતોને પાવન થવા બોલાવું. લોકો સંકોચાઇને જુદે જુદે ઠેકાણેથી એક જગાએ ભેગા થઈ ઝુરે છે. હાલમાં તો એટલાનોજ હું આપની સાથે મેળાપ કરાવું. પછી બીજી વખત બીજાઓને મેળવીશ. દેખાદેખીથી લોકો ખુશીથી પાપવડે પેટ ભરે છે. હે પ્રભુ, હું બધા હીન લોકોને લેઇને આપને પગે પડું છું, એજ મારી ભેટ છે. હે પ્રભુ, હું આવી પ્રાર્થનાઓ કેટલી બનાવું.

હે પ્રાણપતિ તેમ કરવામાં પણ (પાપાચરણનું) સ્મરણ આડું આવે છે.

હે પ્રભુ આ વખત ઉદ્ધાર કરો. હું સુરદાસ પાપીઓનો સમૂહ છું.

વળી સુરદાસજીએ બીજું પદ પણ એજ રાગ (ધનાશ્રી) નું ગાયું.

**प्रभूमें सब पतितनको टीको ॥**
**ओर पतित सब द्यौसचारिके, मैंतो जन्मतहीको· प्रभुमे·**

એ સાંભળી આચાર્યશ્રીએ કહ્યું કે તમે સુર હોઇને આવો ભય (ઘિઘિયાટ) શા માટે રાખો છો. નિર્ભયપણે હરિના ગુણ ગાશો, એટલે શ્રીહરિ ખચીત પ્રસન્ન થશે, ત્યારે સુરદાસજીએ

કહ્યું કે, હું આપના કહેવાની મતલબ સમજતો નથી. આપે ભક્તિ માર્ગ સ્થાપન કરયો છે, તો મને શ્રીહરિની ભક્તિનું રહસ્ય સમજાવો અને આપ શરણે લ્યો. ત્યારે દામોદરદાસે એમને સ્નાન કરી આવવાનું કહ્યું; તેથી સુરદાસજી સ્નાન કરી આવ્યા. ત્યારે આચાર્યશ્રીએ એમને પ્રથમ નામમંત્ર આપી, બ્રહ્મસંબંધ કરાવ્યો, અને તુળસીની માલાઓ પહેરાવી. બ્રહ્મસંબંધનો અર્થ સમજાવતાં આચાર્યશ્રીએ કહ્યું કે, આજથી તમારે એવી ભાવના રાખવી કે હું અને મારૂં સર્વસ્વ પ્રભુનુંજ છે. હવે જેને મારૂં કે હું શબ્દ લાગુ પડી શકે એવું કાંઈ રહ્યું નથી. હું પ્રભુનો જ દાસ છું, માટે નિરંતર પ્રભુના યશનું વર્ણન કરીશ. મારામાં જે કાંઈ દોષ હોય તે પણ મેં પ્રભુનેજ અર્પણ કરયા છે, તેથી હવે હું પતિત નથી. પ્રભુએ મારો અંગીકાર કરયો છે, તેથી હવે મારે કોઈ પ્રકારનો ભય નથી. હું બ્રહ્મનોજ અંશ છું તેથી બ્રહ્મરૂપ થવામાં કાંઈ અડચણ નડવાની નથી.

લૌકિક ગુણગાન.

લૌકિક પુરૂષોના ગુણ ગાવાથી કેટલીએક વખત આનંદ થાય છે, પણ તે કરતાં અધિક આનંદ પ્રભુના ગુણનું ગાન કરવાથી પ્રાપ્ત થાય છે; તેટલાજ માટે શુકદેવજી જેવા જ્ઞાનીઓ પણ પ્રભુના ગુણોનું ગાન કરે છે.

**तस्मात्सर्वं परित्यज्य निरुद्धैः सर्वदा गुणाः ॥**
**सदानंदपरैर्गेयाः सच्चिदानंदता ततः**

**नी. ल. १०.**

અર્થ—માટે સર્વ વસ્તુનો ત્યાગ કરી જેઓનો પ્રભુએ પોતામાં નિરોધ કરેલો છે, તેવા ભકતોએ નિરંતર ભગવાનના ગુણોજ ગાવા. તેમ કરવાથી સચ્ચિદાનંદપણું પ્રાપ્ત થાય છે.

સુરદાસના શિષ્યોનું શરણે થવું.

સુરદાસે એ બોધ ગ્રહણ કરી તે દિવસથી શ્રી હરિના ગુણ ગાવાનો નિશ્ચય કરયો. સુરદાસ આચાર્યશ્રીને શરણે થયા જોઈ, એમના શિષ્યો પણ આચાર્યશ્રીને શરણે થયા.

સુરદાસના ઉપર અનુગ્રહ કરી, આચાર્યશ્રી ગોકુળમાં પધાર્યા, અને ત્યાં થોડા દિવસ રહ્યા. તે પછી સહકુટુંબ શ્રી ગિરિરાજજી ગયા. ત્યાં નવા મંદિરમાં શ્રી ગોવર્ધનધરને વૈશાખ સુદ ૩ ના રોજ પધરાવવાના હતા, તેથી આચાર્યશ્રીએ વૈષ્ણવો વગેરેને કંકોતરીઓ લખી નોતરચા. હજારો વિદ્વાનો, વૈષ્ણવો, સંત, સાધુ અને વૃન્દાવનના મહંતો આ ટાણે ત્યાં ભેગા થયા. આ અરસામાં કૃષ્ણદાસ ( અધિકારી ) ને આચાર્યશ્રીએ શરણે લીધો.

ગોકુલ.

શ્રી ગોવર્ધનનાથજીની સ્થાપના કરવાને માટે કૃષ્ણભટ્ટને આચાર્ય નિમી, અને ગણિતમાં હરિમિશ્રને પસંદ કરી, આચાર્યશ્રીએ ગિરિરાજજી ઉપર એક યજ્ઞ કરચો, અને વૈશાખ શુદ ૩ ના રોજ નવા મંદિરમાં શ્રી ગોવર્ધનનાથજીની સ્થાપના કરી (प्रतिष्ठा कृता); અને કૃષ્ણદાસને અધિકારી નિમ્યા. સેવાને માટે માધવેન્દ્રયતિ અને એમના શિષ્યોને નિમ્યા. પાકને માટે ઔદીચ્ય બ્રાહ્મણોને નિમ્યા. બીજા કામને માટે હરિ અને રામદાસની નિમણુંક કરી. મંદિરના રક્ષણને માટે વિરક્ત વૈષ્ણવો અને વ્રજવાસીઓની નિમણુંક કરી, અને ગાયનને માટે કુંભનદાસની યોજના કરી.

શ્રીગોવર્ધનનાથજીની સ્થાપના.

પછી પૂર્ણમલ્લ ક્ષત્રી, જેણે આ નવીન મંદિર બંધાવ્યું હતું, તેણે શ્રીગોવર્ધનનાથજીને ચંદન અને દ્રવ્ય અર્પણ કરચું. પછી ત્યાં આવેલા વિદ્વાનો, સંત, સાધુ અને મહંતોનો આચાર્યશ્રીએ દાનમાનાદિથી સારો સત્કાર કરચો.

પૂર્ણમલ્લ.

આ પ્રતિષ્ઠા શ્રીગોપીનાથજીના જન્મ પહેલાં થયેલી જણાય છે. શ્રીગોવર્ધનનાથજીનું મંદિર સંવત્ ૧૫૭૬ ના વૈશાખ સુદ ૩ ના રોજ પુરૂં થયું હોય એમ અન્ય પુસ્તકો ઉપરથી માલમ પડે છે. પણ શ્રીયદુનાથવિજય ઉપરથી જણાય છે કે, આ મંદિર પુરૂં થતાં પહેલાં તેમાં શ્રીગોવર્ધનનાથજીને પધરાવવામાં આવ્યા હતા.

ઉપર લખેલા કુંભનદાસજી ભગવાનના અનન્ય ભક્ત હતા. તે ગોવર્ધન પર્વતની પાસે જમુનાવતા ગામમાં રહેતા હતા, અને એમની ધરતી પારાસોલીમાં ચંદ

સરોવર ઉપર હતી, ત્યાં એ ખેતી કરતા. જમીન થોડી હતી અને વસ્તાર ઘણો હતો તેથી એ પોતાના દિવસો ઘણી ગરીબાઇમાં ગાળતા, તોપણ કોઇ દિવસ દ્રવ્યની ઈચ્છા કરતા નહિં. એ ઘણા રસિક કવિ હતા, અને શ્રીગોવર્ધનનાથજીના આગળ નિત્ય નવાં નવાં પદ જોડીને ગાતા. એમના પદોથી લોકો એટલા બધા આનંદમાં મગ્ન થતા કે, તે ઉતારી લેઈ ભાવથી મ્હોડે કરતા. એમ કરતાં કરતાં, દેશાધિપતિના કલાવંતો ( ગવૈયા ) એ આ પદો ગાવા માંડયાં. એક વખતે એક ગવૈયાએ દેશાધિપતિના આગળ એક પદ ગાયું, તે સાંભળીને દેશાધિપતિ ઘણો ખુશ થયો, અને વિચાર કરવા લાગ્યો કે, એવા ભક્તો પણ દુનિયામાં થઈ ગયા છે કે જેમને ખુદ ખુદાનાં પ્રત્યક્ષ દર્શન થતાં. પછી કુંભનદાસ ક્યારે થઈ ગયા એ વિષે દેશાધિપતિએ પુછયું, ત્યારે ગવૈયાએ કહ્યું કે તે હાલમાં હયાત છે. તે ઉપરથી કુંભનદાસને બોલાવવાને દેશાધિપતિએ મ્યાના પાલખી વગેરે સ્વારી મોકલી, અને એક કારભારીને કહ્યું કે કુંભનદાસજીને અહિં પધરાવી લાવો. ત્યારે તે કારભારીએ જમુનાવતામાં આવી કુંભનદાસને પધારવાની વિનંતિ કરી. કુંભનદાસે કહ્યું કે, મારે દેશાધિપતિનું કામ નથી, તેથી હું આવતો નથી. ત્યારે કારભારીએ કહ્યું કે, આપ પધારો, નહિં તો એ બળથી આપને ત્યાં બોલાવશે; માટે આ રથમાં કે મ્યાનામાં બેસી પધારો. કુંભનદાસે વિચાર કર્યો કે, હાકેમના જોર આગળ આપણું જોર ફાવવાનું નથી, માટે હાકેમની પાસે જઈ આવવું એ ઠીક છે, એમ ધારી એમણે કહ્યું કે, મારે કાંઈ વાહનની જરૂર નથી, તમે એક માણસ મારી સાથે આપો, હું ચાલતો દેશાધિપતિને મુકામે આવીશ. પછી તે કારભારીએ એક માણસ એમને આપ્યું. તેની સાથે કુંભનદાસ ફત્તેહપુર સીકરી ગયા. જોડેના માણસે વરદી આપતાં, દેશાધિપતિએ એમને પોતાના તંબુમાં બોલાવ્યા અને કાંઈ પદ ગાવાનું કહ્યું

આ તંબુ ઘણો કિંમતી હતો, અને એમાં ચારે તરફ સાચાં મોતીનાં ઝુમતાં હતાં. તે જોઈ કુંભનદાસે નીચે પ્રમાણે પદ ગાયું.

## पद. राग सारंग.

**भक्तनकों कहा सीकरी काम ॥**
**आवत जात पन्हैया टूटी विसर गयो हरिनाम ॥१॥**
**जाको मुख देखे दुःख लागे ताको करन परी परनाम ॥**
**कुंभनदास लाल गिरिधर बिन यह सब झूठो धाम ॥२॥**

અર્થ—ભક્તને સીકરી જવાનું શું કામ હોય ? જવા આવવામાં જોડા તુટી ગયા, અને હરિનું નામ વિસરી ગયો; જેનું મુખ જોવાથી દુઃખ થાય તેને પ્રણામ કરવા પડયા. હે કુંભનદાસ, શ્રી ગિરિધરલાલ ( ભગવાન ) સિવાય આ સઘળો રાજવૈભવ છે તે જુઠો છે.

એ સાંભળી દેશાધિપતિ વિસ્મય પામ્યો, અને વિચાર કરવા લાગ્યો કે, ભક્ત-જનને કોઈ પ્રકારનો સ્વાર્થ હોતો નથી, તેથી તે દુનિયામાં સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે. પછી કુંભનદાસનો દેશાધિપતિએ કાંઈ સત્કાર કરવાનો વિચાર જણાવ્યાથી, કુંભનદાસે તે સ્વીકારવાની ના પાડી, ત્યારે કુંભનદાસને દેશાધિપતિએ રજા આપી.

એક વખત રાજા માનસિંગ લડાઈમાં વિજય મેળવી આગ્રેથી મથુરા આવ્યા, અને ત્યાંથી વ્રજયાત્રાને માટે ગયા. શ્રીગોવર્ધનનાથજીના મંદિરમાં દર્શન કરી પોતે ઘણા પ્રસન્ન થયા. તે વખતે કુંભનદાસજી નવાં નવાં પદ કરી ગાતા હતા તે સાંભળી રાજા આનંદમાં લીન થયા. પછી મુકામે આવી કુંભનદાસની ખાનગી મુલાકાત લેવાનો વિચાર કરી, બીજે દિવસે છડી સ્વારીએ કુંભનદાસને મુકામે પારાસોલી ગયા. ત્યારે કુંભનદાસ સ્નાન કરી તિલક કરવાની તૈયારી કરતા હતા. રાજાને આવેલા જોઈ, પોતાની ઝુંપડી બહાર આવી, ઘાસ ઉપર રાજાને બેસાડયો. કુંભનદાસ એટલા બધા ગરીબ હતા કે તિલક કરવાને એમની પાસે ખાપ પણ નહોતી, તેથી એ હમ્મેશ પોતાની ભત્રિજીને એક પડિયામાં પાણી લાવવાનું કહેતા. ભત્રિજી પડિયામાં પાણી લાવતી તેમાં પોતાનું મુખ જોઇ કુંભનદાસ તિલક કરતા. રાજા માનસિંગના સત્કારમાં ગુંથાયાથી, પડિયામાંનું પાણી ચુઈ ગયું. માનસિંગને બેસાડી કુંભનદાસે પોતાની ભત્રિજી પાસે આરસી મંગાવી, એટલે ભત્રિજીએ કહ્યું કે શું આરસી પડિયો પી ગયો ? ત્યારે કુંભનદાસે હા કહી. એટલે રાજા માનસિંગે પોતાના ખલતામાંથી આરસી કહાવી કુંભનદાસના આગળ ધરી. ત્યારે કુંભનદાસે કહ્યું કે મારે તમારી સોના રૂપાથી જડેલી આરસીનું કાંઈ કામ નથી. મારૂં ઘર છાણ માટીનું છે, તેમાં આવી આરસી રાખું તો કોઈ દિવસ એને માટે કોઈના જીવનું જોખમ થાય. એમ કહી કુંભનદાસે પડિયામાં જોઇ તિલક કર્યું. ત્યારે રાજા માનસિંગે મોહોરોની એક થેલી કુંભનદાસના આગળ મુકી તે સ્વીકારવાનું કહ્યું, ત્યારે કુંભનદાસે કહ્યું કે ધન તો મારે જોઇતુંજ નથી, આ ખેતીનું ધાન આવે છે તેજ મારે ધન છે. આ ખેતરમાં પેલાં ચાર ઝાડ છે; તે જુદી જુદી રૂતુમાં જુદાં જુદાં ફળો પુરાં પાડે છે; અને ખેતીમાંથી ધાન આવે છે. અમારા ઉદર પોષણને માટે જે જોઇએ તે છે, તો અમારે બીજી ઉપાધિ વ્હોરવાનું કામ નથી. ત્યારે રાજાએ કહ્યું કે, આ ગામ હું તમને લખાવી આપું. ત્યારે કુંભનદાસે કહ્યું કે, હું કાંઈ બ્રાહ્મણ નથી કે તમારી પાસેથી દાન લેઊં; ત્યારે રાજાએ કહ્યું કે આપ કાંઈપણ આજ્ઞા કરો. ત્યારે કુંભનદાસે પૂછયું કે, હું કહું તે આપ કરશો ? ત્યારે રાજાએ કહ્યું કે હા. ત્યારે કુંભનદાસે કહ્યું કે, તમારે મારી પાસેથી શ્રીહરિનું ગુણ ગાન સાંભળવું હોય તો સાંભળવું, પણ કોઈપણ વસ્તુ મને લેવાનું કહેવું નહિં. ત્યારે રાજા માનસિંગે કહ્યું કે, તમને ધન્ય છે. માયાના ભક્ત તો તમામ લોક છે, પણ આપ તો શ્રીભગવાનનાજ ભક્ત છો. પછી રાજા માનસિંગ કુંભનદાસને પગે લાગી ત્યાંથી ગયા.

કૃષ્ણદાસ અધિકારી એ જ્ઞાતે કણબી હતા. એમના પિતા ગુજરાતમાં ચલોતરા ( ચલોડા ધોળકા તાબાનું તો ન હોય ? ) ગામના મુખી હતા.

કૃષ્ણદાસનું બાળચરિત્ર.

કૃષ્ણદાસનો જન્મ થયા પછી એમનો પિતા દેશ દેશાંતરથી આવતા જોશીઓ અને પંડિતોને કૃષ્ણદાસનાં સઘળાં લક્ષણ પુછતો. ત્યારે તેઓ કહેતા કે, એ છોકરો તમારા વ્યવહારના કામનો નહિ થાય. એ શ્રીહરિનો ભક્ત થશે, અને એ તમારા ઘરમાં રહેવાનો નથી. કૃષ્ણદાસ પાંચ વરસના થયા ત્યારથી એમનું મન કથા વાર્તા તરફ વળ્યું. જે દિવસે એમનાં માબાપ કથા વાર્તા સાંભળવા જવા ના દે તે દિવસે એ ખાનપાન કરે નહિં. ત્યારે માતાપિતાએ એમને કથા વાર્તામાં જતા અટકાવવાનું છોડી દીધું. પછી કૃષ્ણદાસે સાધુ અને વેરાગીની સોબત કરવા માંડી. એમ કરતાં કરતાં કૃષ્ણદાસ ૧૨-૧૩ વર્ષની ઉંમરના થયા. તે અરસામાં એ ગામને પાદર એક વણઝારો કરિયાણું વેચવાને આવ્યો.

વણઝારાની ચોરી.

તેણે રૂ. ૧૪૦૦૦) નું કરિયાણું વેચ્યું. કૃષ્ણદાસના પિતાએ ગામના કોળી વાઘરીને બોલાવી વણઝારાના રૂ. ૧૪૦૦૦) ની ચોરી કરાવી. એ રૂપિયામાંથી રૂ. ૧૩૦૦૦) કૃષ્ણદાસના બાપે રાખ્યા, અને રૂ. ૧૦૦૦) ચોરોને વહેંચી આપ્યા. આ વાત કૃષ્ણદાસે જાણી, ત્યારે એમના પિતાને ઠપકો આપી કહ્યું કે, આ કામ તમે ખોટું કરયું; માટે બધા રૂપિયા વણઝારાને બોલાવીને પાછા આપો. ત્યારે બાપે કૃષ્ણદાસને મારયો અને કહ્યું કે આ વાત કોઈના આગળ કહીશ નહિ. ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે તમે ખરાબ થશો માટે લીધેલા પૈસા પાછા આપી દ્યો.

વણઝારાની ફરિયાદ.

બીજે દિવસે સવારમાં વણઝારો રોતો રોતો કૃષ્ણદાસના પિતા મુખી હતા તેમના આગળ ફરિયાદ કરવા આવ્યો. ત્યારે મુખીએ કહ્યું કે, તમે જોખમ સાથે ગામ બહાર શું કરવા રહ્યા, તમારે ગામમાં મુકામ રાખવો હતો. એમ કહી માણસ મોકલી વણઝારાને ગામ બહાર કઢાવી મુકયો. એ વણઝારાને રોતો રોતો ગામ બહાર જતો જોઈ, કૃષ્ણદાસને દયા આવી, તેથી મનમાં વિચાર કરયો કે, મારા બાપનું જે થવાનું હશે તે થશે, પણ આ વણઝારો પરદેશી છે તેનું ભલું કરવું જોઇએ. એમ વિચારી તે વણઝારાની કેડે કેડે થોડે છેટે જઈ વણઝારાને ઉભો રાખી, કૃષ્ણદાસે એકાંતમાં કહ્યું કે, તારી ચોરી મારા બાપે કરાવી છે, એક હજાર રૂપિયા ચોરને આપ્યા છે, ને બાકીના રૂપિયા એમણે રાખ્યા છે, પણ મારો બાપ આ ગામનો હાકેમ છે તેથી તને અહિં દાદ નહિં મળે, માટે તું બાદશાહ પાસે જા, અને એવી રીતે ફરિયાદ કર કે, મારા બાપના કે ચોરના કોઈના પ્રાણ ન જાય. તું એમ કરીશ તો મને બોલાવ્યેથી, હું ખરેખરી હકીકત કહીશ.

તે ઉપરથી વણઝારાએ રાજનગર ( અમદાવાદ) જઈ ફરિયાદ કરી તે ઉપરથી કૃષ્ણદાસ અને એમના બાપને પકડાવી મગાવી પુછયું. કૃષ્ણદાસના બાપે પ્રથમ ઈનકાર કરયો, પણ કૃષ્ણદાસે સઘળી હકીકત કહી દીધી, તેથી રાજાએ રૂ. ૧૪૦૦૦ પાછા આપવાનો હુકમ કરયો. તેથી કૃષ્ણદાસના બાપને બધા રૂપિયા આપવા પડયા. કૃષ્ણદાસ સાચું બોલ્યો તેથી એના પિતાને એની પ્રાર્થનાથી કાંઈ સજા કરવામાં ન આવી, પરંતુ રાજાએ કૃષ્ણદાસને પોતાની તહેનાતમાં રાખવાનો આગ્રહ કરયો, ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે, સાચા બોલો કોઇને ગમતો નથી, માટે હું તો વૈરાગી થવાનો વિચાર કરૂં છું. પછી કૃષ્ણદાસ પોતાના પિતાને ઘેર ગયા.

રાજનગરમાં ફરિયાદ.

ઘેર ગયા પછી થોડા દિવસમાં બીજા મુખીની નિમણુંક થઈ તેથી કૃષ્ણદાસનો પિતા કૃષ્ણદાસના ઉપર ઘણો ગુસ્સે થયો. તેણે કૃષ્ણદાસને કહ્યું કે તું એવો પાકયો કે મારા પૈસા અને મારી હાકેમી ગઈ. હવે હું શું ખાઈશ ? ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે હાકેમી ગઈ એ સારૂં થયું કે હવેથી તમને આવાં પાપ કર્મો કરવાનું મન નહિ થાય. તમે કણબી છો તો જમીન ખેડી નિર્વાહ કરી શકશો માટે નિર્વાહની ફીકર રાખતા નહિ. ત્યારે બાપે કહ્યું કે તું ફકીર છે તેથી તેં મને ફકીર કરયો. માટે હવે તારે જ્યાં જવું હોય ત્યાં જા કે મારે દેખવું નહિં ને દાઝવું નહિ. તારે જે ખરચી જોઇતી હોય તે લે. ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે ભગવાન સઘળા જગતનું પોષણ કરે છે તે મારૂં પોષણ કરશે; માટે મારે તમારી પાસેથી કાંઈ જોઇતું નથી, એમ કહી એ પોતાના પિતાનેપગે લાગી ત્યાંથી નિકળ્યા. કેટલાંએક વર્ષ તીર્થયાત્રા અને સાધુ સંતની સોબતમાં ગાળી કૃષ્ણદાસ મથુરામાં આવ્યા. ત્યાં એમણે દેવદમનના પ્રાકટયની અને, અને થોડા દિવસમાં મંદિરમાં પધરાવવાની વાત સાંભળી કૃષ્ણદાસ દેવદમનનાં દર્શન કરવા ગયા.

કૃષ્ણદાસના બાપની બરતરફી અને બળતરા.

કૃષ્ણદાસ પિતાને છોડી ગયા.

ત્યાં આચાર્યશ્રી પધારેલા હતા એમને શરણ થઈ પોતાની પૂર્વ કથા બધી કહી બતાવી તે સાંભળી આચાર્યશ્રી પ્રસન્ન થયા.

પૂરણમલ્લે બંધાવેલું મંદિર તૈયાર થતાં આચાર્યશ્રીએ બંગાળી બ્રાહ્મણોને શ્રી ગોવર્ધનનાથજીની સેવાનું કામ સોંપ્યું, અને કૃષ્ણદાસને દેશ પરદેશથી ભેટ ઉઘરાવી લાવવાનું કામ સોંપ્યું. કૃષ્ણદાસ ભેટ ઉઘરાવી લાવી બંગાળીઓને આપતા. તેઓ તેમાંથી થોડો ભાગ ખરચ કરતા અને બાકીના પૈસા વૃન્દાવનમાં એમના ગુરૂને ત્યાં મોકલી દેતા. સારાં વસ્ત્ર કે દાગીનાની પણ એજ રીતે વ્યવસ્થા કરતા. શ્રીગોવર્ધનનાથજીને ભોગ ધરાવતી વખતે બંગાળી મુખિયો પોતાની ચોટલીમાં એક દેવીની મૂર્તિ રાખતો તે દેવીને કાઢી ઠાકોરજીની પાસે પધરાવી તેને ભોગ ધરાવતો.

ભેટ ઉઘરાવવાનું કામ.

એક વખત કૃષ્ણદાસ દ્વારકા તરફથી ભેટ ઉઘરાવી આવતાં મીરાંબાઈને ગામ ગયા. ત્યાં મીરાંબાઈએ ૧૧૦૦ મહોરો ભેટની આપવા માંડી તે કૃષ્ણદાસે લીધી નહિં, એમ કહીને કે જે આચાર્યશ્રીના સેવક ન હોય તેમની ભેટ હું લેતો નથી.

મીરાંબાઈની મુલાકાત.

પછી કૃષ્ણદાસ ગિરિરાજ ઉપર જતા હતા ત્યારે અડીગમાં અવધૂતદાસ નામના સંતે પણ એમને કહ્યું કે બંગાળીઓ સઘળું ચોરી જાય છે માટે તેમને દૂર કરવા જોઇએ. કૃષ્ણદાસે એ વાત શ્રીગોસાંઈજીને કહી, બંગાળીઓને ખસેડવાની વિનંતિ કરી. ત્યારે શ્રીગોસાંઈજીએ કહ્યું કે, શ્રીગોપીનાથજી પહેલી વખત પરદેશ ગયા ત્યારે એક લાખ રૂપિયાની સેવા લાવ્યા હતા, અને તે બધી શ્રીનાથજીને અર્પણ કરી હતી. તે વખતે અર્પણ કરેલાં આભૂષણ થાળ, કટોરા, ડબરા વગેરે જણાતાં નથી, તેથી બંગાળીઓ ચોરી જતા હશે એમ અનુમાન થાય છે. પણ શ્રીમહાપ્રભુજીએ એમને રાખ્યા છે તો આપણે શી રીતે ખસેડી શકીએ ? ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે આપ એની કાંઈ ચિંતા કરશો નહિં. મને માત્ર બે પત્ર લખી આપો, એક રાજા ટોડરમલ ઉપર અને બીજો બીરબલ ઉપર. પછી હું એમને ખસેડવાની તજવીજ કરીશ. ત્યારે શ્રીગોસાંઈજીએ બે પત્ર લખી આપ્યા. પછી કૃષ્ણદાસ રાજા ટોડરમલ અને બીરબલને મલ્યા અને બંગાળીઓને ખસેડવાની જરૂર બતાવી. પછી કૃષ્ણદાસ ગિરિરાજ ઉપર આવ્યા.

બંગાળીઓની ગેરવર્તણુંક.

બંગાળીઓ પર્વત નીચે રૂદ્રકુંડ ઉપર ઝુંપડાં બનાવી રહેતા હતા, અને શ્રીનાથજીની સેવા કર્યા પછી ઝુંપડાંમાં જઈ સૂઈ રહેતા. કૃષ્ણદાસે નવા સેવા કરનાર બ્રાહ્મણો શોધી કાઢી એક વખત બંગાળીઓનાં ઝુંપડાંમાં આગ મુકાવી, તેથી તે ઝુંપડાં બળવા લાગ્યાં અને સ્હોર થયો, એટલે તમામ બંગાળીઓ સેવા છોડી નીચે ગયા. તે વખતે કૃષ્ણદાસે પોતાનાં માણસોને મંદીરમાં ગોઠવી દીધાં અને ચારે તરફ ચોકી મુકી દીધી. બંગાળીઓ ઝુંપડાં ઓલવી કૃષ્ણદાસ સાથે લડવા આવ્યા પણ તેમને ચોકીવાળાઓ પાસે લાકડીઓ મરાવી, કૃષ્ણદાસે કાઢી મુક્યા, તેથી તેઓ ત્યાંથી મથુરા ગયા, અને રૂપસનાતનને બધી હકીકત કહી. એટલામાં કૃષ્ણદાસ પણ રૂપસનાતન પાસે આવ્યા, ત્યારે રૂપસનાતને કહ્યું કે તેં શૂદ્ર થઇને આ બ્રાહ્મણોને માર્યા એ શું કર્યું ? ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે તું કાયસ્થ થઇને બ્રાહ્મણોને સેવક કરે છે અને પગે લગાડે છે એ શું ? એ પ્રમાણે વાતચિત થતાં રૂપસનાતન ચુપ થઈ ગયો. પછી બંગાળીઓએ મથુરાના હાકેમના આગળ ફરિયાદ કરી ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે એ સેવા છોડી નાઠા માટે એમને રજા આપી છે. એ અમારા નોકર હતા. ત્યારે હાકેમે એમને નોકરીમાં રાખવાનું કહ્યું, ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે શ્રીગોસાંઈજીની રજા વગર એમને રાખી શકાય નહિં. ત્યારે હાકેમે શ્રીગોસાંઇજીને

બંગાળીઓને દૂર કરયા.

રૂપસનાતન.

પત્ર લખવાનું કહ્યું. તેથી કૃષ્ણદાસે ગિરિરાજ ઉપર જઈ શ્રીગોસાંઈજીને ત્યાં બોલાવ્યા. તેથી શ્રીગોસાંઈજી અડેલથી શ્રીનાથદ્વાર પધાર્યા. ત્યારે બંગાળીઓએ આવી

બંગાળીઓ સાથે સમાધાન.

ફરિયાદ કરી કે હમે હવે શું ખાઇએ? ત્યારે શ્રીગોસાંઈજીએ એમને મદનમોહનજીનું સ્વરૂપ આપી કહ્યું કે, આ ઠાકોરજીની સેવા કરજો તેથી તમારો ગુજારો ચાલશે. તેથી બંગાળીઓ તે સ્વરૂપ લેઇને ત્યાંથી ગયા. તે વખતથી શ્રીનાથજીમાં ગુજરાતી ભીતરિયા રહ્યા.

કૃષ્ણદાસ અને વેશ્યા.

એક વખત કૃષ્ણદાસ શ્રીનાથજીને માટે આગ્રે સામગ્રી લેવા ગયા હતા ત્યાં રસ્તામાં એક સુંદર વેશ્યા ખ્યાલટપ્પા ગાતી હતી. તેની આસપાસ હજારો લોકો ભેગા થયા હતા. કૃષ્ણદાસ સામગ્રી લેઈ ગાડું તૈયાર કરાવી તે ગાયન સાંભળવા ગયા, અને લોકોને ખસેડી તે વેશ્યા પાસે જઈ ઉભા. વેશ્યાની યુવાવસ્થા, સુંદરતા, સ્વરની મધુરતા અને નૃત્ય કલાથી મોહિત થઈ, કૃષ્ણદાસે તેને દશમુદ્રા આપી, અને એને પોતાને મુકામે રાત્રે સાજ લેઈ ગાવા આવવાનું કહ્યું. તેથી કૃષ્ણદાસ જે હવેલીમાં ઉતર્યા હતા તે હવેલીમાં વેશ્યા સાજસહિત રાત્રે ગઈ, અને ત્યાં નૃત્ય અને ગાન કર્યું તેથી કૃષ્ણદાસ બહુ રીઝ્યા. પછી વેશ્યાને શ્રીનાથજી આવવાનું કહ્યું ત્યારે તેણે હા પાડી, તેથી કૃષ્ણદાસ એને શ્રીનાથજી લેઈ ગયા. ત્યાં ઉત્થાપન વખતે મણિકોઠામાં કોઇ કીરતનિયાને જવા ન દેતાં વેશ્યાને દાખલ કરી. તે વખતે શ્રીગોસાંઈજી શ્રીનાથજીને મુઠો કરતા હતા. વેશ્યાને જે પદ કૃષ્ણદાસે શીખવ્યું હતું તે પદ ગાતાં તેણે નૃત્ય કર્યું. જે વખતે

વેશ્યાનું મરણ.

એ વેશ્યાએ છેલ્લી તુક " કૃષ્ણદાસ કીયેં પ્રાણ ન્યોછાવરિયહ તન જગ સિર પટકયો " ગાઈ તે વખતે એનો પ્રાણ જતો રહ્યો, ત્યારે તે વેશ્યાના સમાજવાળા રોવા લાગ્યા. પછી કૃષ્ણદાસે તે સમાજવાળાનું સમાધાન કરી તેમને સો મુદ્રા આપી વિદાય કર્યા.

ગંગાક્ષત્રાણી.

કૃષ્ણદાસને એક ગંગા નામની ક્ષત્રાણી સાથે ઘણો સ્નેહ થયો હતો. તેથી શ્રીનાથજીના મંદિરમાં એ સર્વ સ્થળે ફરતી. એમ કરતાં એક વખત રાજભોગની સામગ્રી ઉપર ગંગાની દૃષ્ટિ પડી, તેથી શ્રીનાથજી રાજભોગ આરોગ્યા નહીં. રાજભોગ સરચા પછી એક ભીતરિયાને શ્રીનાથજીએ એ વાત સ્વપ્નામાં કહી. એ વાત તે ભીતરિયાએ આવી શ્રી ગોસાંઇજીને કહી. ત્યારે શ્રીગોસાંઈજીએ ફરીથી રાજભોગ આરોગાવવાની આજ્ઞા કરી ભાતને વડી કરાવી, અને ફરીથી

શ્રીગોસાંઈજી તરફ કૃષ્ણદાસની વર્તણુંક.

રાજભોગ આરોગાવ્યો. શ્રીગોસાંઈજી પણ ભાતને વડીનો પ્રસાદ આરોગ્યા. તેનો સ્વાદ અલૌકિક લાગ્યો, તેથી કૃષ્ણદાસના સાંભળતાં એ રાજભોગનાં વખાણ કરયાં ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે महाराज आपही करनहारे ओर आपही आरोगन हारे तों क्यों न उत्तम હોય. ત્યારે શ્રીગોસાંઇજીએ હસીને કહ્યું કે येतुमारेही कीए भोग भोगवत हे.

આ જવાબ સાંભળી કૃષ્ણદાસ ઘણા નાખુશ થયા અને શ્રીગોસાંઈજીના ઉપર ખુનસ રાખવા લાગ્યા.

આચાર્યશ્રી સ્વધામ પધાર્યા પછી શ્રીગોપીનાથજી પણ થોડા વખતમાં સ્વધામ પધાર્યા. તે વખતે શ્રીગોપીનાથજીના પુત્રને ગાદીએ ન બેસાડતાં સર્વે વૈષ્ણવોએ શ્રીગોસાંઇજી ( શ્રીવિઠ્ઠલનાથજી ) ને ગાદીએ બેસાડયા. ત્યારે કૃષ્ણદાસે એક વખત શ્રીગોસાંઈજીને કહ્યું કે, શ્રીનાથજીનું મંદિર આચાર્યશ્રીનું છે, અને શ્રીગોપીનાથજી સ્વધામ પધાર્યા પછી એના ખરા માલેક શ્રી ગોપીનાથજીના પુત્ર છે; માટે આપે આ મંદિરમાં આવવું નહીં. ત્યારે શ્રી ગોસાંઇજી એ મંદિર છોડી પારાસોલી ગયા, અને છ માસ સુધી વારા ફરતી પારાસોલી અને ગોકુળમાં રહ્યા.

આ વખતે મથુરાની ફોજદારી રાજા બીરબલની પાસે હતી. એક વખત બીરબલે શ્રીગોસાંઈજીની ખબર મગાવી ત્યારે શ્રી ગિરિધરજી ( શ્રી વિઠ્ઠલનાથજીના વડા દીકરા ) એ કહ્યું કે, કાકાજી ( શ્રીગોસાંઇજી) ને તો કૃષ્ણદાસ શ્રીનાથજીનાં દર્શન કરવા દેતા નથી, તેથી એ ઘણા ખેદમાં છે, અને પારાસોલીમાં રહે છે, ત્યારે બીરબલે કહ્યું કે હું કૃષ્ણદાસને પકડાવી મંગાવું છું. એમ કહી તેણે કૃષ્ણદાસને પકડી લાવવા પાંચસેં આદમીનું લશ્કર મોકલ્યું. તે લશ્કરે કૃષ્ણદાસને પકડી લાવી બંધીખાને નાખ્યા. એ વાત શ્રીગિરિધરજીએ શ્રીગોસાંઇજીને કહી, ત્યારે શ્રી ગોસાંઈજી ઘણા દીલગીર થઈ બોલ્યા કે, હાય ! શ્રી આચાર્યજીના સેવકને આવું કષ્ટ ! એમ બોલી શ્રી ગિરિધરજીને શ્રીગોસાંઈજીએ કહ્યું કે હવે તો કૃષ્ણદાસ છુટા થશે ત્યારેજ હું ભોજન કરીશ. ત્યારે શ્રીગિરધરજી સ્વાર થઈ મથુરા ગયા, અને બીરબલને કહ્યું કે કૃષ્ણદાસના છુટા થયા વગર કાકાજી ભોજન કરવાની ના પાડે છે. ત્યારે બીરબલે કૃષ્ણદાસને શ્રી ગિરિધરજીને હવાલે કરયા. ત્યારે શ્રીગિરધરજી કૃષ્ણદાસને લેઈ શ્રીગોસાંઇજીની પાસે જવા નિકળ્યા. એ વાત સાંભળી શ્રી ગોસાંઈજી સામા આવ્યા અને શ્રી ઠકુરાણી ઘાટ આગળ કૃષ્ણદાસને મલ્યા. તે વખતે કૃષ્ણદાસે એક પદ જોડીને ગાયું. પછી કૃષ્ણદાસને લેઈ શ્રી ગોસાંઈજી પોતાને મુકામે ( શ્રી ગોકુલમાં ) આવ્યા, અને કૃષ્ણદાસને પ્રસાદ લેવાનું કહ્યું, ત્યારે કૃષ્ણદાસે શ્રી ગોસાંઈજીને પ્રસાદ લેવાનું કહ્યું. શ્રી ગોસાંઈજી પ્રસાદ લેવા ઉઠયા તે વખતે કૃષ્ણદાસે એક પદ ગાયું તેની છેલ્લી કડી નીચે પ્રમાણે છે:—

બીરબલ અને શ્રીગિરિધરજી.

કૃષ્ણદાસ બંધીખાને.

કૃષ્ણદાસનો છુટકારો.

પદ.

**कृष्णदास ते सुरते असुर भए**

**असुर ते सुरभए चरनन छोय ॥**

શ્રી ગોસાંઈજી આ પદ સાંભળી ઘણા પ્રસન્ન થયા. પછી પોતે ભોજન કરયું અને કૃષ્ણદાસને પ્રસાદ લેવડાવ્યો.

પછી શ્રી ગોસાંઈજી અને કૃષ્ણદાસ બંને સવાર થઈ શ્રીનાથજી આવ્યા; અને શ્રી ગોસાંઈજીએ કૃષ્ણદાસને શ્રીનાથજીની સમક્ષ અધિકારીનું કામ કરવાનું કહ્યું તે વખતે કૃષ્ણદાસે નીચેનું પદ ગાયું.

અધિકારની પુનઃપ્રાપ્તિ.

પદ.

परम कृपाल श्री वल्लभनंदन करत कृपा निज हाथ दे माथे ॥
जे जन शरण आय अनुसरही, ग्रही सोपत श्री गोवर्धननाथे॥१॥
परम उदार चतुर चिंतामणि राखत भव धारा तें साथे ॥
भजि कृष्णदास काज सबसरही । जो जाने श्री विठ्ठलनाथें ॥२॥

એ પદ ગાયા પછી કૃષ્ણદાસે પોતાના અપરાધને માટે ક્ષમા માગી, ત્યારે શ્રી ગોસાંઈજીએ કહ્યું કે શ્રીનાથજી તમારો અપરાધ ક્ષમા કરશે. તે પછી કૃષ્ણદાસ અધિકારીનું કામ કરવા લાગ્યા.

પછી એક વૈષ્ણવે એક કૂવો ખોદાવવા માટે કૃષ્ણદાસને રૂ. ૩૦૦) આપ્યા હતા, તેમાંથી રૂ. ૨૦૦) ખરચી કુવો ખોદાવી ચણાવી કૃષ્ણદાસ જોવાને ગયા. હાથમાં આસા હતી તે ઉપર ટેકો મુકી કૃષ્ણદાસ કુવામાં જોતા હતા તેવામાં આસા ખસી ગઈ તેથી કૃષ્ણદાસ કુવામાં પડયા. રૂ. ૩૦૦) પૈકી રૂ. ૧૦૦) કુવાનું માથું બંધાવવામાં ખરચાયા નહોતા તેથી કૃષ્ણદાસ પ્રેત થયા. એ વાત શ્રી ગોસાંઈજીએ જાણી ત્યારે રામદાસ મુખિયાએ કહ્યું કે, अधोगच्छंति तामसाः ( ગી. ૧૪-૧૮). પછી શ્રીગોસાંઈજીએ રૂ. ૧૦૦) કૃષ્ણદાસે દાટયા હતા ત્યાંથી કઢાવી કુવાનું માથું બંધાવ્યું અને કૃષ્ણદાસને પ્રેતયોનિમાંથી છોડાવ્યા.

કૂવો.

કૃષ્ણદાસનું મરણ.

રાજા માનસિંગ—અકબર બાદશાહે રજપૂત કુંવરીઓ સાથે લગ્ન કર્યા, અને તેમના બાપ તથા ભાઈઓને પોતાના લશ્કરમાં અમલદાર બનાવ્યા. રજપૂત બાઈઓમાંની એક જેપુરના રાજા બિહારીમલની કુંવરી હતી. બિહારીમલના પુત્ર ભગવાનદાસને અકબરે પોતાનો એક મુખ્ય સરદાર બનાવ્યો હતો, અને ભગવાનદાસના ભત્રીજા અને દત્તક પુત્ર રાજા માનસિંગને મોટી જગા આપી હતી. તે એજ માનસિંગ.

રાજામાનસિંગ.

અકબરનો પાટવી કુંવર સલીમ ( જહાંગીર) બિહારીમલનો દૌહિત્ર હતો, અને તેને જોધપુરના રાજાની કુંવરી જોધબાઈ સાથે પરણાવ્યો હતો.

**એ પ્રમાણે શ્રીગોવર્ધનનાથજીને નવા મંદિરમાં પધરાવી સેવા, રક્ષણ, અને કારભાર વગેરેનો યોગ્ય બંદોબસ્ત કરી આચાર્યશ્રી સહકુટુંબ ગોકુળ પધારયા.**

ગોકુલમાં આચાર્યશ્રી એક વખત શ્રીભાગવતની કથા કરતા હતા, ત્યારે કાશ્મિરના સમર્થ પંડિત કેશવભટ્ટ પોતાના માધવભટ્ટાદિ અનેક શિષ્યો સાથે આચાર્યશ્રીનાં દર્શનને માટે આવ્યા, અને કથા શ્રવણ કરવા બેઠા. આ કથામાં ઘણો રસ પડવાથી કેશવભટ્ટ ઘણા દિવસ સુધી ગોકુલમાં રહ્યા, અને શિષ્યો સહિત નિત્ય કથા સાંભળવા આવતા. એમના શિષ્યો પૈકી માધવભટ્ટ કથા સાંભળતી વખતે વૈષ્ણવો ભેગા બેસતા, અને કેશવભટ્ટ અને બીજા શિષ્યો જુદા બેસતા. તે ઉપરથી કેશવભટ્ટે જાણ્યું કે માધવભટ્ટને આચાર્યશ્રીના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો છે.

કેશવભટ્ટ કાશ્મિરી.

ગોકુળમાં કથાની સમાપ્તિ કરી આચાર્યશ્રી મથુરા પધારયા, અને અભિમુક્તિક્ષેત્રમાં મુકામ કરયો. કેશવભટ્ટ પણ પોતાના શિષ્યો સહિત આચાર્યશ્રીની સાથે મથુરા આવ્યા. તે વખતે ગોકુળના કાજીએ બાદશાહના હુકમથી, વિશ્રાન્તિઘાટ ઉપર નહાવા જવાના રસ્તામાં, એક એવો યંત્ર ગોઠવ્યો કે, જે હિંદુ લોકો તેની નીચેથી પસાર થાય તેઓની ચોટલી કપાઇ જાય અને તેમને દાઢી થાય. આ વાત લોકોએ સાંભળી એટલે કોઈ હિંદુએ તે યંત્ર નીચે થઇને જવાની હિંમત કરી નહિં. પણ આચાર્યશ્રી પાંચ વૈષ્ણવો અને કેશવભટ્ટ કાશ્મિરી અને તેના ચાર શિષ્યોને લેઈ તેની નીચે થઈ વિશ્રાન્તિઘાટ ઉપર સ્નાન કરવા ગયા, અને ત્યાં ઘાટ ઉપર સ્નાન સંધ્યા કરી તે યંત્ર નીચે થઈ પોતાને મુકામે આવ્યા; પણ એમને કે એમની સાથેના માણસોને કાંઈ ઈજા થઈ નહિં. આચાર્યશ્રીએ ત્યાં સાત દિવસ રહી પારાયણ કર્યું. પછી ત્યાંથી મુકામ ઉઠાવવાને તૈયાર થયા, ત્યારે ત્યાંના તમામ વૈષ્ણવો અને બીજા લોકોએ આચાર્યશ્રીને અરજ કરી કે, આ યંત્ર અહીંથી ઉઠાવડાવવો જોઇએ. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, તમે ગોકુલ જઈ મારૂં નામ દેઈ ત્યાંના કાજીને કહો કે એ યંત્ર

મથુરાં.

યવને ગોઠવેલો યંત્ર.

અહીંથી ઉઠાવી લો. તે ઉપરથી કેટલાએક લોક કાજી પાસે ગયા અને આચાર્યશ્રી તરફથી એ યંત્ર ઉઠાવી લેવાનું કાજીને કહ્યું. ત્યારે કાજીએ કહ્યું કે એ યંત્ર બાદશાહના હુકમથી ગોઠવ્યો છે, તેથી બાદશાહની પરવાનગી વગર ઉઠે એમ નથી. ત્યારે તે લોકોએ આચાર્યશ્રીને તે હકીકત કહી. પછી આચાર્યશ્રીએ કેશવભટ્ટ અને વાસુદેવ છકડાને આજ્ઞા કરી કે, હું આ કાગળમાં એક યંત્ર કાઢી આપું છું તે લેઈ દિલ્હીને મુખ્ય દરવાજે ચોઢો. એમ કહી આચાર્યશ્રીએ એક યંત્ર કાગળ ઉપર ચિતર્યા, અને તે કાગળ વાસુદેવ છકડાને અને કેશવભટ્ટને આપ્યો. આ બન્ને જણ

આચાર્યશ્રીએ આપેલો યંત્ર.

થોડા રોજમાં દિલ્હી આવ્યા અને રાત્રે થાળી પિટાવી કે મથુરાં જવાને દરવાજે ગોકુળના શ્રીવલ્લભાચાર્યજીએ એક યંત્ર ચોડાવ્યો છે, તે એવો છે કે, તેની નીચે થઇને જે મુસલમાન પસાર થશે તેની દાઢી જતી રહી ચોટલી ઉગશે. એ પ્રમાણે રાત્રે દાંડી પિટાવી તે યંત્ર દરવાજે ચોડયો. સવારમાં લોકો આશ્ચર્ય પામ્યા અને કોઈ મુસલમાન એ દરવાજેથી યંત્ર નીચે થઇ જવાની હિંમત ધરે નહિં. એ વાત બાદશાહના કાને

દિલ્હીને દરવાજે આચાર્યશ્રીના યંત્ર.

જતાં બાદશાહે કોણે અને કોના હુકમથી એ યંત્ર ચોડયો છે તેની તજવીજ કરાવી. તે ઉપરથી વાસુદેવદાસ અને કેશવભટ્ટ જેઓ એ દરવાજા નજીક મુકામ કરી રહ્યા હતા તેમને પકડી બાદશાહની પાસે લેઇ ગયા. બાદશાહે કોના હુકમથી એ યંત્ર ચોડયો છે એમ પૂછતાં, કેશવભટ્ટે આચાર્યશ્રીની સઘળી હકીકત કહી, અને બાદશાહના યંત્ર નીચે થઇને ઘણા દિવસ સુધી પસાર થયાં છતાં, એમને કાંઇ ઇજા થઇ નહોતી એ વાત કહી બતાવી; ત્યારે બાદશાહ આચાર્યશ્રીનાં હિંમત, આત્મબળ અને નિર્ભયતાનાં વખાણ કરવા લાગ્યો. પછી બાદશાહે એમને યંત્ર ખસેડવાનું કહ્યું, ત્યારે એમણે કહ્યું કે વિશ્રાન્તિઘાટ ઉપરનો યંત્ર ખસેડવામાં આવેથી આ યંત્ર ખસેડી

બાદશાહની મુલાકાત.

લેઇશું. તે ઉપરથી બાદશાહે સાંઢણી સવાર સાથે ગોકુલના કાજીને હુકમ લખી મોકલ્યો કે વિશ્રાન્તિઘાટ ઉપરનો યંત્ર તાબડતોબ ખસેડી, આવેલા સવાર સાથે તે ખસેડ્યાનો જવાબ લખવો, અને હવેથી હિંદુઓના મનની લાગણી દુખાય એવું કાંઇ કૃત્ય કરવું નહિં. હિંદુઓમાં પણ કરામતવાળા ઘણા ફકીરો પડ્યા છે, માટે તમારે હવે પછી કોઇપણ પ્રકારનું સાહસ કરવું નહિં. એ પ્રમાણે સાંઢણી સવાર સાથે હુકમ મોકલી કેશવભટ્ટ અને વાસુદેવદાસ છકડાને રજા આપી કહ્યું કે, જવાબ આવેથી તમને જણાવીશું. પછી થોડા દિવસમાં સાંઢણી સવાર એ યંત્ર ખસેડ્યાનો જવાબ લેઇને આવ્યો, એટલે કેશવભટ્ટ વગેરેને બોલાવી તે બતાવ્યો. પછી તેઓએ આચાર્યશ્રીએ કરી આપેલો યંત્ર ઉખાડી લીધો અને આચાર્યશ્રીને સઘળી હકીકત કહી. મથુરાના અને ત્યાં આવેલા સઘળા લોકો આચાર્યશ્રીનું આવું સામર્થ્ય જોઇ ઘણા પ્રસન્ન થયા.

યંત્રનું ઉઠાવવું.

યંત્ર ઉઠાવી લીધા પછી જે જગાએ એ યંત્ર મુકયો હતો તે જગા ઉપર પાણી છંટાવી તે પવિત્ર કરી આચાર્યશ્રીએ કહ્યું કે, હવેથી આ જગા ઉપર જે યંત્ર મુકવામાં આવશે તે જુઠો પડશે.

જગા પવિત્ર કરી.

તે પછી કેશવભટ્ટે પોતાને દેશ જવાની રજા માગી, અને આચાર્યશ્રીને ગુરૂદક્ષિણા લેવાની વિનંતિ કરી. આચાર્યશ્રીએ એમને જવાની આજ્ઞા આપી, પણ ગુરૂદક્ષિણા લેવાની ના પાડી, ત્યારે કેશવભટ્ટે એમના શિષ્ય માધવભટ્ટને આચાર્યશ્રીને અર્પણ કર્યો, અને મથુરા છોડ્યું.

કેશવભટ્ટની વિદાયગિરિ.

પછી માધવભટ્ટે પ્રાર્થના કરવાથી આચાર્યશ્રીએ એમને નામ મંત્ર આપી બ્રહ્મ સંબંધ કરાવ્યો, અને ભક્તિ માર્ગનું રહસ્ય સમજાવ્યું.

માધવભટ્ટનું શરણે થવું.

**તે પછી આચાર્યશ્રીએ ઉજાગર ચોબાને પુરોહિતાઈનો લેખ કરી આપ્યો.**

બેઠકનાં પુસ્તકોમાં વિશ્રાન્તિઘાટ ઉપરનો યંત્ર ઉઠાવડાવ્યાની મિતિ સંવત્ ૧૫૪૯ ના ભાદ્રપદ વદ ૧૩ લખી છે. પરંતુ શ્રી યદુનાથ વિજયમાં બનાવોનો જે ક્રમ આપ્યો છે. તેની સાથે તે મળતી આવતી હોય એમ જણાતું નથી.

યંત્રની મિતિ.

કેશવભટ્ટ મથુરાથી વિદાય થયા પછી માધવભટ્ટ આચાર્યશ્રીની પાસે થોડા દિવસ રહ્યા, અને આચાર્યશ્રીએ સ્થાપન કરેલા ભક્તિમાર્ગનું રહસ્ય સમજ્યા. પછી સેવાની વિધિ જાણી લઈ શ્રી ઠાકોરજીની સેવા કરવા લાગ્યા. અને થોડા વખતમાં ઉત્તમ ભક્ત થયા.

તે પછી કેટલેક દિવસે આચાર્યશ્રીની આજ્ઞા લઈ માધવભટ્ટ પોતાને ગામ ગયા અને શ્રીહરિની સેવા કરવા લાગ્યા. એક વખતે એ ગામના એક ધનાઢ્ય શાહુકારનો એકનો એક દિકરો મરણ પામ્યો, તેથી તે શાહુકાર ઘણો વિલાપ કરવા લાગ્યો, અને પોતાનો દીકરો જીવે નહિ તો પોતે મરવાનો નિશ્ચય કર્યો. પછી ગાંડાની માફક પોકેપોક મુકતો તે ગામમાં ચારે તરફ ફરવા લાગ્યો, એને જોઈ રસ્તે જતા એક વૈષ્ણવને દયા આવી તેથી તેણે એ શાહુકારને કહ્યું કે મરણ પ્રાણીમાત્રને માથે છે. તું રડી રડીને મરી જશે તોપણ તારો છોકરો જીવવાનો નહિં હોય તો જીવશે નહિ, પણ જો પ્રભુ કૃપા કરે તોજ તે જીવે. માટે આ ગામમાં માધોભટ્ટ નામના ઉત્તમ વૈષ્ણવ છે, એમની પાસે તું જા. એ કદાચ તને કાંઇ ઉપાય બતાવે તો જો. તે ઉપરથી એ શાહુકાર રોતો રોતો માધવભટ્ટને ઘેર આવ્યો. માધવભટ્ટે આસપાસના લોકોથી તમામ હકીકત જાણી લીધી. સંતાન રહિત, જુવાન એકનો એક છોકરો બાળવિધવાને મુકી મરણ પામ્યો એ વાત સાંભળી માધવભટ્ટના મનને ઘણી દયા આવી તેથી એમણે પોતાના મંદિરમાં જઇ શ્રીઠાકોરજીને વિનંતિ કરી કહ્યું કે,

શાહુકારના બેટાનું મરણ.

માધવભટ્ટની વિનંતિ.

**दयालोस्ते समर्थस्य दुःखाय वै दयालुता ॥**
**विश्वोद्धरणदक्षस्य सा तवैकस्य शोभते ॥१॥**

અર્થ—દયાળુ અને સમર્થની દયાળુતા ( બીજાના ) દુઃખને માટે થાય, તે વિશ્વોદ્ધારદક્ષ એક તમને શોભે છે. બીજાને શોભે નહિ. ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું કે એ શાહુકારને કહે કે તારો દિકરો જીવશે. તે ઉપરથી માધવભટ્ટે તે શાહુકારને કહ્યું કે તારો દીકરો જીવશે. પરંતુ તે શાહુકારને વિશ્વાસ આવ્યો નહિ; તેથી તેણે માધવભટ્ટના ઘર આગળજ રોવાનું જારી રાખ્યું એટલામાં એને ઘેરથી વધાઈ આવી કે છોકરો જીવતો થયો છે. તેથી એ શાહુકાર માધવભટ્ટને પગે લાગી ત્યાંથી ગયો.

શાહુકારના બેટાનું જીવવું.

પછી માધવભટ્ટે વિચાર કર્યો કે દયાને લીધે મેં આ શાહુકારને કહ્યું કે તારો છોકરો જીવશે એ ઠીક કરયું નથી, કેમકે ગામ હોય ત્યાં અનેક દુઃખી અને દરદીઓ હોય. આ વાત તેઓ જાણશે તો તેઓ મારૂં ઘર તોડી પાડશે, માટે બહેતર છે કે મારે અહિં રહેવું નહિ. પછી માધવભટ્ટ અર્ધરાત્રિની વખતે પોતાના ઠાકોરજીને સંપુટમાં પધરાવી ત્યાંથી અડેલ ગયા, અને આચાર્યશ્રીની સાથેજ રહ્યા.

ભાગવત ઉપર ટીકા.

શ્રી ભાગવતના પહેલા ત્રણ સ્કંધ અને દશમા અને અગીઆરમા સ્કંધ ઉપર તથા બારમા સ્કંધના ચાર અધ્યાય ઉપર આચાર્યશ્રીએ સુબોધિની નામની ટીકા લખી છે. એ બધી ટીકા આચાર્યશ્રીના કહેવા પ્રમાણે માધવભટ્ટ લખતા.

માધવભટ્ટનું અવસાન.

એક વખત આચાર્યશ્રી પરદેશ પધારયા, ત્યારે માધવભટ્ટ સાથે હતા. દોઢ પહોર રાત્રિયે માધવભટ્ટ લઘુબાધાને માટે બહાર ગયા. તે વખતે કોઇ ચોરે એમના ઉપર તીર ફેંક્યું, તેથી એમણે પ્રભુનું નામ લેતાં દેહ છોડી.

નિબંધ નામના પુસ્તકમાં આચાર્યશ્રી, દામોદરદાસ અને આ માધવભટ્ટની છબી આપી છે.

વ્રજયાત્રા.

કેશવભટ્ટ અને વાસુદેવદાસ છકડા દિલ્હી ગયા તે દરમિયાન આચાર્યશ્રી ગોકુળ, મહાવન વગેરે સ્થળોની ફરીથી મુલાકાત કરી આવ્યા. એ પ્રમાણે વ્રજયાત્રા કરી આચાર્યશ્રી અડેલમાં પધારયા.

આચાર્યશ્રી અડેલમાં બિરાજતા હતા, તે વખતે સિદ્ધપુરમાં જે બ્રાહ્મણે પુત્રને માટે પ્રાર્થના કરી હતી તે બ્રાહ્મણની સ્ત્રીને હરિ ઇચ્છાથી પુત્ર પ્રાપ્ત થયો. તે પછી તે પુત્ર મોટો થયો, એટલે એ બ્રાહ્મણને વૈરાગ્ય ઉપજ્યાથી પોતાની સ્ત્રી અને પુત્રને સાથે લેઈ આચાર્યશ્રીની પાસે આવ્યો, અને બન્ને સ્ત્રીપુરૂષે શરણ અને સંન્યસ્તને માટે પ્રાર્થના કરી. ત્યારે આચાર્યશ્રીએ તેમને સંન્યાસ ધર્મ સમજાવ્યો, અને કહ્યું કે, સ્ત્રીને તો સંન્યાસનો અધિકાર નથી, કેમકે અનુગમન બે પ્રકારનું છે. એક પતિ મરી ગયા પછી સતી થવું, એ અને બીજું પોતાનો પતિ સંન્યસ્ત કે વાનપ્રસ્થ અવસ્થા ધારણ

સિદ્ધપુરનો બ્રાહ્મણ અને તેની સ્ત્રી.

કરે તો તેની પરિચર્યાને માટે જોડે જવું તે. ત્યારે તે ધણી ધણિ યાણી આચાર્યશ્રીને શરણે થયાં, અને વૃન્દાવનમાં જઇ ભાગવત સંન્યાસ વડે બન્ને સાથે મુક્ત થયાં. પછી તેમના દીકરાને આચાર્ય શ્રીએ નામ મંત્ર આપીને તેનું નામ ગોપાળદાસ રાખ્યું.

ત્યાંથી આચાર્યશ્રી એક વખત સિંહનદ થઈ સ્થાનેશ્વર ગયા.

રામાનંદનો પુનઃ સ્વીકાર.

આ સ્થળમાં વસતા, વિરૂદ્ધ આચારથી વર્તનાર, રામાનંદ પંડિતનો ભગવાને સ્વીકાર કરયો હતો, ( જુઓ પૃષ્ટ ૨૩૨ મે), તેથી આચાર્યશ્રીએ એમનો પુનઃસ્વીકાર કરયો. પછી આચાર્યશ્રી ગોકુળ પધારયા.

આ સ્થળમાં પોતાની સ્ત્રીના ગર્ભમાં સંકર્ષણનો પ્રવેશ થયો છે એમ ખબર પડતાં, શક લોકોના આગમનના મિષથી પોતાનાં

પ્રયાગ.

સ્ત્રી, કુટુંબ, અને ઠાકોરજીને વાસુદેવ, યાદવ વગેરે સાથે આચાર્યશ્રીએ અડેલ મોકલાવી દીધાં, અને પોતે દામોદરાદિની સાથે થોડા દિવસ ગોકુળમાં બિરાજી, પ્રયાગ

અડેલ.

ગયા; ત્યાંથી કૃષ્ણદાસને મોકલી સંપાદિત સ્થાનની શુદ્ધિ કરાવી આચાર્યશ્રી અડેલ પધારયા.

આ સ્થળમાં વિક્રમાર્ક સંવત્ ૧૫ ૭ (हय रस शर रसा)

શ્રી ગોપીનાથજીનો પ્રાદુર્ભાવ.

ના આસો માસની કૃષ્ણ દ્વાદશીને દિવસે શ્રીગોપીનાથજીનો પ્રાદુર્ભાવ થયો. ગોપીનાથજીને સંસ્કાર કરાવી આચાર્યશ્રી કાશી પધારયા.

કાશીમાં આવી આચાર્યશ્રીએ પુરૂષોત્તમદાસને જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવાની તૈયારી કરવાની આજ્ઞા કરી.

જ્યોતિષ્ટોમ યજ્ઞની તૈયારી કાશી.

પછી ઋત્વિગ્ પરીક્ષાને માટે કાશીમાં પોતાને ઘેર પધાર્યા. ત્યાં વિષ્ણુચિતઉપાધ્યાય, શંભુભટ્ટ, તથા કાશીપતિ ઇત્યાદિ બાર ઋત્વિજોની પરીક્ષા કરી તેમને ગ્રહણ કર્યા. પોતાના દેશથી જનાર્દન વગેરેને બોલાવ્યા હતા તે આવ્યા. તે વખતે સર્વના શો-

કના નાશને માટે પોતાના ભાઈ રામકૃષ્ણને વૈકુંઠમાં દેખાડયા.

આ ઉપરથી જણાય છે કે રામકૃષ્ણ તે પહેલાં ગુજરી ગયા હતા. બીજાઓએ પણ રામકૃષ્ણને વૈકુંઠમાં જોયા.

પ્રયાગ.

પછી પ્રયાગમાં જ્યોતિષ્ટોમ ( સોમયાગ ) ને માટે શાલા તથા સ્થાન સંપત્તિ કરાવી. પછી પોતાનાં તમામ સંબંધીઓની જુદાં જુદાં કાર્યોમાં યોજના કરી. માતુશ્રીને ભગવત્‌સેવાનું કાર્ય સોંપ્યું. વિષ્ણુચિત્‌ને યજ્ઞના ઉપાધ્યાય ઠરાવ્યા. તેના પુત્રને અધ્વર્યુ ઠરાવ્યો. પોતાના બનેવી મહેશ્વરને હોતા, અને રામેશ્વરને ઉદ્દગાતા નીમ્યા. કાશીપતિને બ્રાહ્મણસંશિન્ કર્યા. દેવભટ્ટના પુરોહિત અચ્યુતને પોતા અને પચ્યુભટ્ટને આગ્નિધ્ર કર્યા. કેશવને ગ્રાવસ્તુત, માધવના ભાઈ મુરારિને અચ્છાવાક અને શાકલ નાગનાથને નેતા, ચિંચાભટ્ટને સ્થાતા, બૃહસ્પતિને પ્રશાસ્તા, શંભુભટ્ટને પ્રસ્તોતા, ત્રિવિક્રમને પ્રતિહ્રત, અને કૃષ્ણાભટ્ટ, સુબ્રમણ્ય અને વામન એટલાને રૂત્વિજો નીમ્યા. એ પ્રકારે વ્યવસ્થા કરી જનાર્દનકાકાને સભાધ્યક્ષ, માધવને દાનાધ્યક્ષ, કૃષ્ણદાસ મેઘનને કોષાધ્યક્ષ, શ્રેષ્ઠિ પુરૂષોત્તમદાસને કાર્યાધિકારી, અને એમના પુત્ર ગોપાળદાસને બ્રાહ્મણને પાત્રસ્થાનના અધિપ ઠરાવ્યા, અને વિદ્યાધર આચાર્યને અતિથિ પૂજનનું કામ સોંપ્યું. સરસ્વતીને પાક કરવાનું અને સુભદ્રાને પીરસવાનું કામ સોંપ્યું. કૃષ્ણભટ્ટને પરિચારકીનું કામ સોંપ્યું. હરિકૃષ્ણને તથા પોતાની સ્ત્રી મહાલક્ષ્મીને પોતાની સેવામાં રાખ્યાં. ભગવાનદાસ, વાસુદેવ, યાદવ વગેરેને રક્ષક નીમ્યા.

સોમયાગ.

જ્યોતિષ્ટોમ યજ્ઞ.

પછી પ્રયાગમાં આચાર્યશ્રીએ યથાવિધિ જ્યોતિષ્ટોમ યજ્ઞ કર્યો. યજ્ઞ પુરો થતાં સઘળા આવેલાનો દાન માન વડે સારો સત્કાર કરાવ્યો, અને બ્રાહ્મણોને બહુ દક્ષિણા આપી. એ પ્રકારે યજ્ઞની સમાપ્તિ થયા પછી આચાર્યશ્રી અડેલ પધાર્યા.

ત્યાર પછી એક દિવસે આચાર્યશ્રીના ઉદરમાં કાંઈ વ્યથા

થઇ. ત્યારે શિષ્યો ઔષધ લાવ્યા. તે ઔષધ આચાર્યશ્રીએ અગ્નિમાં નાંખી દીધું, એટલે પેટમાંની પીડા મટી ગઈ.

એક વખત આચાર્યશ્રી વ્રજયાત્રામાં અઘમર્ષણતીર્થમાં પધારયા. ત્યાં કોઈ વિષ્ણુમુનિનો શિષ્ય આચાર્યશ્રીની સ્તુતિ કરવા લાગ્યો. એ સ્તુતિ પુરી થયેથી તે શિષ્ય વિમાનમાં બેસી વૈકુંઠ ગયો. તે પછી આચાર્યશ્રી વ્રજયાત્રા કરવા પધારયા.

વ્રજયાત્રા.

એક વખત શ્રીગોકુલેશના આવિર્ભાવને માટે પોતાનાં પત્નિયે પ્રાર્થના કરી, ત્યારે આચાર્યશ્રીએ એમને શ્રીગોકુલેશનું પૂજન કરવાનો ઉપદેશ કરયો. પૂજન કરતાં એક દિવસ મહાલક્ષ્મી ( સ્ત્રી ) એ કહ્યું કે, શ્રીગોકુલેશ મદનમોહનજી મહારી સાથે હસે છે તેનું કારણ કહો. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, તારો મનોરથ સિદ્ધ થયો અને થોડા કાળમાં એમનો પ્રાદુર્ભાવ થશે.

મહાલક્ષ્મી.

તે પછી કુટુંબસહ વર્તમાન આચાર્યશ્રી જગદીશની યાત્રાને માટે પધારયા. ત્યાંની યાત્રા કરી આચાર્યશ્રી કાશીમાં આવ્યા અને ત્યાંથી ચરણાદ્રિ પધારયા.

ગોપાળદાસ પ્રાગટ્યસિદ્ધાંત નામના પુસ્તકમાં લખે છે કે, ચરણાદ્રિનો રાજા આચાર્યશ્રીને શરણે આવ્યો, અને એણે આચાર્યશ્રીને ચરણાદ્રિમાં પધારવાની વિનંતિ કરયાથી, તથા ત્યાં રહેવા વગેરેનાં મકાનો તૈયાર કરાવી આપવાથી, આચાર્યશ્રી ચરણાદ્રિ પધારયા.

ત્યાં ભગવાનની વ્યાપીવૈકુંઠલીલાનો પ્રાદુર્ભાવ થયો અને સંવત્ ૧૫૭૨ માં મહાલક્ષ્મીને વિષે ગોસ્વામી શ્રી વિઠ્ઠલનાથજીનો પ્રાદુર્ભાવ થયો. તે વખતે ત્યાં વિઠ્ઠલ નાથજી પધારયા, અને નંદાલય મહોત્સવ થયો. પછી કેટલાએક વખત સુધી ચરણાદ્રિમાં રહી આચાર્યશ્રી અડેલ પધારયા. ત્યાં શ્રી વિઠ્ઠલનાથજીને બાકીના સંસ્કાર કરાવ્યા. પછી ફરીથી વ્રજયાત્રા

ચરણાદ્રિ.

કરી, અને ગોપીનાથજીનો યજ્ઞોપવીત મહોત્સવ ત્યાં કરયો. તે પછી ગજનધાવન પોતાના નવનીતપ્રિયાજીને ત્યાં પધરાવી લાવ્યો.

પછી એક દિવસ એક દંડી સંન્યાસી પોતાના શિષ્યો સહિત આચાર્યશ્રીની સાથે વિવાદ કરવાને આવ્યો. આચાર્યશ્રીએ એનો થોડા વખતમાં પરાજય કરયો.

દંડી સંન્યાસીનો પરાજય.

તે પછી આચાર્યશ્રીનાં વહુજીને તથા માતુશ્રીને ભગવાને નિવેદન મંત્ર આપ્યો. તે પછી વાષિક મહોત્સવમાં આચાર્યશ્રીએ માતાની આજ્ઞાનું અને એકાદશી વ્રતનું પાલન કરયું.

તે પછી આચાર્યશ્રી જગદીશની યાત્રા કરવા પધારયા. ગંગાસાગર પહોચ્યા ત્યારે, ત્યાં કૃષ્ણ ચૈતન્યનો મેળાપ થયો.

જગદીશની યાત્રા કૃષ્ણ ચૈતન્ય.

ત્યાં એક બીજાની સાથે પ્રીતિપૂર્વક ધર્મસંબંધી વાર્તા ચાલી. કૃષ્ણ ચૈતન્યે કહ્યું કે હું હમારા વૈષ્ણવોને નિત્ય સવાલક્ષ વખત હરિનું નામ લેવાનો બોધ કરૂં છું. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, હું તો વૈષ્ણવોને આખા દિવસ અને રાત પ્રભુનું નામ લેવાનું કહું છું, અને એમ માનું છું કે, એક ક્ષણ પણ પ્રભુનું નામ લીધા વિના જાય તો તેમાં આસુરાવેશ પ્રાપ્ત થવાનો સંભવ છે. ત્યારે કૃષ્ણ ચૈતન્યે કહ્યું કે, આખો દિવસને રાત શ્રીહરિનું નામ લેવું શી રીતે બની શકે ? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, જે ચાક ઉપર કુંભાર વાસણો ઉતારે છે તે ચાકને દંડથી તે ક્ષણે ક્ષણે ગતિ આપતો નથી, તોપણ તે ચાક ઘણા વખત સુધી ફરતો રહે છે. એક વખત બળથી આપેલી ગતિ ઘણા વખત સુધી જારી રહે છે, તેમજ મનને પણ સેવા અને નવરાશના વખતમાં એવી ગતિ આપવી કે તે ગતિ વ્યવસાય અને ઊંઘના વખતમાં પણ જારી રહે. આ વાત દેખીતી રીતે સમજવી મુશ્કેલ છે, તોપણ તે ખોટી નથી અને એમ કરવું એ બીલકુલ અશક્ય નથી.

**तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ॥**
**वदद्भिरेवं सततं स्थेयमित्येवं मे मतिः ॥१॥**

અર્થ—એટલા માટે સર્વપ્રકારે "શ્રીકૃષ્ણઃશરણંમમ" એ રીતે અષ્ટાક્ષર મંત્રનો નિરંતર જપ કરતાં પ્રભુ પરાયણ થઇને રહેવું એવી મારી બુદ્ધિ છે.

નિત્ય સ્મરણ.

એ પ્રમાણે ધર્મ ચર્ચા કરતા આચાર્યશ્રી કૃષ્ણ ચૈતન્યની સાથે કેટલોએક વખત ત્યાં રહ્યા. પછી બન્ને ત્યાંથી શ્રીજગદીશ જવા નિકળ્યા. રસ્તે જતાં બે માર્ગ આવ્યા; એક ઘાડા જંગલમાંથી જવાનો ટુકો માર્ગ, અને એક સુરક્ષિત લાંબો માર્ગ. તે વખતે કૃષ્ણચૈતન્યે કહ્યું કે, આપણે આ ટુંકા માર્ગથી શ્રીજગદીશ જઇએ, ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે, જ્યારે ભય વિનાનો માર્ગ સાધ્ય છે ત્યારે, ભય વાળા માર્ગે જવાનું કાંઈ પ્રયોજન નથી, કેમકે કદાચ ભયમાં આવી પડીયે, તો આપણુને બચાવાનો પ્રભુને શ્રમ લેવો પડે. માટે પ્રયોજન વગર એવો શ્રમ ભગવાનને આપવો એ સારૂં નથી. ત્યારે શ્રી કૃષ્ણચૈતન્યે કહ્યું કે, મારા મનમાં શ્રીજગદીશનાં દર્શન કરવાની ઘણી આતુરતા છે, તેથી હું તો આ ટુંકે માર્ગે જઈશ; ત્યારે આચાર્યશ્રીએ એમને તે માર્ગે જવા દીધા, અને પોતે તો લાંબે માર્ગે ગયા.

થોડા રોજમાં આચાર્યશ્રી જગદીશ પહોંચ્યા, ત્યારે કૃષ્ણચૈતન્યે એમને કહ્યું કે, આપનું કહેવું ખરૂં પડયું. હું ટુંકે માર્ગે જંગલમાંથી ગયો, પણ હરિઈચ્છાથી હું ને મારા સોબતીઓ વિખુટા પડી ગયા, અને હું જંગલમાં ભુલો પડયો; એટલામાં એક મસ્ત હાથીએ મારા ઉપર તરાપ મારી. હું ગભરાયો તે વખતે શ્રીજગન્નાથજીનો ત્યાં આવિર્ભાવ થયો. જગન્નાથજીનું વિકરાળ સ્વરૂપ જોઇ, તે હાથી નાશી ગયો અને મને તરત માર્ગ જડયો.

કૃષ્ણ ચૈતન્ય વિકટ માર્ગે.

આચાર્યશ્રીએ કહ્યું કે આપણે બનતા સુધી પ્રભુને શ્રમ આપવો એ સારૂં નથી.

પછી જગદીશમાં રથયાત્રાનાં દર્શન કરી, આચાર્યશ્રી હરિદ્વાર પધાર્યા. ત્યાં પોતાની યોગમાયાવડે સર્વને સુવાડી દેઇને, પોતાની સાથેના વૈષ્ણવો, વિરક્તો તથા કેતુ, કમંડલુ, લકુટાલૌકી, કેવળરામ, ભગવાનદાસ આદિને પૂર્વપર્વસ્નાન કરાવ્યું. તે પછી આચાર્યશ્રી અલર્કપુર ( અડેલ ) પધારયા. ત્યારબાદ કવિરાજને શિક્ષા આપી ત્યાંથી કાન્યકુબ્જ પધારયા. ત્યાં પરમાનંદદાસના ઉપર અનુગ્રહ કરી, એમને શ્રીહરિની લીલાનાં દર્શન કરાવ્યાં.

હરિદ્વાર–પૂર્વ પર્વસ્નાન.

ઉપર લખેલા કવિરાજ ભાટ જ્ઞાતે બ્રાહ્મણ હતા. એ ત્રણ ભાઈ હતા, અને ત્રણે ભાઈ અડેલમાં આચાર્યશ્રીને શરણે થયા હતા.

કવિરાજ ઘણાં સારાં કવિત કરતા. આચાર્યશ્રીને શરણે થયા પછી, એ અડેલમાં રહેવા લાગ્યા. આચાર્યશ્રીએ એમને બોધ કરયો કે, હાકેમો કે એવા દરજ્જાના લોકોના ગુણ ગાવા કરતાં શ્રીપ્રભુના ગુણ ગાવા એ વધારે લાભકારી છે, એટલા માટે શ્રી હરિ સિવાય બીજાના ગુણ ગાવા નહિ. આ બોધ મલ્યા પછી કવિરાજે લૌકિક પ્રભુના ગુણ ગાવાનું કામ છોડી દેઈ, શ્રીનાથજી, શ્રીહરિ, અને આચાર્યશ્રી વિષે એમણે અનેક કવિતો બનાવ્યાં.

આ કવિરાજની વાર્તા ૮૪ વૈષ્ણવોમાં ૬૬ મી છે.

પરમાનંદદાસ કનોજીયા બ્રાહ્મણ હતા. એ એક સમર્થ કવિ હતા. આચાર્યશ્રીને શરણ થયા પહેલાં એ પરમાનંદ સ્વામી કહેવાતા, અને બીજાઓને કંઠિયો બાંધતા અને પ્રભુના વિરહનાં મનોહર પદો બનાવી ગાતા. આચાર્યશ્રીને શરણે થયા પછી એમણે શ્રીકૃષ્ણની બાળલીલાનાં પદ ગાવા માંડ્યાં. એમનાં બનાવેલાં ઘણાં પદ છપાયાં છે. એમને શ્રી ઠાકોરજીના ઉપર ઘણો પ્રેમ હતો એટલુંજ નહિ પણ વૈષ્ણવો ઉપર પણ એ ઘણો ભાવ રાખતા.

પરમાનંદદાસ.

એક વખત રામદાસ તથા કુંભનદાસ વગેરે વૈષ્ણવો એમને ઘેર પધારયા ત્યારે એમણે એમના આદર સત્કારમાં નીચેનું પદ ગાયું.

### પદ. રાગ હમીર.

પદ. **आये मेरे नंदनंदन के प्यारे ॥**

**माला तिलक मनोहर बानो, त्रिभुवन के उजियारे ॥१॥**

**प्रेम सहत वसत मनमोहन नेकहुठरतनटारे ॥**
**हृदय कमल के मध्य बिराजत श्रीव्रजराय दुलारे ॥२॥**
**कहा जानों कोन पुण्य प्रगठ भयौ मेरे घर जो पधारे ॥**
**परमानंद प्रभु करी न्योछावर वार वार होवारे ॥३॥**

૮૪ વૈષ્ણવોની વાર્તાઓમાં આ પરમાનંદદાસની વાર્તા છે.

ત્યાર પછી વ્રજયાત્રામાં આચાર્યશ્રીએ સંતદાસના ઉપર અનુગ્રહ કર્યો.

સંતદાસ.

આ સંતદાસની વાર્તા ૮૪ વૈષ્ણવોમાં ૭૭ મી છે. સંતદાસ ચોપડાક્ષત્રી હતા અને આગ્રામાં રહેતા. એ પ્રથમ મોટા વ્યાપારી હતા, પણ ખોટ જવાથી માત્ર ૨૪ ટકા ( પૈસા ) ની પુંજી રહી હતી. તેથી એટલા પૈસા વડે એ કોઠિયાનો ધંધો કરતા. સેવ બજારમાં કોઠિયા લઈ વેચવા બેસતા અને દરેક પૈસાની જુદી જુદી ઢગલીઓ કરી રાખતા. ઢગલીઓ આગળ બેસી પોતે પોથી વાંચતા, અને ઘરાક આવે તે એક પૈસો મુકી એક ઢગલી ઉપાડી જતું. એ પ્રમાણે રોજ અઢી પૈસા કમાય ત્યાં સુધી બજારમાં બેસતા, પછી એક પૈસો રસોઈમાં વાપરતા, અને અડધા પૈસાનું ચવેણું લાવતા તે રાત્રે વૈષ્ણવો ભેગા થતા તેમને પ્રસાદ તરીકે વહેંચી આપતા. રોજ એક પૈસો બચતો તે કષ્ટના વખતને માટે સંઘરી રાખતા. એ પ્રમાણે નિર્વાહ ચલાવી સંતદાસ ભગવદ્રસમાં મગ્ન રહેતા.

ગોડદેશના એક નારાયણદાસ શ્રીમંતે સાંભળ્યું કે સંતદાસ પૈસાની ઘણી તંગીમાં છે, તેથી તેણે કાસદ સાથે ૧૦૦ મોહોરની એક હુંડી સંતદાસના ઉપર ખીડી દીધી. પણ સંતદાસે તે હુંડી નહિ વટાવતાં પરભારી અડેલ શ્રીગોસાંઇજીને ત્યાં મોકલી દીધી, અને નારાયણદાસને તે હકીકત નિવેદન કરી લખ્યું કે, તમારે લીધે મારે કાસદને એક ટકો આપવો પડયો છે, તેથી મારે એક દિવસના ભોજન ખરચ જેટલી ખોટ ગઈ છે.

બીજા વૈષ્ણવનું દ્રવ્ય રાખ્યું નહિ એ વાત સાંભળી શ્રીગોસાંઈજીએ સંતદાસના ઘણાં વખાણ કર્યાં.

સંતદાસની દેહ થાકી ત્યારે બીજા વૈષ્ણવોએ એમને ગોકુલ, મથુરા, કે બીજા કોઈ પવિત્ર સ્થળમાં લેઈ જવાનું પુછ્યું, ત્યારે સંતદાસે કહ્યું કે, શ્રીહરિને ભજવામાંજ પવિત્રતા છે, કોઈ સ્થળમાં નથી. અંતે આનંદ અને શાન્તિની સાથે સંતદાસે પોતાની દેહ છોડી.

તે પછી આચાર્યશ્રી વ્રજમાંથી કુરૂક્ષેત્રમાં પધારયા, અને ત્યાંથી શ્રીરણછોડરાયજીનાં દર્શન કરવા દ્વારકા જવાને ગુજરાતમાં પધારયા. અનેક મનુષ્યને શરણે લેતા લેતા, આચાર્યશ્રી એક વખત ગુજરાતના દેશાધિપતિને ગામે આવી પહોચ્યા. એ દેશાધિપતિયે એવો હુકમ કર્યો હતો કે, કોઇએ પાલખી કે બીજા હરકોઈ વાહનમાં બેસી તેના ગોખ નીચે થઈ પસાર થવું નહિં આચાર્યશ્રીની સાથે ઘણા વૈષ્ણવો અને સેવકો હતા. તેઓએ ઘણા આગ્રહથી આચાર્યશ્રીને એક ચકડોલ ( ચોડોલ–એક જાતનું તાવદાન કે સુખાસન જેને ચાર સ્થંભ અને તે ઉપર છત્રી હોય છે તે) માં બેસાડયા, અને તે ચકડોલ દેશાધિપતિના ગોખ નીચે થઇને લીધું, એ જોઇ તે દેશાધિપતિના ખોજાએ દેશાધિપતિને કહ્યું કે, દેખો સાહેબ આપણા ગોખ નીચે થઇને કેવી સ્વારી જાય છે. એ સાંભળી દેશાધિપતિ ગોખમાં આવ્યો, અને જુએ છે તો ચોડોલમાં આચાર્યશ્રીને એક તેજના પુંજ રૂપ દીઠા. તે જોઇ તે પોતાના ખોજાને ખીજયો, અને કહ્યું કે અરે મૂર્ખ તું મને અગ્નિની સાથે કેમ લડાવવા માગે છે? એમ કહી દેશાધિપતિ પોતાના મહેલમાં ગયો, અને આચાર્યશ્રીની સ્વારી નિર્વિઘ્ને દેશાધિપતિના ગોખ નીચે થઇને પસાર થઇ.

ગુજરાતમાં પ્રવાસ.

આચાર્યશ્રી ચકડોલમાં બેસી હાકેમના ગોખ નીચે થઇ પસાર થયા.

પછી આચાર્યશ્રીએ ગોપાળદાસ, બાદરાયણદાસ, ગંગાદિના ઉપર અનુગ્રહ કરયો.

આ ગોપાળદાસ વાંસવાડા પાસે એક ગામમાં રહેતા હતા. કોઈ ભગવદીય આવે તેને ઉતરવાને એમણે પોતાના ઘર પાસે એક જુદો મુકામ કરી રાખ્યો હતો. એમનો હેતુ એ હતો કે, ભગવદીયની સાથે શ્રીહરિ સંબંધી કથા વાર્તા થાય. એમના બોધથી ઉજ્જેનના પદ્મરાવલ આચાર્યશ્રીને શરણે ગયા હતા.

ગોપાળદાસ.

બાદરાયણદાસની કેટલીએક હકીકત પૃષ્ઠ ૨૨૫ મે લખી છે. દ્વારકા જતાં આચાર્યશ્રી મોરબીમાં થોડા દિવસ રહ્યા, તે વખતે બાદરાયણદાસે આચાર્યશ્રી પાસેથી ફરીથી નામ મંત્ર લીધો, અને એમની સ્રીને

બાદરાયણદાસ.

સમર્પણ કરાવ્યું. તે પછી આચાર્યશ્રી દ્વારકા ગયા ત્યારે બન્ને ધણી ધણિયાણી એમની સાથે દ્વારકા ગયાં, અને આચાર્યશ્રી ત્યાં છ મહીના સુધી રહ્યા તે દરમ્યાન બન્ને જણે એમની પાસે કથા વાર્તા સાંભળી.

ગંગા.

ગંગા એ બાદરાયણદાસની સ્ત્રી હતી કે બીજી કોઈ સ્ત્રી હતી તે માલમ પડતું નથી.

ગોવિંદ દવેનું શરણે થવું.

આચાર્યશ્રીનો મુકામ દ્વારકામાં હતો એજ અરસામાં ગોવિંદ દવે નામનો સાચોરો આચાર્યશ્રીને શરણે થયો હોય એમ જણાય છે. આચાર્યશ્રીએ ગોવિંદદવેને મંત્ર આપી બ્રહ્મસંબંધ કરાવ્યો, અને સેવા કરવાની રીત બતાવી સેવા કરવાની આજ્ઞા આપી.

નવરત્ન ગ્રંથ.

ગોવિંદદવે સેવા કરવા લાગ્યા પણ એમનું મન સેવામાં ચોંટે નહિં તેથી, એમણે આચાર્યશ્રીને એક પત્ર લખી જણાવ્યું કે, આપે મને સેવા કરવાની આજ્ઞા કરી છે, પણ વિગ્રહને લીધે મારાથી તે બરોબર થઈ શકતી નથી. ત્યારે આચાર્યશ્રીએ નવરત્ન નામનો ગ્રંથ બનાવી એમના ઉપર મોકલ્યો, અને લખ્યું કે, તમે એ ગ્રંથનો નિત્ય પાઠ કરશો તો વિગ્રહ જતો રહી તમારૂં મન શ્રીહરિની સેવામાં સ્થિર થશે. એ ગ્રંથ મળતાં એમણે થોડા દિવસ એ ગ્રંથનો પાઠ કર્યો એટલે એમનું મન સેવામાં સ્થિર થયું.

દ્વારકાની યાત્રા કરી, આચાર્યશ્રી વ્રજમાં પધાર્યા. ત્યાંથી શ્રીહરિની મૂર્તિ લેઇને અડેલ પધાર્યા, ત્યાં થોડો વખત રહ્યા. ત્યાં શ્રીવિઠ્ઠલનાથજીના યજ્ઞોપવિતનો ઉત્સવ કર્યો. ( એ રીતે પૂર્વ ચરિત્ર અવચ્છેદ પુરો થાય છે. )

તે પછી આચાર્યશ્રી દ્વારકા પધાર્યા તે વખતે, શ્રીગોપીનાથજી એમનીં સાથે ગયા. આ અરસામાં આચાર્યશ્રીના કાકા જનાર્દને શ્રી ગોપીનાથજીની સગાઈ દક્ષિણમાં કરી.

# પ્રકરણ ૨૧ મું.

## વિવિધ વાર્તા.

દેવા બ્રાહ્મણી.

(૧) આચાર્યશ્રી અડેલમાં બિરાજતા હતા તે વખતે દેશ પરદેશના વૈષ્ણવો આવી ત્યાં વસતા. તે વખતમાં એમની જ્ઞાતિની એક દેવા નામની તૈલંગ બ્રાહ્મણી અડેલમાં આવીને રહી. આચાર્યશ્રીના પ્રતાપથી ત્યાં તેનો સારી રીતે નિર્વાહ ચાલ્યો. જે વૈષ્ણવો ત્યાં આવતા તે એને આચાર્યશ્રીની જ્ઞાતિની જાણી કાંઈક દક્ષિણા આપતા. આચાર્યશ્રીને ત્યાં કાંઈક વિવાહ, જનોઈ વગેરે પ્રસ્તાવ આવતો, ત્યારે આચાર્યશ્રી એ સ્વજ્ઞાતિની છે એમ જાણી, એનું સન્માન કરતા. તોપણ એ બ્રાહ્મણીનો એવો સ્વભાવ હતો કે, એનાથી આચાર્યશ્રીનો ઉત્કર્ષ જોઈ શકાતો નહિં, અને અદેખાઇને લીધે એનું મન હમેશ બળ્યાં કરતું. દેશવિદેશના લોકો આચાર્યશ્રીનાં વહુ બેટીને દંડવત્ કરે તે એનાથી સહન થતું નહિ. તે એમ વિચારતી કે, હું અને આ સ્ત્રીઓ એક ન્યાતની છતાં મને કેમ કોઈ પગે લાગતું નથી ? એ પ્રમાણે દિવસે દિવસે એના મનમાં દ્વેષ વધવા માંડયો, પણ આચાર્યશ્રીનો ઉત્કર્ષ અટકાવવાનું એનાથી કાંઈ બને નહિં. તેથી એણે વિચાર કરયો કે, હું એમને કોઈ રીતે દુઃખ દેઉં તો સારૂં. ટહલુવો કરીને આચાર્યશ્રીનો એક જળધરિયો હતો. તે આચાર્યશ્રીને ત્યાં જળ લાવવાનું કામ કરતો હતો. એક દિવસ આ જળધરિયો યમુનાજીમાંથી જળની ગાગર ભરીને આવતો હતો તે વખતે, આ બ્રાહ્મણીએ તે ગાગર ઉપર ઝાડે જવાના લોટામાંનું પાણી રેડયું. તેથી તે ગુસ્સે થયો તોપણ, એ બ્રાહ્મણીને કાંઈ ન કહેતાં તેણે આચાર્યશ્રીના આગળ ફરિયાદ કરી કે, આપની જ્ઞાતિની બ્રાહ્મણીએ મારી ગાગર ઉપર જાણી જોઇને એના લોટાનું પાણી રેડયું. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, એની સાથે કાંઈ બોલતો નહિ. તું ગાગર લેઈ

એનો દ્વેષ.

જળધરિયાને હેરાન કરવા માંડયો.

જઈને ફરી ભરી લાવ. ત્યારે તે જળઘરિયો સ્નાન કરી બીજી ગાગર ભરી લાવ્યો. પછી જ્યારે જ્યારે એ જળઘરિયો આ બાઇની દૃષ્ટિયે પડે ત્યારે ત્યારે રોજ તે એક ગાગર અભડાવતી. તે જળઘરિયો રોજ આચાર્યશ્રીના આગળ ફરિયાદ કરતો, ત્યારે આચાર્યશ્રી ફરીથી ભરી લાવવાનું અને બ્રાહ્મણી સાથે બોલતો નહિ એમ કહેતા. તે જળઘરિયો ઘણો કાયર થયો. ત્યારે એણે આચાર્યશ્રીને કહ્યું કે, મારાથી આ બાઈ તરફથી થતું દુઃખ સહન થતું નથી, અને આપની આજ્ઞા વગર મારાથી એને કાંઈ કહી શકાતું નથી, ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, જા એના ઘરની કાંઈ ચીજ તું લેઈ આવ. ત્યારે જળઘરિયાએ કહ્યું કે, મને દેખે છે એટલે મારા ઉપર માટી અને પાણી નાખે છે તો, એ મને એના ઘરની વસ્તુ કેમ લેવા દે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, તું એને ઘેર જા અને તે પોતાની મેળે તને કાંઈક આપશે. તે પછી તે જળઘરિયો યમુનાજીમાંથી જળની ગાગર ભરીને આવતો હતો તેને પેલી બાઇએ દીઠો કે, એના મનમાં વિચાર આવ્યો કે, મે આજ જળની ગાગર અભડાવી નથી. તેથી તે પોતનું કરતી કરતી બહાર આવી ત્યારે જળઘરિયો આગળ નિકળી ગયેલો જાણી, તેણે પાછળ જઈ, પોતાના હાથમાંનું પોતનું ( છાણ માટીવાળા પલાળેલા લુગડાનો કટકો) એની ગાગર ઉપર નાખ્યું, તે પોતનું ગાગર ઉપર પડયું, અને તેને ચોંટી ગયું; ત્યારે તે જળઘરિયાએ એ પોતના સાથેની ગાગર આચાર્યશ્રીને બતાવી, અને કહ્યું કે, એ બાઈ નિત્ય આ પ્રમાણે મને હેરાન કરે છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, એ પોતનાને ધોઇને સુકવી લાવ. જ્યારે તે જળઘરિયો તેને ધોઈ લાવ્યો ત્યારે આચાર્યશ્રીએ એના કાકડા ( દેવતા સળગાવવાને માટે કપડાના કડકાની મોટી દિવેટો ) કરાવ્યા. પછી પાછલી રાત્રિયે રસોઇને માટે દેવતા સળગાવવાના કામમાં એ કાકડાનો ઉપયોગ કરવામાં આવ્યો. એ પ્રમાણે એ બાઇના ચિંથરાનો ઉપયોગ સેવાના કામમાં થતાની સાથે એ બાઇની બુદ્ધિ ફરી ગઈ. તે સવારમાં ઉઠી એ

બ્રાહ્મણીની બુદ્ધિ ફરી.

વખત એના મનમાં વિચાર આવ્યો કે, મેં આચાર્યશ્રીનો કેટલો બધો અપરાધ કરયો છે, અને આચાર્યશ્રી કેવા કૃપાળુ છે કે, એમણે મને કશું કહ્યું પણ નથી. આખું ગામ એમનું છે. એ ધારે તો મને અહિંથી કાઢી મુકવાને સમર્થ છે તેમ છતાં એ ઈશ્વરની માફક સર્વ સહન કરી રહ્યા છે. માટે મારે એમની પાસે જઈ અપરાધની ક્ષમા માગવી જોઈએ. એમ કહી તે આચાર્યશ્રીની પાસે આવી અને તેણે કહ્યું કે, મહારાજ મેં આપનો ઘણો અપરાધ કરયો છે. મને ક્ષમા કરો. મેં આપનું સ્વરૂપ જાણ્યું નહિં. આપ સાક્ષાત્ ઈશ્વર છો. જીવ સંસારરૂપી અંધકૂપમાં પડયો છે. આપ કૃપા કરી કાઢો તો બહાર નિકળે; માટે મારા ઉપર અનુગ્રહ કરી મને સેવક કરો. ત્યારે આચાર્યશ્રીએ એનો સેવામાં અંગીકાર કરયો.

તે આચાર્યશ્રીને શરણે થઈ.

આ વાર્તા ઉપરથી આચાર્યશ્રીએ સિદ્ધ કરયું કે, જ્યારે જીવની કોઈ વસ્તુનો ભગવાનની સેવામાં અંગીકાર થાય છે ત્યારે તે જીવની બુદ્ધિમાં વિપરીતતા હોય તો તે મટી જાય છે.

કનોજ–દામોદરદાસ સંભલવાળા અને દામોદરદાસ હરસાનીની વાર્તા.

૨. આચાર્યશ્રી અડેલમાં બિરાજતા હતા ત્યારે એક વખત દામોદરદાસ હરસાની કાંઈ કામ પ્રસંગે કનોજ ગયા, અને ત્યાં દામોદરદાસ સંભલવાળા ક્ષત્રીને ત્યાં મુકામ કરયો. દામોદરદાસ સંભલવાળાને ત્યાં, દામોદરદાસ હરસાની બે ચાર દિવસ સુધી રહ્યા અને પ્રસાદ લીધો પણ સખડીપ્રસાદ બિલકૂલ લીધો નહિ. એ વાત આચાર્યશ્રીના જાણવામાં આવી. તે પછી કેટલાએક દિવસે દામોદરદાસ સંભલવાળા આચાર્યશ્રીનાં દર્શન કરવા આવ્યા, ત્યારે આચાર્યશ્રીએ એમને પુછયું કે, તમે દામોદરદાસને સખડીપ્રસાદ કેમ લેવડાવ્યો નહિ? ત્યારે એમણે કહ્યું કે, દામોદરદાસ હરસાનીને પુછો કે તમે કેમ લીધો નહિ ? ત્યારે દામોદરદાસ હરસાનીને તે બાબત પુછતાં એમણે કહ્યું કે, અનસખડી પ્રસાદ ઘણો મુકતા તેથી સખડીપ્રસાદ લેવાનું કાંઈ પ્રયોજન નહોતું. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, આ

માર્ગમાં પ્રભુ ભક્તોના અંતઃકરણની વૃત્તિ જુએ છે માટે મહાપ્રસાદમાં ભેદાભેદ ગણવો નહિં.

દામોદરદાસ સંભળવાળા.

૩. એક વખત આચાર્યશ્રી કનોજ પધારયા ત્યારે દામોદરદાસ સંભલવાળાને ત્યાં મુકામ કરયો. ભોજન વિગેરેથી પરવારયા પછી, આચાર્યશ્રીએ કથાનો આરંભ કરી કહ્યું કે, હમેંશ શ્રીમદ્‌ભાગવતનો અભ્યાસ રાખવો જોઇએ, કેમકે બીજાં બધાં પુરાણો કરતાં ભાગવત પુરાણ ભક્તિને વધારનારૂં છે, પણ જેઓ ભાગવત વાંચી જાણતા હોય તેમણે તેથી પૈસા રળવાની આશા રાખવી જોઇએ નહિ.

**पठनीयं प्रयत्नेन सर्वहेतुविवर्जितम् ॥**
**वृत्यर्थं नैवयुंजीत प्राणैः कंठगतैरपि ॥**
**तदभावे यथैव स्यात्तथा निर्वाहमाचरेत् ॥**

અર્થ—સર્વ ફળની આશા છોડી દેઇને પ્રયત્નથી ( શ્રી ભાગવતનો ) પાઠ કરવો. કંઠે પ્રાણ આવે ત્યાં સુધી, વૃત્તિને માટે ભાગવતની યોજના કરવી નહિં. ભાગવતની વૃત્તિના અભાવે જે પ્રમાણે નિર્વાહ થાય તે પ્રમાણે આચરણ કરવું.

જે માણુસ પૈસાની ખાતર ભાગવત વાંચે છે તેનું મન ભાગવતમાં રહેતું નથી પણ પૈસામાં રહે છે, માટે ભાગવત તો માત્ર ભક્તિની વૃદ્ધિ કરવાના હેતુથી અને નિર્મળ બુદ્ધિથીજ વાંચવું જોઇએ. એમ ન કરે તો દ્દષ્ટ ફળમાં અદ્દષ્ટ ફળ જતું રહે છે.

પદ્મનાભદાસના ઉપર બોધની અસર.

એ સાંભળીને ત્યાં પદ્મનાભદાસ બેઠા હતા તેમણે ત્યારથી તમામ કથા વૃત્તિની ખાતર કરવાનું છોડી દીધું.

પદ્મનાભદાસ.

એક વખત પદ્મનાભદાસ પોતાની સ્ત્રી સાથે આચાર્યશ્રીનાં દર્શન કરવા અડેલ આવ્યા. તે વખતે પદ્મનાભદાસ ઘણી ગરીબાઇમાં હતા. તેથી તલનાં ફોતરાં લાવી

તેને પલાળી તેને બાફીને ઠાકોરજીને ધરાવતા, પણ ધરાવતી વખત મનમાં એમ સંકલ્પ કરતા કે આ દાળ છે, આ સખડી છે, આ દુધપાક છે, આ લાડુ છે વિગેરે.

આ વાત બીજા વૈષ્ણવોએ જાણી, તેથી આચાર્યશ્રીને કાને ગઈ, ત્યારે આચાર્યશ્રી એક વખત એમને મુકામે આવ્યા, અને જોયું તો એ ઘણી ગરીબાઇમાં હતા. આચાર્યશ્રીને એમની સ્થિતિ જોઈ દયા આવી. ત્યારે એમણે કહ્યું કે, તમને મેં શ્રીભાગવતની કથા વૃત્તિને માટે કરવી નહિ એમ કહ્યું હતું, કાંઇ બીજી બધી કથાઓ કરવાની મના કરી નહોતી; તેમ છતાં તમારી તમામ જાતની વૃત્તિ છોડી દેઈ તમે શા માટે દુ:ખી થાઓ છો ?

પછી આચાર્યશ્રીએ ઘેર આવી પોતાનાં માતુશ્રીને કહ્યું કે, રોજ પદ્મનાભદાસને ત્યાં સામગ્રી મોકલાવો. માતુશ્રીએ ચાર દિવસની સામગ્રી મોકલાવી. પદ્મનાભદાસે વિચાર્યું કે, ગુરૂનું અન્ન ખાવું એ સારૂં નથી. પછી એ સામગ્રી આચાર્યશ્રીને ત્યાં પાછી મોકલાવી. પદ્મનાભદાસ અને એમનાં સ્ત્રી પોતાના ઠાકોરજી સાથે કનોજ ગયા, અને ત્યાં પોતે તથા પોતાની સ્ત્રીએ સ્નેહપૂર્વક તનમનથી શ્રીઠાકોરજીની સેવા કરવા માંડી. એક દિવસે પદ્મનાભદાસને તેની સ્ત્રીએ કહ્યું કે, આપણે તો નિષ્કિંચન થઇ ગયાં. દેહના નિર્વાહને વાસ્તે અથવા પ્રભુની સેવાને વાસ્તે ધનાદિકતો અવશ્ય જોઇએ, એટલા માટે તમે પુરોહિતવૃત્તિનો સ્વીકાર કરો. સ્ત્રીનાં વચન સાંભળી પદ્મનાભદાસે ઉત્તર આપ્યો કે, હું ભિક્ષાવૃત્તિ તો નહિં કરૂં કેમકે એમ કરવાથી મૂર્ખ લોકો આ માર્ગપર દૂષણ મુકી કહે કે, પદ્મનાભદાસ એવા સંપ્રદાયમાં ગયા કે એમને વ્યાસાસન મુકીને ભીખ માગવી પડે છે.

બ્રાહ્મણની ઉત્તમ વૃત્તિ તો ઓહલો કરી લાવવાની છે માટે તેથી દેહનો નિર્વાહ કરીશું. એમ કહી એમણે પોતાની સ્ત્રીને નીચે લખેલા ચાર શ્લોક સંભળાવ્યા.

वसनाशनयोर्जहीहि चिंतामनुरागं सततं विधेहि कृष्णे ॥
अयि पश्य सिकिन्नयाज्ञ सेनीमनयो रक्षयता भितः प्रयाताम् ॥१॥
भोजनाच्छादने चिंतां वृथा कुर्वन्ति वैष्णवाः ।
योऽसौ विश्वंभरो देवः स किं भक्तानुपेक्षते ॥२॥
चीराणि किंपथिन संति दिशंति भिक्षां नैवांघ्रिपाः ।
परभृतः सरितोप्यशुष्यन् ॥
रुद्धा गुहाः किमजितो वतिनो पमन्नान् कस्माद्भजंतिकवयो धन
दुर्मदांधान् ॥ ३ ॥
न हि साधनसंपत्त्या हरिस्तुष्यति कर्हिचित् ॥
भक्तानां दैन्यमेकं हि हरितोषणकारणम् ॥ ४ ॥

श्री वल्लभदिग्विजय पानु ७९.

બનાવનાર વિશ્વનાથ વિ. ગોવિંદજી.

અર્થ—વસ્ત્રની અને અન્નની ચિંતા છોડી દે. નિરંતર શ્રીકૃષ્ણમાં પ્રેમ કર. શ્રી કૃષ્ણમાંજ પ્રેમ રાખ્યાથી દ્રૌપદીને વસ્ત્રો પણ અખુટ થઈ પડયાં હતાં, અને અન્ન પણ અખુટ થઈ પડયું હતું એ તારા જાણવામાં નથી ? ॥૧॥ વૈષ્ણવો અન્નની અને વસ્ત્રની ચિંતા વૃથા જ કરે છે, કારણ કે જે પ્રભુ વિશ્વંભર કહેવાય છે તે પોતાના ભક્તોની ઉપેક્ષા કેમ કરશે ? ॥૨॥ શું માર્ગમાં ફાટેલ વસ્ત્રો નથી હોતાં? પરનું પોષણ કરનારાં વૃક્ષો ભિક્ષા નથી આપતાં ? નદીઓ સુકાઇ ગઇ છે ? શું ગુફાઓ રોકાઇ ગઇ છે અને પ્રભુ શરણાગતોનું રક્ષણ નથી કરતા કે, જેથી વસ્ત્રની, અન્નની, જળની, ઘરની અને શરીરના રક્ષણની આપણે ચિંતા કરીએ ? અન્ન વસ્ત્રાદિક તો સહજ મળે એમ છે તે છતાં વિદ્વાન લોકો, ધનના દુષ્ટ મદથી આંધળા થયેલા લોકોની ખુશામત શા માટે કરે છે? ॥૩॥ પ્રભુ સાધનોની સંપત્તિથી કદી પ્રસન્ન થતા નથી, કારણ કે ભકતોની એક દીનતાજ પ્રભુને પ્રસન્ન થવાના કારણ રૂપ છે ॥૪॥

તે પછી માત્ર ઓહલો કરવાથીજ પદ્મનાભદાસનો રૂડી રીતે નિર્વાહ ચાલવા લાગ્યો. ઘણા દિવસ સુધી સ્ત્રીપુરૂષ બન્ને જણે પ્રભુની પ્રેમપૂર્વક સેવા કરી અને અંતે તેઓ સુખ સંતોષથી શ્રીહરિના ધામમાં પધાર્યાં.

૪. એક વખત આચાર્યશ્રી વૃંદાવનમાં કેશીઘાટ ઉપર ખીજડાના ઝાડ નીચે સુંદર સ્થળ જોઈ બિરાજ્યા હતા, તે વખતે કૃષ્ણ ચૈતન્યે શ્રીભાગવતની વ્યાખ્યા સુબોધિની સાંભળવાની પોતાની ઈચ્છા જણાવી તેથી, આચાર્યશ્રીએ ચાર માસ સુધી ત્યાં બિરાજી જેટલી સુબોધિની તૈયાર થઇ હતી તેટલી કૃષ્ણ ચૈતન્ય વગેરેને સંભળાવી.

કૃષ્ણ ચૈતન્ય.

૫. એક વખત ભાંડિરવડના કુંજમાં રૂપસનાતન અને જીવ ગોસ્વામી નામના કૃષ્ણ ચૈતન્યના અનુયાયિઓની સાથે ભગવદ્વાર્ત્તા ચાલતાં, રૂપ સનાતને પોતાની કૃતિનો નીચેનો શ્લોક આચાર્યશ્રીને સંભળાવ્યો.

રૂપ સનાતન અને જીવ ગોસ્વામી.

**भुक्तिमुक्तिस्पृहा यावत् पिशाची हृदि वर्तते ॥**
**तावत्प्रेमरसस्यात्र कथमभ्युदयो भवेत् ॥**

અર્થ—જયાં સુધી ભોગની અને મોક્ષની ઈચ્છા રૂપ પિશાચી ( ડાકણ ) હૃદયમાં હોય ત્યાં સુધી તે હૃદયમાં પ્રેમ રસનો ઉદય કેમ થાય ? નજ થાય.

આ શ્લોક સાંભળી આચાર્યશ્રીએ કહ્યું કે, તમે મોક્ષની ઇચ્છાને પિશાચી રૂપે વર્ણવી છે, તેથી શિષ્ટ લોકો આ શ્લોકનો આદર કરશે નહિ, પણ ઉલટા દૂષણ દેશે, કારણ કે સર્વના મતમાં મોક્ષ એ પરમ પુરૂષાર્થ છે, અને મોક્ષદશામાંજ પ્રેમલક્ષણા ભક્તિ સિદ્ધ થાય છે. આચાર્યશ્રીનું આ વચન રૂપસનાતને માથે ચડાવ્યું, પણ જીવગોસ્વામીએ તે ઉપર બહુ વાદ કરયો. આ વાદમાં જીવગો-

સ્વામી હારી ગયા. પણ એ વાદ કરચાની વાત કૃષ્ણ ચૈતન્યના જાણુવામાં આવી ત્યારે કૃષ્ણ ચૈતન્યે કહ્યું કે તમે મોટી અવજ્ઞા કરી અને એ અવજ્ઞા ભગવાનના દ્વેષ રૂપ છે તેથી હું તમારો ત્યાગ કરૂં છું.

જીવગોસ્વામીનો કૃષ્ણ ચૈતન્યે ત્યાગ કર્યો.

ગુરૂજીનાં એ વચન સાંભળી જીવગોસ્વામીને ઘણો ખેદ થયો. તેણે વિચાર્યું કે, જયારે ગુરૂશ્રીએ મારો ત્યાગ કરચો ત્યારે હવે આ દેહ રાખવાનું કાંઈ કારણ નથી.

આવા દૃઢ વિચારથી જીવગોસ્વામી અનશન વ્રત લઇને, શ્રી યમુનાજીના તટ ઉપર જઇ બેઠા, અને રેતીની બે મુઠી ખાઇને બે દિવસ સુધી એમજ રહ્યા. આ વૃત્તાંત સાંભળવામાં આવતાં આ-ચાર્યશ્રી શ્રીકૃષ્ણ ચૈતન્યને લેઇ ત્યાં ગયા. એ બેને આવેલા જોઇ જીવગોસ્વામીએ અપરાધની ક્ષમા માગી, અને આચાર્યશ્રીના આગ્રહથી કૃષ્ણચૈતન્યે તેનો અપરાધ માફ કરચો.

અપરાધની માફી.

૬. "અલીખાન". શ્રીહરિના ઉપર જે સ્નેહ રાખતા તેમના ઉપર આચાર્યશ્રી સ્નેહ રાખતા, અને ન્યાત જાતનો વિચાર મનમાં ન લાવતાં, જે શરણે થતા તેમને આચાર્યશ્રી શરણે લેતા. આ વાત અલિખાન પઠાણની વાર્તા ઉપરથી માલમ પડે છે.

બસેંબાવન વૈષ્ણવોની વાર્તાઓ ઉપરથી જણાય છે કે, અલિ-ખાન પઠાણને શ્રીગોસાંઇજીનો સેવક ગણવામાં આવ્યો છે પણ "સિદ્ધાંત પ્રાકટ્ય" નામના ગ્રંથ ઉપરથી જણાય છે કે, અલિખાન પ્રથમ આચાર્યશ્રીનો સેવક હતો.

અલીખાન વિષે ગોપાળદાસ પોતાના "સિદ્ધાંત પ્રાકટ્ય" નામના ગ્રંથમાં નીચે પ્રમાણે લખે છે (જુઓ માંગલ્ય ૪ થું.).

આભ્યંતર અતિ સ્વચ્છ કોમળ પ્રભુ પરાયણ તેહ ॥૫૦॥
અન્યાશ્રય અંતરાય થયો મર્યાદ મુક્ત અવતાર ॥
પ્રભુ પોતે પ્રતાપ બલે ત્યાં કરી તેહની સાર ॥૫૧॥

અધિકાર આપી ત્યાંહાં રાખિયો, સ્વચ્છ સ્થળ મહાવન ॥
હીન ભાવે દેહ નંદે, ભાગ્ય માને ધન્ય ॥૫૨॥
આસુરી ભાષામાં તેહનું, અલીખાંન અભિધાન ॥
આચાર્યજીસું પ્રેમપૂરણ, પ્રિય ભગવત ગુણગાન ॥૫૩॥
કથા સુણવા કાજ આવે, શ્રીઆચાર્યજી પાસ ॥
હવે ભોગ મહારે દૂર થશે, નિશ્ચે તેહની આશ ॥૫૪॥
આચાર્યજીને આજ્ઞા હવી, એ શ્રોતા અતિ સવધાન ॥
રહસ્ય મારગનું કહી, પછી કરયું વ્રજ વરદાન ॥
વિશ્વાસ પૂર્વક વાહાલસું, કરે સકલ વ્રજ શું હેત ॥
ભાવ તેહનો શ્રીમુખે, કરી રાખ્યો સંકેત ॥૫૬॥
વૃક્ષવલ્લી ગૌઅગોચરી, રમણ રમણીય સ્થાન,
રક્ષા હૃદયારૂઢ સું કરે, સેવા સુખ અનુપાન ॥૫૭॥
નિત્ય પ્રત્યે સ્નેહ રીતે, આવીને એકાંત,
દરસન કરી પાછો વલે, એહવો નિપુણ નેષ્ઠાવંત ॥૫૮॥

અલિખાન મહાવનમાં રહેતો. એણે એ પ્રગણું ઇજારે રાખ્યું હોય એમ જણાય છે. એ વૃક્ષે વૃક્ષે વેણુધારી અને પત્રે પત્રે ચતુર્ભુજ દેખતો; તેથી એ વ્રજનાં તમામ વૃક્ષોની એવી સારી સંભાળ રાખતો કે કોઇને ઝાડનું એક પાંદડુ પણ તોડવા દેતો નહી. એક વખત એક તેલીએ એક ઝાડની ડાળ તોડી તેથી એનું બધું તેલ અલિખાને તે ઝાડના મૂળ આગળ ઠલવાવી દીધું.

ઈશ્વર ઉપર એને અપૂર્વ શ્રદ્ધા હતી. એક વખત એક ચોરને એની પાસે પકડી લાવવામાં આવ્યો. ત્યારે ચોરી કરી છે કે નહી એ બાબત પૂછતાં, ચોરે ઇનિકાર કરી કહ્યું કે, હું તાતા તેલમાં હાથ બોળું, અને જો હું દાઝું નહી તો મારૂં કહેવું ખરૂં માનજો. ત્યારે અલીખાને કહ્યું કે, જ્યારે ગરમ તેલ થંડુ કરવાને ભગવાન્ સમર્થ છે તો, થંડુ તેલ તે ગરમ કરી શકે છે. માટે તું થંડા તેલમાં હાથ

બોળ. પછી તે ચોરની પાસે થંડા તેલમાં હાથ બોળાવ્યા એટલે તે હાથ દાઝી ગયા. તેથી ચોરે ચોરી કર્યાની વાત કબુલ કરી.

૭. આચાર્યશ્રી અડેલમાં કથા કરતા તે વખતે, એક દીનકરદાસ શેઠ નિત્ય કથા સાંભળવા આવતા. એક વખત દીનકરદાસને સેવાની ઢીલ થઇ, અને કથાનો સમય થયો ત્યારે બાટી કાચી ઉતારી ઠાકોરજીને ધરાવી. એ વાત આચાર્યશ્રીએ જાણી ત્યારે દીનકરદાસને ઠપકો આપ્યો અને કહ્યું કે, જેને તમે તમારા પ્રભુ માનો છો તેને કાચી સામગ્રી ધરાવી કથાને માટે ઉતાવળથી આવવાનું શું પ્રયોજન છે? કથામાં શ્રીહરિનાજ ગુણનું ગાન છે. એ ગાન સાંભળવાને શ્રીહરિનીજ ઉપેક્ષા કરવી એ યોગ્ય નથી.

૮. એક સમયે શ્રીકૃષ્ણ ચૈતન્ય બંગાળાથી વૃન્દાવન જતાં મધ્યાન્હ પછી આચાર્યશ્રીની પાસે અડેલ ગામમાં આવ્યા. તે વખતે આચાર્યશ્રીએ પોતાનાં પત્નીને એમને પ્રસાદ લેવડાવવાનું કહ્યું. મહાલક્ષ્મીજીએ કહ્યુ કે, રાજભોગ થઇ અનોસર થઇ ગયો છે અને મહાપ્રસાદ પણ ઉઠી ગયો છે. એ સાંભળી આચાર્યશ્રીએ અનિવેદિત સામગ્રીમાંથી શ્રીકૃષ્ણ ચૈતન્યને ભોજન કરાવ્યું. તે જોઇને એક સેવકે શંકા કરી તે ઉપરથી આચાર્યશ્રીએ કહ્યુ કે, કૃષ્ણ ચૈતન્યના હૃદયમાં સાક્ષાત્ શ્રીકૃષ્ણ બિરાજે છે.

૯. એક વખત આચાર્યશ્રી વૃન્દાવનમાં બંસીબટ પાસેની બેઠકમાં બિરાજતા હતા ત્યારે ગોપાળદાસ ગોડિયા કરીને કૃષ્ણ ચૈતન્યનો એક સેવક વૃન્દાવનમાં રહેતો હતો. તેના મનમાં ઠાકોરજીનું સ્વરૂપ પધરાવી તેને શૃંગાર ધરાવવાનો અભિલાષ થયો. તેથી તેણે કૃષ્ણ ચૈતન્યને એક વખતે એ બાબતની વિનંતિ કરી. ત્યારે કૃષ્ણ ચૈતન્યે તેને એક શાલગ્રામ આપી તેની સેવા કરવાનું કહ્યું. ગોપાળદાસે ધાર્યું કે, આ શાલગ્રામને હું શી રીતે શૃંગાર ધરાવું? તેથી તેણે ફરી કૃષ્ણ ચૈતન્યની પાસે સ્વરૂપ સેવા માગી. ત્યારે કૃષ્ણચૈતન્ય કાંઈ બોલ્યા નહિં, અને ત્યાંથી જગન્નાથજી તરફ

યાત્રા કરવાને પધાર્યા. જગન્નાથજીમાં એમના મનમાં વિચાર આવ્યો કે, સેવા કરવાની બાબતમાં જે સ્વરૂપ કે મૂર્ત્તિની સેવા કરવામાં આવે તે સ્વરૂપ કે મૂર્તિ સેવા કરનારને પસંદ પડવી જોઇએ, નહિં તો તેનું મન તેના ઉપર ચોંટે નહિં. ગોપાળદાસને સ્વરૂપસેવા જોઇએ છે, અને મેં શાલગ્રામની સેવા કરવાનું એને ફરમાવ્યું તે ઠીક નથી, પણ સ્વરૂપસેવા આપવાનો અધિકાર શ્રી વલ્લભાચાર્યજીને છે, તેથી ગોપાળદાસ શ્રીવલ્લભાચાર્યજીને મળે તો સારૂં. એ પ્રમાણે વિચાર કરી કૃષ્ણચૈતન્યે ગોપાળદાસને કોઈ યાત્રાળુ સાથે આચાર્યશ્રીને મળવાનું કહાવ્યું. તેથી આચાર્યશ્રી વૃન્દાવનમાં બિરાજતા હતા તે વખતે, ગોપાળદાસ એમની પાસે આવ્યો, અને સ્વરૂપસેવા માગી, ત્યારે આચાર્યશ્રીએ એને કહ્યું કે, કૃષ્ણચૈતન્યે જે શાલગ્રામ આપ્યા છે, તે સ્વરૂપજ છે એમ ધારી, એની સેવા કરવાથી, તે સ્વરૂપસેવાજ થશે. કેમકે ભગવાન્ સર્વ પદાર્થોમાં રહેલા છે. મનુષ્ય જેવી જેવી ભાવના કરે છે તેવે તેવે રૂપે તે દેખાય છે. માટે જે સ્વરૂપ તમારા મનને રૂચતું હોય તેજ સ્વરૂપ આ શાલગ્રામ છે એમ ધારી સેવા કરો એટલે તમારૂં મન પ્રસન્ન થશે.

પછી ગોપાળદાસે કહ્યું કે, મને આપ શરણે લ્યો. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, આ દેહ થકી તમે શ્રી કૃષ્ણચૈતન્યને શરણે થયા છો, તેથી જ્યાં લગી આ દેહ છે ત્યાં લગી અમારે શરણે થવાનું પ્રયોજન નથી. ભેદાભેદ છોડી દેઈ સર્વત્ર ઠેકાણે પ્રભુને જોતાં શીખો, અને ભક્તિયુક્ત અંતઃકરણથી પ્રભુના ચરણકમળ તરફ જવાને યત્ન કરો.

ગુરૂ પરોપકારી, ભગવાનનું માહાત્મ્ય જાણનાર, ભક્તિમાન્, અને સ્વાર્થ વિનાનો જોઇએ. તેવો ગુરૂ કરવામાં આવ્યો હોય તો તે ફેરવવાનું કારણ નથી. માત્ર ગુરૂ કરવાથીજ ઉન્નતિ થતી નથી. ગુરૂ જે માર્ગ બતાવે તે માર્ગ પ્રમાણે વર્તવાથી ઉન્નતિ થાય છે. તેથી ભેદાભેદને તજી શ્રીકૃષ્ણની ભક્તિ કરો. એ સાંભળી ગોપાળદાસે પ્રસન્ન થઈ તે પ્રમાણે વર્તવા માંડયું.

૧૦. એક વખત આચાર્યશ્રી મથુરામાં વિશ્રાન્તિ ઘાટ ઉપર બિરાજતા હતા. એમની પાસે બે ચાર વૈષ્ણવો બેસી હરિકીર્તન કરતા હતા. તે વખતે કૃષ્ણચૈતન્યનો સેવક રૂપસનાતન એમનાં દર્શન કરવા આવ્યો. તે પાસે બેઠેલા વૈષ્ણવો અને આચાર્યશ્રીના નોકરોને જોઇ બોલ્યો કે, આપના નોકરો પુષ્ટ જણાય છે, અને આ વૈષ્ણવો કેમ દુબળા જણાય છે? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, અમારો ભક્તિમાર્ગ એવો છે કે, એની અંદર દાખલ થઈ માણસ પ્રથમ દુબળો થાય. અમે વૈષ્ણવોને આ માર્ગમાં દાખલ ન થવાને ચેતવીએ છીએ, તેમ છતાં તેઓ માનતા નથી તો તેનું પરિણામ તેઓએ ભોગવવું જોઇએ. શ્રીગીતાજીમાં ભગવાને કહ્યું છે કેઃ—

**यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ॥**
**तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥**

गी. १८–३७

અર્થ—જે સુખ આરંભમાં વિષ જેવું, (અને) પરિણામે અમૃત સમાન, તથા આત્માને વિષય કરનારી બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલું હોય તે સુખને યોગી પુરૂષોએ સાત્વિક કહેલું છે. એ ઉપરથી જણાશે કે, જ્યારે સાત્વિક સુખ મેળવવાના યત્નો ઝેર રૂપ લાગે છે તો ભજનાનંદ રૂપ–સુખ મેળવવાને કષ્ટ વેઠવું પડે એમાં નવાઈ નથી.

પ્રભુને સર્વસ્વ અર્પણ કરવા રૂપ યજ્ઞ કરનાર અને પ્રભુની પ્રાપ્તિની નિરંતર ઇચ્છા કરનાર આરંભ દશામાં શરીરે શી રીતે પુષ્ટ હોઇ શકે? આરંભદશામાં તો શરીરની પુષ્ટિના ભોગેજ મનની પુષ્ટિ થાય.

આત્મનિવેદન વડે પુનર્જન્મ પ્રાપ્ત કર્યા પછી ભક્તિના સંસ્કારોનો જમાવ થયેથી, અને પ્રભુને સમર્પણ કરેલી વસ્તુઓનો ઉપભોગ જારી રહેવાથી, મન અને શરીર બન્ને સુધરે છે; પણ કેટલાએક વખત સુધી તો શરીર કૃશ અથવા દુર્બળ રહેવાનો સંભવ છે.

૧૧. એક વખત કૃષ્ણદાસ મેઘને આચાર્યશ્રીને પુછ્યું કે, શ્રી રામચંદ્રજી અયોધ્યાની સર્વ પ્રજાને લેઇને સ્વધામ પધારયા પણ રાજા દશરથને સ્વર્ગ આપ્યું તેનું શું કારણ? ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે, શ્રીરામચંદ્રજી પરમ દયાળ હતા તેથી દશરથને સ્વર્ગ આપ્યું, નહિ તો એ સ્વર્ગને યોગ્ય નહોતા, કેમકે એમણે પોતાનું વચન સત્ય કરવા શ્રીરામચંદ્રજીને વનવાસ મોકલ્યા હતા.

૧૨. બીજે કોઇ પ્રસંગે કૃષ્ણદાસ મેઘને પુછ્યું કે, કેટલાએક ભકતોને પ્રભુના માહાત્મ્યનું યથાર્થ જ્ઞાન હોતું નથી એનું શું કારણ?

આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે, જે વૈષ્ણવ શાસ્ત્ર, પુરાણ, અનેક સિદ્ધાંતો, ઇતિહાસ, વગેરેનો અભ્યાસ કરતો નથી, કે જે તે સાંભળતો નથી, અને જે શ્રીમદ્‌ભાગવતનો પ્રીતિપૂર્વક નિષ્કામ ભાવથી અભ્યાસ કે તેનું શ્રવણ અને મનન કરતો નથી, તેને ભગવાનના માહાત્મ્યનું યથાર્થ જ્ઞાન થવાનો સંભવ નથી.

૧૩. પ્રભુદાસજલોટા ક્ષત્રી હતા. તે સિંહનન્દના રહેવાસી હતા. એક વખત એમણે રસોઇ કરી તેમાં દાળ કાચી રહી, અને અંગાખરી બળી ગઇ, તેથી શ્રીઠાકોરજીને ભોગ ધરાવ્યા વગર એમણે ચરણોદક પધરાવી પ્રસાદ લીધો. એ વાત આચાર્યશ્રીના જાણવામાં આવતાં આચાર્યશ્રીએ એમને કહ્યુ કે, આ ભક્તિમાર્ગમાં તમામ કાર્યો પ્રભુની પ્રસન્નતાને માટે કરવાનાં છે. જે જે કાર્યો શાન્તિ અને સાવધાનપણાથી કરવામાં આવે છે તે સુધરે છે, અને તેથી પ્રભુ પ્રસન્ન થાય છે. અસાવધાનતાએ ગભરાટ, ચિંતા કે મિથ્યા પ્રવૃત્તિની નિશાની છે, તેથી તે તજવાની જરૂર છે. ખરો વૈષ્ણવ તેજ કે જે સાવધાનપણાથી અને શાન્તિથી તમામ કાર્યો કરે.

જેણે આત્મનિવેદન કરેલું છે તેણે પ્રભુને સમર્પણ કર્યા સિવાય પ્રસાદ લેવો એ યોગ્ય નથી.

## દ્વૈત અને શુદ્ધાદ્વૈત મત.

૧૪. એક વખત આચાર્યશ્રી ફરતા ફરતા ઉડપી કૃષ્ણનગર નામના શહેરમાં આવ્યા. ત્યાં માધ્વમતને અનુસરનારા ગોવિંદાનંદ તીર્થનો મિલાપ થયો, અને તેમની સાથે મત વિષયની ચર્ચા પણ થઇ. ગોવિંદાનંદતીર્થે કહ્યું કે, સેવ્યસેવકભાવ તો અમારા દ્વૈતમતમાંજ છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, તમારો મત એકદેશી છે, સર્વ સમ્મત નથી. તમે જગતના કર્ત્તા પરમાત્માને કુંભારની પેઠે નિમિત્ત કારણ માનો છો, અને પ્રકૃતિને જુદુ ઉપાદાન કારણ માનો છો એ વેદથી વિરૂદ્ધ છે. સર્વ વેદોનું, ઉપનિષદોનું, અને વ્યાસ સૂત્રાદિકનું તાત્પર્ય અદ્વૈત વિષે છે, અને પરમાત્મા જગતનું નિમિત્ત કારણ તથા ઉપાદાન કારણ છે. એ વિષે,

**एतदात्म्यमिदं सर्वमम् । तदात्मानं स्वयम कुरुत ॥**

ઇત્યાદિ અનેક શ્રુતિઓ એ પ્રમાણેજ નિરૂપણ કરે છે. એ ઉપર ગોવિંદાનંદતીર્થે જીવના તથા બ્રહ્મના ભેદને જણાવનારી "**द्वासुपर्णा सयुजासखाया**" એ શ્રુતિ સંભળાવતાં આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે, એ શ્રુતિ તો સૃષ્ટિકાળમાં જીવના તથા અંતર્યામીના પરસ્પર ભેદને સિદ્ધ કરનારી છે, પણ દ્વૈત મતનું પ્રતિપાદન કરનારી નથી. **एकोहं बहुस्याम् । एकार्कान रमते ॥ सद्वैतमैच्छत् ॥** ઇત્યાદિ અનેક શ્રુતિઓ સર્વત્ર સ્પષ્ટ રીતે પ્રભુની ઇચ્છાને કારણ રૂપ કહે છે, માટે તમારો મત યથાર્થ નથી. એ પ્રમાણે આચાર્યશ્રીએ દ્વૈતમતનું ખંડન કર્યું, અને પોતાના શુદ્ધાદ્વૈત મતમાં અંશાંશીભાવથી તથા ધર્મધર્મિભાવથી જે વેદપ્રતિપાદિત સેવ્યસેવકભાવ છે તે સિદ્ધ કરી આપ્યો. એ સાંભળીને ગોવિંદાનંદ તીર્થ ચૂપ થઈ ગયા.

# પ્રકરણ ૨૨ મુ.

## આચાર્યશ્રીનું ઉત્તર ચરિત્ર: સંન્યસ્ત અને શ્રીહરિના ધામમાં પધારવું.

ત્યાર પછી આચાર્યશ્રી જગન્નાથજી પધારયા. ત્યાં જગન્નાથજીને પ્રસન્ન કરી, પાછા વળતાં ગંગાસાગરના સંગમને વિષે શ્રી ભાગવત ઉપરની સુબોધિની નામની ટીકા તૃતીય સ્કંધ સુધીની પુરી થતાં, આચાર્યશ્રીને શ્રીહરિના ધામમાં પધારવાની પ્રથમ આજ્ઞા થઇ. ત્યારે આચાર્યશ્રીએ વિચાર કરયો કે, શ્રીભાગવત એ ભક્તિ પોષક ગ્રંથ છે, અને એ આખા ગ્રંથ ઉપર ટીકા લખવાની જરૂર હોવાથી, તે લખવાની મને ભગવાને આજ્ઞા કરી છે. પરંતુ જ્યારે શ્રીહરિ મને પોતાના ધામમાં બોલાવે છે, ત્યારે ઘણા લાંબા વખત સુધી આ ભૂતળ ઉપર રહેવું ઠીક નથી, તેથી ૪ થી ૯ મા સ્કંધ ઉપર ટીકા લખવાનું કામ છોડી દેઈ, ૧૦ મ સ્કંધ જે નિરોધ રૂપ છે અને ૧૧ મો સ્કંધ જે મુક્તિરૂપ છે તે ઉપર ટીકા લખી નાંખવી જોઇએ, એમ ધારી આચાર્યશ્રીએ ૧૦ મા સ્કંધ ઉપર ટીકા લખવાનું કામ શરૂ કર્યું.

પછી આચાર્યશ્રી ગંગાસાગરથી વ્રજમાં પધારયા. ત્યાં શ્રી ગોપીનાથજી આચાર્યશ્રીને દ્વારકા તરફથી આવી મલ્યા, અને એમણે આણેલું યાત્રિક ધન શ્રીગોવર્ધનનાથજીને અર્પણ કરયું.

તે પછી આચાર્યશ્રીએ શ્રીગોપીનાથજીની સ્ત્રીને દીક્ષા આપી. તે પછી શ્રીગોપીજનવલ્લભભોગસમર્પણની શરૂઆત થઈ. એ ભોગ ગોપીવલ્લભભોગના નામથી ઓળખાય છે.

તે પછી વ્રજયાત્રા કરતા કરતા, આચાર્યશ્રી મથુરા પાસે મધુવનમાં પધારયા; ત્યારે શ્રીહરિની લીલામાં પધારવાની આચાર્યશ્રીને બીજી આજ્ઞા થઇ. તોપણ સુબોધિનીનું કામ પુરૂ થયું નહોતું, તેથી આચાર્યશ્રીએ શ્રીહરિની લીલામાં પધારવાને વિલંબ કરયો.

**પછી આચાર્યશ્રી આગ્રે પધારયા. ત્યાં દ્વિવેદી ઉત્તમશ્લોક સાચોરાના ઉપર આચાર્યશ્રીએ અનુગ્રહ કરયો.**

આ ઉત્તમ શ્લોકદ્વારા જ્ઞાતે સાચોરા બ્રાહ્મણ હતા. એ શ્રીનાથજીના સેવકોની રસોઈ કરી ભાવસહિત પીરસતા, તે કારણથી સર્વે સેવકો એમને ' મહતારી ' કહી બોલાવતા. એમની વાર્તા ૮૪ વૈષ્ણવોમાં ૩૯ મી છે.

**આગ્રેથી આચાર્યશ્રી કડે પધારયા. ત્યાં અંબા નામની ક્ષત્રિયાણી એમને શરણે થઈ.**

આ સ્ત્રી કડામાં રહેતી હતી. એ અને એના બે દીકરા વૈષ્ણવ હતા. એક વખત એ દીકરામાંથી એક દીકરો મરણ પામ્યો. ત્યારે અંબા શ્રીઠાકોરજીની સેવા કરી રોતી, તેથી શ્રીઠાકોરજી ખેદ પામવા લાગ્યા. એટલામાં અંબાનો બીજો દીકરો પણ મરણ પામ્યો. ત્યારે પણ એ ઘણું રોવા લાગી. તેથી શ્રી ઠાકોરજીએ શ્રી ગોસાંઇજીને કહ્યું કે, અંબા રૂવે છે, તેથી મને ઘણું દુખ વેઠવું પડે છે. ત્યારે શ્રીગોસાંઇજીએ અંબાને ત્યાં પધારી એને રોવાની મના કરી. ત્યારથી એણે રોવાનું છોડી દીધું, અને એ રૂડી રીતે શ્રીઠાકોરજીની સેવા કરવા લાગી; ચોરાશી વૈષ્ણવોની વાર્તામાં અંબા ( અમ્મા ક્ષત્રાણીની ) વાર્તા ૧૨ મી છે.

આ વાર્તા ઉપરથી બે વાત ગ્રહણ કરવા યોગ્ય છે એક એ કે શ્રી ઠાકોરજીને ક્લેશ પ્રિય નથી, અને તેથીજ શ્રીઠાકોરજીએ શ્રીગોસાંઇજીને સૂચવ્યું કે, અંબાને રોવા કુટવાની મના કરો. બીજી એ કે આચાર્યોની ફરજ છે કે, મરણ વગેરે પ્રસંગે શ્રીહરિની ઈચ્છાને તાબે થઈ ક્લેશ ન કરવાનો શિષ્યવર્ગને બોધ આપવો.

કૃષ્ણદાસમેઘનના પ્રશ્નના ઉત્તરમાં પણ આચાર્યશ્રીએ કહ્યું હતું કે, ભગવાનને ક્લેશ પ્રિય નથી, અને ક્લેશથી આંતરચક્ષુઓ બીડાઇ જાય છે.

**પછી આચાર્યશ્રીએ અડેલમાં વસી ભગવાનની આજ્ઞાથી દશમ સ્કંધ સુબોધિની પુરી કરી. એકાદશનો આરંભ કરયા પછી, પોતાનાં માતુશ્રીને પૂર્વે બે આજ્ઞાઓ થયેલી તેનું વૃત્તાંત કહી બતાવ્યું. ત્યાર પછી ભગવાનની લીલામાં પધારવાની આચાર્યશ્રીને ત્રીજી આજ્ઞા થઇ. ત્યારે આચાર્યશ્રીએ સભા ભરી, પોતાનાં માતુશ્રીને ઉપદેશ કરયો, અને સંન્યાસની યાચના કરી. પછી માતા તથા સ્ત્રીનો શોક દૂર કરીને, આચાર્યશ્રીએ શ્રીગોપીનાથજીને સિંહાસન આરોહણ કરાવ્યું, અને દામોદર વગેરે શિષ્યોને શિક્ષા આપી**

કે, તમારે શ્રી વિઠ્ઠલનાથજીના રક્ષણ અને શિક્ષણની સંભાળ રાખવી. તે પછી પોતાની સ્ત્રીને તથા પોતાના અંતઃકરણને આચાર્યશ્રીએ બોધ કરચો.

જે બોધ આચાર્યશ્રીએ પોતાના અંતઃકરણને કરચો તે **अंतःकरणप्रबोध** નામના ગ્રંથમાં છે. એમાં લખ્યું છે કેઃ—

**आज्ञा पूर्वं तु या जाता गंगासागरसंगमे ॥ ५॥**
**याऽपि पश्चान्मधुवने न कृतं तद्द्वयंमया ॥**
**देहदेशपरित्यागस्तृतीयो लोकगोचरः ॥६॥**
**पश्चात्तापः कथं तत्र सेवकोऽहं न चान्यथा ॥**

ભગવાનની બે વખત આજ્ઞા થઇ. એક વખત દેહ છોડવાની અને બીજી વખત દેશ છોડવાની. એ બે આજ્ઞાઓ આચાર્યશ્રીએ માની નહિ, ત્યારે ત્રીજી આજ્ઞા ઘરનો પરિત્યાગ કરી પોતાની લીલામાં પધારવાની થઈ. પ્રથમની બે આજ્ઞાઓ ન માની તેમ છતાં, આચાર્યશ્રી કહે છે, કે પશ્ચાત્તાપ કરવાનું કાંઈ કારણ નથી. કેમકે શ્રીભાગવત ઉપર ટીકા કરવાનું કામ પણ ભગવાનેજ સોંપ્યું હતું, અને તે આજ્ઞા પણ પાળવી જોઇતી હતી, અને તેમ કરવામાં પછીની આજ્ઞાઓ ન માની તેની કાંઈ અડચણ નથી. શ્રીકૃષ્ણ છે તે લૌકિક સ્વામીના જેવા નથી, કે એક વખત અંગીકાર કરી કાંઇ વચકું પડેથી પોતાના સેવકને છોડી દે. એ વગેરે બાબતનો પોતાના અંતઃકરણને ઉદ્દેશી આચાર્યશ્રીએ આ ગ્રંથમાં બીજા ભકતોને ઉપદેશ કરચો છે.

તે પછી દામોદરદાસ ઈત્યાદિએ સંન્યાસ લેઈ, આચાર્યશ્રીની સાથે રહેવાની ઈચ્છા જણાવી, ત્યારે આચાર્યશ્રીએ દામોદરદાસને કહ્યું કે, તમારે ભાગવતસંન્યાસ છેજ, તેથી મારા કાર્યને માટે તમારે ઉદ્ધવજીની માફક અહિંજ રહેવું.

એમ કહી આચાર્યશ્રીએ **संन्यासनिर्णय** નામનો ગ્રંથ રચી-

ને વાંચી સંભળાવ્યો, અને સમજાવ્યું કે, ભક્તોને ભગવાનના વિરહના અનુભવને માટે સંન્યાસ થાય છે. રસાત્મા સર્વ સ્થળે સ્ફુરે ત્યારે ભક્તજન રોવું, હસવું, નૃત્ય, ગાયન, મૌન વગેરે વિધાન કરે છે. તેને સર્વને વિષે ભગવદ્ભાવના થાય છે. ત્યાર પછી તે મૌનભાવથી ધ્યાનનિષ્ઠાવડે ભગવાનમાં સ્થિતિ કરે છે.

માતાપિતાથી અને ગુરૂકુળવાસવડે શુદ્ધ, ગર્ભાધાન આદિ સંસ્કારયુક્ત, વિધિ પ્રમાણે વેદવેદાંગ ભણેલા, અને નિત્ય નૈમિત્તિક કર્મ કરનાર, એવા સાધારણ બ્રહ્મનિષ્ઠ પુરૂષો વિધિવડે ત્રૈવર્ગિક કર્મોનો ત્યાગ કરીને, માત્ર સંધ્યાવંદન, દેવાર્ચન, વેદાભ્યાસ, અને શમદમાદિમાં નિષ્ઠા રાખી, કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ એ રીતે ચાર પ્રકારનો સંન્યાસ ગ્રહણ કરે છે. તેમાં શિખાસૂત્રધારણ, કાષાય, ત્રિદંડાદિ પુરસ્સર સંન્યાસગ્રહણનો બ્રાહ્મણનેજ અધિકાર છે. કાષાય અને ત્રિદંડ ધારણ કરી ભગવત્સેવા કરવી, ગુરૂની પરિચર્યા કરવી, અને શાસ્ત્ર અવલોકન કરવા રૂપ સંન્યાસનો અધિકાર ક્ષત્રિય અને વૈશ્યને પણ છે, અને દાસભાવનાદિરૂપ સર્વત્યાગપૂર્વક શુકલ વસ્ત્ર ધારણ સાથેના સંન્યાસનો શૂદ્રને અધિકાર છે.

એ પ્રમાણે બોધ કર્યા પછી માધવસંપ્રદાયી વિષ્ણુસ્વામી મતાનુયાયી ભગવદનુગ્રહિત માધવેન્દ્રયતિને ત્યાં બોલાવ્યા. તેમની પ્રશંસા કરીને આચાર્યશ્રીએ તેમને પોતાની પાસે રાખ્યા. તેમના મુખથી સંન્યાસધર્મ સર્વને સંભળાવ્યા પછી, માધવ ઉપાધ્યાયને આચાર્યશ્રીએ બોલાવ્યા, અને પૂછયું કે ભાગવતસંન્યાસપદ્ધતિ કયાં છે? ત્યારે તેમણે કહ્યું કે તે વલ્લભદીક્ષિત (આચાર્યશ્રીના પિતામહ) ની કરેલી તમારા ઘરમાં છે. પછી ગોપીનાથજીએ જે પદ્ધતિનું પુસ્તક આણી આપ્યું તે પદ્ધતિ પ્રમાણે, પૂર્વાંગઉત્તરાંગવિશિષ્ઠ માધવઉપાધ્યાયે આચાર્યશ્રીને સંન્યાસ કરાવ્યો, અને માધવેન્દ્રયતિએ પ્રેશ્યોચ્ચાર કર્યા, અને આચાર્યશ્રીને પૂર્ણાનંદ એવું નામ ધારણ કરાવ્યું. પછી આચાર્યશ્રી કુટીચક આશ્રમને ધારણ કરીને

કાષાયવસ્ત્ર, ત્રિદંડ, શિખાસૂત્ર અને યજ્ઞોપવીત સહિત, સ્નાનસંધ્યા ભગવત્પૂજાદિ કર્મ કરતા, અને પોતાનેજ ઘેર ભિક્ષા કરી, સંન્યાસાચારમાં નિષ્ઠા રાખી, પોતાની કોટડીમાં છ દહાડા સુધી રહ્યા, અને સંન્યાસીના ધર્મનું આચરણ કર્યું. ત્યાર પછી બહૂદક આશ્રમને ગ્રહણ કરી ઘર છોડી દેઇને, ગંગાના તીરને વિષે વસ્યા. પોતાના સંબંધીઓને ત્યાં ભિક્ષા કરતા, ત્યાં આઠ દિવસ રહ્યા. ત્યાર પછી હંસાશ્રમ ગ્રહણ કરીને કાશી પ્રત્યે આલ્યા. ત્યાં વાટમાં વૈષ્ણવ બ્રાહ્મણનાં સાત ઘરથી સાથવો અથવા ફલાદિ લાવી, ભગવાનને નિવેદન કરી, તથા ભૂતબલિના વિભાગ કરી, તથા જલથી સિંચન કરીને, આચાર્યશ્રી ભોજન કરવા લાગ્યા.

આવેલા વૈષ્ણવસમાજને આગળ પાછળ કરતા, પ્રાપ્ત થયેલા ભગવદુત્સવ વૈષ્ણવદ્વારા કરાવતા, સેવકોએ કરેલી પૂજા દેવ અને રાજવિભૂતિથી સ્વીકાર કરતા, શંખ ઘંટાદિનાદ પુરસ્સર, આચાર્યશ્રી અરાડ દિવસમાં કાશી આવ્યા. ત્યાં હનુમાન ઘાટ ઉપર સાત દહાડા પરમહંસાશ્રમમાં સ્થિતિ કરી, પછી કૌપીન આચ્છાદન માત્ર ધારણ કરીને, જળમાં પ્રવેશ કરવાને તત્પર થયા. તે વખતે ગોપીનાથાદિ ત્યાં આવ્યા, અને તેમણે પૂછ્યું કે અમારે શું કરવું ? તે વખતે આચાર્યશ્રીએ ખડીથી શિલા ઉપર નીચેના સાડાત્રણ શ્લોક લખ્યા.

यदा बहिर्मुखा यूयं भविष्यथ कथंचन ॥
तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ॥१॥
सर्वथा भक्षयिष्यंति युष्मानिति मतिर्मम ॥
न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् ॥२॥
भावस्तत्राप्यस्मदीयः सर्वस्वश्चैहिकश्च सः ॥
परलोकश्च तेनायं सर्वभावेन सर्वथा ॥३॥
सेव्यः स एव गोपीशो विधास्यत्यखिलं हि नः

અર્થ—જ્યારે કોઇપણ પ્રકારે તમે બહિર્મુખ ( ભગવાનમાં ચિત્ત ન રાખતાં ઈતર વિષયોમાં ચિત્ત રાખતા ) થશો ત્યારે કાળના પ્રવાહમાં રહેલાં દેહ અને ચિત્તાદિ પણ સર્વ પ્રકારે તમને ભક્ષણ કરી જશે, એવો મારો મત છે.

પ્રભુ શ્રીકૃષ્ણ લૌકિક નથી, અને તે લૌકિકને માનતા નથી. માટે શ્રીકૃષ્ણને વિષેજ આપણો પ્રેમ હોવો જોઇએ. આ લોકસંબંધી સર્વસ્વ તેજ શ્રીકૃષ્ણ છે, અને પરલોક પણ તેજ છે. તે કારણથી સર્વભાવવડે કરીને તે ગોપીના ઈશ, શ્રીકૃષ્ણ સેવન કરવા યોગ્ય છે, અને તમારૂં ઐહિક અને પારલૌકિક સર્વ પદાર્થ તેજ આપશે.

આ શ્લોક શ્રીઆચાર્યજીએ લખ્યો તે પછી ત્યાં શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ થયો અને શ્રીકૃષ્ણે નીચેનો દોઢ શ્લોક કહ્યો.

मयि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे ॥
तदा कृतार्था यूयं हि शोचनीयं न कर्हिचित् ॥१॥
मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिरिति ॥

અર્થ—હું જે ગોપીજનવલ્લભ છું તેને વિષે જો તમને વિશ્વાસ હશે તો તમે કૃતાર્થ છો, અને કોઈપણ પ્રકારે શોક કરવાને યોગ્ય નથી. અન્યથા રૂપ ત્યાગ કરીને પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવી તેનું નામ મુક્તિ.

એ પ્રમાણે શ્રીગોપીનાથજી, વિઠ્ઠલનાથજી, ભક્ત, અને વૈષ્ણવોને શિક્ષા આપી આચાર્યશ્રીએ શ્રીગંગાજીમાં પ્રવેશ કરયો, અને નાભિમાત્ર જળમાં, નેત્ર બીડીને પરમાનંદવિગ્રહ પુરૂષોત્તમનું પોતાથી અભિન્ન ચિંતવન કરી, સંવત્ ૧૫૮૭ ના આષાઢ સુદ ૩ ને દિવસે મંધ્યાન્હ વખતે, જ્વાળાપુંજમાર્ગથી વ્યાપીવૈકુંઠમાં આચાર્યશ્રી પધારયા. તે વખતે આકાશમાં વાજીંત્ર વાગ્યાં, અને પુષ્પની વૃષ્ટિ થઈ.

પ્રોફેસર એચ. એચ. વુઈલિસન પોતાના Hindu Religions નામના પુસ્તકમાં આ છેલ્લા બનાવ વિષે નીચે પ્રમાણે લખે છે.

"Having accomplished his mission, he (Vallabhacharya) is said to have entered the Ganges at Hanuman Ghat, when stooping into the water he disappeared; a brilliant flame arose from the spot and in the presence of a host of spectators, he ascended to heaven and was lost in the firmament.

અર્થ—આ ભૂતળ ઉપર પોતાનો જીવન-હેતુ પુરો કર્યા પછી, એમ કહેવાય છે કે, હનુમાન ઘાટ આગળ એમણે (આચાર્યશ્રીએ) ગંગાજીમાં પ્રવેશ કર્યો, અને જળમાં નીચા નમતાં એ અદૃશ્ય થઇ ગયા. (તે વખતે) એ જગો ઉપર એક તેજનો પુંજ ઉત્પન્ન થયો, અને હજારો માણસના દેખતાં (તે તેજના પુંજદ્વારા) વૈકુંઠમાં પધાર્યા, અને આકાશમાં અદૃશ્ય થયા.

એતન્માર્ગીય ગ્રંથોમાં લખ્યું છે કે, જે તેજના પુંજદ્વારા આચાર્યશ્રી પ્રભુના ધામમાં પધારયા તે તેજનો પુંજ એક મહાન્ સ્થંભની માફક ગંગાજીના જળની સપાટીથી આકાશના શિરોબિંદુ સુધી લગભગ ત્રણ કલાક સુધી દેખાયો, અને એ જોઇને કાશીનગરની હિંદુ મુસલમાન સર્વ પ્રજા આશ્ચર્ય સહિત શોકને પ્રાપ્ત થઈ.

એવી રીતે સ્વધામમાં પધારવાની લીલાને આસુરવ્યામોહ-લીલા કહે છે.

---

## પ્રકરણ ૨૩ મું.

### આચાર્યશ્રીએ રચેલા ગ્રંથો.

આચાર્યશ્રીએ કયા કયા ગ્રંથો રચ્યા અને તે કઈ કઈ વખતે રચ્યા એ વિષય નિર્ણય કરવા યોગ્ય છે. ભારતમાર્તંડ શ્રીગટ્ટૂલાલાજી તત્ત્વદીપ નિબંધ ઉપર સત્સ્નેહભાજન નામની ટીકાના પોતાના

અધુરા ગ્રંથની ભૂમિકામાં નીચે લખેલા ગ્રંથો આચાર્યશ્રીએ રચ્યાનું જણાવે છે.

૧. વ્યાસ સૂત્રપર અણુભાષ્ય.
૨. ,, ,, બૃહદ્દભાષ્ય.
૩. પૂર્વ મીમાંસાકારિકા.
૪. પૂર્વમીમાંસાનું ભાષ્ય.
૫. યમુનાષ્ટક.
૬. બાળબોધ.
૭. સિદ્ધાંતમુક્તાવલિ.
૮. પુષ્ટિ પ્રવાહ મર્યાદા.
૯. સિદ્ધાંત રહસ્ય.
૧૦. નવરત્ન.
૧૧. અંતઃકરણપ્રબોધ.
૧૨. વિવેકધૈર્યાશ્રય.
૧૩. કૃષ્ણાશ્રય.
૧૪. ચતુઃશ્લોકી.
૧૫. ભક્તિવર્ધિની.
૧૬. જળભેદ.
૧૭. પંચપદ્ય.
૧૮. સંન્યાસ નિર્ણય.
૧૯. નિરોધ લક્ષણ.
૨૦. સેવાફલ.
૨૧. સેવાફલ વિવૃત્તિ.
૨૨. સંન્યાસવિધિ.
૨૩. મમોત્તમશ્લોકવ્યાખ્યા.
૨૪. મધુરાષ્ટક
૨૫. શ્રી પરિવૃઢાષ્ટક.
૨૬. પુરૂષોત્તમસહસ્રનામ.
૨૭. ત્રિવિધ નામાવલિ.
૨૮. દશમ સ્કંધાનુક્રમણિકા.
૨૯. ગાયત્રી ભાષ્ય.
૩૦. પત્રાવલંબન.
૩૧. ભગવત્પીઠિકા.
૩૨. સુદર્શન.
૩૩. ન્યાસાદેશ.
૩૪. શ્રુતિગીતા.
૩૫. તત્ત્વાર્થદીપ ( નિબંધ)
૩૬. તત્ત્વાર્થ પ્રકાશ.
૩૭ શ્રીભાગવતની સૂક્ષ્મ.ટીકા.
૩૮. સુબોધિની; ઈત્યાદિ.

ઉપરના ગ્રંથો પૈકી ૨૩ મો મમોત્તમશ્લોકવ્યાખ્યા અને ૩૨ મો સુદર્શન નામના ગ્રંથો આચાર્યશ્રીએ રચેલા છે કે નહિ એ, વિષે ભારતમાર્તંડ કાંઈ શંકા જણાવતા હોય એમ જણાય છે.

શ્રી વલ્લભવિલાસ (પ્રથમ ભાગ) નામના ગ્રંથમાં આચાર્યશ્રીએ રચેલા ગ્રંથોની જે ટીપ આપી છે તે ઘણે ભાગે શ્રીટ્ગલાલજીની ટીપ સાથે મળતી આવે છે. તફાવત માત્ર નીચે પ્રમાણે છે.

વલ્લભવિલાસમાં વેદવલ્લભ અને શિક્ષાશ્લોક એ બે ગ્રંથ વધારે છે; અને ગટ્ટૂલાલાજી જેને સેવાફલવિવૃત્તિ લખે છે તેને વલ્લભવિલાસ સેવાફલવિવરણ લખે છે. એ સિવાય બીજો કાંઈ તફાવત જોવામાં આવતો નથી.

શિક્ષાશ્લોકા: એ નામના ગ્રંથમાં આચાર્યશ્રીના રચેલા સાડા ત્રણ શ્લોક છે. તે આચાર્યશ્રીએજ રચેલા છે એમ ઘણા ગ્રંથોમાં લખ્યું છે, તેથી એ વિષે કાંઇ શંકા હોય એમ જણાતું નથી.

શ્રી ગટ્ટૂલાલાજીની ટીપમાં જે ગ્રંથો લખ્યા છે તે પૈકી ૧-૨-૪-૨૨-૨૩-૩૨-૩૫-૩૬ અને ૩૭ સિવાયના તમામ ગ્રંથો બૃહત્સ્તોત્રસરિત્સાગર ભાગ ૨ જામાં છપાઇ ગયા છે, તેમજ તત્ત્વદીપ નિબંધ (૩૫) નું માત્ર શાસ્ત્રાર્થ પ્રકરણ તેમાં છપાયું છે. જુદા પુસ્તક તરીકે એ આખો ગ્રંથ પણ હવે છપાઇ ગયો છે.

શ્રી ગટ્ટૂલાલાજીની ટીપમાં લખેલા ગ્રંથો ઉપરાંત નીચેના ગ્રંથો આચાર્યશ્રીએ રચેલા ગણી બૃહત્સ્તોત્રસરિત્સાગરના બીજા ભાગમાં છાપવામાં આવ્યા છે:—

૧ શ્રી ભાગવત એકાદશ સ્કંધાર્થનિરુપણકારિકા.

૨ શ્રીકૃષ્ણપ્રેમામૃત.

૩ શ્રીનંદકુમારાષ્ટક.

૪ શ્રીગિરિરાજધાર્યષ્ટક.

૫ શ્રીકૃષ્ણાષ્ટક.

૬ શ્રીગોપીજનવલ્લભાષ્ટક.

૭ પંચશ્લોકી.

૮ શિક્ષાશ્લોક.

ઉપરના આઠ ગ્રંથો પૈકી "શિક્ષાશ્લોક" આચાર્યશ્રીના રચેલા છે તે વિષે કાંઈ સંદેહ નથી એમ અમે ઉપર જણાવી ગયા છીએ.

પંચશ્લોકી નામનો ગ્રંથ પણ જુની ટીપોમાં માલમ પડે

છે, અને તેની લેખી પ્રતો મળી આવે છે, એટલે એ ગ્રંથ પણ આચાર્યશ્રીનો રચેલો છે, એ વિષે કાંઇ સંદેહ નથી. વ્યારાના ગોપાળદાસ આ ગ્રંથ વિષે પોતાના પ્રાકટ્ય સિદ્ધાંત નામના ગ્રંથના ત્રીજા માંગલ્યમાં નીચે પ્રમાણે લખે છે.

પંચશ્લોકી પ્રકાર કીધો, નિબંધનો જે સાર;
જે માંહે સઉ શાસ્ત્રનું, સિદ્ધાંત છે નિરધાર.

બાકીના ગ્રંથો આચાર્યશ્રીના રચેલા છે કે નહિં એ વાતનો નિર્ણય વિદ્વાનોએ કરવો જોઇએ. કેટલાએક વિદ્વાનો ધારે છે કે, શ્રીનંદકુમારાષ્ટક, શ્રીગિરિરાજધાર્યષ્ટક, શ્રીકૃષ્ણાષ્ટક અને શ્રીગોપીજનવલ્લભાષ્ટક શ્રીહરિરાયજીનાં રચેલાં હોવાં જોઇએ, અને શ્રી ભાગવત એકાદશ સ્કંધાર્થનિરૂપણકારિકા અને શ્રીકૃષ્ણપ્રેમામૃત આચાર્યશ્રીનાં રચેલાં હોવાં જોઇએ.

ષોડશગ્રંથોનાં ત્રણ પુસ્તકો ટીકા સાથે છપાયાં છે. એક ગોસ્વામી શ્રીનૃસિંહલાલજી મહારાજ તરફથી વ્રજભાષા ટીકા સહિત છપાયું છે. બીજું શાસ્ત્રી રાઘવજી કરશનજી તરફથી ગુજરાતી ટીકા સહિત છપાયું છે. ત્રીજું વૈદ્યશાસ્ત્રી માધવજી ગોપાળજી તરફથી છપાયું છે. એ ત્રણે પુસ્તકો વૈષ્ણવોને ઘણાં ઉપયોગી છે. પ્રથમનાં બે પુસ્તકો ઘણી શોધ અને કાળજીથી તૈયાર કરી છપાવવામાં આવ્યાં છે. શ્રીનૃસિંહલાલજીએ છપાવેલું પુસ્તક વ્રજભાષામાં લખાયું છે, તોપણ એમાં જુદા જુદા વિષયોનો પરસ્પર સંબંધ ઘણી ખુબીથી બતાવવામાં આવ્યો છે; તેથી અભ્યાસ કરનારે એ ગ્રંથ અવશ્ય પોતાની પાસે રાખવો જોઇએ. બૃહત્સ્તોત્રસરિત્સાગર ભાગ બીજો જેણે છપાવ્યો છે તેણે પણ વૈષ્ણવોની ઘણી સેવા બજાવીછે.

સુદર્શન અને ભગવત્પીઠિકા એ બે નામ શ્રીવલ્લભનામાનિ નામના ગ્રંથમાં પણ માલૂમ પડતાં નથી.

ઉપર લખેલા ગ્રંથો શ્રી ગોસાંઇજીના રચેલા છે, એમ કેટલા-

એમ વિદ્વાનોનું ધારવું છે. તેમજ "મમોત્તમવ્યાખ્યા" નામનો ગ્રંથ પણ શ્રીગોસાંઇજીનો રચેલો ધારવામાં આવે છે.

અણુભાષ્ય પૈકી ત્રીજા અધ્યાયના બીજા પાદનાં તેત્રીશ સૂત્રો સુધી આચાર્યશ્રીનું કરેલું ભાષ્ય છે, અને બાકીનું ભાષ્ય શ્રીગોસાંઇજીનું કરેલું છે, એટલે ત્રીજા અધ્યાયનો થોડો ભાગ અને ચોથો અધ્યાય એટલું શ્રીગોસાંઇજીનું રચેલું છે. એમ અનુમાન કરવાનું કારણ એ છે કે, એ ભાગમાં ભક્તિહંસ અને વિદ્વન્મંડન એ બે ગ્રંથોનું ઉદાહરણ આપ્યું છે, અને એ ગ્રંથો નિર્વિવાદપણે શ્રીગોસાંઇજીના રચેલા છે. બધું અણુભાષ્ય આચાર્યશ્રીનું રચેલું હાથ લાગતું નથી, તેમજ બૃહદ્ભાષ્ય પણ હાથ લાગતું નથી; પરંતુ થોડાં તૂટક સૂત્રો ઉપર બૃહદ્ભાષ્યનાં પાનાં કોઇ કોઇ સ્થળે વિદ્વાનોના જોવામાં આવે છે. પણ જૂદે જૂદે ઠેકાણે એનાં એજ પાનાં જોવામાં આવે છે. ઘણું કરીને આચાર્યશ્રીએ બૃહદ્ભાષ્ય કર્યું જ નથી. માત્ર એક ભાષ્યજ રચ્યું છે, એમ નિબંધના પાંચમા શ્લોક ઉપરની ટીકા ઉપરથી જણાય છે.

કેટલાએક વિદ્વાનોનું ધારવું એવું છે કે "પુષ્ટિપ્રવાહમર્યાદા-ભેદ" એ નામનો ગ્રંથ અધુરો છે.

આચાર્યશ્રીએ બીજા કયા કયા ગ્રંથો રચ્યા છે તે જણાતું નથી. ઉપર લખેલા ગ્રંથો આચાર્યશ્રીએ ક્યારે રચ્યા એ વાતનો નિર્ણય કરવો એ ઘણું કઠિન છે.

ઉપરના ગ્રંથો પૈકી છેલ્લો ગ્રંથ શિક્ષાશ્લોક નામનો છે અને તે આચાર્યશ્રીએ આસુરવ્યામોહલીલા કરી (ભગવદ્ધામમાં પધાર્યા) તે પહેલાં થોડા કલાક ઉપર રચ્યો હતો એ નક્કી છે. તેમજ પત્રાવલંબન નામનો ગ્રંથ કાશીમાં વાદ થયા પછી થોડા વખતમાં રચ્યો હતો એ વિષે પણ કાંઈ સંદેહ જણાતો નથી. નવરત્ન નામનો ગ્રંથ ગોવિંદ દવેને માટે રચવામાં આવ્યો હતો. તે ત્રીજી યાત્રા પછી રચેલો જણાય છે.

નિબંધના શાસ્ત્રાર્થ પ્રકરણના પાંચમા શ્લોકની ટીકામાં લખ્યું છે કે,

**चकारान्मीमांसाद्वयभाष्यं प्रकरणानि भागवतटीका च गृहीता**

આ પ્રતીક ઉપરથી જણાય છે કે, નિબંધ નામનો ગ્રંથ રચ્યો તે પહેલાં, અથવા એ ગ્રંથ ઉપરની ટીકા રચી તે પહેલાં, પૂર્વ અને ઉત્તર મીમાંસા ઉપરની ટીકા અને પ્રકરણો તથા ભાગવત ઉપરની ટીકા એ ગ્રંથો રચવામાં આવ્યા હતા, અથવા રચવાનો પ્રારંભ કરચો હતો.

ઉપરના પ્રતીકમાં **प्रकरणानि** એ શબ્દમાં નહાના નહાના ગ્રંથો ( ષોડશ ગ્રંથો )નો સમાસ થાય છે. શ્રી પુરૂષોત્તમજીએ "આવરણભંગ" નામની નિબંધ ઉપરની ટીકામાં તેમજ શ્રીભારતમાર્તંડે સત્સ્નેહભાજન નામની ટીકામાં **प्रकरणानि** શબ્દમાં ષોડશ ગ્રંથોનો સમાવેશ કરેલો હોય એમ જણાય છે.'

એ રીતની હકીકતને લીધે અમો ધારીએ છીએ કે, પ્રથમ ગ્રંથ પૂર્વ અને ઉત્તર મીમાંસા ઉપરનાં ભાષ્યનો છે. આ અનુમાનને શ્રી પુરૂષોત્તમજીકૃત પત્રાવલંબન ગ્રંથની ટીકા ઉપરથી પુષ્ટિ મળે છે. ઉત્તરમીમાંસા ઉપરના ભાષ્યને અણુભાષ્ય કહે છે. આ ગ્રંથ કાશીમાં વાદ થયો તે પહેલાં પ્રસિદ્ધ થયો નહિ હોય તેથી એ ભાષ્ય વિષે સામા પક્ષવાળાએ પોતાનું અજાણપણું બતાવ્યાનું જણાય છે. પૂર્વમીમાંસા ઉપરના ભાષ્યને જૈમિનિસૂત્રભાષ્ય કહે છે.

પૂર્વ અને ઉત્તર મીમાંસા ઉપર ભાષ્ય રચ્યા પછી, આચાર્યશ્રીએ સિદ્ધાંતકોટિના નાના ગ્રંથો રચ્યાનું અનુમાન થાય છે. એ ગ્રંથો બાલબોધ, સિદ્ધાંત મુક્તાવલિ, પુષ્ટિપ્રવાહ મર્યાદા, ચતુઃશ્લોકી વગેરે છે. નિબંધને પણ સિદ્ધાંતના અથવા વાદના ગ્રંથની કોટિમાં મુકી શકાય છે. પૃષ્ઠ ૨૪૩ મેં છાપેલો **एकं शास्त्रं** વગેરે શ્લોક ઉપરથી અનુમાન થાય છે કે, તત્વદીપ અથવા નિબંધ નામનો ગ્રંથ પ્રથમ પરિક્રમાની સમાપ્તિ પછી લખાયેલો હોવો જોઇએ.

વિવેક ધૈર્યાશ્રય, ભક્તિવર્દ્ધિની, જળભેદ વગેરે આચારકોટિના ગ્રંથો સિદ્ધાંતકોટિના ગ્રંથો લખાયા પછી લખાયા છે એમ ધારી શકાય છે.

અંતઃકરણ પ્રબોધ અને સંન્યાસ વિષેના ગ્રંથો આચાર્યશ્રીએ સંન્યસ્ત ગ્રહણ કર્યું તે પહેલાં થોડા વખત ઉપર લખાયાનું અનુમાન થાય છે.

શ્રી ભાગવત ઉપર સુબોધિની નામની ટીકા આચાર્યશ્રીએ માધવભટ્ટ કાશ્મેરી પોતાની પાસે આવીને રહ્યા તે પછી લખવા માંડી અને પોતે સંન્યાસ ગ્રહણ કર્યો ત્યાં સુધી લખાઈ. તે કારણથી એ ટીકા અધુરી છે.

દશમ સ્કંધ ઉપરની ટીકા લખતી વખતેજ નિરોધલક્ષણ ગ્રંથ રચાયો હોય એમ અનુમાન થાય છે.

ઉપરની હકીકતને લીધે ધારી શકાય છે કે, નિરોધલક્ષણ, અંતઃકરણપ્રબોધ અને સંન્યાસનિર્ણય એ ત્રણ લઘુ ગ્રંથો દશમસ્કંધની ટીકા લખી તેની અને એકાદશ સ્કંધની ટીકા રચી તે બેની વચમાં થયા હતા.

આચાર્યશ્રીએ ઓછામાં ઓછાં ૩૯ વર્ષ ધર્મસંબંધી બોધ કરવામાં અને ગ્રંથો રચવામાં ખરચ્યાં હોય એમ અનુમાન થાય છે. આ વાત ઉપર જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે સહજ ધારી શકાય છે કે, આ પ્રકરણમાં જે જે ગ્રંથોનાં નામ આપ્યાં છે તે સિવાય બીજા ઘણા ગ્રંથો આચાર્યશ્રીએ રચેલા હોવા જોઇએ. યદુનાથ વિજયમાં લખ્યું છે કે, આચાર્યશ્રીએ ૮૪ ગ્રંથ રચ્યા હતા. પણ કેટલાએક ગ્રંથોનાં નામ નિશાન કાંઈ માલમ પડતાં નથી એ દીલગીરીની વાત છે. આચાર્યશ્રીએ બીજા ગ્રંથો લખ્યા હોય તો તે વિશે ક્યાં અને કેવી રીતની શોધ કરવી જોઇએ એ વિશેની માહિતી મળે એને માટે, એ ગ્રંથો ગુમ થયાનાં જે કારણો અમારી દૃષ્ટિએ પડે છે તે અમે જણાવીએ છીએ.

કેટલાએક વિદ્વાનોનું ધારવું એમ છે કે, આચાર્યશ્રીએ સંન્યસ્ત લીધું તે પહેલાં થોડા વખત ઉપર એમના મકાનમાં અગ્નિનો ઉપદ્રવ થયો હતો, અને તે અરસામાં કેટલાએક ગ્રંથો બળી ગયા હતા.

શ્રી યદુનાથ વિજય નામના ગ્રંથમાં શ્રીયદુનાથજી લખે છે કેઃ-

**अथ गोपीनाथास्तन्मर्यादां पालयंतस्तत्सिंहासनं समारूढास्तदीयैः समार्चिता भागवतधर्मं प्रचारयामासुः श्रीगोपाल मंत्रपुरश्चर्यार्थ्यं गोवर्द्धनं समेत्य श्रीनाथं सिषेविरे। ततो निजतनयं पितृव्यनिकटे विसृज्य जगन्नाथं गतास्तन्मुखे प्रविष्टास्ततः पुरुषोत्तमबालं विज्ञाय तदीयैः सर्वैः श्रीविठ्ठलनाथाचार्याः सिंहासनारूढाः कृताः । अथ श्रीगोपीनाथ महिलया देवराद्विरोधमुत्पाद्य आचार्यपुस्तकचयं धनादिकं च निगूहित ततः श्री विठ्ठलनाथैर्दामोदरदासात् श्राद्धदक्षिणायां स्वसिद्धांतो अवगतः पुस्तकानि च मुखात् लेखायितानि द्रव्यंच वैष्णवेभ्यः संचितं भट्टानां संमत्या श्रौतस्मार्तधर्मः प्रवर्त्तितस्तातपादानामभिप्रेतो दामोदर संमत्या पुष्टिभक्तिधर्मः प्रचारितः। चतुरशीतिस्तद्ग्रंथाश्चतुरशीति रासिकाः चतुरशीतिस्तद्भक्ता आहुरार्यास्तु तत्कथाः ॥**

અર્થ—શ્રીગોપીનાથજી આચાર્યશ્રીની મર્યાદા પાલન કરતા સિંહાસન ઉપર બિરાજ્યા. તેમનો આચાર્યશ્રીના શિષ્યોએ સત્કાર કરચો. એમણે ભાગવત ધર્મ ચલાવવા માંડચો. શ્રીગોપાલમંત્રનું પુરશ્ચરણ કરવા માટે શ્રીગોપીનાથજી ગિરિરાજ પધારચા અને શ્રીનાથજીની સેવા કરવા માંડી. તે પછી પોતાના પુત્રને તેના કાકા ( શ્રીવિઠ્ઠલનાથજી ) પાસે મુકીને, શ્રીગોપીનાથજી જગન્નાથજી ગયા, અને ત્યાં શ્રીજગન્નાથજીના મુખમાં પ્રવેશ કરચો ( સ્વધામ પધારચા). ત્યારે ( શ્રીગોપીનાથજીના લાલજી ) પુરૂષોત્તમજીને બાળક જાણીને, સર્વ વૈષ્ણવોએ શ્રીવિઠ્ઠલનાથજીને આચાર્યશ્રીના સિંહાસન ઉપર પધરાવ્યા. તે ઉપરથી શ્રીગોપીનાથજીનાં વહુજી-

એ પોતાના દિયેર ( શ્રીવિઠ્ઠલનાથજી ) સાથે વિરોધ ઉત્પન્ન કરી, આચાર્યશ્રીનાં પુસ્તકોનો સમૂહ અને ધન વગેરે સંતાડી દીધાં. ત્યારે શ્રીવિઠ્ઠલનાથજીએ દામોદરદાસ પાસેથી શ્રાદ્ધદક્ષિણામાં સ્વ-સિદ્ધાંતનું જ્ઞાન સંપાદન કર્યું, પુસ્તકો મુખ થકી લખાવ્યાં, અને દ્રવ્ય વૈષ્ણવો પાસેથી ભેગું કર્યું, ભટ્ટોની સંમતિસહિત શ્રૌતસ્માર્ત ધર્મ પ્રવર્તાવ્યો, અને આચાર્યશ્રીને સંમત એવો પુષ્ટિ ભક્તિધર્મ દામોદરદાસની સંમતિથી ચલાવ્યો. આચાર્યશ્રીના ચોરાશી ગ્રંથો છે, ચોરાશી એમની બેઠકો છે, અને ચોરાશી એમના ભકતો છે, એમ સત્પુરૂષો કથન કરે છે.

ઉપરના લેખથી સ્પષ્ટ રીતે માલમ પડે છે કે, શ્રીગોપીનાથજીનાં વહુજીએ શ્રીવિઠ્ઠલનાથજી સાથે કજીઓ કરીને આચાર્યશ્રીનાં પુસ્તકોનો સંગ્રહ સંતાડયો, તે કારણથી દામોદરદાસની સહાયતાથી કેટલાએક ગ્રંથો શ્રીવિઠ્ઠલનાથજીએ જેઓને મ્હોડે હતા તેમની પાસેથી ઉતરાવી લીધા. આચાર્યશ્રીના ઘણા સેવકો વિદ્વાન્ હતા તે કારણથી, તે સેવકોના વંશજોને ત્યાં આચાર્યશ્રીના રચેલા ગ્રંથો છે કે નહિં એની હજુ પણ તજવીજ કરવામાં આવે તો સારૂં. શ્રી યદુનાથવિજયના કર્ત્તા શ્રીયદુનાથજી છે. તે આચાર્યશ્રીના પૌત્ર અને શ્રીવિઠ્ઠલનાથજીના છઠ્ઠા પુત્ર હતા. એમનો જન્મ સંવત્ ૧૬૧૩ માં થયો હતો. એમણે દેશે દેશ ફરી ત્યાંના વૈષ્ણવો પાસેથી હકીકત મેળવી યદુનાથવિજય નામનો ગ્રંથ રચ્યો છે. એ ગ્રંથ સંવત્ ૧૬૫૮ માં સોમજા ( નર્મદા ) તટ ઉપર ચમત્કારપુર ( ચાણોદ? ) માં પુરો કરવામાં આવ્યાનું એજ ગ્રંથમાં લખ્યું છે.

ઘરમાં અગ્નિનો પ્રાદુર્ભાવ થયાનું શ્રીયદુનાથવિજયમાં લખ્યું નથી, પણ ભાષાના ગ્રંથોમાં એ વાત માલમ પડે છે, તેથી કેટલાએક ગ્રંથોનો અગ્નિદ્વારા પણ નાશ થયો હોય એ સંભવિત છે.

ઉપર લખેલા દામોદરદાસનું નામ સઘળા વૈષ્ણવો જાણે છે. એ ઘણું કરીને જ્ઞાતે ક્ષત્રી હતા. એમના પિતાનું નામ કપુરચંદ હતું, અને તે કાકરવાડ ગામના મુખી હતા. કપુરચંદને પાંચ દીકરા હતા. તેમાં દામોદરદાસ સહુથી ન્હાના હતા. એ

મની મા એમને ન્હાના મુકી મરી ગયાથી, એ ભોન્હઇને હાથે ઉછર્યા હતા. કાકરવાડ ગામ ભાગ્યા પછી એમના પિતા એક વૃદ્ધનગર ( વધી ? ) માં જઈ રહ્યા હતા. દામોદરદાસ આચાર્યશ્રી કરતાં પાંચ વર્ષ મોટા હતા. આચાર્યશ્રીના પિતા દામોદરદાસના પિતાના પુરોહિત હતા. આચાર્યશ્રીએ પ્રથમ પરિક્રમાની શરૂઆતમાં વિદ્યાનગર તરફ પ્રયાણ કર્યું ત્યારે એ આચાર્યશ્રીને શરણે થયા હતા. તે પછી આચાર્યશ્રી સ્વધામમાં પધાર્યા ત્યાં સુધી એ આચાર્યશ્રીની સાથે અથવા એમની સેવામાં જ રહ્યા હતા.

શ્રી ગોકુળમાં આચાર્યશ્રીએ પુષ્ટિમાર્ગની સ્થાપના કરી ત્યારે, પ્રથમ બ્રહ્મસંબંધ એમનેજ કરાવ્યો હતો. ચોરાશી વૈષ્ણવોની વાર્તાઓમાં એમની વાર્ત્તા પહેલી છે.

આચાર્યશ્રીએ સંન્યાસ લીધો ત્યારે, દામોદરદાસે સંન્યાસ લેવાની ઈચ્છા જણાવી હતી, પણ પોતે સ્થાપન કરેલા માર્ગની સ્થિતિ અને પુષ્ટિને માટે ઉદ્ધવજીની માફક આ ભૂતળ ઉપર રહેવાની, આચાર્યશ્રીએ એમને આજ્ઞા અને શ્રીવિઠ્ઠલનાથજીના રક્ષણ અને શિક્ષણની સુપરત, કરી હતી, તેથી એ ઘણા વરસ સુધી આ ભૂતળ ઉપર રહ્યા હતા.

આચાર્યશ્રી દામોદરદાસને વહાલમાં દમલા કહી બોલાવતા, અને કહેતા કે, આ માર્ગ મેં તારે માટે સ્થાપન કરચો છે.

શ્રીવિઠ્ઠલનાથજી પણ દામોદરદાસનું ઘણું માન રાખતા અને માર્ગ અને ઉત્સવ સંબંધી દરેક બાબતમાં એમને પુછી માહિતી મેળવતા.

શ્રી અંકાજી ( આચાર્યજીનાં સ્ત્રી મહાલક્ષ્મીજી ) પણ આચાર્યશ્રી સ્વધામમાં પધાર્યા પછી દરેક વિષયમાં એમની સલાહ લેતાં.

દામોદરદાસનાં પિતાનું શ્રાદ્ધ શ્રીગોસાંઈજીએ કરાવ્યું અને દક્ષિણામાં સિદ્ધાંત રહસ્યના થોડા ભાગની ટીકા દામોદરદાસે સંભળાવી, આચાર્યશ્રીને દામોદરદાસ શ્રીઠાકોરજી તુલ્ય માનતા વગેરે વિષયોની માહિતી એમની વાર્તા ઉપરથી મળી શકશે.

દામોદરદાસના જીવનચરિત્ર વિષે એમની વાર્ત્તામાં આપેલી હકીકત કરતાં વધારે માહિતીની જરૂર છે, કેમકે એમણે પોતાની જીંદગી એક નૈષ્ઠિક બ્રહ્મચારી અને અનન્ય ભક્ત તરીકેજ ગાળી હતી. માટે એ તરફ સર્વ વૈષ્ણવોનું ધ્યાન ખેંચવું યોગ્ય છે.

**આચાર્યશ્રી આ ભૂતલ ઉપર બિરાજતા હતા ત્યાં સુધી વૈષ્ણવોને એમના સ્વરૂપનાં દર્શન થતાં, પણ એ સ્વધામ પધારચા પછી એમનાં અલૌકિક દર્શન માત્ર એમના રચેલા ગ્રંથોદ્વારાજ થવાનો સંભવ છે, તે કારણથી એમના રચેલા કેટલાએક લઘુ ગ્રંથો-**

નો સાર આ પુસ્તકમાં આપવો અમને યોગ્ય લાગે છે. મ્હોટા ગ્રંથોનો સાર આપવાનું કામ હાલમાં બની શકે એમ નથી, તોપણ આચાર્યશ્રીનો શો સિદ્ધાંત હતો, અને એ કેવા આચરણનો બોધ કરતા એ વાત કાંઈક સમજવામાં આવે એને માટે હવે પછીના પ્રકરણોમાં અમે આચાર્યશ્રીના રચેલા લઘુ ગ્રંથો પૈકી દ્વાદશ લઘુ ગ્રંથોનો સાર આ પુસ્તકમાં આપવાનું યોગ્ય ધારીએ છીએ.

દરેક લઘુ ગ્રંથ સર્વાંશે સિદ્ધાંતકોટિનો કે આચારકોટિનો છે એ ખાત્રીથી કહી શકાય નહિ, તોપણ અમે (૧) બાલબોધ (૨) પુષ્ટિ પ્રવાહમર્યાદાભેદ (૩) ચતુઃશ્લોકી, (૪) સેવાફલ, (૫) શ્રુતિગીતા, અને (૬) નિરોધલક્ષણને સિદ્ધાંતકોટિના ગ્રંથો ગણી, તેઓનો સાર એક પ્રકરણમાં આપીએ છીએ; અને તે પછી (૧) કૃષ્ણાશ્રય, (૨) વિ-વેકધૈર્યાશ્રય, (૩) ભક્તિવર્દ્ધિની, (૪) નવરત્ન, (૫) અંતઃકરણપ્રબોધ, અને (૬) સંન્યાસનિર્ણય, એ છ ગ્રંથો આચારકોટિના ગણી તે-ઓનો સાર બીજા પ્રકરણમાં આપવો દુરસ્ત ધારીએ છીએ.

સિદ્ધાંતમુક્તાવલી, સિદ્ધાંત રહસ્ય, પંચશ્લોકી, અને શિક્ષા શ્લોક એ ચાર ગ્રંથોનો સાર અમે પ્રથમ આપી ગયા છીએ, તેથી એકંદર આ પુસ્તકમાં સોળ લઘુ ગ્રંથોનો સાર આવશે.

---

## પ્રકરણ ૨૩ મું.

### સિદ્ધાંતકોટિમાં મુકી શકાય એવા છ લઘુ ગ્રંથોનો સાર.

**"बालबोध"**

આ ગ્રંથના પેહેલા શ્લોકમાં આચાર્યશ્રી કહે છે કે, હું સારી રીતે નિશ્ચય કરેલા સર્વ સિદ્ધાંતના સંગ્રહને કહું છું.

બુદ્ધિવાળા મનુષ્યોના ચાર પુરૂષાર્થો છેઃ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ. એ પુરૂષાર્થોનું વર્ણન વેદ જે અલૌકિક છે તેમાં, તથા

સ્મૃતિ, પુરાણ વગેરે જે લૌકિક ( ઋષિયોનાં બનાવેલાં ) છે તેમાં કરવામાં આવ્યું છે. જે યજ્ઞાદિક ચારે પુરૂષાર્થો વેદમાં કહેલા છે તે તો અલૌકિક છે; લૌકિક ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરૂષાર્થો ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, અને કામશાસ્ત્ર ( વાત્સાયનસૂત્ર વગેરે ) માં કહેલા છે તેથી તેનું વર્ણન અમે કરતા નથી.

ચોથો પુરૂષાર્થ જે મોક્ષ તે બે પ્રકારનો છે; બીજાથી થવાનો તે **परतः** અને પોતાથી થવાનો તે **स्वतः**. સ્વતઃ મોક્ષને વિષે ત્યાગ અને અત્યાગના ભેદે કરીને બે શાસ્ત્રો છે, સાંખ્ય અને યોગ. સાંખ્યમાંજ અનાત્મ વસ્તુનો ત્યાગ કરવાનો કહેલો છે.

**अहंताममतानाशे सर्वथा निरहंकृतौ ।**
**स्वरूपस्थो यदा जीवः कृतार्थः स निगद्यते ॥७॥**

અહંતા અને મમતાનો નાશ થઇને બધી રીતે અહંકારની નિવૃત્તિ થયે, જીવાત્મા જ્યારે પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરે ત્યારે તે કૃતાર્થ કહેવાય છે.

અહંતામમતાના નાશને માટે પુરાણોમાં પણ સાંખ્યશાસ્ત્રની કહેલી પ્રક્રિયા કોઇ કોઇ સ્થળે કહેલી છે, અને તેનું અને સેશ્વર સાંખ્યનું ફળ એકજ કહેલું છે.

યોગ માર્ગમાં સાક્ષાત્ત્યાગ કરવાનું કહેલું નથી પણ મન વડે ત્યાગ કરવાનો છે; એટલે કર્માદિ કરીને પણ મનમાં તેના ફળની આકાંક્ષા રાખવાની નથી; અને યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ અવશ્ય કરવાનાં કહેલાં છે; અને તે સિદ્ધ થયે મોક્ષ થવાનું કહેલું છે. એ બે પ્રકાર સ્વતઃમોક્ષના કહ્યા.

હવે બીજાની સહાયતાથી થતા મોક્ષ વિષે કહે છે કે, કેટલાએક બ્રહ્માની, કેટલાએક વિષ્ણુની અને કેટલાએક શિવની ઉપાસના કરે છે. બ્રહ્મા બ્રાહ્મણ રૂપે થઇને રહેલા છે, તેથી તેમની ઉપાસના

વેદાધ્યયનને માટે કરવામાં આવે છે, પણ બ્રાહ્મણરૂપ બ્રહ્માની ઉપાસનાથી ચાર પુરૂષાર્થો સિદ્ધ થતા નથી. બ્રહ્માએ વૈખાનસ તંત્ર વગેરે મોક્ષશાસ્ત્ર રચ્યાં છે, તથાપિ તેમાં મોક્ષ વિષે લંબાણથી વિવેચન કરેલું નથી. માટે શિવજીનું અને વિષ્ણુનું ભજન હિત કરનાર કહેલું છે.

અથર્વ શિખા, અથર્વ શિરઃ વગેરેમાં શિવજીને સર્વાત્મક-પણાથી વર્ણવેલા છે; તેમજ મહાનારાયણોપનિષદ્, સુબાલોપનિષદ્, વગેરેમાં શ્રીવિષ્ણુને સર્વાત્મકપણાથી નિરૂપણ કરેલા છે; પણ ભોગ શિવજીવડે સિદ્ધ થાય છે, અને મોક્ષ વિષ્ણુવડે સિદ્ધ થાય છે. રાજા પોતાને ભોગવવાના પદાર્થો પોતાના સેવકને ઘણું કરીને આપતો નથી, પણ જે પોતાને અતિપ્રિય હોય તેને કોઈ વખ-ત આપે છે, તેમ શિવ અને વિષ્ણુ ભોગ અને મોક્ષ જે પો-તાનો થઈ રહ્યો હોય અથવા જે પોતાનેજ આશ્રયે રહેલો હોય તેને આપે છે.

જીવો સ્વભાવથી દોષવાળા છે, તે દોષ મટાડવાને માટે પ્રેમ સહિત શ્રવણાદિ ભક્તિ કરવી. તે કરવાથી સર્વ કાર્યો સિદ્ધ થાય છે. ભોગ શિવજી પાસેથી સહેલાઇથી મળી શકે છે, અને મોક્ષ વિષ્ણુ પાસેથી સહેલાઇથી મળે છે.

પોતાનો આત્મા વગેરે સર્વ વસ્તુ પ્રભુને સમર્પણ કરવાથી **तदीयत्वं** ( તેનાપણું ) પ્રાપ્ત થાય છે. તેમ ન કરતાં કેવળ સારી રીતે આશ્રય કરે અને સ્વધર્મ પ્રમાણે આચરણ કરે તોપણ સારૂં છે. તેમ કરવામાં ન આવે તો બમણો ભાર થાય છે.

આ ગ્રંથ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે, મનુષ્ય ગમે તે માર્ગમાં હોય તો પણ, આત્મસમર્પણ કરી, તદીયત્વ અને તદાશ્રય પ્રાપ્ત કરી, સ્વધર્માચરણ કરે તો ઘણો લાભ થાય છે. અહંતા અને મમતા જે દુઃખનું મૂળ છે તે આત્મસમર્પણથી સહેજમાં દૂર થાય છે.

આચાર્યશ્રીને શિવપૂજા કે વિષ્ણુપૂજાનો તિરસ્કાર નહોતો, એટલુંજ નહિ પણ શૈવ અને વૈષ્ણવનું સમાધાન કરી, એમણે એવો સિદ્ધાંત પ્રવર્તાવ્યો કે, જેને ભોગની પ્રાપ્તી કરવાની ઇચ્છા હોય તેણે શ્રી શિવજીની પૂજા કરવી, જેને મોક્ષની ઇચ્છા હોય તેણે શ્રી વિષ્ણુની પૂજા કરવી અને જેને પરમાનંદની પ્રાપ્તિની ઇચ્છા હોય તેણે શ્રી કૃષ્ણ પરમાત્માની પ્રેમપૂર્વક સેવા કરવી.

**પુષ્ટિ, પ્રવાહ, મર્યાદા ગ્રંથ.**

પુષ્ટિ એટલે ભગવાનનો અનુગ્રહ, અથવા ભગવાનની કૃપા. આ ગ્રંથમાં પુષ્ટિ માર્ગ એ વચન ભક્તિવડે ( પ્રેમપૂર્વક સેવાવડે ) પ્રભુનો અનુગ્રહ મેળવવાનો માર્ગ એ અર્થમાં વાપર્યું છે.

વૈદિક કર્મો કરવાના અને જ્ઞાન મેળવવાના નિયમોને મર્યાદા કહે છે. વિધિ, નામધેય, નિષેધ અને અર્થવાદ રૂપ નિત્ય શબ્દાત્મક વેદ વિદ્યમાન હોવાથી મર્યાદા રહેલી છે. જેમ કે “ સ્વર્ગની કામનાવાળો જોતિષ્ટોમ યજ્ઞ વડે યજન કરે ” ઇત્યાદિક વિધિ વાક્ય, “ મંત્ર વડે દેવતાનું સ્મરણ કરે ” એ મંત્ર વાક્ય, “ **સ્વાહા** શબ્દનો ઉચ્ચાર કરવામાં અગ્નિનું નામ લેવું ” ઇત્યાદિક નામધેય વાક્ય, “ બ્રાહ્મણને મારવો નહી ” એવું નિષેધ વાક્ય, “ શીઘ્ર ગમન કરનાર દેવતા જાણીનેજ વાયુને માટે યજ્ઞ કરવો એ સિવાય કરવો નહિ ” એ અર્થ વાદ રૂપ નિયમ. આ સઘળા નિયમોને મર્યાદા કહે છે. એ ઉપરથી જણાશે કે મર્યાદા માર્ગ એટલે વૈદિક કર્મ જ્ઞાનાત્મક સાધન માર્ગ, અથવા જે માર્ગમાં ભગવાનની પ્રાપ્તિને માટે તેમજ સ્વર્ગનાં અને બીજાં સુખો મેળવવાને માટે વેદમાં જેજે ક્રિયા જ્ઞાન પ્રાપ્ત કરવાનાં કહ્યાં છે તે માર્ગ.

પ્રવાહ માર્ગ ગતાનુગતિક હોવાથી તેમાં કોઈ મુકરર ઉપાસ્ય દેવ નથી, અને તેમાં આધાર રાખવા લાયક કોઈ મુકરર શાસ્ત્ર નથી. એ માર્ગના જીવો વેદે પ્રતિપાદન કરેલાં કર્મો કરતા નથી, પણ નજરમાં આવે એવી રીતે વર્તે છે, અને તેઓ કોઇને પરમેશ્વર રૂપે માનતા નથી.

એ ત્રણે માર્ગો એક બીજાથી જુદા છે એમ આચાર્યશ્રી બતાવી આપે છે.

ગીતાજી તથા ભાગવત વગેરેમાં ભક્તિ માર્ગનું વર્ણન કરેલું છે, અને તે માર્ગની ઉત્તમતા બતાવી છે તેથી જણાય છે કે એ માર્ગ મર્યાદા અને પ્રવાહ માર્ગથી જુદો છે.

પુષ્ટિમાર્ગીય ભક્તને પુરૂષોત્તમ ( શ્રીકૃષ્ણ ) ની પ્રાપ્તિ થાય છે, અને મર્યાદા માર્ગમાં વેદમાં કહેલાં કર્મ વડે નિષ્કામ જીવોને જ્ઞાનની પ્રાપ્તિ થવાથી અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ થાય છે; અને સકામ જીવોને સ્વર્ગાદિકની પ્રાપ્તિ થાય છે. સ્વર્ગાદિકનાં સુખો ક્ષણિક છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે,

**यदा यस्यानु गृहणाति भगवानात्म भावितः ।**
**सजहाति मतिं लोके वेदेचपरिनिष्ठिताम् ॥**

જ્યારે જેનો શ્રી ભગવાન અનુગ્રહ કરે ત્યારે તે જીવ લોક ( સ્મૃતિઓ ) અને વેદમાં નિષ્ઠાવાલી પોતાની બુદ્ધિને છોડી દે છે.

આ ઉપરથી પણ ભક્તિ માર્ગ અને વેદોક્ત મર્યાદા માર્ગ જુદા છે એમ જણાય છે.

વળી ગીતાજીમાં પણ લખ્યું છે કે-

**नाहं वेदैर्नतपसा नदानेनचेज्यया**
**शक्यएवं विधोद्रष्टुं दृष्टवानसिमां यथा ॥५३॥**
**भक्त्यात्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन**
**ज्ञातुं द्रष्टुंचतत्त्वेन प्रवेष्टुंच परंतप ॥५४॥**

જે રીતે તેં મને દીઠો છે તે રીતે હું વેદે કરીને, તપે કરીને, કે દાને કરીને દેખાવો શક્ય નથી, તેમ યજ્ઞ પૂજાદિકથી પણ દેખાવો શક્ય નથી.

હે પરંતપ અર્જુન, એ પ્રકારે મને એક અનન્ય ભક્તિ થકી જાણી શકવાને, જોઈ શકવાને, અને તત્ત્વમાં પેસી શકવાને (મોક્ષ મેળવવાને ) શક્ય છું.

એ ઉપરથી પણ પુષ્ટિ માર્ગ એ મર્યાદા અને પ્રવાહથી જુદો જણાય છે.

ફળની બાબતમાં પણ પુષ્ટિમાર્ગ એ મર્યાદામાર્ગ અને પ્રવાહ માર્ગથી જુદો પડે છે. પુષ્ટિમાર્ગમાં ભગવાનની પ્રાપ્તિ એજ ફળ છે, મર્યાદામાં અક્ષરની અને સ્વર્ગાદિકની પ્રાપ્તિ એ ફળ છે, અને પ્રવાહમાં જન્મ અને મરણ એજ ફળ છે.

પુષ્ટિમાર્ગીય ભક્ત જો અહંકારી કે આસક્તિ વાળો થાય તો ભગવાન્ તેને સન્માર્ગમાં સ્થાપન કરવાને માટે શાપ અપાવે છે. પણ તે પાખંડી થતો નથી અથવા રોગના ઉપદ્રવોમાં ફસાતો નથી, પણ ઘણે ભાગે તે મોટા મહિમા વાળો થાય છે. કેમકે શાપ રૂપી શીખામણ પોતાની શુદ્ધતા થવાના કારણ રૂપ હોય છે.

भगवत्तारतम्येन तारतम्यं भजंति हि ।
वैदिकत्वं लौकिकत्वं कापट्यात्तेषुनान्यथा ॥२०॥

તે ભગવાનનાં તારતમ્યે કરીને તારતમ્યપણાને નિશ્ચયે કરીને ભજે છે, અને તેઓમાં વેદોક્ત કર્મ કરવાપણું અને લૌકિક વ્યવહાર કરવાપણું કપટથી ( લોક સંગ્રહને માટે ) હોય છે, પણ બીજી રીતે હોતું નથી.

પુષ્ટિમાર્ગીય ભક્તમાં વૈષ્ણવપણું સહજ ધર્મ રૂપ હોય છે, પણ વૈષ્ણવતા સિવાયના ઈતર લૌકિક વૈદિક ધર્મ જે ભક્તમાં દેખાય છે તે સ્વાભાવિક નથી પણ આગંતુક છે. એ સર્વ કારણને લીધે પુષ્ટિમાર્ગ એ બીજા બે માર્ગથી જુદો છે.

મર્યાદા માર્ગનું વર્ણન વેદમાં કરવામાં આવ્યું છે, અને તેનું ફળ ઉપર કહ્યા પ્રમાણે અક્ષર કે સ્વર્ગાદિક સુખોની પ્રાપ્તિ છે. મર્યાદામાર્ગ વાળાએ વેદમાં કહેલા યજ્ઞ, અગ્નિહોત્ર, સંસ્કારો વગેરે અવશ્ય કરવા જોઇએ. પુષ્ટિમાર્ગ વાળાને તેની જરૂર લોક સંગ્રહ ઉપરાંત નથી.

હમેશાં ગતાનુગતિક ચાલ્યાં કરવું તે પ્રવાહ કહેવાય છે. દૈવી અને આસુરી એવા બે ભેદથી સૃષ્ટિ કહેલી છે, તેમાં જે આસુરી જીવ છે તે પ્રવાહમાંજ ગણાય છે.

આસુરી જીવોનું વર્ણન ગીતાજીના ૧૬ મા અધ્યાયમાં ૪ થા શ્લોકથી આપ્યું છે.

હે પાર્થ, દંભ, ગર્વ, અતિ મમત્વ, ક્રોધ, કઠોર ભાષણ તથા અજ્ઞાન આસુરી સંપત્તિમાં જન્મેલાનેજ થાય છે. દૈવી સંપત્તિ વિમોક્ષ માટે છે ( મર્યાદા માર્ગ માટે છે ). આસુરી સંપત્તિ નિરંતર બંધન ( જન્મ મરણ ) માટે માનેલી છે.

આસુર સ્વભાવવાળા જનો વેદોક્ત પ્રવૃત્તિને તથા નિવૃત્તિને જાણતા નથી, તથા તેઓમાં પવિત્રતા હોતી નથી, સદાચરણ હોતું નથી, તેમ સત્ય પણ દેખાતું નથી.

તે દ્વેષી, ક્રૂર, મનુષ્યોમાં અધમ, નિરંતર અશુભ કર્મ કરનારાને સંસારમાં આસુરી યોનીમાંજ હું નાખું છું. આ આસુરી જીવો પ્રવાહ માર્ગનાજ છે.

ઉપર પ્રમાણે હોવાથી પ્રવાહમાર્ગ એ પુષ્ટિ અને મર્યાદા માર્ગથી જુદો ઠરે છે.

આસુરી જીવોના પણ બે ભેદ છે. અજ્ઞ અને દુર્જ્ઞ. ઉપર આસુરી જીવોનું જે વર્ણન કર્યું તે દુર્જ્ઞો જાણવા અને જેઓ તેમને અનુસરીને ચાલે તે અજ્ઞો જાણવા.

જે જીવો ત્રણે માર્ગના સંબંધવાળા છે તે ચર્ષણી કહેવાય છે. તેઓ બધા માર્ગમાં ભળતા રહે છે; એમ કરવાથી તેમની ક્રિયાનુસાર તે તે માર્ગીય કર્મનું થોડું ઘણું ફળ તેમને મળે છે.

પ્રવાહી જીવોને ભગવાને સૃષ્ટિ રચવાની ઈચ્છાથીજ મનવડે સૃજેલા છે, મર્યાદા માર્ગીય જીવોને વચનવડે સૃજેલા છે, અને પુષ્ટિ જીવોને પોતાના આનંદ રૂપ વડે સૃજેલા છે. તેજ કારણથી પ્રવાહી જીવોને જન્મમરણ એ ફળ થાય છે. મર્યાદામાર્ગીય જીવોને વેદમાં

કહેલાં સ્વર્ગ અને મોક્ષ વગેરે ફળ થાય છે, અને પુષ્ટિમાર્ગીય જીવોને ભગવાનના આનંદાત્મક સ્વરૂપની પ્રાપ્તિ થાય છે, એમ સૃષ્ટિપ્રકારથી પણ ત્રણે માર્ગ વિભિન્ન છે.

### ચતુઃશ્લોકી.

બધા વખતમાં સર્વ ભાવે કરીને વ્રજની અધીક રક્ષા કરનારા ભગવાન્ અવશ્ય ભજન કરવા યોગ્ય છે, તેથી પોતાનો ( ભક્તજનો-નો ) એજ ધર્મ છે કે તેમની ભક્તિ કરવી. આ સિવાય કોઈ ઠેકાણે અથવા કોઈ વખતે, ભક્તોનો બીજો ધર્મજ નથી.

એ પ્રમાણે જ્યારે ભજનરૂપી પોતાના ધર્મનું આચરણ ભક્તથી કરાય ત્યારે સ્વામીને કરવાનું ( યોગક્ષેમાદિ ) કાર્ય તે પોતે જ કરશે. પ્રભુ સર્વ કરવાને સમર્થ છે તેથી નિશ્ચિંતપણે રહેવું.

જો શ્રી ગોકુળાધિશને સર્વાત્મભાવે કરીને હૃદયમાં ધારણ કરેલા હોય, તો પછી તેથી બીજુ લોકસંબંધિ અને વેદની રીતે સિદ્ધ કરેલાં બ્રહ્મલોક, યોગસિદ્ધિ વિગેરેથી પણ શું ફળ બાકી રહે છે તે, હે અંતઃકરણ, તુંજ કહે.

એ કારણ માટે સર્વાત્મભાવે કરીને, નિરંતર શ્રી ગોકુળના સ્વામી શ્રી ભગવાનના ચરણનું સ્મરણ ભજન વિગેરે ભક્ત લો-કોએ નહિ છોડવું એવી મારી બુદ્ધિ છે.

આ ગ્રંથ ઉપર શ્રી ગોસાંઈજી ( શ્રી વિઠ્ઠલનાથજી ) એ ટીકા કરી છે. તેની મતલબ નીચે પ્રમાણે છે;—

સત્યુગમાં જીવ ભગવદાશ્રય કરી પ્રભુનું ધ્યાન કરવાથી કૃતાર્થ થતા. ત્રેતાયુગમાં પ્રભુ નિમિત્ત યજ્ઞ કરી અને પ્રભુનું સ્મરણ અને ભજન કરી કૃતાર્થ થતા. દ્વાપરમાં પ્રભુના ભજનથી અને પ્રભુની સેવાથી કૃતાર્થ થતા. આ કલિયુગમાં બીજાં સાધનો થઈ શકતાં નથી તેથી પ્રભુનાં નામ કીર્તન અને કથાથી જીવ કૃતાર્થ થાય છે. એ રીતે સર્વ કાલમાં શ્રી ભગવાનના ભજનથી કૃતાર્થ થવાય છે. માટે આચાર્યશ્રી કહે છે કે સર્વદા એટલે સર્વ કાળમાં સર્વ જાતના

મનુષ્યો ગમે તે વર્ણ કે આશ્રમના હોય તે બધા શ્રીહરિની ભક્તિ કરવાથી કૃતાર્થ થાય છે. એટલુંજ નહિ પણ જીવ એ પ્રભુનો અંશ હોવાથી તેણે હમ્મેશ પ્રભુની ભક્તિ કરવી એ તેનો ધર્મ છે. એ સિવાય પ્રભુ પ્રત્યે તેનો બીજો વધારે ઉત્તમ ધર્મ નથી. સનકાદિક અને ધ્રુવ વગેરે બાળપણમાં પ્રભુનું ભજન કરવાથી પ્રભુની પ્રાપ્તિ કરી શક્યા હતા. તે કારણથી ભકિત કરવામાં વર્ણાશ્રમ કે ઉંમરનો કાંઈ મેળ નથી. સર્વ ઉંમરના અને સર્વ વર્ણના લોકોનો પ્રભુને ભજવાનો ધર્મ છે.

બ્રાહ્મણનો વેદાધ્યયન ક્ષત્રીનો પ્રજા પાલન, વૈશ્યનો ખેતી અને વ્યાપાર, અને શૂદ્રનો પરિચર્યા, એ ધર્મો શાસ્ત્રોમાં બતાવ્યા છે, પણ એ ધર્મો મર્યાદા સાચવવાને માટે છે. જે માણસ પ્રભુની પ્રાપ્તિની ઈચ્છા કરે છે તેનો તો શ્રીહરિની ભકિત એજ ઉત્તમ ધર્મ છે. એ ધર્મના યથાર્થ પાલનથી સંસારનાં દુઃખોની નિવૃત્તિથાયછે.

સત્યુગ, દ્વાપર અને ત્રેતામાં સર્વ વર્ણ ન્યારા હતા, અને સર્વની બુદ્ધિ ઠેકાણે હતી. તે વખતે વર્ણાશ્રમ ધર્મ પાળી શકાતો હતો. હાલ કલિકાલના પાપને લીધે સર્વના ધર્મ અને સર્વની બુદ્ધિ સોષાઈ ગઈ છે, તેથી કોઈ પણ વર્ણાશ્રમ ધર્મ શુદ્ધતાથી સિદ્ધ થઈ શકતો નથી. કલિયુગમાં આળસ, નિદ્રા, ભૂખ, તરશ વગેરે વધ્યાં છે, તેમજ નાના પ્રકારના વિષયો પણ વધી ગયા છે, તે કારણથી સર્વ પ્રકારના સુધર્મોને તે બાધક રૂપ નિવડે છે.

ભકિતને વશ ભગવાન છે. જ્ઞાનને વશ ભગવાન નથી, તે કારણથી જ્ઞાન પણ આ કલિયુગમાં ભકિત વગર સિદ્ધ થઈ શકતું નથી.

બીજા દેવ અને દેવીઓ અથવા અંશાવતાર કે કલાવતારનું ભજન કરનાર તે તે દેવ દેવી કે અંશાવતાર કે કલાવતારના લોકને પ્રાપ્ત થાયછે, જેમકે પ્રલ્હાદજી શ્રી નૃસિંહજીનું ભજન કરતા તેથી નૃસિંહ લોકને પ્રાપ્ત થયા. પણ શ્રી કૃષ્ણ ભગવાન પૂર્ણ પુરૂ-

ષોત્તમ હોવાથી એમની ભક્તિથી શ્રી પૂર્ણ પુરૂષોત્તમની પ્રાપ્તિ થાય છે.

બીજા શ્લોકમાં ભક્તિ ક્યાં સુધી જારી રાખવી એ બતાવ્યું છે, અને કહ્યું છે કે ભક્તિ પોતાના કર્તવ્ય તરીકે હમ્મેશ કરવી, અને તે કરવામાં લૌકિક કે બીજા વિષયોની ચિંતા રાખવી નહિં, અને એમજ ધારવું કે મારા સંબંધમાં જે જે વસ્તુ કલ્યાણકારી હશે તે ભગવાન કરશે કે મેળવશે, કેમ કે તે સર્વ વસ્તુ કરવાને સમર્થ છે. વિષ્ણુપુરાણમાં ભગવાને કહ્યું છે કે હે નારદ, હું વૈકુંઠમાં કે યોગેશ્વરના હૃદયમાં વાસ કરતો નથી, પણ જે મારૂં સ્મરણ, ભજન અને કીર્તન કરે છે તેના હૃદયમાં હું વાસ કરૂં છું. હું મારા ભક્તોને આધીન છું, અને એમને વિના માગ્યે ફળ આપું છું.

જો શ્રી પ્રભુને સર્વાત્મભાવથી હૃદયમાં ધારણ કરવામાં આવે તો પછી લૌકિક કે વૈદિક ક્રિયાઓ કરવાથી વધારે લાભ નથી.

## સેવાફલ.

આ ગ્રંથમાં સેવા કરવાથી શાં ફળ મળે છે તે બતાવ્યું છે. સિદ્ધાંત મુક્તાવલીમાં સેવા ત્રણ પ્રકારની બતાવી છે, માનસી, તનુજા, અને વિત્તજા. તનુજા અને વિત્તજા સેવા સિદ્ધ થયે માનસી સેવા સિદ્ધ થાય છે. એ માનસી સેવામાં સર્વ વ્યવહાર માનસ, આંતર, અલૌકિક હોય છે. એ સેવાને વિષે શાં ફળ મળે છે તે આ ગ્રંથમાં બતાવવામાં આવ્યું છે.

સેવાફલ વિવરણમાં **सेवायाम् फलत्रयम्** એ શબ્દો વાપરેલા છે તે ઉપરથી અનુમાન થાય છે કે સેવાનો ક્રમ જારી રહેતાંજ નીચે બતાવેલાં ફલ પ્રાપ્ત થાય છે. ફલ મળ્યેથી સેવા છોડી દેવાની નથી. સેવાનો ક્રમ તો હમેશ જારી રાખવાનો છે.

માનસી સેવા સિદ્ધ થયે ત્રણ ફલ મળે છે.

૧. અલૌકિક સામર્થ્ય. એમાં તમામ જાતની સિદ્ધિઓનો સમાસ થાય છે. જે કાર્યો લૌકિક સાધનોથી બનતાં નથી તે કાર્યો

કરવાની અલૌકિક શકિતનો અલૌકિક સામર્થ્યમાં સમાસ થાય છે.

૨. બીજું ફળ સાયુજ્ય છે. સાયુજ્ય એટલે ભગવાનની સાથે જોડાવું અથવા ભગવાનમાં લીન થવું તે.

૩. ત્રીજું ફળ વૈકુંઠ વગેરેમાં ભગવાનની સેવામાં ઉપયોગી થાય એવા દેહની પ્રાપ્તિ. આ ફળને અધિકાર કહે છે. પ્રભુની સેવામાં વૈકુંઠ આદિમાં જે દેહની પ્રાપ્તિ થાય છે તે દેહ ભૂખ તરસને આધીન એવો હાડ માંસવાળો દેહ નહિ પણ આનંદ રૂપ દેહ છે.

ઉપર લખેલાં ત્રણ ફળોમાં સર્વ ફળરૂપ વસ્તુઓનો સમાસ થાય છે.

એ ફળ મળવામાં કાળ એ કારણ નથી, પણ પ્રભુની ઇચ્છા જ કારણ છે.

સેવામાં પ્રવૃત્ત થયેલાભકતને ત્રણ વસ્તુઓ બાધક રૂપ નિવડે છે: ૧ ઉદ્વેગ, ૨ પ્રતિબંધ, અને ૩ ભોગ. એ ત્રણે બાધક ખસે-ડવાની જરૂર છે.

જો ભગવાનને કાંઈ ફળ આપવુંજ નથી એમ જણાય ત્યારે તો સર્વથા કાંઈ ઇલાજ નથી. એવો અનુભવ જે જીવને થાય તેણે તો પોતાના સ્વરૂપનો નિર્ધાર કરી લઈ, વિવેક–જ્ઞાનમાર્ગનો આશ્રય રાખવો. શુદ્ધાદ્વૈત જ્ઞાનપ્રાપ્ય વિવેક વિના એવા જીવને બીજો ઉપાય નથી. ૩

ભોગ બે પ્રકારનો છે. એક લૌકિક અને બીજો અલૌકિક. તેમાં લૌકિક ભોગનો તો અવશ્ય ત્યાગ કરવો. અલૌકિક ભોગ દૂર થાય નહિ એવો છે, કેમકે તે સેવાના પ્રથમ ફળ રૂપ છે, અને તેનો અલૌકિક સામર્થ્યમાં સમાસ થાય છે. તે અલૌકિક હોવાથી સેવામાં બાધ કર્તા નથી. પણ ઘરબાર વગેરે જેનો લૌકિક ભોગમાં સમાસ થાય છે તે બાધ કરતા નિવડવાનો સંભવ છે.

લૌકિક ઉદ્વેગ વિઘ્ન રૂપ છે. તે જો અલ્પ હોય તો પણ બાધ કરનારો જ છે. તેમજ લૌકિક ભોગ તથા પ્રતિબંધ પણ બાધ

કરનારા છે, માટે એઓનો બળથી પણ ત્યાગ કરવો. ભગવત્ કૃત પ્રતિબંધમાં ચિંતા કરવી નહિં, કારણ કે, જન્મ મરણ થયાંજ કરે છે. અંતર્યામીથી થયેલા ઉદ્વેગમાં એમ જાણવું કે, ભગવાનને ફલ દેવું નથી. લૌકિક ભોગ બાબત એમ વિચાર કરવો કે, આગ્રહ છે તે બાધક છે, માટે તેનો ત્યાગ કરવો; અર્થાત્ લૌકિક ભોગ સવિઘ્ન, અલ્પ અને ઘાતક છે, તેમજ લૌકિક સાધારણ પ્રતિબંધ પોતાના સામર્થ્યથીજ લૌકિકભોગના જેવો હોવાથી ઘાતક છે, માટે લૌકિકભોગ અને સાધારણ પ્રતિબંધ ભગવત્સેવામાં બાધક છે.

ત્રણે ફળ તથા ત્રણે બાધક સદા વિચારવા લાયક છે, અને આ બાધક અથવા ફળ સિવાય બીજો કુતર્ક કરવો એ માત્રમનનો ભ્રમ છે. ૪-૫-૬

એટલા માટે બાધકનું તથા ફળનું જરૂર ચિંતન કરવું. ભગવાનજ પુષ્ટિમાર્ગમાં ફળદાન કરવામાં વિલંબ કરશે નહિં.

રજોગુણ વગેરે ગુણોના ક્ષોભ સમયે પણ પૂર્વોક્ત બાધક અને ફળનુંજ અનુસંધાન કરવું. આચાર્યશ્રી કહે છે કેઃ—આ પ્રમાણે અમારો બુદ્ધિનો નિશ્ચય છે. ૭

આ ભકિતમાર્ગમાં નીચયોનિમાં અમારો જન્મ થશે વિગેરે જે વિચારો કરવા તે કેવળ મનનો ભ્રમ છે એમ જાણવું. ૮

## શ્રુતિ ગીતા.

૧. સર્વ પ્રાકૃત શ્રુતિઓ અધોક્ષજ ( ઈન્દ્રયોથી નહિં દેખાતા) ભગવાન્ દોષના નાશને માટે પોતાને વિષે આવિષ્ટ થાય તે સારૂ એમની સ્તુતિ કરે છે.

ટીકા—જ્યાં સુધી ભગવાનનો આવેશ થયો ન હોય ત્યાં સુધી સર્વ શ્રુતિઓ પ્રાકૃત અને દોષવાળી કહેવાય છે. જ્યાં સુધી પ્રભુનો આવેશ થતો નથી ત્યાંસુધી વસ્તુમાત્ર સદોષ કહેવાય છે.

૨. સમસ્ત પદાર્થોમાં, તેમજ ભ્રાન્તિવડે દેખાતા પદાર્થોમાં પણ ત્રિકાલાબાધિત સત્ય શ્રીહરિ સ્થીર છે. આ કારણ માટે સત્પુરૂષો સમસ્ત પદાર્થોમાં શ્રીકૃષ્ણનેજ જાણે છે. ( જુવે છે. )

૩. જેઓના હૃદયમાં અનંત ભગવત્કથા રમી રહી છે તેઓ કાંઈ બીજાં સાધન કરતા નથી; તો જેઓ ભગવાનના ચરણારવિંદની સાથે સાક્ષાત્ સંબંધવાળા છે, તે મહાશયો વિષે શું કહેવું ? (અર્થાત્ તેમને સાધનની કાંઈ અપેક્ષા નથી.)

૪. બુદ્ધિવાન પુરૂષોએ પાંચ પ્રકારે નિર્ણય કરેલા શ્રીકૃષ્ણની સદા સેવા કરવી; તે પાંચ પ્રકારનો નિર્ણય એ છે કે, તે (૧) શરીર આપનાર છે, ૨. તે પ્રેરક છે, ૩. તે સુખ આપનાર છે, ૪. તે મૂલ કારણ છે, ૫. અને તે સત્ય આશ્રયભૂત છે.

૫. કેટલાએક લોકો શ્રીહરિને કર્મરૂપ ગણી સેવે છે, અને કેટલાએક એમને યોગરૂપ ગણી સેવે છે. આ બન્ને કરતાં જેઓ શ્રીહરિને અક્ષરરૂપ જાણીને સેવે છે, તેઓને સત્પુરૂષો શ્રેષ્ઠ ગણે છે.

૬. સર્વ દોષરહિત ભગવાન્ સર્વત્ર સમભાવથી બિરાજે છે. (જુદી જુદી જગત્ રૂપ) ક્રીડાને અનુકૂલ આવે એવાં અનેક રૂપ ધારણ કરતા પ્રભુ સર્વ ઠેકાણે બિરાજમાન્ છે.

૭. જીવો તિરોહિત આનંદવાળા છે, અને જગત્ આનંદરહિત છે. તે કારણથી સુખની ઇચ્છા રાખનાર જીવોએ શ્રીહરિ જે પૂર્ણાનંદ છે તેમને ભજવા જોઇએ.

૮. ભગવાન્ શ્રીહરિને વિષે પરમાનંદ સાગર વર્તે છે, તેમાં કાંઈ પણ સંદેહ નથી, અને એ સાગરને પ્રાપ્ત કરાવનાર ભગવત્કથા છે. એટલે વસ્તુતઃ ભગવાનનું નિયમન કરી શકે એવો કોઇપણ પદાર્થ નથી; તોપણ કેવળ ભગવદીચ્છાથી પ્રભુ સ્વકથાને આધીન થઈ જઇને પ્રાપ્ત થઈ શકે છે.

૯. ભક્તિમાર્ગમાં અસત્સંગ (દુઃસંગ) બાધક રૂપ છે માટે તે કદી કરવો નહિં, અને દેહ શ્રીકૃષ્ણમાં અનુકૂલ રાખીને દેહવડે ઇંદ્રિયોનું પ્રિય કરવું નહિં; અર્થાત્ ઇન્દ્રિયોને તેમના વિષયોને વશ થવા દેવી નહિ, પણ તમામ ઇન્દ્રિયોને ભગવત્સેવામાં જોડવી.

૧૦. જેઓનો શ્રીહરિએ અંગિકાર કર્યો હોય તે સર્વ હરિભક્તો

સરખા છે તેથી કરીને શ્રીહરિ જેમ જેમ ભક્તને પોતાના માને તેમ તેમ તે ભક્તથી શ્રીહરિનું ભજન થઈ શકે છે.

૧૧. જ્ઞાનમાર્ગ ભ્રાંતિ ઉત્પન્ન કરનારો છે, તેથી કરીને બુદ્ધિમાન પુરૂષોએ સર્વના પ્રવર્તક શ્રીકૃષ્ણને ભજવા જોઇએ. તેમ કરવાથી જ્ઞાનકાંડ પણ ચિત્તશુદ્ધિ કરી શકશે ( તાત્પર્ય એ છે કે જ્ઞાનકાંડની પ્રશંસા કરવામાં આવી છે તે માત્ર ચિત્ત શુદ્ધિને માટેજ છે ).

૧૨. વાદમાત્ર યુક્તિરહિત હોવાથી ભ્રાન્તિમૂલક છે. તેવા ભ્રાન્તિમૂલક અનેકવાદમાં ફસાઇને પરબ્રહ્મ શ્રીકૃષ્ણનો ત્યાગ બુદ્ધિમાન્ પુરૂષે કરવો નહિ.

૧૩. જીવ બ્રહ્મરૂપ છે તેથી જે દોષો છે તે મનનાજ છે, અને સઘળું જગત્ પણ બ્રહ્મરૂપ છે, તો શ્રીહરિમાં જગદ્રૂપે કે જીવરૂપે પણ દોષ કયાંથી હોઈ શકે ? અર્થાત્ બ્રહ્મરૂપ શ્રીહરિ તો નિર્દોષ છે, એટલુંજ નહિ પણ, તે હરિનાં જગત્ અને જીવ એ બંને રૂપ પણ નિર્દોષ છે. માનસ અભિમાનાત્મક સંસાર માત્ર જ દુષ્ટ છે, બાકી બ્રહ્મરૂપ જગત્ અને જીવ નિર્દોષ છે.

ઉપરના શ્લોકમાં જીવ અને જગત્‌ને નિર્દોષ કહ્યાં તેથી, જીવ અને જગત્ સેવા કરવા યોગ્ય છે એમ કોઈ શંકા કરે તેનો ઉત્તર આપે છે કેઃ—

૧૪. સર્વ પ્રકારે સર્વ થકી ભગવદ્ ભક્તોજ **શુદ્ધ છે, પણ** બીજા શુદ્ધ નથી, તેથી શુદ્ધિને ઇચ્છનાર પુરૂષોએ માત્ર શુદ્ધ ભક્તોનું સેવન કરવું, પણ અન્ય પુરૂષોનું સેવન કરવું નહિં, અર્થાત્ ભક્ત વિના બીજા જીવ નિર્દોષ છતાં સેવનીય નથી.

૧૫. જેમ સુવર્ણની પ્રતિમા બહાર અને અંદર સુવર્ણમય છે તેમ, આનંદમય, સર્વ પ્રકાશક, સર્વ સેવ્ય, સર્વ નિયંતા, પ્રભુ સર્વથા નિર્દોષજ છે.

૧૬. સર્વ વિકારથી સંપૂર્ણ રીતે મુક્ત, પૂર્ણકામ, એવા પ્રભુ જ્યારે ક્રીડા કરવાને ઉદ્યુક્ત ( ઉદ્યમવાળા ) થાય છે ત્યારે, તે નિમિત્તને અવલંબીને અનેક જીવસ્વરૂપે પ્રકટ થાય છે.

**૧૭. જીવ સમૂહના નિયંતા શ્રીહરિ છે, તેથી કરીને જીવોને શાસ્ત્રોમાં અણુરૂપ માનેલા છે. કોઇપણ શાસ્ત્રમાં જીવ વ્યાપક માનેલો નથી. જ્ઞાનીઓ જીવને ચૈતન્યમય ગણે છે.**

જીવ અણુજ હોય અને વ્યાપક નજ હોય તો શરીરમાં ચૈતન્ય કેવી રીતે વ્યાપે એ શંકા થાય તેના ઉત્તરમાં છેવટનો ભાગ કહ્યો. અર્થાત્ જીવ ચૈતન્યરૂપ હોવાથી અણુ છતાં પણ શરીરમાં વ્યાપે એમ જ્ઞાની અર્થાત્ બ્રહ્મવાદી અંગીકાર કરે છે.

**૧૮. દેવ, મનુષ્ય, અને તિર્યક્ આદિ (પશુ, પક્ષી, વૃક્ષ, વિગેરે) જે નામ રૂપાત્મક જગત્ છે તે કૃષ્ણ થકીજ ઉત્પન્ન થયેલું છે, અને તે તન્મય થઈ તેમાંજ લય પામે છે.**

માયાવાદ કોઈપણ અંશે સંમત નથી એ જણાવવા આવિર્ભાવ તિરોભાવ પ્રભુમાંથીજ અને પ્રભુમાં જણાવવામાં આવે છે.

**૧૯. મનુષ્યોની દુર્ગતિ જોઇને જે દૃઢ મતવાળા પુરૂષો શ્રી કૃષ્ણની સેવા કરે છે તેઓને શ્રીકૃષ્ણની ભ્રકુટી રૂપ કાળ કોઈ દિવસ હણતો નથી.**

આ શ્લોકને पुष्टिःकालादि बाधिका એ વાક્ય સાથે સરખાવો.

**૨૦. મનોનિગ્રહ થયો નથી માટે જ્ઞાનયોગને સારૂં યત્ન કરવો નહિં, પણ ગુરૂ સેવામાં તત્પર થઇને સદા સર્વદા ભક્તિનો અભ્યાસ કરવો.**

જ્ઞાન યોગાદિ પ્રક્રિયા કરતાં આચાર્યોભિગમન વધારે શ્રેયસ્કર છે એમ પ્રતિપાદન કરે છે. સત્યાદિ યુગમાં જ્ઞાન યોગાદિ ઠીક, પણ મન અદાંત હોય એટલે વશ થતું ન હોય એવા દેશકાળમાં ગુરૂ ભક્તિ સુયુક્ત છે.

અભ્યાસ શબ્દ ઉપરથી બ્રહ્મચર્યાશ્રમના વૈષ્ણવ ધર્મ બતાવ્યાનું જણાય છે.

જે ગુરૂઓની સેવા કરવાનું ઉપર કહ્યું તે ગુરૂઓ કે આચાર્યો ક્યાં મળે એ વાતનું નીચેના શ્લોકથી સમાધાન કરે છે.

**૨૧. તે ગુરૂઓ એવા તો દયાળુ હોય છે કે, સર્વ લોકનો ઉદ્ધાર કરવા, સર્વ લોકપર ઉપકાર કરવા, તે ઉદાર મહાશયો શ્રી કૃષ્ણસહિત સર્વ દિશામાં પર્યટન કરે છે.**

વ્યાવૃત્તિથી ભજન કરવા કરતાં અવ્યાવૃત્તિથી ભજન કરવું ઉત્તમ હોવાથી, નીચેના શ્લોકમાં આચાર્યશ્રી વિરક્ત વૈષ્ણવના ધર્મ બતાવે છે.

૨૨. પુત્રાદિનો પરિત્યાગ કરયા પછી શ્રીકૃષ્ણુની સેવા પુત્રાદિને સાથે રાખીને કરવી નહિ. પુત્રાદિથી મળતું સુખ તો ભગવાનની સેવા કરવાથી પ્રાપ્ત થાય છે, પરંતુ પુત્રાદિકની સાથે રહેવાથી મન ક્લિષ્ટ થાય છે, એટલે પુત્રો વગેરે ભગવત્સુખને બદલે દુઃખ આપનાર થઈ પડે છે.

નીચેના શ્લોકમાં સ્વમાર્ગીય સંન્યાસીના ધર્મ બતાવે છે.

૨૩. સત્સમાગમને માટે ચારે તરફ પર્યટન કરનાર અને તીર્થમાં નિષ્ઠા રાખનાર પુરૂષ, ગુરૂદ્વારા હરિસ્મૃતિ પ્રાપ્ત ( લબ્ધ ) થવાથી, સદ્ધર્મને નાશ કરનાર દુષ્ટ ઘરોને સેવતો નથી.

આની સાથે નીચેનું ગીતા વાક્ય સરખાવો.

**नष्टो मोहस्मृतिर्लब्ध्वा त्वत्प्रसादान्मयाच्युत ॥**
**स्थितोऽस्मिगतसंदेहः करिष्ये वचनंतव ॥**

**गी, १८. ७३.**

સ્મૃતિ એટલે ભગવત્સ્વરૂપ અથવા જ્ઞાનની સ્મૃતિ.

બ્રહ્મવાદી તો જગત્‌ને પણ સત્યજ માને છે, ત્યારે ગૃહત્યાગ કે સંન્યાસની શી જરૂર, એવી શંકા કરવામાં આવે તેના સમાધાનને માટે નીચેનો શ્લોક કહેછે.

૨૪. સમગ્ર જગત્ સત્ છે, પણ સેવા કરવા યોગ્ય તો પ્રભુજ છે; જગત્ કાંઇ સેવા કરવા યોગ્ય નથી. જગત્‌ની સત્યતા સેવા કરવા યોગ્ય ન હોવાથી, સત્પુરૂષોએ તે સમગ્ર જગત્‌ની સેવા કરવી નહિ. વસ્તુતઃ તો જગત્‌ની સત્યતા પણ બ્રહ્મને લીધેજ છે, માટે કૃષ્ણુની સેવા ન કરતાં જગત્ બ્રહ્મરૂપ છે માટે જગત્‌રૂપ બ્રહ્મની સેવા કરવા પર્યંત સત્યતા માનવી એ ભ્રાન્તિ છે. તેથી સ્વતઃ સદ્રૂપ શ્રી કૃષ્ણુનીજ જ્ઞાનીએ સેવા કરવી.

ટીકા—શુદ્ધાદ્વૈતજ્ઞાની સર્વત્ર બ્રહ્મભાવ પ્રાપ્ત કરી સેવાથી દૂર રહે તેને શ્રી કૃષ્ણુની સેવા કરાવવાનું તાત્પર્ય છે.

કૃષ્ણુ સેવા ન કરવાથી, બ્રહ્મવાદી થવાને બદલે જગત્‌ને બ્રહ્મ માની જગત્‌ની વિષયાસક્તિને પણ બ્રહ્મરૂપ માની બેસતાં બ્રહ્મઠગ થઈ જવાય, માટે વૈરાગ્ય પ્રકટ કરાવી શ્રીહરિની સેવામાં ચિત્ત પરોવવાની આચાર્યશ્રી આજ્ઞા કરે છે.

**૨૫. જગત્ આકાશના પુષ્પતુલ્ય હોવાથી મિથ્યાભૂત છે. જગતજ મિથ્યા હોય તો પ્રભુ પણ મિથ્યા એમ નહિ. કારણ કે હરિ જગત્‌ના અધિષ્ઠાન છે, અને હરિની સત્તાથીજ જગત્‌ને સત્યત્વ પ્રાપ્ત થાય છે, માટે જગત્સેવા ત્યાગ કરીને જગત્‌ને પણ સત્યતા આપનાર શ્રીકૃષ્ણને નિરંતર ભજવા.**

શ્લોક ૨૪–૨૫ દેખીતા માયાવાદ જેવા લાગે છે, અને સંપ્રદાયનું રહસ્ય નહિ જાણનાર અથડાઈ પડે એમ છે. વૈરાગ્યને માટે પુરાણોમાં અને નિબંધમાં જગત્‌ને પણ મિથ્યા બતાવેલું છે તેનું અનુસંધાન કરવાનું છે.

એમ પણ હોઈ શકે કે આ બે શ્લોકોમાં જગત્ એ શબ્દ સંસારને માટે વાપરવામાં આવ્યો હોય.

સેવા કરવા યોગ્ય પ્રભુ વિના બીજો કોઈજ નથી, માટે કાલાદિની પણ સેવા કરવાની નીચેના શ્લોકથી ના પાડવામાં આવે છે.

**૨૬. મુક્તિ ઇચ્છનાર પુરૂષે કાળથી તૃણપર્યંત કોઈપણ વસ્તુને ભજવી નહિ. દોષ ત્યાગ કરાવવા પર્યંત શક્તિમાન્ અને ગુણના દાતા શ્રીહરિજ સેવવા યોગ્ય છે, અર્થાત્ નિર્દોષપૂર્ણગુણ કરી આપે એવા પ્રભુ વિના કોઈજ નથી.**

શ્લોક ૨૫ માં જગત્‌ના અને ૨૬ માં કાલાદિના ભજનનો નિષેધ કર્યો. ત્યારે કોઈ કહે કે, જીવ તો ભગવદ્રૂપ છે અને નિર્દોષ છે ત્યારે જીવનીજ સેવા આત્મત્વથી કરાય તો તેમાં શું અડચણ: આ શંકાનું સમાધાન નીચેના શ્લોકથી કરે છે.

**૨૭. જીવોને વિષે આત્મા રૂપ ભગવાન્ ગુપ્ત છે, માટે તેમને વિષે સર્વ પ્રકારે ભજન કરવું નહિ. ( માત્ર તેમના ઉપર દયા રાખવી) પણ જીવ સિવાય અન્ય વસ્તુ ( મૂર્તિ ) માં ભગવાનની પૂજા કરવી.**

જીવમાં આનંદ ગુપ્ત છે, માટે તે પણ સેવનીય નથી. અર્થાત્ જગત્ તુચ્છ છે, કાલાદિમાં નિર્દોષપૂર્ણગુણત્વ સ્વતઃ ન હોવાથી બીજાને ક્યાંથી તેવા કરે, અને જીવનો તો આનંદજ તિરોહિત છે, માટે પરમ સદ્રૂપ નિર્દોષપૂર્ણગુણ પ્રકટ પરમાનન્દ શ્રીહરિનીજ સેવા કરવી એ સર્વ પ્રકારે સિદ્ધ થયું.

આ આખા ગ્રંથનો જે ફલિતાર્થ પ્રાપ્ત થયો તે સ્પષ્ટ કરી, નીચેના શ્લોકોથી ઉપસંહાર કરવામાં આવે છે.

૨૮. જેને સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે તો સદાનંદ શ્રીહરિનેજ ભજવા. હરિભજન સિવાય જે માણસ બીજે પ્રકારે સુખની ઇચ્છા કરે તે સર્વ પ્રકારે દુઃખ પામે છે.

૨૯. શ્રીકૃષ્ણનો આનંદ સર્વ કરતાં ઉત્કૃષ્ટ છે. તેના જેવો બીજો આનંદ નથી. વેદ પણ તે આનંદને પોતા થકી પ્રતિપાદન કરવાને શકિતવાન્ નથી. ( માટેજ **નેતિ નેતિ** કહે છે. )

૩૦. જેમ અંગુલિથી સમુદ્ર બતાવાય છે તેમ આ પ્રકારે શ્રુતિ ગીતાનો સમસ્ત અર્થ સંક્ષેપથી નિરૂપણ કરવામાં આવે છે.

જેમ અંગુલિથી (આંગળીથી), સમુદ્રનું દિગ્દર્શન માત્ર કરાવાય તેમ શ્રુતિના ગંભીર અર્થ રાશિનું આ ગ્રંથમાં માત્ર દિગ્દર્શન કરાવ્યું. માત્ર અનુભવથી જાણવા યોગ્ય, પરમ સેવનીય, શ્રીકૃષ્ણના આનંદરૂપ વેદાર્થ રાશિનું વર્ણન પ્રાકૃત શબ્દોમાં ક્યાંથી થઈ શકે ? શ્રુતિઓએ પણ આટલું નિરૂપણ ભગવદાવેશથી કર્યું. ભગવદાવેશ વિના તો દિગ્દર્શન પણ ન થાય. માટે જગત્ જીવ, વગેરેમાંથી અહંતા-મમતાનો ત્યાગ કરી, શ્રીકૃષ્ણની સેવા કરી, પરમ આનંદ પ્રાપ્ત કરી, સ્વરૂપાનંદનો અનુભવ કરવો.

## નિરોધ લક્ષણ.

તમામ જ્ઞાનેંદ્રિયો, કર્મેદ્રિયો, મન, અને દેહના સર્વ વ્યાપાર ભગવાન્ પરત્વેજ રાખવા એનું નામ નિરોધ.

આ ગ્રંથમાં આચાર્યશ્રી પ્રથમ ત્રણ શ્લોકથી યશોદા, ગોપીઓ, અને ગોપને શ્રીકૃષ્ણ ભગવાનના બાળપણામાં, તેમની રક્ષા કરવાની કાળજીથી જે મન અને શરીરનું દુઃખ ભોગવવું પડતું હતું તે, તથા તેમના સહવાસમાં જે સુખ મળતું તે, તથા ભગવાન્ મથુરામાં પધાર્યા પછી યશોદા, ગોપીઓ, અને ગોપની ખબર કાઢવા ઉદ્ધવજીને ભગવાને વ્રજમાં મોકલ્યા તે વખતે ભગવાને અમને યાદ કર્યા એમ વિચારી જે આનંદ થયો તે, એ રીતની ત્રણે અવસ્થાઓ પોતાને ક્યારે પ્રાપ્ત થશે એમ કહે છે. આ ત્રણે અવસ્થાઓનું સ્મરણ કરવાનું કારણ એ જણાય છે કે, તે ત્રણે નિરોધનાં લક્ષણરૂપ છે. આ ગ્રંથ ઉપરથી એમ પણ જણાય છે કે,

મનનો નિરોધ કરવાને માટે સહેલામાં સહેલો ઉપાય નિરંતર ભગવાનના ગુણ ગાવા, અને વારંવાર ભગવાનનું ધ્યાન ધરવું એ છે. આચાર્યશ્રી કહે છે કે:—

ગોકુલમાં શ્રીયશોદાજી અને નંદરાયજી વિગેરે વ્રજવાસીઓને જે દુઃખ થયું હતું, તેમજ જે દુઃખ ગોપીજનોને થયું હતું, તે દુઃખ મને દેહ, ઇંદ્રિયો, પ્રાણ, અને અંતઃકરણ વિગેરેમાં કોઈ ઠેકાણે થાઓ.

આ દુઃખ શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થામાં તેમની સંભાળ રાખવાની કાળજીથી તથા તેમના વિયોગથી થએલું તે છે. ૧.

ગોકુળમાં ગોપીજનો અને બધાં વ્રજવાસીઓને શ્રીકૃષ્ણના સહવાસથી જે સુખ મળ્યું હતું તે સુખ ભગવાન્ મને ક્યારે આપશે?

આ સુખ શ્રીકૃષ્ણના સહવાસથી તથા તેમનામાં ચિત્ત પરોવાએલું રાખવાથી મળેલું તે. ૨

ઉદ્ધવજી મથુરાથી ભગવાનની આજ્ઞાથી યશોદા, નંદજી, અને ગોપિકાઓની ખબર કાઢવા, અને તેમનું આશ્વાસન કરવા ગયા તે વખતે ગોકુળમાં અને વૃંદાવનમાં જે મોટો ઉત્સવ થયો, તે ઉત્સવ મારા મનમાં ક્યારે થશે ?

ઉદ્ધવજી ભગવાનની આજ્ઞાથી ગોકુળમાં અમારી ખબર કાઢવા આવ્યા એ જાણીને, તમામ વ્રજવાસીઓના મનમાં આવ્યું કે, ભગવાન્ અમારાથી દૂર રહે છે તોપણ એમણે અમને વિસાર્યા નથી. આ વિચારથી તેમના મનમાં ઘણો હર્ષ થયો, તે હર્ષને આચાર્યશ્રી મહાન્ ઉત્સવ કહે છે એમ જણાય છે. ૩

જ્યાં સુધી મોટા ભક્તજનોની કૃપાથી ભગવાન્ દયા કરે ત્યાં સુધી ( સાધનદશામાં ) કીર્તન કરાતો એવો આનંદનો સમુદાય સુખને માટે છે. અર્થાત્ જ્યાં સુધી ભગવાનની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી ભગવાનનું કીર્તન કરવું જોઇએ, કેમકે તેમ કરવાથી આનંદ અને સુખ પ્રાપ્ત થાય છે અને ચિત્ત ભગવાનમાંજ રહે છે. ૪

મોટા ભક્તજનોની કૃપાથી ભગવાનનું કીર્તન જેવું સુખદાયી થાય છે તેવું લૌકિક પુરૂષોનું કીર્તન સુખદાયી થતું નથી. હરિ-

કીર્તન એ સ્નિગ્ધ ભોજનના જેવું છે, અને લૌકિક પુરૂષો ( રાજા વગેરે ) નું કીર્તન લુખા ભોજન સમાન છે. ૫

ગોવિંદના ગુણ ગાવાથી જેવી સુખની પ્રાપ્તિ થાય છે તેવી સુખની પ્રાપ્તિ શુકદેવજી વગેરેને બ્રહ્મજ્ઞાને કરીને પણ થતી નથી, તો પછી બીજા વિષયોથી તો કયાંથીજ થાય ? ૬.

પોતાની પ્રાપ્તિને સારૂં કલેશને પામતા એવા ભકતજનોને જોઇને જ્યારે ભગવાન્ કૃપાયુકત થાય ત્યારે હૃદયમાં રહેલા સંપૂર્ણ સદાનંદ પરબ્રહ્મ શ્રીકૃષ્ણરૂપે બહાર પ્રકટ થાય છે. ૭

પ્રભુનું ગાન કરતી વખતે પ્રભુના સ્વરૂપનું ભકતજનને સ્મરણ થાય છે. એ સ્મરણ થએથી પ્રભુની પ્રાપ્તિ પોતાને કયારે થશે એમ મનમાં તાપ ઉત્પન્ન થાય છે. આવો જ્યારે સંપૂર્ણ તાપ થાય છે ત્યારે ભગવાન્ પ્રકટ થઈ ભકતજનને દર્શન અને આનંદ આપે છે.

સર્વાનંદમય ભગવાનનો કૃપારૂપી આનંદ અત્યંત દુર્લભ છે, કારણ કે હૃદયમાં રહેલા ભગવાન્ પોતાના ગવાતા ગુણોને સાંભ-ભળીને પરિપૂર્ણ થઇને પોતાના ભકતજનોને આનંદના સમુદ્રમાં ડુબાવી દે છે. ૮

આ શ્લોકમાં બ્રહ્મજ્ઞાન પ્રભૃતિ આનંદ કરતાં પણ કૃપાનંદનો સહેતુક ઉત્કર્ષ બતાવ્યો છે.

તેટલા માટે સર્વ વસ્તુ ત્યજી દઇને જેઓનો પ્રભુમાં નિરોધ થએલો છે અને જેઓને સદાનંદ (સતત્ આનંદ) કૃષ્ણ પરમાત્મા જ આશ્રય છે તેવા ભકતોએ શ્રીહરિના ગુણ અવશ્ય ગાવા. તેમ કરવાથી સત્, ચિત્ અને આનંદપણું પ્રકટ થાય છે. ૯

રોધવડે કરીને હું નિરૂદ્ધ થયેલો છું અને નિરોધની પદવીને પામેલો છું, તેટલા માટે હું બીજા પુષ્ટિમાર્ગીય ભકતોના રોધને સારૂ નિરોધનું વર્ણન કરૂં છું:—૧૦

આચાર્યશ્રીએ પોતાનું મન સંસાર ઉપરથી સંપૂર્ણ રીતે ઉઠાવી લેઈ માત્ર શ્રીહરિ ઉપરજ લગાડયું હતું, તેથી પોતાને નિરૂદ્ધ પદ્દી

પ્રાપ્ત થઈ હતી એમ કહે છે, અને પુષ્ટિમાર્ગીય બીજા ભક્તોને નિરોધનું જ્ઞાન થવા નિરોધનું વર્ણન કરે છે.

શ્રીભાગવતનો દશમસ્કંધ નિરોધલીલા છે. તે ઉપર શ્રી સુબોધિનીજી ટીકા કરવાથી નિરોધ પ્રાપ્ત થયો એમ પોતાનો અનુભવ આચાર્યશ્રી કહે છે. મૂલમાં તે શબ્દ છે તે સામાન્ય રીતે ભક્તજનનના અર્થમાં એક વચનમાં વાપર્યો છે.

જે જીવોને પ્રભુએ નિરંતર છોડી દીધેલા છે તે ભવસાગરમાં ડુબેલા રહે છે, અને જે જીવોનો નિરોધ થયેલો છે, એટલે જે જીવોના ઇન્દ્રિયોના સર્વ વ્યાપાર ભગવાનમાંજ સમાય છે, તે જીવો રાત્ર દિવસ આ ગુણગાનમાં આનંદનેજ પ્રાપ્ત થાય છે. ૧૧

સંસારના આવેશથી દુષ્ટ થએલી ઇન્દ્રિયોના હિતને સારૂં જરૂરનું છે કે, નિયમમાં રાખનાર સર્વવ્યાપક ભગવાનમાં સ્ત્રી-પુત્રાદિક સર્વ વસ્તુને જોડવી. ૧૨

મુર નામે દૈત્યના શત્રુ શ્રીભગવાનના ગુણોમાં જેઓનું ચિત્ત નિરંતર રહેલું છે તેઓને સંસાર અને ઇષ્ટ વસ્તુના વિયોગથી થતો ક્લેશ એ બન્ને થતાં નથી પણ ભગવાનની પેઠે સુખ થાય છે. ૧૩

જ્યારે ઉપર કહ્યા પ્રમાણે હરિના જેવું સુખ થાય ત્યારે ભગવાનમાં દયાળુપણું સંભવે. એમ ન થાય તો પ્રભુમાં ક્રૂરતા રહેલી છે એમ મનાય. ભગવાનના ગુણ ગાવામાં કોઈપણ પ્રકારનો બાધ કે શંકા નડવાની ધાસ્તિ નથી, પણ ભગવાનનો અભ્યાસ સિદ્ધ થાય છે. ૧૪

ભગવાનના ધર્મોના સામર્થ્યથી વિષયોમાં અરૂચિ સ્થિર થાય છે. તેમજ ભગવાનના ગવાતા ગુણોએ કરીને સુખના સ્પર્શને લીધે કોઈ વખતે પણ દુઃખ દેખાતું નથી. ૧૫

એ રીતે જ્ઞાનમાર્ગ કરતાં ભગવાનના ગુણોનું વર્ણન કરવામાં અધિકતા છે એમ જાણીને ઇર્ષ્યા અને લોભ રહિત એવા ભ-

કતોએ નિરંતર શ્રીભગવાનના ગુણો અવશ્ય ગાવા. ૧૬

એટલા માટે સંકલ્પ માત્રથી પ્રકટ કરેલી શ્રીભગવાનની મૂર્તિનું અવશ્ય ધ્યાન કરવું, અને તે મૂર્ત્તિમાંજ હમ્મેશ દર્શન, સ્પર્શ, કૃતિ, ગતિ, શ્રવણ, અને કીર્તન સર્વ સ્પષ્ટ પ્રકટ રીતેજ કરવાં. ૧૭.

અને ભગવાનની સેવામાં પ્રીતિ રાખનાર એવો પુત્ર ઉત્પન્ન થવા માટેજ રતિ કરવી. મલ ભાગનો ત્યાગ કરી બાકીના શરીરનો સેવાદિકમાં વિનિયોગ કરવો. આ રીતથી પાયુ ઇન્દ્રિયનો પણ પરંપરાએ કરીને વિનિયોગ થયો જાણવો. ૧૮

જેનું એટલે જે ઇન્દ્રિય અથવા સ્ત્રીપુત્રાદિકનું કાર્ય સ્પષ્ટ રીતે ભગવત્‌સંબંધી દેખાતું ન હોય તેનો અવશ્ય નિગ્રહ કરવો એ નિશ્ચય છે. ૧૯.

નિરોધ ઉપરાંત કોઈ મંત્ર નથી, સ્તુતિ નથી, વિદ્યા નથી, તેમજ તીર્થ પણ નથી. નિરોધજ સર્વોપરિ ફળ છે. ૨૦

---

## પ્રકરણ ૨૪ મું.

### આચારકોટિમાં મુકી શકાય એવા છ લઘુ ગ્રંથોનો સાર.

#### શ્રીકૃષ્ણાશ્રય.

આ કલિયુગમાં વૈદિકમાર્ગનો અવકાશ નથી માટે શરણ વિના બીજો ઉપાયજ નથી એ આ ગ્રંથનું રહસ્ય છે.

કલિયુગમાં જ્ઞાન, યોગ, તપ, કર્મ, અને ઉપાસના વગેરે બધા માર્ગો નષ્ટ થઈ ગયા છે, અને લોકમાં પાખંડ ધર્મ પ્રસરી ગયો છે, તેવા વખતમાં શ્રીકૃષ્ણજ મારૂં શરણ થાઓ, એટલે આ લોક પરલોકના સર્વ પુરૂષાર્થો સિદ્ધ કરનારા થાઓ.

બધા દેશો મ્લેચ્છ લોકોએ દબાવ્યા છે, અને પાપીલોકોના રહેવાના સ્થાન રૂપ તે થયા છે, સત્પુરૂષોને પીડા થાય છે,

તેથી લોકોનાં મન વ્યાકુળ થયાં છે. તેવા સમયમાં શ્રીકૃષ્ણજ મારૂં શરણુ થાઓ.

આ કલિયુગમાં તીર્થો હીન લોકોએ ચોતરફથી વિંટી લીધેલાં છે, અને તેથીજ ગંગાજી વિગેરે ઉત્તમ તીર્થોએ પોતાના અધિદેવતાને તિરોહિત કીધા છે એવા સમયમાં શ્રીકૃષ્ણજ મારી ગતિરૂપ થાઓ.

સારા પુરૂષો અહંકારે કરીને મૂઢ થયા છે, પાપવાલા લોકોને અનુસરનાર થયા છે, તથા લાભ અને માનની ખાતર પ્રયત્ન કરનાર થયા છે, એવા સમયમાં શ્રીકૃષ્ણજ મારૂં શરણુ થાઓ.

મંત્રોનું પરિજ્ઞાન નહિ હોવાથી તે નાશને પામી ગયા, યોગી લોકોએ પોતાનાં યમ નિયમાદિક વ્રતનો ત્યાગ કર્યો, અને તેથીજ મંત્રના અર્થ અને અધિષ્ઠાતા દેવતાઓ અદૃશ્ય થઈ ગયા, ત્યારે હવે શ્રીકૃષ્ણજ મારૂં શરણુ થાઓ.

પ્રયત્ન માત્ર પાખંડને ( ચળાવવા ) માટેજ છે, કર્મ અને વ્રત વિગેરે નાના પ્રકારના વાદે કરીને અત્યંત નષ્ટ થયાં તો હવે શ્રીકૃષ્ણ એજ મારી ગતિ રૂપ થાઓ.

અજામિલ વિગેરેના અનેક દોષોને નાશ કરનારા આપ છો એમ અનુભવાયલું છે. આપે આપનું સકળ માહાત્મ્ય પ્રકટ કર્યું છે, માટે સદાનંદ શ્રીકૃષ્ણજ મારી ગતિ હો.

બ્રહ્માજી વિગેરે સઘળા દેવતાઓ પ્રાકૃત છે, તેમજ અક્ષર બ્રહ્મનો આનંદ પણ પરિમિત માત્ર છે, અને હરિ ભગવાન્ તો પૂર્ણ આનંદ રૂપ છે માટે શ્રીકૃષ્ણજ મારૂં શરણુ થાઓ.

હું વિશેષે કરીને વિવેક, ધૈર્ય, ભક્તિ અને પુણ્યથી રહિત, દીન તથા પાપમાં આસક્ત છું માટે શ્રી કૃષ્ણજ મારી ગતિરૂપ થાઓ.

બધી તરેહનાં સામર્થ્યથી પરિપૂર્ણ, અને સર્વ ઠેકાણે ભકત લોકોના પુરૂષાર્થોને સિદ્ધ કરી આપનારા હરિ છે; તે શરણે રહે-

લાઓનો સારી રીતે ઉદ્ધાર કરનાર તે શ્રીકૃષ્ણની હું પ્રાર્થના કરૂં છું.

જે આ કૃષ્ણાશ્રય નામે સ્તોત્રનો શ્રીકૃષ્ણની સંનિધિમાં પાઠ કરે તેને શ્રીકૃષ્ણ આશ્રય રૂપ થાય એવું શ્રી વલ્લભ કહે છે.

( આ પાઠ રાજભોગ થયા પછી દંડવત્ પ્રણામ કરતી વખતે દરેક આચાર્ય તથા વૈષ્ણવ ભણે છે.)

## વિવેક ધૈર્યાશ્રય.

આ ગ્રંથમાં વિવેક, ધૈર્ય, અને આશ્રય વિશે આચાર્યશ્રી વર્ણન કરે છે. ભક્તિની દૃઢતા થવાને સારૂં આચાર્યશ્રી કહે છે કે, વિવેક ધૈર્ય અને આશ્રય હમેશાં રાખવાં. ભગવાન્ પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ વસ્તુ કરશે એમ ધારવું એનું નામ વિવેક છે. સઘળી વસ્તુઓ ભગવાનની છે અને ભગવાન્ સર્વ કાર્ય કરવાને સમર્થ છે, પણ એમનો અભિપ્રાય શું કરવાનો છે તે જીવથી જાણી શકાતું નથી, માટે અમુક વસ્તુની પ્રાપ્તિને માટે એમની પ્રાર્થના કરવી એ નકામું છે. હું ભગવાનને આધીન છું એવી ભાવનાથી અભિમાન અવશ્ય છોડી દેવું. કદાચ અંતઃકરણમાં કાંઈ સ્વપ્નાદિ દ્વારા વિશેષ આજ્ઞા થાય તો દેહસંબંધી કાર્ય ( જેવું કે લગ્ન જનોઈ વિગેરે ) થી જુદા કાર્યને માટે ગતિ ( યાત્રા વિગેરે ) કરવી. આપત્તિના વખતમાં તેમજ પરદેશ વિગેરે ગયા હોઇએ તેવે વખતે અને બીજાં કાર્યોમાં હઠ (કરજ કરીને પણ પ્રભુને સામગ્રી ધરાવવી વિગેરે) સર્વ પ્રકારે છોડી દેવી, અને સર્વ ઠેકાણે ( સ્મૃતિ શ્રુતિમાં કહેલા ધર્મોમાં ) અનાગ્રહ રાખવો; પણ જે કાર્ય કરવામાં આવે તે કાર્યમાં ધર્મ અધર્મનો વિચાર કરવો. એ પ્રમાણે વર્તવું એનું નામ વિવેક. હવે ધૈર્યનું નિરૂપણ કરવામાં આવે છે.

ત્રણ પ્રકારનાં દુઃખો ( આધ્યાત્મ, આધિદૈવ, અને આધિભૂત ) સર્વ પ્રકારે હમેશાં મરણપર્યંત સહન કરવાં એનું નામ ધૈર્ય. ભક્તજને તક્ર, જડભરત, અને ગોપભાર્યાની માફક દુઃખો સહન કરવાં, પરંતુ જો તે દુઃખોનો પ્રતિકાર ઈશ્વર ઇચ્છાથી મળી આવે તો તે

દુઃખો સહન કરવાનો આગ્રહ ન કરવો. સ્ત્રી પુત્ર વિગેરે અન્ય-જનો અને બીજા ખરાબ માણસો તિરસ્કાર કરે તો તે સહન કરવો. પોતાની ઈંદ્રિયોના લૌકિક વિષયોને શરીર, વાણી, અને મન વડે તજવા. જે ભકતજન તે તજવાને અસમર્થ હોય તેણે પણ પોતાની શકિત પ્રમાણે તજવાનો યત્ન કરવો. બધી રીતે નહિ બની શકે એવા કામમાં શ્રીભગવાનજ શરણ એટલે રક્ષણ કરનાર છે, કારણ કે તેમના આશ્રયથી સર્વ સિદ્ધ થાય છે, એ પ્રમાણે ધૈર્ય અથવા સહનનું વર્ણન કર્યું. હવે આશ્રયનું નિરૂપણ કરવામાં આવે છે.

આ લોકસંબંધી કાર્યમાં શ્રીભગવાન્ મારૂં રક્ષણ કરનાર શરણ થાઓ, તેમજ દુઃખોની હાનિ એટલે નિવૃત્તિ થવામાં, આ-ગળ થએલાં અને પ્રમાદથી થતાં પાપોને વિષે, ભયમાં, મનોરથ વિગેરે નહિ પૂર્ણ થવામાં, ભકતનો દ્રોહ થયો હોય તેમાં, ભ-કિતના અભાવમાં, ભકતોએ તિરસ્કાર કર્યો હોય તેમાં, તથા પો-તાથી બની શકે એવાં, તેમજ ન બની શકે એવાં કાર્યોમાં સર્વ પ્રકારે કરીને ભગવાન્ મારૂં શરણ થાઓ.

અહંકાર કરવામાં આવ્યો હોય તેમાં, પોષણ કરવા યોગ્ય (સ્ત્રીપુત્રાદિક) નું પોષણ અને રક્ષણ કરવામાં, પોષણ કરવા યોગ્ય સ્ત્રીપુત્રાદિકે પોતાનો અપરાધ કર્યો હોય તેમાં, તથા પો-તાના શિષ્યોએ કરેલા તિરસ્કારમાં, મન અંતઃકરણ વિગેરે અલૌકિક થાય એવી સિદ્ધિ મેળવવામાં, અને સર્વ પદાર્થોની સંપત્તિ થવામાં, હરિ મારૂં શરણ થાઓ એવી નિરંતર અવશ્ય મનમાં ભાવના કરવી, અને વાણીવડે નિરંતર ભગવાનનું કીર્તન કરવું.

બીજા દેવનું સેવન, બીજા દેવની સામે પોતાની મરજીથી ચાલીને જવું, અને કાર્ય માત્રમાં પણ ભગવાન્ સિવાય બીજા દેવની પ્રાર્થના કરવાનું વિશેષે કરીને છોડી દેવું.

શરણાગતિમાં અવિશ્વાસ તો કરવો નહિ, કેમ કે તે બધી રીતે બાધ કરનારો છે. વિશ્વાસ અવશ્ય રાખવો, કારણ કે તે સર્વ

કાર્યો સિદ્ધ કરે છે. અવિશ્વાસ બાધ કરનાર છે, અને વિશ્વાસ સાધક છે. એ બાબતમાં બ્રહ્માસ્ત્ર અને ચાતક પક્ષીની ભાવના કરવી. ભગવાનની ઇચ્છાથી થોડું અથવા ઘણું જે કાંઈ મળે તેની મમતા રહિત થઈને સેવના કરવી.

ઉત્તમ એટલે વૈદિક અને તેથી હલકાં એટલે લૌકિક કાર્યો પણ જે કાંઈ બને એવી રીતે સંક્ષેપથી કરવાં, અથવા ઘણું કહેવાથી શું ફળ છે ? ભગવાનજ મારા રક્ષક થાઓ એવી રીતની ભગવાનનીજ ભાવના કરવી.

એ પ્રકારે આશ્રયનું સ્વરૂપ પ્રકર્ષે કરીને કહ્યું. તે બધા વર્ણ અને આશ્રમને સર્વદા હિતકારી છે, કારણ કે કલિયુગમાં ભકિત વિગેરે માર્ગો દુઃખે કરીને સિદ્ધ થાય એવા છે એવી મારી મતિછે.

૯ ઠા શ્લોકમાં " તક્ર " શબ્દ વાપર્યો છે તે છાશને માટે છે. વલોણા તરફથી થતા અનેક પ્રહારો, અને ફુલડાના અવળા અને સવળા ફરવાથી ગતિમાં થતા ફેરફાર, એ સઘળું છાશ સહન કરે છે.

દેહ શબ્દને જુદા દાખલા તરીકે ગણીએ તો દેહ પણ અનેક પ્રકારનાં દુઃખો સહન કરે છે.

" જડ " એ શબ્દ જડ ભરતને ઠેકાણે વાપર્યો હોય એમ જણાય છે. જડભરતને નરપશુની માફક દેવીની પાસે હોમવાને લઈ ગયાની અને તેને રાહુગણ રાજાની પાલખી ઉપાડવી પડયાની વાત શ્રી ભાગવતમાં પ્રસિદ્ધ છે.

" ગોપભાર્યા " ની વાત એવી છે કે, તે પ્રથમ એક રાજાની સ્ત્રી હતી. તેના રાજ્ય ઉપર બીજા કોઈ રાજાએ હુમલો કર્યો તેમાં આ રાણી પકડાઈ ગઈ, અને તેનો પતિ રાજા નાશી જઇ સાધુ થઈ ગયો. રાણીને હુમલો કરનાર રાજા પોતાને ઘેર લઈ ગયો, અને ત્યાં તેને પોતાની સ્ત્રી થવાનું કહ્યું; તેણે છ માસની મેહેતલ માગી એક અન્નસત્ર કાઢયું, તે અન્નસત્રમાં પોતાનો પતિ જે દિવસે મેહેતલ પુરી થવાની હતી તે દિવસે આવ્યો. તેને ઓળખી તેની સાથે એક દેવળમાં મધ્યરાત્રે મળવાનો સંકેત કર્યો. પછી તે મેહેતલ પુરી થએલી હતી તેથી રાત્રી પડતાં પેલા રાજાની પાસે ગઈ ત્યાં એની સાથે હાસ્યવિનોદ કરતાં એને ( રાજાને ) ઝેર દઈ મારી નાંખ્યો. અને મધ્યરાત્રીની વખતે સંકેત સ્થાનમાં તે ગઈ અને જુએ છે તો પોતાનો પતિ સર્પ કરડવાથી મરણ પામ્યો હતો. તેથી શોક કરતી તે ત્યાંથી એકલી નાસી ગઈ, તે કોઈ વેશ્યાના હાથમાં સપડાઈ ગઈ. વેશ્યાને ઘેર એક વખત પોતાનો મોટી

ઉંમરનો દીકરો આવ્યો તેની સાથે સમાગમ થયા પછી આ રાણીએ તેને ઓળખ્યો, તેથી પોતાને એ પાપ બાબત ઘણો પસ્તાવો થયો, તેથી વેશ્યાને ત્યાંથી નાશી ગઈ અને કોઈ જંગલમાં પીંપળાનાં કાષ્ઠ ભેગાં કરી બળી મરવાનો ઈરાદો કર્યો. ચેહ ખડકીને સળગાવી તેમાં પડી, પણ તાપ સહન નહિ થવાથી તેમાંથી બે ભાન અવસ્થામાં બહાર નીકળી પડી, ત્યાંથી કોઈ ગોવાળે તેને પોતાને ઘેર આણી અને તેની સારવાર કરી, ત્યાર પછી ત્યાં એક ગોવાળની સ્ત્રી તરીકે તે રહી. પછી એક દિવસ છાશ વેચવા જતાં માથા ઉપરની ગોળી ફુટી જવાથી તે જોઈ તે હસવા લાગી. તેની સાહેલીઓએ હસવાનું કારણ પુછ્યું, ત્યારે તેણે કહ્યું કે, હું કઈ કઈ બાબતનો શોક કરૂં. એ બાબતમાં નીચેનો શ્લોક મળી આવે છે:-

हत्वा नृपं पतिमवेक्ष्य भुजंगदष्टं ।
देशांतरे विधिवशाद् गणिकापि जाता ॥
पुत्रं पतिंसमधिगम्य चितां प्रविष्टा ।
शोचामि गोपगृहिणी कथमद्य तक्रम् ॥

૧૫ મા શ્લોકમાં બ્રહ્માસ્ત્ર અને ચાતક પક્ષીનો દાખલો આપ્યો છે.

જ્યારે હનુમાનજીએ લંકામાં જઇ તેના કોટ કાંગરા ભાગી નાંખ્યા, વાડીઓમાંનાં ઝાડો વિગેરે ઉખેડી નાંખ્યાં, અને ઘણા રાક્ષસોને માર્યા ત્યારે, ઇંદ્રજીતે તેને બ્રહ્માસ્ત્ર વડે બાંધ્યો. તે વખતે રાવણના મનમાં શંકા ઉત્પન્ન થઈ કે, આવો બળવાન પશુ બ્રહ્માસ્ત્રના કબજામાં રહેશે કે નહિ. તે ઉપરથી રાવણે તેના પગમાં લોઢાની સાંકળો નંખાવી. હનુમાનજીએ જાણ્યું કે, બ્રહ્માસ્ત્ર ઉપર રાવણને વિશ્વાસ નથી. એ અવિશ્વાસને લીધે બ્રહ્માસ્ત્રનું બળ નષ્ટ થઈ ગયું એટલે હનુમાનજીએ બ્રહ્માસ્ત્રના તેમજ સાંકળોના બંધ તોડી નાંખ્યા.

ચાતકપક્ષી સ્વાતિ નક્ષત્રનુંજ પાણી પીએ છે, અને તે નક્ષત્રના પાણીના વિશ્વાસે તે આખું વરસ તરસ્યું રહે છે, તો પ્રભુ એ નક્ષત્રમાં એને પાણી પાય છે એમ કહેવાય છે.

## ભક્તિવર્દ્ધિની.

આ ગ્રંથમાં આચાર્યશ્રી ભક્તિ શી રીતે વૃદ્ધિને પામે તેના ઉપાયોનું નિરૂપણ કરે છે અને કહે છે કેઃ—

જ્યારે આત્મનિવેદનથી ઉત્પન્ન થએલો બીજભાવ ( ભગવાન પ્રત્યેનું મનનું વળણ ) મજબુત થાય ત્યારે ત્યાગ, શ્રવણ

અને કીર્તનથી ભક્તિ વૃદ્ધિને પામે છે. ત્યાગ એટલે ભગવાન્ સિવાયના વિષયોનો ત્યાગ સમજવો.

ઘરમાં ( ગૃહસ્થાશ્રમમાં ) રહીને સ્વધર્મપૂર્વક, વ્યાવૃત્તિ રહિત ( ભગવદ્ ભજનમાં જે વ્યાપાર અનુકૂળ ન હોય તે રહિત ) થઇને, પૂજા અને શ્રવણ વગેરેથી શ્રીકૃષ્ણને ભજવાથી ઉપર કહેલા ભક્તિના બીજભાવની દૃઢતા થાય છે. કદાચ ભક્તજન વ્યાવૃત્ત એટલે લૌકિક વ્યાપારવાળો હોય, તોપણ જો તે શ્રીહરીમાં અને તેમના શ્રવણાદિકમાં નિરંતર ચિત્ત રાખે તો તેને ભગવાનમાં પ્રેમ ઉત્પન્ન થાય, તે પછી ભગવાનમાં આસક્તિ થાય, અને તે પછી ભગવાનનુંજ વ્યસન થાય, એટલે પ્રપંચવિસ્મૃતિપૂર્વક આસક્તિ થાય.

જ્યારે ભગવાનનું વ્યસન થાય એટલે ભગવાનની સેવા સ્મરણ ઈત્યાદિ વગર રહી શકાય નહી એવી સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે ભક્તિનો બીજભાવ દૃઢ થયો એમ શાસ્ત્રમાં કહેલું છે. એ બીજભાવ પછીથી કોઈપણ પ્રકારે એટલે લૌકિક દુઃસંગ આદિકથી અથવા કાળાદિકના પરાભવથી નાશ થતો નથી. ભગવાનમાં સ્નેહ થવાથી બીજી વસ્તુઓ ઉપરથી સ્નેહ ઉઠી જાય છે, અને ભગવાનમાં આસક્તિ થવાથી ઘરમાં અરૂચિ પેદા થાય છે, અને ઘરમાં રહેનાર સ્ત્રીપુત્રાદિક અને દ્રવ્ય વગેરે પદાર્થો ભકિતમાં બાધકરૂપ અને અનાત્મ ભાસે છે. જ્યારે કૃષ્ણનુંજ વ્યસન થાય ત્યારે ભકત જન કૃતાર્થ થયો એમ જાણવું.

તેવા ભાવવાળા ભકતને પણ નિરંતર ઘરમાં રહેવું એ તેના ભાવનો નાશ કરનારૂં છે, માટે ગૃહાદિકનો પરિત્યાગ કરીને ભગવાનનેજ પોતાના ફળ અથવા અર્થ રૂપ ધારી તેમનામાંજ અંતઃકરણ રાખી ભકિતની વૃદ્ધિને સારૂંજ પ્રયત્ન કરે તેને સુદૃઢ પરાભકિતરૂપી ફળ, જે ચાર પ્રકારની મુકિતથી અધિક છે તે, મળે છે.

ત્યાગ કરવામાં દુષ્ટ લોકોના સંસર્ગથી તેમજ વગરપ્રસાદી

અન્નથી ભક્તિની વૃદ્ધિ થવામાં ઘણું પ્રતિબંધન થાય છે, માટે સેવા શ્રવણ કીર્તન વગેરેમાં તત્પર એવા ભગવદ્દભક્તોની સાથે શ્રીહરિના સ્થાનોમાં રહેવું, અથવા ભગવન્મંદીરની કે ભગવદીયોની નજીકમાં કે દૂર જેવી રીતે ચિત્ત દોષવાળું ન થાય એવી રીતે રહેવું.

જે પુરૂષને સેવામાં અથવા કથામાં જીવનપર્યંત દૃઢ આસક્તિ થાય તે પુરૂષનો કોઈ દેશમાં કે કોઈ કાળમાં અથવા આ લોક કે પરલોકમાં કોઈ ઠેકાણે પણ નાશ થતો નથી એવી સારી મતિ છે.

કાંઈક પણ બાધક પ્રાપ્ત થવાની શંકા હોય તો એકાંતમાં પણ રહેવું ઇચ્છિત નથી; ( પણ એમ ધારવું કે ) હરિ સર્વ રીતે રક્ષા કરશે એમાં સંશય નથી.

એ રીતે ગૂઢ તત્ત્વવાળા ભગવચ્છાસ્ત્રનું મેં નિરૂપણ કર્યું. એ ગૂઢ શાસ્ત્રને જે સારી રીતે યાદ કરે તેને પ્રભુમાં દૃઢ પ્રીતિ થાય.

## નવરત્ન.

બ્રહ્મસંબંધ કરવાથી સર્વ દોષોની નિવૃત્તિ થાય છે, અને સર્વ કાર્યો પ્રભુને અર્પણ કરી કરવામાં આવતાં હોય તો પછી કોઈ પ્રકારના દોષની કે ભયની ભીતિ રાખવાનું કારણ રહેતું નથી. એટલા માટે આ ગ્રંથમાં આચાર્યશ્રી કહે છે કે, જેણે પોતાનો આત્મા પ્રભુને નિવેદન કર્યો છે તેણે કોઈ પણ પ્રકારની ચિંતા કરવી નહિ, કેમકે અનુગ્રહમાર્ગમાં રહેલા ભગવાન્ એ માર્ગમાં રહેલા જીવની લૌકિક ગતિ કરશે નહિ, એટલે અહંતા મમતાથી થતી પીડા તેને થશે નહિ. વળી પોતે પોતાનો આત્મા પ્રભુને અર્પણ કરેલો છે એ વાત બીજા ભક્તોના સમાગમ વખતે અવશ્ય યાદ કરવી, અને શ્રદ્ધા રાખવી કે, નિવેદી ભક્તોના અને કાલાદિકના સ્વામી અને સર્વના આત્મા શ્રીભગવાન્ પોતાની ઇચ્છાથી અંગીકાર કરેલા ભક્તોની અવિકૃત ઇચ્છા પ્રમાણે લૌકિક અને અલૌકિક બધું કાર્ય સિદ્ધ કરશે.

**सर्वेषां प्रभुसंबंधो न प्रत्येकमितिस्थितिः ।**

**अतोऽन्यविनियोगेऽपि चिंता का स्वस्य सोऽपि चेत् ॥१॥**

ભાવાર્થ:—

આત્મનિવેદન કરવાથી પોતાનો અને પોતાની સાથે જોડાએલાં સ્ત્રીપુત્રાદિક સર્વ પ્રાણી અને વસ્તુમાત્રનો પ્રભુની સાથે જુદો જુદો સંબંધ થતો નથી, તે કારણથી કોઈ વખતે આત્મનિવેદન કરનાર પોતાના દેહનો, કાળનો, કે પૈસા વિગેરેનો ઉપયોગ, પોતાની સાથે જોડાએલાં સ્ત્રીપુત્રાદિકના ફાયદા કે હિતને માટે, સ્વમાર્ગીય મર્યાદા પુરઃસર કરે તો, તેથી દોષ થાય છે એમ ધારીને પણ ચિંતા કરવી નહિ; કેમકે જે પ્રાણી વિગેરે પોતાની સાથે જોડાએલાં છે તેમના હિતને માટે જે યોગ્ય ઉપયોગ કર્યો હોય તે ભગવાનને માટેજ છે.

આ શ્લોક ગીતાજીના નીચે લખેલા શ્લોકનું અનુકરણ હોય એમ જણાય છે.

**ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।**

**लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥**

**गी. अ. ५ श्लो. १०**

કર્મોને બ્રહ્મમાં અર્પી, સંગ ( કર્મના ફળની ઈચ્છા ) નો ત્યાગ કરીને, જે કર્મ કરે છે તે જળમાં રહેલા કમળપત્રની પેઠે પાપથી લેપાતો નથી.

શ્રીકૃષ્ણને આધીન જેણે પ્રાણ કરેલા છે એવા પુરૂષોએ અજ્ઞાનથી અથવા જ્ઞાનથી આત્માનું નિવેદન કરેલું હોય, તોપણ તેઓને શી વેદના ? કશી નહિ.

મારો અંગીકાર શ્રીપુરૂષોત્તમે કર્યો કે નહિ એ રીતે નિવેદન બાબતની ચિંતા કરવી નહિ, તેમજ રાજા વિગેરેનો આશ્રય કરેથી અન્યવિનિયોગ થાય તોપણ ચિંતા કરવી નહિ; કારણ કે આવા પ્રસંગો દુર કરવાને હરિ પોતે સમર્થ છે.

પુષ્ટિમાર્ગમાં રહેલા જીવોને લૌકિક કે વૈદિક ક્રિયાઓમાં આનંદ મળે એમ પ્રભુ કરશે નહિ, માટે તેવા બધા જીવોએ લૌકિક વૈદિક ક્રિયાઓમાં માત્ર સાક્ષી તરીકે વર્તવું.

ગુરૂની આજ્ઞાનો ભંગ ના થાય એવી રીતે સેવા કરવી, અને તેમ ના બને તો હરિની ઇચ્છા પ્રમાણે જે બને તે કરવું. એ કારણથી ચિત્તને સેવાપરાયણ કરીને જેમ સુખ થાય તેમ કરવું.

ચિત્તમાં ઉદ્વેગ કરીને પણ ભગવાન્ જે કાંઈ કરે તે તેમની લીલાજ છે એમ માનીને તરત ચિંતા છોડી દેવી.

( ચિંતા અને ઉદ્વેગ છોડી દેવાં એ મુશ્કેલ છે તોપણ ) સર્વ પ્રકારે કરીને નિરંતર નિવેદન મંત્રનો જપ કરતાં કરતાં પ્રભુ પરાયણ રહેવું એવીજ મારી બુદ્ધિ છે.

### અંતઃકરણપ્રબોધ.

આ ગ્રંથ ઉપર શ્રીગોકુલનાથજીએ વિવરણ લખ્યું છે તે ઉપરથી તેમજ ઉકત ગ્રંથમાં લખેલા બનાવો ઉપરથી જણાય છે કે, આચાર્યશ્રીએ સંન્યાસ ગ્રહણ કર્યો તે પેહેલાં થોડાક વખત ઉપર શ્રીભાગવત ઉપર સુબોધિની નામની ટીકા લખવાનો આરંભ કર્યો હતો. એ ટીકા ત્રીજા સ્કંધ સુધી લખાઈ તેવખતે ભગવાને એમને ગંગાસાગરસંગમ આગળ દેહત્યાગ કરી પોતાની પાસે જવાની આજ્ઞા કરી. એકદમ દેહત્યાગ થાય તો પછી “ આ ભૂતળ પર પધારી શ્રીભાગવતનો અર્થ પ્રકટ કરો ” એ મૂળ આજ્ઞાનો ભંગ થાય એમ ધારવામાં આવ્યાથી, અથવા ભાગવત ઉપર ટીકા લખવાનું કામ સેવા રૂપ હોવાથી, પોતે દેહત્યાગરૂપી આજ્ઞા માન્ય કરી નહિ. પણ તે કામ જલદીથી આટોપી લેવાને માટે ત્રીજા સ્કંધ ઉપરની ટીકા પુરી કર્યા પછી ૪ થી ૯ સુધીના સ્કંધો છોડી દેઈ ૧૦ મા સ્કંધ ઉપર ટીકા લખવા માંડી. એ ટીકા ચાલુ હતી તે દરમીઆન ફરીથી મથુરા પાસે મધુવનમાં દેહ ત્યાગ કરવાની ભગવાનની આજ્ઞા થઈ. તે પણ અમલમાં આણી નહિ ત્યારે સંન્યાસ

ગ્રહણ કરી દેહત્યાગ કરવાની ત્રીજી આજ્ઞા થઇ. એ આજ્ઞાનુસાર આચાર્યશ્રીએ ભકિતમાર્ગીય સંન્યાસ ગ્રહણ કર્યો અને ટીકાનું કામ અધુરૂં મુકયું.

આ ગ્રંથ આચાર્યશ્રીએ પુષ્ટિમાર્ગીય સંન્યાસ ધારણ કરીને તરતજ કરેલો જણાય છે. એમાં જેણે આત્મનિવેદન કર્યું છે એવા પુષ્ટિમાર્ગીય ભકતના મનમાં કોઈ કોઈ વખત જે તર્કો ઉઠે છે તેના ઉત્તર આપીને અંતઃકરણને નીચે પ્રમાણે બોધ આપ્યો છે.

હે અંતઃકરણ, મારૂં વાકય સાવધાનપણાથી સાંભળ. વાસ્તવિક રીતે શ્રીકૃષ્ણ કરતાં બીજો દોષ વિનાનો પરમ ઇષ્ટ દેવ નથી.

જો કોઈ ચાંડાલ જાતની સ્ત્રી રાજપત્નીપણું પામી રાજાની માનીતી રાણી થાય, તે પછી કદાચ તેના પ્રમાદ કે અપરાધને લીધે તેનું રાજા તરફથી અપમાન થાય તો, તેને હાનિ થતાં પણ, પૂર્વ ચાંડાલિની સ્થિતિ જોતાં, પેહેલાંના કરતાં શી હાનિ ? આ શ્લોકથી આચાર્યશ્રી એવું કહેવા માગે છે કે, આત્મનિવેદન કર્યા પછી ભગવાનની મને કયારે પ્રાપ્તિ થશે એ સંબંધી ચિંતા કરવી નહિ, કેમ કે આત્મનિવેદન થયું એટલે ભગવાને પોતાના ભકત તરિકે સ્વીકાર કર્યો એમ જાણવું. પછી કદાચ ભગવાનનો પ્રાદુર્ભાવ કે અનુગ્રહ જણાતો ન હોય તો પણ પ્રથમની જીવાવસ્થા કરતાંનો મહાનુભાવ વિનાની વૈષ્ણવ અવસ્થા ઉત્તમજ છે. જેમ કોઈ અધમ જાતની સ્ત્રીને જ કોઈ રાજા પોતાની રાણી કરે અને પછી તેનું અપમાન કરે તોપણ તે રાણી મટી જતી નથી; અને ગમે તેટલું અપમાન કરે તોપણ તે અપમાન પોતાની પહેલી ચાંડાલિની સ્થિતિ કરતાં તો હજાર દરજ્જે ઉત્તમજ છે; તેમજ કદાચ ભગવાનની પ્રાપ્તિ થાય નહિ, તોપણ આત્મનિવેદન કરતા પેહેલાં જે સ્થિતિ હતી તે સ્થિતિ કરતાં આત્મનિવેદન કર્યા પછીની સ્થિતિ કોઈ રીતે ઉતરતી નથી પરંતુ તે સુધરે છે. કેમકે આત્મનિવેદન કરવાથી પોતે ભગવાનના આશ્રયવાળો બને છે, અને ભગવાનનો કહેવાય છે. ભગવાનના સેવકે તો એવો વિચાર કરવો જોઇએ કે, સમર્પણ કરતા પહેલાં શું હું

સદા ઉત્તમ હતો ? અને સમર્પણ કર્યાથી મારી શી અધમતા થઈ કે જેથી અને પશ્ચાત્તાપ થાય.

પ્રભુ સત્યસંકલ્પવાળા છે તે ( ફળ બાબત ધારેલા વિચારથી ) કાંઈ બીજી રીતે કરશે નહિ, માટે તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું. તેમ કરવામાં ના આવે તો સ્વામીદ્રોહ થાય.

સેવકનો તો એવું વિચારવાનો ધર્મ છે કે સ્વામી પોતાના ભકતનાં સર્વ કાર્ય સિદ્ધ કરશે.

ગંગા અને સાગરના સંગમ આગળ પૂર્વે ( અમોને ) એવી આજ્ઞા થઈ હતી કે, દેહનો પરિત્યાગ કરવો; પછી મધુવનમાં એવી આજ્ઞા થઈ હતી કે, દેશનો પરિત્યાગ કરવો; પણ તે બન્ને આજ્ઞા પ્રમાણે મારાથી વર્તી શકાયું નહિ. ત્રીજી આજ્ઞા સંન્યાસગ્રહણપૂર્વક ઘરનો પરિત્યાગ કરવા રૂપ થઈ, તેતો લોકમાં પ્રસિદ્ધજ છે, અને તે આજ્ઞા મેં પાળી છે ( જે આજ્ઞાઓ પાળવામાં ના આવી તે તે બાબત શા માટે પશ્ચાત્તાપ કરવો જોઇએ). હું પ્રભુનો સેવક છું. પ્રભુ સાથે દાસ્ય વિના બીજો કોઈ સંબંધ મારે નથી; તેથી કોઇપણ વખતે ભગવાનને લૌકિક પ્રભુ ( રાજા ) ની માફક જોવા ( ધારવા ) જોઇએ નહિ. राजा मित्रं केन दृष्टं श्रुतं वा। રાજાને કોઇએ મિત્ર થએલો કે સાંભળેલો છે ? નથીજ. આ ઉકિત ભગવાનને લાગુ થતી નથી, કેમકે એ તો સર્વ પ્રાણી માત્રના મિત્ર અને હિતકર્તા છે, તેથી કદાચ તેમની આજ્ઞા ન માની તોપણ લૌકિક રાજાની માફક પ્રભુ કાંઈ ત્યાગ કરતા નથી.

ભકિતપૂર્વક સર્વ વસ્તુ ભગવાનને સમર્પીને તું કૃતાર્થ થયો છે તેથી સુખી થા. મોટી થએલી દીકરીને પોતાના સ્નેહને લીધે તેના ધણીને ત્યાં મોકલવામાં ન આવે તો તેથી તેનો ધણી પ્રસન્ન થશે નહિ. તે પ્રમાણે આ દેહને વિશે ( દેહત્યાગની બાબતમાં ) કરવું નહિ, કેમકે સ્વામી બીજી રીતે સંતોષ પામશે નહિ. દેહ તો ભગવાનનો છે માટે ભગવાનને ત્યાં તે દેહને વળાવવામાં વિલંબ કરવો નહિ. દેહ કાંઈ સંસારનો નથી.

હે અંતઃકરણ, મારી જો લોકની પેઠે સ્થિતિ થાય તો શું થાય એનો તુંજ વિચાર કર. અંતઃકરણ કદાચ ધારે કે જેમ બે આજ્ઞા ના પાળી તેમ હવે ત્રીજી આજ્ઞા પણ ભાગવતની સંપૂર્ણ સુબોધિની લખાય ત્યાં સુધી થોભીને પછીજ પાળવી, ત્યાં આચાર્યશ્રી સમજાવે છે કે "લોકની પેઠે તારી સ્થિતિ થાય તો તેમાં શું વળે તે તુંજ વિચાર કર." ભાગવત ટીકા પરિપૂર્ણ કરવાથી માત્ર આચાર્ય તરીકે પ્રૌઢિ થાય જે માત્ર પ્રાવાહિક છે. તું તો પૌષ્ટિક ફળનો અધિકારી છે, અને તે ફળ માર્યાદિક ફળથી પણ ઉત્તમ છે, તો પ્રાવાહિક યશ માત્ર ત્યાં શું ગણત્રીમાં છે? તાત્પર્ય એ છે કે, વૈષ્ણવને ગમે તેવું લૌકિક વૈદિક ફળ પ્રાપ્ત કરાવવા મન લોભાવે તોપણ આત્માએ દાસ્યરૂપ ધર્મનો ત્યાગ તો કદાપિ કરવો નહિ. ચાંડાલીમાંથી રાણી થયા પછી પાછા ચાંડાલી થવાની વૃત્તિ ના રાખવી, પણ રાણીના ધર્મ જે જે હોય તેનુંજ પરિપાલન કરવાનો આગ્રહ રાખવો એ ધ્વનિ છે.

પોતાથી નહિ બની શકે એવાં અશકય કામમાં ભગવાન્જ ભકતોના સર્વ પુરૂષાર્થોને સિદ્ધ કરનારા છે એ હેતુથી, કોઈપણ રીતે તું મોહને નહિ પ્રાપ્ત થા. એ રીતે શ્રીકૃષ્ણના દાસ શ્રીવલ્લભાચાર્યજીનું જે પોતાના ચિત્તને નિમિત્ત કરીને કહેવાયું એવું હિતકારી વચન તેને અભિપ્રાય સહિત એટલે શકિત અને તેના તાત્પર્યનો નિર્ધાર થાય તે પૂર્વક સાંભળીને ભકત નિશ્ચિંતપણાને પામે.

આચાર્યશ્રી ઉત્તમ બ્રાહ્મણ હતા છતાં પોતાને કૃષ્ણદાસ કહેતા. હાલ "દાસ" લખતાં સારા વૈષ્ણવોને પણ લાજ આવે છે.

## સંન્યાસનિર્ણય.

આ કલિકાળમાં સંન્યાસનો કોણ અધિકારી છે એ વિષયનો આ ગ્રંથમાં નિર્ણય કરેલો છે.

મનુષ્યના કલ્યાણને માટે જ્ઞાન, કર્મ, અને ભક્તિ એ ત્રણ માર્ગ ભગવાને બતાવેલા છે. તેમાં જ્ઞાનમાર્ગમાં ૬૯ વૈરાગ્યની

જરૂર છે. તેવો વૈરાગ્ય કલિકાળમાં હોતો નથી, તેથી તે માર્ગમાં રહેનાર સંન્યાસ ગ્રહણ કરે છે તો તેને અભિમાન અને પાખંડીપણું પ્રાપ્ત થાય છે. વળી જ્ઞાની ઘણા જન્મને અંતે સત્યલોક કે બ્રહ્મલોકને પ્રાપ્ત કરી શકે છે, અને દરેક જન્મમાં સંન્યાસગ્રહણ થઈ શકવો મુશ્કેલ છે. માટે આ કલિકાળમાં જ્ઞાનમાર્ગવાળાને સંન્યાસ ગ્રહણ કરવાની આચાર્યશ્રીએ ના પાડી છે.

કર્મમાર્ગવાળાને તો આ કલિયુગમાં સંન્યાસ ધારણ કરવાની શાસ્ત્રોએજ ના પાડી છે, કેમકે સંન્યાસીના ધર્મો ઘણા મુશ્કેલ હોવાથી આ કાળમાં સાધી શકાતા નથી.

**अग्निहोत्रं गवालंभं संन्यासं पलपैतृकम् ।**
**देवराच्च सुतोत्पत्तिः कलौ पंच विवर्जयेत् ॥**

નિર્ણયસિંધુઃ કલિવર્જ્ય પ્રકરણ.

અર્થઃ અગ્નિહોત્ર, મધુપર્કમાં બળદનું આલભન (વધ), સંન્યાસ, માંસના પિંડવાળું શ્રાદ્ધ, અને દિયેરથી પુત્રોત્પત્તિ, એ પાંચ વસ્તુઓ કલિમાં વર્જવી.

સંન્યાસીના ધર્મો શ્રીમદ્ભાગવતમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે નીચે પ્રમાણે કહ્યા છે.

જેવી રીતે શાસ્ત્રમાં કહ્યુ છે તેવી રીતે મારૂં યજન કરીને, પોતાનું સર્વસ્વ યજ્ઞ કરાવનાર બ્રાહ્મણને આપીને, અગ્નિનો પોતાના પ્રાણમાં સમાવેશ કરીને, કાંઈપણ અપેક્ષા નહિં રાખીને, સંન્યાસ ગ્રહણ કરે. બ્રાહ્મણ સંન્યાસ લેવા તૈયાર થાય ત્યારે સ્ત્રીપુત્રાદિકમાં દેવતાઓ પ્રવેશ કરીને, તેને વિઘ્ન કરે છે; તેઓ એમ વિચારે છે કે આ બ્રાહ્મણ સંન્યાસ ગ્રહણ કરશે તો એ અમારાથી ઉપર જશે. એ પ્રમાણેનો દેવતાઓને મત્સર હોવાથી તેઓ વિઘ્ન કરે છે.

સંન્યાસીએ વસ્ત્ર પહેરવું નહિં, ને કદી પહેરે તો કૌપીનમાત્ર જેટલા શરીરને ઢાંકવા માટે પહેરે. દંડ અને કમંડલુ સિવાય ત્યાગ

કરેલા કોઈપણ પદાર્થને આપત્તિ સિવાય ગ્રહણ કરવા નહિં. દૃષ્ટિથી પૃથ્વી ઉપર જોઇને પગ મુકવો, વસ્ત્રથી ગાળીને જળ પીવું, સત્ય વાણીનો ઉચ્ચાર કરવો, અને મનમાં કોઈનાથી ભય ન થાય તેવું શુદ્ધ આચરણ કરવું. વાણીથી મૌન રહેવું, શરીરથી કાંઈ ચેષ્ટા કરવી નહિં, અને પ્રાણને નિયમમાં રાખવા, એ વાણી, દેહ અને ચિત્તના ત્રિદંડ છે; એ ત્રણ દંડ જેને હોય નહિ, અને કેવળ વાંસનો દંડજ રાખે તો, તેથી યતિ થતો નથી; ચારે વર્ણમાં પતિત વગેરેને છોડીને બાકીના સાત ઘરોમાં ભિક્ષા માગવી, તે ઘરો પ્રથમથી ધારેલાં હોવાં ન જોઇએ, અને તેટલામાં જે મળે તેમાં સંતોષ રાખવો. પછી બહાર જઈ આચમન લેઇને ભિક્ષામાં મળેલું રાંધેલું અન્ન અંચળામાં લઈ જળમાં બોળીને બહાર કાઢવું એટલે તે પવિત્ર થાય છે. તે પછી તે અન્નને ખાવું.

મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયમાં સંન્યાસીના ધર્મનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. એ ધર્મ આ કલિયુગમાં પાળી શકાય એવા નથી, માટે કર્મમાર્ગમાં પણ સંન્યાસ ગ્રહણ કરવાની આચાર્યશ્રીએ ના પાડી છે.

હવે ત્રીજો માર્ગ ભક્તિનો રહ્યો. આ માર્ગમાં આરંભ દશામાં સંન્યાસ ગ્રહણ કરવો બની શકે એમ નથી, કેમકે શ્રવણ અને કીર્તનમાં સત્સમાગમની અપેક્ષા રહે છે, અને સંન્યાસીને એક ઠેકાણે રહેવાનું હોતું નથી, તેથી તેવો સત્સમાગમ મળવો મુશ્કેલ છે; એટલા માટે ભક્તિમાર્ગમાં આરંભ દશાવાળાને સંન્યાસ ગ્રહણ કરવાની આચાર્યશ્રીએ ના પાડી છે.

ભક્ત જ્યારે ભક્તિમાં લીન થઈ વ્યસન પર્યંત પહોંચે, અને ભગવત્પ્રાપ્તિને માટે તેને દુઃસહ વિરહ દશા પ્રાપ્ત થાય, તે વખતે તેને સંન્યાસ ગ્રહણ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. કાષાય વસ્ત્ર, દંડ, કમંડલુ વગેરે પોષ્ય વર્ગ પોતાને હેરાન ન કરે એટલાજ માટે છે. તે કારણથી ભક્તિમાર્ગનો સંન્યાસી એ ચિન્હો ધારણ ન કરે

તોપણ કાંઈ હરકત નથી. સાક્ષાત્કાર થવાને માટે જેવી રીતે રહેવું યોગ્ય લાગે તે પ્રમાણે ભક્તિમાર્ગના સંન્યાસીએ રહેવું જોઇએ.

એ રીતે આચાર્યશ્રીએ સંન્યાસ બાબત આ ગ્રંથમાં નિર્ણય કરેલો છે.

આચાર્યશ્રી કહે છે કે:—

પશ્ચાત્તાપની નિવૃત્તિ માટે પરિત્યાગનો વિચાર કરાય છે. તે પરિત્યાગ વિશેષે કરીને ભક્તિ અને જ્ઞાન એમ બે માર્ગમાં કહેલા છે; હમણાં કલિકાલને પ્રાપ્ત થઇને કર્મમાર્ગમાં તે કરવા યોગ્ય નથી; ભક્તિમાર્ગમાં પ્રથમ કરવા યોગ્ય છે કે નહિં તેનો વિચાર કરીએ છીએ. ૨

શ્રવણાદિકની સારી રીતે સિદ્ધિ થવા સારૂં સંન્યાસ કરવો એમ હોય તો તે પક્ષ ઘટતો નથી; કેમકે શ્રવણાદિક તો સહાયતા અને સંગથી સિદ્ધ થાય છે, તે સિવાય સિદ્ધ થતાં નથી. સહાયતા અને સંગ એ બંને સાધનો શ્રવણાદિકને માટે રાખવાની જરૂર છે, તે કારણથી સાધનદશા અથવા આરંભદશામાં સંન્યાસ થઈ શકતો નથી. ૩

ભક્તિમાર્ગીય આરંભદશામાં સહાય અને જ્ઞાનમાર્ગમાં સંગ એમ વિભાગથી આચાર્યશ્રી કહેતા હોય એમ પ્રતીતિ થાય છે. શ્રવણ બંનેને ઈષ્ટજ છે. ભક્તિ માર્ગીય સાધનાવસ્થાને અને જ્ઞાન માર્ગને વાસ્તે આ સામાન્ય હેતુ આપ્યો.

સંન્યાસ ગ્રહણ કરવાથી હું સર્વ વર્ણોનો ગુરૂ થયો એવું અભિમાન થાય, તેથી બીજાની પાસે શ્રવણ કરવામાં ગ્લાનિ પેદા થાય, તેથી શ્રવણાદિકના ધર્મને અને સંન્યાસના ધર્મને પરસ્પર વિરોધ છે, એ કારણથી શ્રવણાદિક સિદ્ધિને માટે સંન્યાસ ગ્રહણ કરવાનો પક્ષ સ્વીકારી શકાતો નથી. કદાચિત્ ભગવદ્ભકિત કરવામાં ગૃહાદિ બાધક છે, તેથી સાધન કરવાને માટે પરિત્યાગ કરવો એમ પક્ષ હોય તો, ત્યાગ કર્યા પછી પણ તેવાઓની સાથેજ સંગ થાય છે, અને કાળના દોષથી પોતે પણ વિષયાસકત થવાથી પાખંડી થાય છે. ૪–૫.

જેઓનો દેહ વિષયાક્રાન્ત હોય છે, તેઓને હંમેશ ભગવાનનો આવેશ રહેતો નથી; તેથી આ કાળમાં ભક્તિમાર્ગમાં સાધનનિમિત્ત ત્યાગ સુખ આપનાર નથી. ૬

વિષયો અનેક પ્રકારના છે, તે મનદ્વારા જુદી જુદી ઇન્દ્રિયોને તેમના તરફ ખેંચે છે. કોઇને સારૂં ભોજન કરવા તરફ પ્રીતિ હોય છે, કોઇને ગાયન ઉપર, કોઇને પૈસા ઉપર, કોઇને સ્ત્રી ઉપર, કોઇને સુગંધી પદાર્થો ઉપર કે ગાડી ઘોડા ઉપર પ્રીતિ હોય છે. એ પ્રીતિ ઇંદ્રિયોને ભગવાન તરફ વળવા દેતી નથી. માટે આચાર્યશ્રી કહે છે કે જેઓના દેહ વિષયોથી ભેદાયા હોય છે તેમને ભગવાનનો આવેશ પ્રાપ્ત થતો નથી, અને કોઈ વખત થાય તો તે ટકી શકતો નથી.

ભગવાનના વિરહનો અનુભવ કરવા માટે તો ત્યાગ વખણાય છે, અને કાષાય વસ્ત્ર વગેરે તે ત્યાગનો વેષ માત્ર છે, તે પોતાના સંબંધી વિગેરેનું બંધન થાય નહિં તેને માટે છે, બીજું કાંઈ તેમાં કારણ નથી. ૭

કૌંડિન્ય ૠષિ અને ગોપીજનો એ બંને ત્યાગની બાબતમાં ગુરૂ છે; તેમ તેમણે જે સાધન કરેલાં છે, તેજ સાધન છે; એટલે ભાવનાવડે સિદ્ધ કરેલો ભાવ એજ સાધન છે. બીજું સાધન અહીં સ્વીકારાતું નથી. ભક્તિમાર્ગમાં પ્રભુમાં મનનું પરોવાવું એજ સાધન માનેલું છે. અમુક રીતે ભિક્ષા માગવી વિગેરે સાધનો માનેલાં નથી. ૮

આ શ્લોકમાં કૌંડિન્ય ૠષિ અને ગોપીજનોને ત્યાગની બાબતમાં ગુરૂ માનેલાં છે. કૌંડિન્ય ૠષિની કથા પરિશિષ્ટ અ માં આપી છે. ગોપીજનોની કથા શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધમાં છે.

પોતાની સ્ત્રી શિલાએ ધારણ કરેલો અનંતજીનો દોરો પોતે અગ્નિમાં નાખી દીધો તેથી પોતે શ્રી અનંતજીનો અપરાધ કર્યો છે એ વાત જાણતાં કૌંડિન્ય ૠષિના મનમાં અનંતજીનાં દર્શન કરી એ અપરાધને માટે એમની ક્ષમા માગવાનો પ્રબળ વિચાર થયો; અને એ વિચાર ઉપરજ એમના અંતઃકરણ વિગેરેના તમામ વ્યાપાર સંકીર્ણ થતાં એમને પોતાના દેહનું તેમજ પોતે શું કરે છે તેનું ભાન રહ્યું નહિં. શ્રીઅનંતજીનાં દર્શન ક્યાં થશે એજ વિચાર એમના મન ઉપર રાજ્ય ચલાવવા લાગ્યો, અને એ કારણથી

એ વૃક્ષ, પશુ, પક્ષી વગેરેને અનંતજી કયાં મળશે એમ પુછવા લાગ્યા. જયારે કોઈના તરફથી સંતોષકારક જવાબ ન મલ્યો ત્યારે એ બેભાન થઈ પૃથ્વીપર પડયા, જયારે શુદ્ધિ આવી ત્યારે અનંતજીનુંજ ધ્યાન કરવા લાગ્યા. એ પ્રમાણે શ્રીઅનંતજીનો વિરહ એમનાથી સહન થઈ શકયો નહિં, ત્યારે અનંતજી એમના આગળ બ્રાહ્મણરૂપે પ્રગટ થઈ એમને પાતાળમાં લેઈ જઈ પોતાના આત્માનાં સાક્ષાત્ દર્શન કરાવ્યાં.

કૌંડિન્ય રૂષિનો દાખલો આપી આચાર્યશ્રીની કહેવાની મતલબ એ જણાય છે કે, જયારે ભકતજનને પ્રભુનાં પ્રત્યક્ષ દર્શનની ઉત્કટ ઈચ્છા થાય છે, અને એ ઈચ્છા પરિપૂર્ણ થવામાં ઢીલ થાય છે ત્યારે ભકતજનના દેહેન્દ્રિયો વગેરેના સર્વ વ્યાપાર પ્રભુ પરત્વે થઈ માત્ર પ્રભુનીજ ભાવના મનમાં રહે છે, અને પ્રભુ ન મળવાથી તેના મનને અતિશય વિરહ-કલેશ થાય છે ત્યારેજ પ્રભુ સાક્ષાત્ પ્રકટ થઈ તેને (ભકતજનને) દર્શન આપે છે.

વિરહને લીધે જે અવસ્થા કૌંડિન્ય ઋષિની થઈ હતી તેવીજ અવસ્થા ગોપીઓની થઈ હતી. ગોપીઓને ભગવાનનાં સાક્ષાત્ દર્શન થતાં બંધ થતાં ત્યારે એ પ્રભુના સ્વરૂપનું અંતઃકરણમાં ધ્યાન ધરતાં, અને એમના દર્શનની અપેક્ષાથી વિરહદશાના કલેશ ભોગવતાં, એમ કરવાથીજ એ પ્રભુનાં સાક્ષાત્ દર્શન પ્રાપ્ત કરતાં. આચાર્યશ્રી કહે છે કે, જયારે ભકતજનને પોતાનાં દર્શનને માટે અત્યંત કલેશયુકત જુએ છે ત્યારે ભગવાન્ હૃદયમાંથી બહાર આવી સાક્ષાત્ પોતાનાં સ્વરૂપનાં દર્શન કરાવે છે.

કૌંડિન્ય ઋષિ કરતાં ગોપીજનો ઘણીજ ઉંચી ભૂમિકા ઉપર હતાં, કેમકે કૌંડિન્ય ઋષિના વૈરાગ્યનું કારણ અપરાધની ક્ષમા હતું, પણ ગોપીજનો માત્ર સ્નેહથી પ્રભુનું સ્મરણ કરતાં. પ્રભુ અંતર્ધાન થઈ ગયા ત્યારે વિરહદશામાં માત્ર શ્રી પ્રભુનીજ ભાવનાનું પોષણ કરી ગોપીઓ ભગવન્મય થઈ ગઈ ત્યારે પ્રભુએ પ્રત્યક્ષ દર્શન દીધાં.

ભગવાને કુરૂક્ષેત્રમાં એમને અધ્યાત્મ શિક્ષા આપી તેથી એ બ્રહ્મ રૂપ થઈ ગયાં અને પોતાનાં વાસનાત્મક લિંગ શરીર છોડી દીધાં. આચાર્યશ્રી સુબોધિની ટીકામાં લખે છે કે, ગોપિકાઓનાં લિંગ શરીરને સ્થાને ભગવાન આધિદૈવિક સહજ શકિત પોતેજ થયા, એટલે ગોપીજનોના જીવકોશમાં ભગવાનનો આનંદાંશ વ્યાપ્ત થયો. એ પ્રમાણે તમામ પ્રકારની વાસનાઓવાળાં પોતાનાં લિંગશરીર છોડી દીધા પછી ભગવાનની આધિદૈવિક સહજશકિત તે સ્થાનેથી ખસે નહિં, એને માટે એ નીચે પ્રમાણે બોલ્યાં.

**आहुश्च ते नलिननाभपदारविंदं योगेश्वरैर्हृदि विचिंत्य मगाधबोधैः।**
**संसार कूपपतितोत्तरणावलंबं गेहंजुषामपि मनस्युदियात्सदानः ॥**

ભાગ—૧૦—૮૨—૪૯.

અર્થ—ગોપીઓ બોલી કે—હે પદ્મનાભ ! અગાધ બોધવાળા યોગેશ્વરોએ હૃદયમાં ચિંતવવા યોગ્ય અને સંસાર રૂપી કુવામાં પડેલાઓને અવલંબન રૂપ તમારૂં ચરણારવિંદ, અમે ઘરને સેવીએ તોપણ, અમારા મનમાં સર્વદા પ્રકટ રહેજો.

એ પ્રમાણે ગોપીજનોનું બોલવું સાંભળી ભગવાન જે એમના ગુરૂ અને ગતિ રૂપ હતા તેમણે એમના ઉપર અનુગ્રહ કર્યો.

ઘેલાપણું અને અસ્વસ્થપણું એ ભકતની વિરહ અવસ્થાનો સ્વભાવ છે. ઘેલાપણું અને અસ્વસ્થપણું કાંઈ લૌકિક નથી. સર્વ ઠેકાણે ભગવાન વ્યાપ્ત છે એવું જ્ઞાન અને ભગવાનના ગુણો વિરહી ભકતને બાધ કરનાર થાય છે. ૯

સંન્યાસથી પ્રબળ થયેલા જ્ઞાનથી સત્ય લોકમાં સ્થિતિ થાય છે, અને જે પુરૂષમાં ભાવના રૂપ સાધન છે તેને ફળ પણ તેવુંજ થાય છે. ૧૦

તેવા સંન્યાસીઓ સત્યલોક વિગેરેમાંજ રહે છે તેમાં સંશય નથી. ભકિત માર્ગમાં જેમ કાષ્ટમાં સર્વ અગ્નિ વ્યાપ્ત છે તોપણ

તે અગ્નિ મથનથી બહાર પ્રકટ થઇને પાછો કાષ્ટમાં પ્રવેશ કરે ત્યારે કાષ્ટપણું મટીને કાષ્ટ અગ્નિરૂપ થાય છે. તેવી રીતે સર્વત્ર વ્યાપ્ત આત્મા ભાવના વડે ભકતના અંતઃકરણમાંથીજ બહાર પ્રકટ થઇને પાછો ભકતના અંતઃકરણમાં પ્રવેશ કરે, ત્યારે સર્વ બંધન નાશ પામે છે ( જુઓ નિરોધ લક્ષણનો શ્લોક ૭ મો ). તે સિવાય સર્વ બંધનનો નાશ થતો નથી. પ્રભુનો સંગ નહિં હોવાથી તેવા ભાવવાળાઓનું જીવન રહે નહિં, પણ તે જીવન રાખવા માટે પ્રભુના ગુણો તેઓને ઉપયોગી થાય છે. ૧૧-૧૨

સંન્યાસથી ફળ માત્ર પ્રભુજ છે, માટે આ ફળ રૂપ ભકિત માર્ગીય સંન્યાસમાં ભગવાન બાધ કરતા ગણાતા નથી. ભગવાને પણ એવા વિરહી ભગવદીયને સ્વસ્થતા ઉત્પન્ન કરે એવાં વચન કહેવાં યોગ્ય નથી, નહિં તો ભગવાનની દયાળુતામાં વિરોધ આવે. વિરહ દશાની પરાકાષ્ટા થતી અટકે નહિ તેને માટે ભગવાન સ્વાસ્થ્ય વાકય આવી વિરહ દશામાં ભકત પ્રત્યે કહેતા નથી. ૧૩

આ ભકિત માર્ગીય પરિત્યાગ દુર્લભ છે. તે પ્રેમવડે સિદ્ધ થાય છે. તે સિવાય સિદ્ધ થતો નથી.

એ પ્રમાણે આચાર્યશ્રીએ ભકિતમાર્ગીય સંન્યાસનું વિવેચન કર્યું. હવે જ્ઞાનમાર્ગીય સંન્યાસનું વિવેચન કરે છે.

જ્ઞાન માર્ગને વિષે જ્ઞાનનું છેલ્લું અંગ સિદ્ધ થવાને માટે વિવિદિષા સંન્યાસ તેમજ વિદ્વત્સંન્યાસ નિરૂપણ કરેલા છે, પણ તેઓની સિદ્ધિ સેંકડો જન્મ વડે થાય છે, તુરત સિદ્ધિ થતી નથી.

જ્ઞાનને સાધનની અપેક્ષા રહે છે. જનક આદિ નિષ્કામ પુરૂષો પણ યજ્ઞ કરતા એવું શાસ્ત્રમાં લખેલું છે, તેમજ યજ્ઞાદિકથી ચિત્ત શુદ્ધિ થઈ જ્ઞાન થાય છે એમ પણ લખેલું છે, તેથી સાધનોવડે જ્ઞાન સિદ્ધ થાય છે એમ માનેલું છે; માટે કલિયુગમાં વિવિદિષાસંન્યાસ, પશ્ચાતાપને માટે છે, તેમજ વિદ્વત્ સંન્યાસ પણ થઈ શકે તેમ નથી. તેમાં પાખંડીપણું પણ થાય છે, તેથી

આજના સમયમાં કલિયુગના દોષો પ્રબલ હોવાથી જ્ઞાન માર્ગમાં સંન્યાસ કરવો નહિં એમ સર્વ વિદ્વાનોએ નિર્ણય કરેલો છે. જ્ઞાન માર્ગીય સંન્યાસમાં જે દોષ કહેલા છે, તેજ દોષ ભક્તિ માર્ગમાં પણ વ્યાપ્ત થાય ત્યારે કેમ કરવું ? ૧૩-૧૪-૧૫-૧૬-૧૭.

ઉપર પ્રમાણે શંકા થાય ત્યાં કહે છે કે ભક્તિમાર્ગના ત્યાગનો પ્રારંભ કરવામાં નાશ થતો નથી, કેમ કે ભક્તિમાર્ગના ત્યાગનો જેણે પ્રારંભ કર્યો તેનો નાશ થયો એવો દાખલો કાંઈપણ મળતો નથી. અને સ્વસ્થતાના કારણનો પરિત્યાગ થાય છે તે કોનાથી અથવા શા કારણથી ? અર્થાત તે બાધ સંભવેજ નહિ. ૧૮

આ ભક્તિ માર્ગીય ત્યાગમાં હરિ (ભગવાન) બાધ કરવાને સમર્થ નથી તો બીજા તો કયાંથીજ બાધ કરી શકે ? જો એમ ન હોય તો માતાઓ કદી પણ બાળકોનું સ્તનપાન વડે પોષણ ન કરે. ૧૯

માર્કંડેય પુરાણમાં "માયા જ્ઞાનિઓને પણ મોહ કરે છે" એમ કહ્યું છે, તે ઉપરથી તે ભકતને મોહ કરશે એમ ધારવું નહિં? કેમ કે ભગવાન આત્માને આપનાર છે અને પ્રિય છે. એ શા માટે મોહ કરાવશે ? ૨૦

ઉપર કહેલા પ્રકાર વડે પરિત્યાગ કરવો. તે સિવાય સન્યાસ લેનાર સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે એવી મારી નિશ્ચયવાળી મતિ છે. ૨૧

એ પ્રમાણે શ્રીકૃષ્ણના પ્રસાદથી આચાર્યશ્રી કહે છે કે મેં નિશ્ચય કર્યો છે કે આ વખતમાં જ્ઞાનમાર્ગીય સંન્યાસ નહિં ધારણ કરવો પણ માત્ર ફળ રૂપ ભક્તિમાર્ગીય સંન્યાસ, સાધન દશામાં નહિં ધારણ કરતાં, વિરહદશામાં ધારણ કરવો. આ પ્રમાણેજ અમોએ સંન્યાસના વરણનો નિશ્ચય કર્યો છે, તેથી વિરૂદ્ધ આચરણ કરનાર પુરૂષ પતિત થશે. ૨૨



# પ્રકરણ ૨૫ મું.

## પુનરવલોકન.

વાંચનારે હવે જોયું હશે કે, આચાર્યશ્રીનું જીવન કેવળ ધાર્મિક હતું. પ્રાતઃકાળમાં ઉઠી મુખ પ્રક્ષાલન કરી આચાર્યશ્રી તરત પ્રભુનું ધ્યાન ધરતા. તે પછી અશૌચ વગેરે દેહકૃત્ય કરી સંધ્યાવંદન અને શાસ્ત્રાવલોકન કરતા; તે પછી સેવા કરી શ્રીઠાકોરજીને ભોગ સમર્પી ભોજન કરતા. દરમ્યાન કોઈ શરણે આવતું તો તેને નામ નિવેદન વગેરે કરાવી શરણે લેતા. ભોજન કર્યા પછી તથા ઉત્થાપન અને ભોગ સમયે કથા વાર્તા અને ઉપદેશ કરતા, તથા વૈષ્ણવોનાં આચરણ અને વર્તણુક ઉપર દેખરેખ રાખતા. રાત્રીએ પણ એ પ્રમાણે કથા વાર્ત્તા અને ઉપદેશ કરતા. એ રીતે પ્રાતઃકાળથી શયન પર્યંત આચાર્યશ્રી પ્રભુસંબંધીજ વિચાર, પ્રભુસંબંધી બોધ, અને પ્રભુસંબંધી કાર્યો કરતા. એમની કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોના તમામ વ્યાપાર પ્રભુસંબંધીજ હતા. પ્રભુનાં કાર્યો સાથે સીધી રીતે સંબંધ નહિં ધરાવનાર લૌકિક કાર્યોમાં આચાર્યશ્રી કોઈ વખત ગુંથાયા હોય એમ બિલકુલ માલમ પડતું નથી. પર્યટનને વિષે પણ વખતના જુજ ફેરફાર સાથે આચાર્યશ્રી ઉપરનો ક્રમ હમ્મેશ જારી રાખતા. અન્ય સિદ્ધાંતને માનનાર વિદ્વાનો વાદ કરવા આવતા ત્યારે, માત્ર વાદના શુષ્ક ઉદ્દેશથીજ નહિં પણ, ખરો ધર્મમાર્ગ બતાવી એમને તે માર્ગે દોરવાના ઉદ્દેશથી એમની સાથે વાદ કરતા.

આચાર્યશ્રીના નિત્ય નિયમ.

આવું ધાર્મિક જીવન ગાળનારને એકાંત વાસ ઉપર પ્રીતિ હોય એમાં નવાઈ નથી. તેને દ્રવ્યની, ડોળ, કે ઠાઠની લાલસા ન હોય એ પણ સ્વાભાવિક છે. આવો પુરૂષ-શાસ્ત્રોનું ખરૂં રહસ્ય અને પ્રભુની ઇચ્છાઓ જાણવાનો અધિકારી છે, અને તેજ નિઃસ્વાર્થપણે કલ્યાણકારી ઉપદેશ કરી શકે.

અધિકાર અને સામર્થ્ય.

આવા પુરૂષનુંજ આત્મબળ અપરિમિત હોવાથી તે સર્વ પ્રસંગે નિર્ભયતાથી વરતી શકે, અને કોઇની દરકાર રાખ્યા વગર સત્ય વાત કહી શકે. આવા પુરૂષના આગળજ પાખંડ, વ્હેમ, ભૂત, પિશાચ, અભિચાર પ્રયોગ વગેરેનું કાંઈ ચાલે નહિં. આવા પુરૂષમાંજ અલૌકિક સામર્થ્ય અને પરમાત્માનું બળ આવે છે.

આવા પુરૂષોજ ધર્મભાવના સુધારી શકે અને નિર્મળ ભક્તિ માર્ગની સ્થાપના કરી શકે.

આવા પુરૂષોજ જાતે ઉત્તમ તત્ત્વવેત્તા અને વાક્પતિ ( વાણીના સ્વામી ) હોઈ, સ્વામીઓ, આચાર્યો, પંડિતો, શાસ્ત્રીઓ, સાધુ, સંન્યાસી, ભકતો, કવિઓ, અને શુદ્ધ ધર્મમાર્ગે જવાની ઇચ્છા રાખનારના મન ઉપર રાજ્ય કરી શકે.

ઉત્તમ પુરૂષોના જીવનહેતુ પાર પાડવાને પ્રભુ એમને અનુકુળ શરીર સંપત્તિ આપે એમાં નવાઈ નથી, અને આચાર્યશ્રીની બાબતમાં તેમજ બન્યું હતું.

આચાર્યશ્રીની શરીરસંપત્તિ.

આચાર્યશ્રીનું અંગ મધ્યમ કદનું, શ્યામ અને મજબુત બાંધાનું હતું એમ જુની છબીઓ ઉપરથી અને બીજી તજવીજ ઉપરથી માલૂમ પડે છે. અંગ એટલું બધું કસાયેલું હતું કે પરિક્રમણમાં નિત્ય બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠી, નિત્ય નિયમથી પરવારી સૂર્યોદય વખતે પ્રયાણ કરવાનો પ્રારંભ કરતા, અને ત્રણથી છ કલાક સુધી પગે ચાલ્યા પછી મુકામ કરતા. પરિક્રમણમાં આચાર્યશ્રી માત્ર એક વખતજ ભોજન કરતા એમ જણાય છે. જે વખતે જે મળતું તે સંતોષથી શ્રીઠાકોરજીને ધરાવી પોતે આરોગતા અને પોતાનાં માણસોને પ્રસાદ લેવડાવતા. આચાર્યશ્રીના મુખ ઉપર એટલું બધું તેજ હતું કે કોઇ કોઈ વખત એ તેજના પુંજરૂપ દેખાતા.

આચાર્યશ્રીની મૂળ છબી હાલ કીશનગઢના રાજાને ત્યાં સેવાય છે. તે છબી હુમાયુ બાદશાહે આચાર્યશ્રીની પાસે પોતાનો ખાસ ચિતારો મોકલી લેવડાવી હતી,

અને તે છબી મોગલરાજ–ભવનમાં એક અમૂલ્ય જવાહીર તરીકે રાખવામાં આ-વતી. અકબર બાદશાહની તહેનાતમાં નાગરીદાસ કરી એક સરદાર હતા. તેમના ઉપર તેમની નોકરીથી પ્રસન્ન થઈ કાંઈ ઈનામ માગવાને જ્યારે બાદશાહે ફરમાવ્યું ત્યારે નાગરીદાસે બાદશાહ પાસેથી આચાર્યશ્રીની છબી માગી. બાદશાહે તે છબી તેમને સ્વાધીન કરી. આ નાગરીદાસ કીશનગઢના રાજાના પૂર્વજ અને ઘણું કરીને તે રાજ્યના મૂળ પુરૂષ લાગે છે. તે દિવસથી એ છબી કીશનગઢના દરબારમાં છે. આ છબી આચાર્યશ્રીની ઉત્તરાવસ્થાની હોવી જોઈએ, કારણ કે તેમાં માધવભટ્ટ કા-શ્મીરી અને દામોદરદાસની છબી પણ છે; અને આ બન્ને શ્રીસુબોધિની લખાતી હતી ત્યારે આચાર્યશ્રીની સંનિધિમાં હતા. હુમાયુએ ગાદીએ આવ્યા પછી થોડા સમયમાં આ છબી લેવડાવેલી હોવી જોઈએ.

એકાંત વાસ ઉપર પ્રીતિ.

સૃષ્ટિસૌંદર્ય અને એકાંત વાસ તરફ મૂળથીજ આચાર્ય-શ્રીનું વલણ હતું, તેથી પોતે જયાં જયાં પધારતા ત્યાં ત્યાં એકાંત સુંદર સ્થળોમાં ઘણે ભાગે મુકામ કરતા. હાલમાં જે જે સ્થળોમાં આચાર્યશ્રીની બેઠકો છે, તે સ્થળોની રચના અને સ્થિતિથી એ વાત સાબીત થાય છે. લગ્ન કર્યા પછી પણ અડેલ અને ચરણાદ્રિ જેવાં એકાંત સ્થળોમાં પોતે રહેતા, પણ કાશી કે જગન્નાથ જેવાં ગાઢ વસ્તી-વાળાં સ્થળો નિત્ય રહેવાને માટે પસંદ કરતા નહિં.

પ્રભુની ઈચ્છાનાં આંદોલનો.

પ્રભુની સેવામાં, પ્રભુના ધ્યાનમાં, પ્રભુની કથા વાર્ત્તામાં, પ્રભુના ગુણ ગાવામાં, પ્રભુનું માહાત્મ્ય જ્ઞાન પ્રકટ કરવામાં, અને લોકોને કેવળ પરોપકાર વૃત્તિથી, સુગમ ધર્મમાર્ગ બતાવવામાં જે મન નિરંતર ગુંથાયેલું રહે તે મનમાં પ્રભુની ઈચ્છાનાં આંદોલનો પ્રકટ થાય એમાં કાંઈ નવાઈ નથી.

ભગવાનના પ્રેમનાં, એમની ઈચ્છાનાં, એમના પરોપકાર વગેરે અનંત કલ્યાણકારી ગુણોનાં આંદોલનો સતત પ્રકટ થયાંજ કરે છે, પણ તે માત્ર શાંત અને આંતર વૃત્તિવાળાં અંતઃકરણો જોઈ, જાણી, અને અનુભવી શકે છે. પ્રભુ પ્રત્યે ગતિ કરવાનું સૂચવનાર

એમની મુરલીનો મધુર ધ્વનિ સતત્ થયાંજ કરે છે, પણ પ્રભુના ગુણોનું સતત્ શ્રવણ કરનાર કર્ણજ તે ધ્વનિ સાંભળી શકે છે.

ધર્મની ગ્લાનિના સમયમાં, ભક્તજનોને કષ્ટ પડે તેવા સમયમાં, ભક્તજનોની વિરહદશામાં, અને એવા અનેક પ્રસંગોમાં પણ ભગવાનનો પ્રાદુર્ભાવ થાય છે. એટલાજ માટે આચાર્યશ્રી નિરોધલક્ષણમાં કહે છે કે:—

ભગવાનનું પ્રાકટ્ય.

**क्लिश्यमानान् जनान्दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ॥**
**तदा सर्वं सदानंदं हृदिस्थं निर्गतं बहिः ॥७॥**

અર્થ—દુ:ખી થતા એવા પોતાના ભક્તોને જોઇને જ્યારે શ્રી પ્રભુ કૃપાવાળા થાય છે, ત્યારે હૃદયમાં રહેલા એવા સદાનંદ ભગવાન્ બહાર પ્રકટ થાય છે.

અને એટલાજ માટે એ ગ્રંથના સત્તરમા શ્લોકમાં આચાર્યશ્રી કહે છે કે:— **हरिमूर्तिः सदा ध्येया ।** શ્રી હરિની મૂર્તિનું સદા ધ્યાન ધરવું.

ભક્તોનું હૃદય અને પ્રભુ.

પ્રભુ તરફ વળેલા અને એમનીજ ભાવનાથી ભરપુર એવા શુદ્ધ અંત:કરણની અને પ્રભુની વચ્ચે અંતર હોઈ શકતું નથી. ભકતનું હૃદયજ પ્રભુને બિરાજવાની સ્થલી છે. જ્યારે ભકતજન પોતાના દેહ, ઇન્દ્રિયો, અને અંત:કરણના સર્વ વ્યાપાર સપ્રેમ પ્રભુ પરાયણજ કરે છે, ત્યારે ભક્તના અંત:કરણ અને પ્રભુની વચ્ચે પ્રેમરૂપી સૂત્ર દ્વારા સંબંધ થાય છે, અને પ્રભુનું બળ, પ્રભુની ઇચ્છા, પ્રભુનો પ્રેમ, પ્રભુનું ઐશ્વર્ય અને પ્રભુની કૃપા તે સ્નેહસૂત્રદ્વારા ભકતજનના હૃદયમાં પ્રવેશ કરે છે. તે કારણથીજ ભકતજન નિર્બળ હોય તો સબળ થાય છે, અલ્પદર્શી હોય તો દુર્દર્શી થાય છે; સભય હોય તો નિર્ભય થાય છે, ગરીબ હોય તો શ્રીમાન્ થાય છે; કષ્ટમાંથી મુકત થઇ સુખ પ્રાપ્ત કરે છે; અને જે વસ્તુ અશકય દેખાતી હોય તે એની સમક્ષ સુશકય બને છે. **असाधनं ससाधनं करोति ।**

ભકતજન નિ:સાધન છતાં ભગવાન્ વશ થાય એવાં સાધન તેને પ્રાપ્ત થાય છે. ભકત હૃદયની ઇચ્છા પ્રભુની ઇચ્છા રૂપે પરિણામ પામીને તે પરિપૂર્ણ થવામાં પ્રભુનું સામર્થ્ય કામમાં આવે છે.

આચાર્યશ્રીના જીવનમાં જે જે આશ્ચર્યજનક બનાવો બનેલા જોવામાં આવે છે તે સર્વમાં ભક્તિનોજ પ્રભાવ અથવા ભગવદ્દ બલજ છે, કારણ કે ભકતને કંઈ દુર્લભ નથી. ભગવાન્ ભકતાધીન છે, તેથી ભકતજન પ્રભુબળસંપન્ન છે.

ભક્તિ પ્રભાવ.

વિદ્યાનગરના સાર્વભૌમ કૃષ્ણદેવ રાજાની સભામાં વિદ્યા અને જ્ઞાનથી ભૂષિત એવા અનેક આચાર્યો, પંડિતો, શાસ્ત્રીઓ, તત્ત્વવેત્તાઓ વગેરે ધર્મ સંબંધી વાદ કરવા ભેગા થયા હતા, તેમની વચ્ચે તેર કે ચૌદ વર્ષની બાળ વયમાં વાદને માટે હાજર થવું; વળી વૈષ્ણવમાર્ગીયો પ્રથમ હાર્યા હતા અને સ્માર્તાચાર્યને કનકાભિષેક કરવાનું નક્કી થયું હતું તેવા વખતમાં વાદને માટે માગણી કરવી: એ વાદમાં જીતેલાનો પરાજય કરવો, અને હારેલાનો વિજય કરાવવો; સ્માર્તાચાર્યના કનકાભિષેકને બદલે પોતાનો કનકાભિષેક થવાનો પ્રસંગ લાવવો; કૃષ્ણદેવ રાજા અને મહિસૂર, વેત્રવતી વગેરેના રાજાઓએ આપવા માંડેલી સમૃદ્ધિ લેવાની ના પાડવી; ગંગાસાગર, ગોવા, હેમગોપાલ વગેરે ગાઢ અરણ્યમાંનાં સ્થાનોની મુલાકાત લેવી; અને ત્યાં મુકામ કરી રહેવું; વ્યાસાશ્રમ અને એવાંજ અગમ્ય સ્થળોએ જવું; ઘટ સરસ્વતી અને ઘોટક યોગી વગેરેની સિદ્ધિઓની દરકાર કરવી નહિં; રૂસ્તમઅલીએ મુકેલા યંત્રથી ડરવું નહિ, અને હાથ વડે આલેખેલા યંત્રને દિલ્હિને દરવાજે પોતાના સેવકો પાસે ચોડાવવો; હુમાયુ બાદશાહ પાસેથી ગોપાળપુર અને ગોકુળનો પટો મળવો; અને એવા બીજા સર્વ બનાવોમાં ભગવદ્ધર્મની પ્રતિભા ( બળ ) સિવાય બીજું કંઈજ નહોતું.

હુમાયુ બાદશાહે આચાર્યશ્રીને, તેમના પ્રભાવથી પ્રસન્ન થઈને એક એવો

પટો કરી આપ્યો હતો કે, ગોકુળના અમુક ભાગમાં અને શ્રી ગિરિરાજ ઉપર કોઈ યવને વસવું નહિ, અને કોઈપણ પ્રકારની હિંસા કરવી નહિ, તથા શ્રી ગિરિરાજ ( ગોપાળપુર ) ઉપર કોઈપણ પ્રકારનો કર લેવો નહિં.

આચાર્યો મઠ, આશ્રમ આદિ પણ કરતા જાય છે તેને બદલે ગૃહનેજ દાહ કરી, સ્ત્રીપુત્રાદિને કેવળ હરિભકિતનોજ ઉપદેશ કરવો એવી નિઃસ્વાર્થતા ભગવદ્ધર્મ વિના ક્યાં હોય ?

દ્રવ્યની લાલસા, ઠાઠ, અને ડોળ આંતરવૃત્તિને બદલે બહિર્-વૃત્તિ ઉત્પન્ન કરે છે એમ આચાર્યશ્રી સારી પેઠે જાણતા; માટેજ પોતે કોઈપણ પ્રકારનો ઠાઠ કે આડંબર રાખતા નહિ. પોષાકમાં માત્ર ધોતી ઉપરણો ધારણ કરતા. હરિને શરણ થયેલા જે કાંઈ આપતા તે ગૃહણ કરી, તે દ્રવ્ય પ્રભુ પ્રીત્યર્થેજ વાપરતા. અન્યની પાસેથી કાંઈ લેતા નહિં. ભગવદિચ્છાથી દ્રવ્ય વધારે થાય તોપણ તેનો પ્રભુ પ્રીત્યર્થેજ વ્યય કરતા. ગાડી ઘોડા ફેરવવાનું અને મોટા મહેલો બંધાવી રાજાની માફક રહેવાનું આચાર્યશ્રી પસંદ કરતા નહિં. સંસાર વ્યવહારમાં પણ આચાર્યશ્રી મુકતસંગની માફક વર્તતા હતા. સરળ અને સાદું, નિર્મળ જીવનજ ધાર્મિક જીવન થવાને યોગ્ય છે, અને તેવાજ જીવનના દૃષ્ટાંત રૂપ એમનું જીવન હતું. અડેલ ( દેવર્ષિ ) અને ચરણાદ્રિમાં જે મકાનો બંધાવ્યાં હતાં તે પર્ણકુટી જેવાંજ હતાં, અને તેમાંજ એ સંતોષથી રહેતા. સેવા કરવાની રીતભાત પણ સાદી હતી. શૃંગારમાં ગુંજા અને મયૂર ચંદ્રિકા ધરાવતા.

રાજવિભૂતિઓ.

જે રાજવિભૂતિઓ કૃષ્ણદેવ વગેરે રાજાઓ તરફથી એમને મળી હતી તેનો આચાર્યશ્રી કવચિત્‌જ ઉપયોગ કરતા, અને તે પણ દેખાવની જરૂર જણાયેથી, અને શિષ્યવર્ગના સંતોષને માટેજ. નહિંતો એ વિભૂતિઓને તેમજ તમામ જાતની ક્ષુદ્ર સિદ્ધિઓને આચાર્યશ્રી નાશવાન અને ધાર્મિક જીવનમાં બીનઉપયોગી ગણતા.

આચાર્યશ્રી નિત્ય સંતોષથી રહેતા. જે વખતે જે મળી શકે તેમાંજ સુખ માનતા, અને એ પ્રમાણે રહી શ્રી કૃષ્ણની સેવા કરતા. પોતાને શરણે થયેલા વૈષ્ણવોને પણ એવોજ બોધ આપતા. નિબંધમાં આચાર્યશ્રીએ કહ્યું છે કેઃ—

સંતોષ માની સેવા કરવાનો બોધ.

**श्रीकृष्णं पूजयेद्भक्त्या यथा लब्धोपचारकैः ॥**

અર્થઃ—જે વખતે જે ઉપચારો મળી શકે તે વડે શ્રીકૃષ્ણની સેવા કરવી.

ઇશ્વરપ્રણીત વેદ, ઈશ્વરની સાથે એકતા પામેલા મહાત્માઓના રચેલા ગ્રંથો, શ્રીમદ્ભાગવત, રામાયણ વગેરેમાં મળી આવતાં ઈશ્વર વાક્યો વગેરેનું ખરૂં રહસ્ય સમજવાને માટે જેઓએ પોતાનું મન ઇશ્વર તરફ વાળ્યું હોય અને જેઓ શુદ્ધ અને નિર્મળ અંતઃકરણવાળા હોય તેજ ખરા અધિકારી છે. આચાર્યશ્રીના ચરિત્રનું નિરીક્ષણ કરતાં માલમ પડે છે કે એજ આવા ગ્રંથો અને વાક્યોના ખરા અર્થ બતાવવાને સંપૂર્ણ રીતે અધિકારી હતા. આ વાત આચાર્યશ્રીએ નિબંધ વગેરે રચેલાં પુસ્તકો ઉપરથી સ્પષ્ટ રીતે જણાઈ આવે છે.

રહસ્ય બતાવવાનો અધિકાર.

આચાર્યશ્રીનું નિઃસ્વાર્થપણું બેહદ હતું, એ વાત એમણે રચેલા ગ્રંથો અને એમના વર્તન ઉપરથી જાણાય છે. ઘણા રાજાઓએ એમને દ્રવ્ય આપવા માંડયું હતું, પણ એમણે ઘણાને લેવાની ના પાડી હતી, એટલુંજ નહિં પણ આચાર્યશ્રીએ ગુરૂનાં જે લક્ષણ બતાવ્યાં છે, એવાં લક્ષણવાળો ગુરૂ ન મળે તો શું કરવું એના જવાબમાં સ્પષ્ટ રીતે કહ્યું છે કે, તેવે પ્રસંગે માત્ર શ્રીહરિની સેવા કરવી. આ આજ્ઞા નિઃસ્વાર્થપણાની પરિસીમા છે.

નિઃસ્વાર્થપણું.

શ્રુતિગીતામાં આચાર્યશ્રીએ જગતની કે જીવની કે અન્ય દેવની પૂજા કરવાની મના કરી, માત્ર હરિ સેવા કરવાની આજ્ઞા

કરી છે. એ પણ નિઃસ્વાર્થપણાની અને શુદ્ધ અંતઃકરણની નિશાની છે.

આચાર્યશ્રીની છેલ્લી શિક્ષા.

આ ભૂતલ ઉપરની લીલાની સમાપ્તિ પહેલાં બેએક કલાક ઉપર આચાર્યશ્રીએ પોતાના પુત્રો, આપ્તમંડળ અને વૈષ્ણવોને અને તદ્દ્વારા તેમના વંશજો અને તે પછી થનારી પ્રજાઓને જે છેલ્લી શિક્ષા આપી છે તે ઘણી ધ્યાનમાં રાખવા લાયક છે. એ શિક્ષામાં આચાર્યશ્રીએ સ્પષ્ટ રીતે કહ્યું છે કે,

"ભગવાન્ લૌકિક પ્રભુ નથી, કે લૌકિક સમૃદ્ધિ અને લૌકિક વિષયોથી રીઝે; માટે ભગવાનનેજ આપણું સર્વસ્વ ધારી એમનું સર્વભાવથી હંમેશ સેવન, ભજન, કીર્ત્તન વગેરે કરવું." આ શબ્દો નિર્મળ અને ભગવન્મય થયેલા અંતઃકરણમાંથી નિકલ્યા હતા એમ કોણ નહિં કહે ?

શિક્ષાશ્લોક જુઓ પૃષ્ઠ ૩૨૫ ૩૨૬.

લૌકિક મન.

આ દુનિયાં છોડતી વખતે લૌકિકમાં ગુંથાયેલું મન પાછળ રહેલાંએ મીલકતની શી રીતે વ્યવસ્થા કરવી, મકાનો અને સમૃદ્ધિ શી રીતે વહેંચવી, કેમ ચાલવાથી આબરૂ અને સમૃદ્ધિનું રક્ષણ અને પોષણ થાય, વિગેરે શિક્ષા આપે. પણ આચાર્યશ્રીએ પોતાનાં સ્ત્રી, પુત્રો, વૈષ્ણવો વગેરે બધાંને એકજ સલાહ આપી.

આચાર્યશ્રીનું સર્વસ્વ.

લૌકિક મન પોતાની લૌકિક દોલતનો મ્હોટો ભાગ પોતાના પુત્ર, સ્ત્રી, વગેરેને આપે છે, અને બીજાને જુજ આપે છે. આચાર્યશ્રી જેને પોતાનું સર્વસ્વ ગણતા, અને જે એમની ખરી લૌકિક અને અલૌકિક દોલત હતી તે ( ભક્તિ ) બધી એમણે સર્વ મનુષ્યોને, ન્યાત જાત કે સગા સંબંધીના તફાવત વગર આપી છે. એ વાત આચાર્યશ્રીના હૃદયનો વિસ્તાર બતાવે છે.

લૌકિકમાં ગુંથાયેલા મનુષ્યોએ કરેલાં વુઈલો ( વસીયતનામાં) ની સાથે ભગવન્મય થયેલા આચાર્યશ્રીના શિક્ષા શ્લોકરૂપી વુઈલનો અવશ્ય મુકાબલો કરવો જોઇએ.

આચાર્યશ્રીનું વુઈલ: શિક્ષાશ્લોક.

લૌકિક વુઇલો સબરજીસ્ટ્રાર કે રજીસ્ટ્રાર રજીસ્ટર કરે છે, અને આ અલૌકિક વુઇલતો રજીસ્ટ્રાર જનરલ અને વરિષ્ટમાં વરિષ્ટ ન્યાયાધીશે ( ભગવાને ) રજીસ્ટર કરી મંજુર કર્યું છે, અને મંજુરીના શેરાના દાખલા તરીકે આચાર્યશ્રીના વુઇલ નીચે દોઢ શ્લોક ઉમેર્યો છે. આ વુઇલથી વારસામાં મુકેલી સંપત્તિ એમના તમામ અનુયાયી અને વૈષ્ણવોએ આનંદ અને આદરની સાથે સ્વીકારવી જોઇએ.

સિદ્ધાંત તો તેજ કે જેની સત્યતા વિષે દેવ દેવીઓ વિગેરે પ્રતીતિ કરે અને સંન્યાસ તો તેજ કે જેમાં દેહાંત થતા પહેલાં ભગવત્સાક્ષાત્કાર થાય.

આચાર્યશ્રી પાખંડ અને વ્હેમના તો શત્રુ હતા. નિબંધ, શ્રી કૃષ્ણાશ્રય, વગેરેમાં અનેક સ્થળે આચાર્યશ્રીએ પાખંડને ખુલ્લુ પાડયું છે. ધર્મનું ખોટું ડોળ ઘાલનારને વૃથા વેષધરા કહીને તેમનો તિરસ્કાર કરવામાં આચાર્યશ્રીએ કાંઈ બાકી રાખી નથી.

પાખંડ વગેરેનું ખંડન.

તામસ મલિન પ્રકૃતિવાળાઓને ભીતિ હોય પણ શુદ્ધ સત્વમય, જ્ઞાનમય, નિર્ગુણ ભક્ત સર્વત્ર સમદૃષ્ટિ રાખતા હોવાથી તેમને ભીતિનોજ સંભવ નથી. ભૂત, પ્રેત, પિશાચ વગેરેથી આચાર્યશ્રી ડરતા નહિં; તેથી કામવન, ખંભાલિયા અને અન્ય સ્થળોમાં એ નિડરપણે મુકામ કરી રહ્યા હતા. પોતાને શરણે આવનારને પણ ભૂતપિશાચના ડરમાંથી આચાર્યશ્રી મુક્ત કરતા.

આચાર્યશ્રીમાં અલૌકિક સામર્થ્ય હતું એ વિષે ના કહી શકાય એમ નથી. એજ સામર્થ્યથી દોરાઇને આચાર્યશ્રી રૂસ્તમઅલ્લી કાજીએ ગોઠવેલા શિખા અને મુછનો નાશ કરનાર અને દાઢી ઉગાડનાર યંત્ર નીચે થઈ સહી-

અલૌકિક સામર્થ્ય.

